# વિચિત્ર જગત્.

## ભાગ ૨ જો.

( અદ્‌ભુત રસિક નવલકથા. )

લેખક
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.
વઢવાણ સીટી.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

આવૃત્તિ ૧ લી. સં. ૧૯૭૯. પ્રત ૬૦૦.

મૂલ્ય રૂ. ૩.

# પ્રકાશકનું નિવેદન.

"વિચિત્ર જગત્" નો પ્રથમ ભાગ મારા સુજ્ઞ અને સાહિત્ય-રસિક ગ્રાહકોને એટલો બધો પસંદ પડયો હતો કે તેમણે તેના દ્વિતીય ભાગની ઉપરાછાપરી માગણી કરી હતી. પરંતુ તેને પ્રકટ થતાં કેટલાંક અનિવાર્ય કારણોને લીધે આટલી ઢીલ થઈ છે. આજે તે મારા ગ્રાહકો સમક્ષ રજુ કરતાં મને અત્યાનંદ થાય છે.

મારા તરફથી "રસિક નવલકથામાળા" ની યોજના શરૂ થયાને એક વર્ષ થઈ ગયું છે. તેનાં ચાર પુસ્તકો પ્રકટ થઇ ચૂક્યાં છે. વાંચકો તરફથી તેને યોગ્ય ઉત્તેજન મળ્યું છે; અને તેથી મને સંતોષ થાય છે. આ યોજનાનું કેટલાક અન્ય પ્રકાશકોએ અનુકરણ કરીને તેમણે પણ "રસિક નવલકથામાળા" શરૂ કર્યાનું મારા સાંભળવામાં આવ્યું છે. તેમના તરફથી પણ એ માળાના મણકા રૂપે રસિક અને ચિત્તાકર્ષક નવલકથાઓ પ્રકટ થઇ, ગુર્જર સાહિત્યને સમૃદ્ધ બનાવવાનો પ્રયત્ન થાય એવી હું આશા રાખું છું.

અમારા નિયમ તરીકે, આ "વિચિત્રજગત્" નો દ્વિતીય ભાગ હોઇને તેને અમારા "રસિક નવલકથામાળા" ના મણકા તરીકે પ્રકટ કરવાનું અમને યોગ્ય લાગ્યું નથી. તથાપિ માળાના ગ્રાહકોને આ પુસ્તક પોણી કીમતે આપવાનું ઠરાવ્યું છે. જ્યારથી ટપાલખાતાએ પોસ્ટેજનાં ચાર્જમાં વધારો કર્યો છે ત્યારથી અમે અમારા ગ્રાહકો પાસેથી પોસ્ટજ તો લેતાજ નથી.

"રસિક નવલકથામાળા" ના ગ્રાહકોને વિનતિ છે કે તેઓ ચાલુ વર્ષમાં દરેક અકેકો ગ્રાહક વધારી આપવાની કૃપા કરશે.

ચૈત્ર શુદી ૩. સં. ૧૯૭૯
વઢવાણ સીટી.

**પુંજાલાલ ભગવાન પારેખ.**

# પ્રસ્તાવના.

આ દ્વિતીય ભાગને પ્રસ્તાવનાની ખાસ આવશ્યકતા નથી. દ્વિતીય ભાગમાં આ કથાનકનું રહસ્ય પ્રકટ થાય છે; અને બુદ્ધિમાન્ તથા ચાણાક્ષ રાજ્યકાર્યદક્ષો એક અભિમાની તથા દુરાગ્રહી રાણીને પણ નમાવી શકે છે, તે આ દ્વિતીય ભાગ સિદ્ધ કરી આપે છે.

કેવળ જનમનરંજન અર્થે લખાતી નવલકથાઓ કદાચ લોકપ્રિયતા પ્રાપ્ત કરી શકતી હશે, પરંતુ જેમ અમુક ઋતુમાં અમુક જાતનાં પુષ્પો ખીલીને પછી કરમાઈ જાય છે, એવી તે નવલકથાઓની સ્થિતિ થાય છે; જ્યારે કોઈ પણ સિદ્ધાંતને લક્ષમાં રાખીને તેના પ્રતિપાદન અર્થે લખવામાં આવતી નવલકથાઓ દીર્ઘ કાળપર્યંત ટકી રહે છે. આ કથાનક કયા પ્રકારનું છે તે તો વાચકો જ કહી શકે.

આ કથાનક રેનોલ્ડઝની એક નવલકથાનું અનુકરણ છે. કોલેજોના પ્રિન્સિપાલો અને પ્રોફેસરો વિદ્યાર્થીઓને રેનોલ્ડઝની નવલકથાઓ નહિ વાંચવાની ભલામણ કરે છે, પરંતુ તેઓ પોતે તો એ કથાઓ વાંચ્યા સિવાય રહી શકતા નથી. આ કથાનકના અવલોકન પરથી જોઈ શકાશે કે રેનોલ્ડઝની લખેલી તમામ વાર્તાઓમાં અશ્લીલ અને બિભત્સ પ્રસંગો હોય છે, એવો તેના પર મૂકવામાં આવતો આક્ષેપ અતિશયોક્તિ ભરેલો છે. આ કથાનકમાં એવું કશું છેજ નહિ. હા, તે અમીર ઉમરાવોના ભેદોને પ્રકટ કરતો હોઇ, ઇંગ્લાંડનો ધનિક વર્ગ તેના તરફ ઘૃણાની દૃષ્ટિથી જૂએ છે, અને તેનું આંધળું અનુકરણ આપણા દેશમાં થાય છે. ગુજરાતી ભાષામાં રેનોલ્ડઝની નવલકથાનાં પ્રકટ થયેલાં ભાષાન્તરો કે અનુકરણો વિના સંકોચે યુવાન પત્ની કે પુત્રીના હાથમાં મૂકી શકાય તેવાં છે.

આ દ્વિતીય ભાગ પણ પ્રથમ ભાગના જેટલોજ વાચકોના આદરને પાત્ર થઇ પડશે, એ આશામાં હું નિષ્ફળ નહિ થાઉં.

તા. ૨૦-૩-૨૩ મંગળવાર
વઢવાણ સીટી.

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.**

# રસિક નવલકથામાળા.

વાંચકોને વધારે સસ્તી કીમતે સારાં પુસ્તકો પુરાં પાડવાના હેતુથી આ નવલકથામાળાની યોજના કરી છે.

## નિયમો.

૧ પ્રવેશ ફી રૂ. ૧ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઈ શકાય છે. ફીની રકમ મનીઑર્ડરથી મોકલી આપવી અથવા તો વી. પી. ની સાથે વસૂલ કરવા જણાવવું.

૨ ગ્રાહક તરીકે કોઇ પણ વખતે ચાલુ થઈ શકાશે, પરંતુ ઓછામાં ઓછા એક વર્ષ સુધી ચાલુ રહ્યા બાદ જો ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા નહિ હોય તોજ તેમની પ્રવેશ ફી તેમના ખર્ચે પાછી મળશે. એક વર્ષથી ઓછા વખતને માટે ગ્રાહક રહેનારને પ્રવેશ ફી પાછી મળશે નહિ.

૩ જે આ નવલકથામાળાના ગ્રાહકો હશે તેમને નવલકથામાળાનાં તમામ પુસ્તકો **પોણી કીમતે મળશે.**

૪ હાલમાં દરેક વી. પી. બુકપોસ્ટ રજીસ્ટર કરીને મોકલવાનો પોસ્ટખાતાનો કાયદો છે તથા પોસ્ટેજનો ચાર્જ પણ અગાઉ કરતાં બમણો થયો છે; છતાં મારા ગ્રાહકો પાસેથી હું રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ લેવા ઇચ્છતો નથી. ફક્ત તેમણે મનીઑર્ડરનો ચાર્જ આપવો પડશે. એક પુસ્તક રવાના કરવામાં ખર્ચ વિશેષ આવતું હોવાથી બે ત્રણ પુસ્તકો સાથે પણ રજીસ્ટર વી. પી. બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.

૫ ગ્રાહકોને પુસ્તક મોકલતાં વધુમાં વધુ આઠ દિવસ અગા-

૬ દર વર્ષે વધુમાં વધુ ૭ પુસ્તકો પ્રકટ કરવામાં આવશે; અને તે નવલકથામાળાના ગ્રાહકે ખરીદવાં પડશે. જો કોઇ પણ ગ્રાહક વી. પી. બુકપોસ્ટ પાછું ફેરવશે તો તેણે ભરેલી પ્રવેશ ફી જપ્ત કરી, ગ્રાહકના લીસ્ટમાંથી તેનું નામ કમી કરવામાં આવશે.

૭ જો અમારા તરફથી એક વર્ષમાં ૭ કરતાં વધુ પુસ્તકો પ્રકટ થશે તો તે વધારાનાં પુસ્તકો લેવાની ગ્રાહકને ફરજ પાડવામાં આવશે નહિ. તેમની ઇચ્છા હશે તો તે તેમને **પોણી કીમતે મળશે.**

૮ નવલકથામાળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝડ કાગળો, સુંદર છપાઈ અને પાકાં સોનેરી પુંઠાંનાં રહેશે. કોઈ પણ પુસ્તક અપુર્ણ બહાર પાડવામાં આવશે નહિં. જો એકથી વધારે ભાગવાળું હશે તો તેના તમામ ભાગ સાથે બહાર પાડવામાં આવશે.

૯ નવલકથામાળાના ગ્રાહકો સિવાય બીજા સજ્જનોને નવલકથામાળાનાં તમામ પુસ્તકો પુરી કીમતે આપવામાં આવશે; ફક્ત રજીસ્ટર તથા પોસ્ટેજનો ચાર્જ લેવામાં આવશે નહિ.

૧૦ આજસુધી અમે ઘટાડેલી કીમતે પુસ્તકો આપતા, વખતે તેની સાથે ભેટનું પુસ્તક પણ આપતા; પરંતુ હવેથી તે નિયમ બંધ કરવામાં આવ્યો છે.

૧૧ રસિક નવલકથામાળાનાં બહાર પડી ગયેલા પુસ્તકો જો નવા ગ્રાહકોને લેવાં હશે તો સીલીકે હશે તે પુસ્તકો ૧૨॥ ટકા-કમીશનથી મોકલવામાં આવશે; રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ માફ.

પાછળ જણાવેલાં પુસ્તકો નવલકથામાળાના ગ્રાહકોને **પોણી કીમતે મળશે. પોસ્ટેજ તથા રજીસ્ટર ખર્ચ માફ. રૂા. ૧** પ્રવેશ ફી ભરી ગ્રાહક તરીકે નામ નોંધાવો.

**પુંજાલાલ ભગવાન પારેખ,**
વઢવાણ **સીટી.**

# અનુક્રમણિકા.

વાંચવા યોગ્ય

# નવીન નવલકથાઓ.

| નામ. | રૂ.આ.પા. |
|---|---|
| ચમત્કારિક ખૂન. | ૨-૦-૦ |
| આગ્રાના ખજાનાનો ભેદ. | ૨-૦-૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો. | ૨-૦-૦ |
| ભયંકર ભેદ ૧-૨ | ૨-૮-૦ |
| વેર વસૂલ ભા. ૧ ( સચિત્ર ) | ૩-૦-૦ |
| વેર વસૂલ ભા. ૨ ,, | ૩-૦-૦ |
| વિચિત્ર જગત્ ભા. ૧ | ૩-૦-૦ |
| સૌંદર્ય-જ્વાળા, ભા. ૧ ( બીજી આવૃત્તિ. ) | ૨-૦-૦ |
| સૌંદર્ય-જ્વાળા. ભા. ૨ | ૧-૮-૦ |
| પ્રેમની ખુમારી-ભા. ૧ ( સચિત્ર. ) | ૨-૮-૦ |
| પ્રેમની ખુમારી-ભા. ૨ ,, | ૩-૮-૦ |
| સંસારદર્શન. ,, | ૩-૦-૦ |
| અનંગ મોહિની. ,, | ૩-૮-૦ |
| બંસરી બાલા. ,, | ૩-૦-૦ |
| લીલા યાને જ્ઞાતિતંત્ર. | ૨-૮-૦ |

રસિક નવલકથામાળાના ગ્રાહકને દરેક પુસ્તક પોણી કીમતે મળશે. માટે તુરત મંગાવો.

**પુંજાલાલ ભગવાન પારેખ.**

**વઢવાણ સીટી.**

# વિચિત્ર જગત્.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

### વિલક્ષણ પરિણામ.

પ્રથમ ભાગના અંતમાં આપણે જોઇ ગયા કે ઇન્દિરાવતીએ અભયપત્રને લગતો તમામ દોષ પોતાના પર ઓઢી લીધો હતો. એટલે પછી એ સંબંધમાં તેને વિશેષ પ્રશ્ન કરવાની જરૂર રહી ન હતી. આ પ્રમાણે એકાએક આવો વિલક્ષણ પ્રકાર બની આવેલો જોઇને જગતપ્રસાદના મનમાં અત્યંત ખેદ થતો હતો. તે કાગળ તરફ દૃષ્ટિ કરતો ખિન્ન હૃદયે પરંતુ બાહ્યતઃ ગાંભિર્ય ધારણ કરીને બોલ્યો: "હવે આ અભયપત્ર મિત્રગુપ્તનું છે એમ કહેવામાં કશી પણ હરકત નથી."

મિત્રગુપ્ત મોટેથી બોલ્યો: "તો પછી એ અભયપત્ર મને પાછું આપીને આપે મને મોકળો કરવો જોઇએ."

પક્ષપાતી પંચ બોલ્યો: "આ અભયપત્ર તદ્દન ખરૂં છે અને દરેક રીતે પ્રમાણભૂત છે એમ હમણાં થોડી વાર પહેલાં જ જગતપ્રસાદે કહ્યું હતું."

"અને હજુ પણ હું કહું છું કે તે પ્રમાણભૂત છે." જગત-પ્રસાદે જણાવ્યું: "આ અભયપત્રને અનુસરીને જ—"

"આપે મને એકદમ છોડી દેવો જોઇએ!" મિત્રગુપ્તે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરનારા શબ્દોવડે વાક્ય પૂર્ણ કર્યું.

"એમ તો નહિ જ પરંતુ ઉલટો બીજો એક ઘોર અપરાધ તારા ઉપર સાબિત કરવાનો છે!" જગતપ્રસાદ બોલ્યો.

મિત્રગુપ્તના મનમાં એમ આવ્યું કે વસંત-મંદિરમાં જે માણ-સને તેણે આઘાત કર્યો હતો તે મરી ગયો હશે; અને તેની હકીકત જગતપ્રસાદના જાણવામાં આવી હશે. તથાપિ તે બોલ્યો: "મહા-રાજ! આપનું મન મારા વિષયમાં કલુષિત થયેલું હોય એમ લાગે છે. આપ બીજાના કથન ઉપર વિશ્વાસ મૂકીને મને અપરાધી માનો છો."

"ચૂપ રહે!" જગતપ્રસાદ કડકાઇથી બોલ્યો, પછી તે પંચને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "સાંભળો, આ અભયપત્રમાં વૈશાખ શુદી પંચમી પહેલાં કરેલાં ગુન્હાની ક્ષમા આપવામાં આવી છે. ત્યાર-પછી આ અભયપત્ર મેળવનારે જે અપરાધ કર્યો હોય તે માટે કાંઇ તેને માફી આપવામાં આવી નથી. મિત્રગુપ્ત! આ અભયપત્ર મેળવ્યા પછી તું એક મોટા શ્રીમંત ઘરની કન્યાને ઉપાડી ગયો છે કે નહિ?"

"મહારાજ! આવો આરોપ મારા ઉપર મૂકતાં પહેલાં તે છોકરી રાજીખુશીથી મારી સાથે આવી છે કે નહિ એ તેને જ પૂછી જૂઓ." મિત્રગુપ્ત બોલ્યો.

ઇન્દિરાવતી પોતાની જગ્યાપરથી ઉઠીને બોલી: "મહારાજ! અત્યારે મારૂં હૃદય દુઃખથી વિદીર્ણ બની ગયું છે. જે કાંઇ બન્યું

છે તેનો વિચાર કરવામાં કશો ફાયદો નથી. હું આપને વિનંતિ કરૂં છું કે આપે હવે વિશેષ શ્રમ લેવાની જરૂર નથી."

"જગતપ્રસાદ!" પક્ષપાતી પંચ બોલ્યોઃ "કોદી ધોયે કાદવ જ નિકળવાનો. માટે લાંબું નહિ કરતાં હવે આનો જલ્દી નિકાલ લાવો તો સારૂં. એમ માનો કે આ સ્ત્રીએ અભયપત્ર ચોરેલું હોવાથી તથા એક બંડખોરને મદદ કરેલી હોવાથી તેને શિક્ષા થવી જોઇએ એમ જો કોઇ કહે, તો તેને આપ શો જવાબ આપશો ?"

આ પંચને મિત્રગુપ્તને શિક્ષા થાય કે ન થાય, અથવા ઇન્દિરાવતી દોષિત ઠરે કે નહિ, તેની સાથે વિશેષ સંબંધ ન હતો. એ તો માત્ર એકદમ કામસેનને દેહાન્ત શિક્ષા થયેલી જોવાને ઇચ્છતો હતો. પોતે આ તપાસમાં બતાવેલી હૂશિયારી પ્રદ્યુમ્નરાયના ધ્યાનમાં આવી છે તથા તે પોતાને આ મહેનતના બદલા તરીકે સારી બક્ષિસ આપશે, એવી તેને આશા હતી.

પોતે કરવા ગયો એક અને બની ગયું બીજું; એ જોઇને જગતપ્રસાદ ઘોંટાળામાં પડી ગયો. તેનાં નેત્રો સમક્ષ માત્ર કામસેનને મુક્ત કરવાનો એક જ ઉદ્દેશ હતો. આ પક્ષપાતી પંચે સૂચના આપી તે પહેલાં ઇન્દિરાવતી ઉપર અભયપત્ર ચોરવાનો આરોપ સાબિત થશે એવી કલ્પના તેના મનમાં ઉદ્દ્ભવી ન હતી. હવે તેનાં નેત્રો ખૂલ્યાં અને આ તપાસનો જલ્દી નિવેડો લાવવાનો તેણે વિચાર કર્યો. તે બોલ્યોઃ "મિત્રગુપ્ત! મને વિચાર કરતાં એમ લાગે છે કે અત્યારે તારી અધિક તપાસ ચલાવવાની જરૂર નથી. તથાપિ આ બાળિકાના સંબંધમાં કોઇના મનમાં કુશંકા ઉત્પન્ન થાય નહિ તે માટે એટલું કહે કે—"

"મહારાજ! અત્યારે હું મુક્ત છું એમ જ મારે સમજવું ને?" મિત્રગુપ્ત વચ્ચે બોલ્યો.

"અહો, જગતપ્રસાદ! હવે એ માણસને જવા દો." પ્રદ્યુમ્નરાયે કહ્યું: "અત્રે એકત્ર થયેલા ગૃહસ્થોમાં કોઇના પણ મનમાં આ બાળિકાના સંબંધમાં કુશંકા છે જ નહિ. માટે એવો સંશય લાવવાની બિલકુલ જરૂર નથી."

"મારૂં પણ એજ કહેવું છે." સરપંચે અનુમોદન આપ્યું.

"હવે તું આ સ્ત્રીના શુદ્ધ વર્ત્તનના સંબંધમાં ખરી હકીકત કહે અથવા નહિ તો પણ તેની કશી જરૂર નથી." જગતપ્રસાદ બોલ્યો: "એ તારી ખાનદાની ઉપર અવલંબી રહેલું છે. લે તારૂં અભયપત્ર, અને ચાલ્યો જા અહીંથી."

એ સાંભળતાં મિત્રગુપ્તના વદન પર વિજયશ્રી ચમકવા લાગી. તેણે એક વાર ઇન્દિરાવતી તરફ તુચ્છતાપુર્વક જોયું અને તે પંચને નમન કરીને તેમની સામેથી આઘો ખસી ગયો. પરંતુ કચેરીમાંથી બહાર ચાલ્યો નહિ જતાં તેને પકડીને આવેલા સિપાહીઓ જે સ્થળે ઊભા હતા ત્યાં એક ખૂણામાં જઇને ઊભો રહ્યો. તેના મનમાં એક વિલક્ષણ કલ્પના આવી હતી. એ કલ્પનાને સિદ્ધ કરવાને માટે જ તે ત્યાં ઊભો રહ્યો હતો. તેના મનમાં શી કલ્પના આવી હતી, એ આ પ્રકરણના અંત ભાગમાં જણાઇ આવશે.

આટલું બન્યા પછી હવે પોતે કચેરીમાં રહેવું તે ઇષ્ટ નથી એમ ધ્યાનમાં આવતાં ઇન્દિરાવતી પાછલા દરવાજા તરફ જવા લાગી. તે પૂર્ણ નિરાશાથી ઉદાસિન બની ગઇ હતી. પોતે શું કરે છે અથવા ક્યાં જાય છે, એનું તેને ભાન હતું કે નહિ? તેની નિસ્તેજ અને શૂન્ય દૃષ્ટિપરથી એ સમજી શકાતું ન હતું. તે જેમ તેમ કરીને પાછલે દરવાજે થઇને કચેરીની બહાર ગઈ. જ્ઞાનવતી ત્યાં ઊભી જ હતી. તેને જોતાં ઇન્દિરાવતી ધ્રુસકે ધ્રુસકે રડી પડી;

અને તેના ખભાપર મસ્તક મૂકીને ડુસકા ભરવા લાગી. મિત્રગુપ્ત કચેરીમાં છે, એ વાત એ બન્નેના લક્ષમાં ન હતી. કચેરીની પાછલી બાજુએ એક ઓરડી હતી. તે ઓરડીમાં બેસીને થોડી વિશ્રાન્તિ લેવાના હેતુથી જ્ઞાનવતી ઇન્દિરાવતીને ધીમે ધીમે ત્યાં લઇ ગઇ.

જગતપ્રસાદે કામસેનને પંચ સન્મુખ હાજર કરવાની આજ્ઞા કરી. કામસેન અંદર આવતો હતો ત્યારે સિપાહીઓ પાસે ઊભેલા મિત્રગુપ્ત તરફ તેની નજર ગઇ, અને તે પોતાના તરફ જાણે યમદૂતની માફક જોતો હોય એવો કામસેનને ભાસ થયો. મિત્રગુપ્ત અત્યારે મુક્ત હતો. એટલે તેણે કોઇ પણ ઉપાયથી પોતાની મુક્તતા મેળવી લીધી છે એ વાત કામસેનના ધ્યાનમાં આવતાં વાર લાગી નહિ. વળી પેલું અભયપત્ર કામસેનની દૃષ્ટિએ પડે એવી રીતે મિત્રગુપ્તે પોતાના હાથમાં રાખ્યું હતું. એથી પોતાના નસીબમાં શું માંડેલું છે તેનો તર્ક પણ કામસેન તત્કાળ કરી શક્યો. કચેરીમાં હાજર થયેલા ગૃહસ્થોની ગંભીર દૃષ્ટિ જોયા પછી તો તેના મનમાં એ બાબતની શંકા રહીજ નહિ. જગતપ્રસાદે આ વખતે નીચું મસ્તક રાખ્યું હતું. તેની મુદ્રા ખેદમય હતી. પ્રદ્યુમ્નરાય બહારથી દુઃખી મુદ્રા દર્શાવતો હતો; પરંતુ અંતર્યામી તેને સંતોષ થતો હતો, એ કામસેનના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ.

કામસેન અંદર આવ્યો એટલે જગતપ્રસાદે તેને પૂછ્યું: " કામસેન ! તને એક વખત પુનઃ હું પ્રશ્ન કરૂં છું. તારા સંબંધમાં અગાઉ રાણીનો જે હુકમ થયેલો છે, તે અમે અમલમાં ન મૂકીએ એ બાબતમાં તું કશું કારણ દર્શાવી શકે છે ? "

" મેં અગાઉ જે અભયપત્ર આપને દર્શાવ્યું હતું તે લબાડ મિત્રગુપ્તનું છે એવું આપે કયા પ્રમાણથી સિદ્ધ કર્યું; એ મને જણાવવાની કૃપા કરશો ? " કામસેન બોલ્યો.

" અભયપત્ર કોનું છે એ બાબતમાં અમે પૂર્ણપણે વિચાર કરેલો છે." જગતપ્રસાદે કહ્યું: " એ સંબંધમાં હવે વિશેષ બોલવાનું કશું પણ કારણ નથી. તારા જેવા તરૂણનો આમ અકાળે વધ થાય એથી મને અત્યંત ખેદ થાય છે. હું એમ કહેવામાં પણ કશી ભીતિ જોતો નથી કે તારા જેવો શૂરવીર અને હિમ્મતવાન્ તરૂણ રાજ્યને ઘણો ઉપયોગી થઇ પડે તેમ છે. તારા જેવા તરૂણનો અકાળે નાશ ન થાય એવી મારી અત્યંત ઇચ્છા છે. પણ તેનો શો ઉપયોગ! એટલે તને હું પુનઃ પૂછું છું કે રાણીને કરેલી શિક્ષા અમે શા માટે અમલમાં ન મેલીએ તેનું કાંઇ કારણ હોય તો જણાવ."

જગતપ્રસાદે પોતાના છૂટકારા માટે કરેલો પ્રયત્ન નિરર્થક થયો છે, હવે તેના હાથમાં કશું પણ રહ્યું નથી; એવી કામસેનની ખાત્રી થઇ ચૂકી. તે ગંભીરપણે બોલ્યો: " મહારાજ ! મારે હવે કશું પણ વિશેષ કહેવાનું નથી."

ત્યાર પછી જગતપ્રસાદે પોતાની મુદ્રાપર અત્યંત ગાંભિર્યને ધારણ કર્યું. રાણીએ જે જાહેરનામું અગાઉ પ્રકટ કર્યું હતું તથા પોતાના અધિકારીઓ ઉપર જે હુકમ મોકલી આપ્યો હતો તે તેણે વાંચી સંભળાવ્યો. તત્પશ્ચાત્ એ હુકમને અનુસરીને તે કામસેનના શિરચ્છેદનો હુકમ કરવા જતો હતો, એટલામાં કચેરીના દરવાજામાંથી બે યોદ્ધા અંદર દાખલ થયા અને તેથી કામસેનના પ્રકરણનું તદ્દન વિલક્ષણ પરિણામ આવ્યું !

એ વિષયમાં અધિક સ્પષ્ટિકરણ કરતાં પહેલાં આપણે એક વાર ઇન્દિરાવતી તરફ વળીએ. જ્ઞાનવતીએ તેનું સમાધાન કરવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો, પરંતુ તે વ્યર્થ ગયો. તેનું રૂદન એક સરખું ચાલુ જ હતું. કચેરીપર તે મોટેથી રડે એ ઇષ્ટ નહિ એમ ધારીને

જ્ઞાનવતી તેને પોતાના મકાનપર લઇ ગઇ હતી. ત્યાં જઇને કેટલોક સમય રહયા પછી ઇન્દિરાવતીનું હૈયું ખાલી થયું અને તેનું મન શાંત થયું. ઇશ્વર જે કરે તે આપણે સહન કરવું જ જોઇએ, એમ જ્ઞાનવતી તેને વારંવાર કહેતી હતી, અને તે સાંભળીને ઇન્દિરાવતી મનોભાવપૂર્વક ઇશ્વરની દયા પ્રાર્થવા લાગી. ત્યારપછી એકાએક શાંત મુદ્રા ધારણ કરીને ઇન્દિરાવતી બોલીઃ " બાઇ ! આપને હું મારાં સ્વર્ગસ્થ માતુશ્રી તૂલ્ય માનું છું. આપે અત્યારસુધી મારા ઉપર ઘણા ઉપકાર કર્યા છે. આપના એ ઉપકારોમાં એક વિશેષ ઉપકારનો ઉમેરો કરશો ખરાં ?"

" દીકરી તારે જે કાંઇ માગવું હોય તે માગી લે. મારાથી આપી શકાય તેમ હશે તો હું તને આપ્યા સિવાય રહીશ નહિ." જ્ઞાનવતીએ જવાબ આપ્યો.

" ગમે તેમ કરીને પણ એક વખત મારી અને કુમાર કામસેનની મુલાકાત કરાવી આપો." ઇન્દિરાવતી બોલીઃ " હું જો કે અત્યારે દુઃખી બની ગઇ છું; પરંતુ મારી ફરજ છે કે મારા દુઃખને બાજુએ રાખીને મારે એમના મનનું સમાધાન કરવું જોઇએ. હું મણિપુરમાં આવેલી છું એ વાત આ વેળાએ તેમના જાણવામાં આવી જ હશે; અને હવે જો હું તેમનું છેવટનું દર્શન ન કરૂં તો તેમને અને મને ઉભયને કેવું લાગે એની કલ્પના તમે જ કરો; અને આટલી કૃપા મારા ઉપર કરો."

કિંચિત્ વિચાર કરીને જ્ઞાનવતી બોલીઃ " દીકરી ! તારી એ ઇચ્છા હું પૂર્ણ કરી શકીશ એમ મને લાગે છે. હું જઇને પ્રસાદને મળું છું અને તે શું કહે છે એ જોઉં છું. મારી ખાત્રી છે કે તે આ વાત નાકબૂલ કરશે નહિ. પણ જો તું અહીં સ્વસ્થપણે બેસી રહેવાનું વચન આપે તોજ હું કચેરીપર જઇશ !"

પોતાનું દુઃખ ગળી જતી ઇન્દિરાવતી બોલીઃ “ બાઇ! અત્યાર સુધી તમોએ મને આપેલો ઉપદેશ વ્યર્થ ગયો નથી, એ હું તમને પ્રત્યક્ષ કૃતિથી દર્શાવી આપીશ. જૂઓ, હું એકદમ શાંત છું–હું મારૂં દુઃખ તદ્દન વિસરી ગઇ છું–માટે હવે જાઓ–તમે આવશો ત્યાં સુધી હું અહીં શાંતપણે લેશ પણ કલ્પાન્ત કર્યા સિવાય બેસી રહીશ. ”

જ્ઞાનવતી બહાર નિકળી અને કચેરીના પાછળના દ્વાર પાસે આવીને ઊભી રહી. આ વખતે કચેરીમાં કશી ધાંધલ મચી રહેલી તેને લાગી. અર્થાત્ કાંઇ પણ વિશિષ્ટ પ્રકાર બન્યો હશે એવો તેણે તર્ક કર્યો. પાછલી બાજુએ જે નોકરો રહેતા તેઓ પણ કચેરીમાં એકત્ર થયા હતા. એટલે તેઓ પાછા આવે ત્યાંસુધી તે આ સ્થળે ઊભી રહી. કેમકે કોઇ નોકર આવે તો તેની સાથે પોતાના દીકરાને સંદેશો મોકલવાનો તેનો વિચાર હતો.

ઇન્દિરાવતી એકલી મનોભાવપૂર્વક ઇશ્વરનું સ્તવન કરવા લાગી. ઇશ્વરનાં પરમ કારૂણિક કૃત્યોનું એક પછી એક તેને સ્મરણ થવા લાગ્યું. ઇશ્વરે પોતાના અનેક ભક્તોને તાર્યાં છે, તો તે આ સંકટમાંથી કામસેનનો પણ ઉદ્ધાર કેમ નહિ કરે, એવી કલ્પનાનો તેના મનમાં પ્રાદુર્ભાવ થયો. અર્થાત્ એવી રીતે તેનું અંતઃકરણ ભક્તિપૂર્ણ બની ગયું. તેણે નેત્રો વીંચી દીધાં હતાં. તે કામસેનની મુક્તતાને માટે ઇશ્વરને વિનવતી હતી. એવામાં પોતાની પાછળથી કોઇનાં પગલાંનો અવાજ આવ્યો. કદાચ કામસેન તો નહિ આવ્યો હોય, એમ મનમાં આવવાથી તેણે પાછળ દૃષ્ટિ કરી. પરંતુ કામસેનને બદલે મિત્રગુપ્ત તેની દૃષ્ટિએ પડયો.

મિત્રગુપ્તને જોતાં તેના હૃદયમાં અત્યારસુધી દબાઇ રહેલું

દુઃખ ઉછળી આવ્યું, પરંતુ તેણે બૂમ પાડી નહિ. કારણ કે જે સ્થળે પોતે હતી તે સ્થળ કચેરીની નજીકમાં હોવાથી પોતાના એક શબ્દની સાથે પુષ્કળ માણસો અહીં દોડી આવવાની ભીતિ હતી. તે દુઃખી હૃદયે અને તિરસ્કારપૂર્ણ સ્વરે બોલીઃ "દુષ્ટ! હજી પણ તું મારો પિછો છોડતો નથી?"

મિત્રગુપ્ત બોલ્યોઃ "ફક્ત એક જ શબ્દ—કામસેનને તો દેહાન્તશિક્ષા થઇ ગઇ છે. તું જો મારી એક વાત કબૂલ રાખીશ તો હું હજી પણ તેની મુક્તતા કરાવી શકીશ."

"શું તું તેને છોડવી શકીશ? કેવી રીતે?" ઇન્દિરાવતીએ આશ્ચર્યસહ પૂછ્યું.

"તેને દેહાન્તશિક્ષા થવા છતાંયે તે કાંઇ આજે અમલમાં મેલાશે નહિ." મિત્રગુપ્તે કહ્યુંઃ "મારી નૌકાના ખલાસીઓ સહાસિક છે, અને વચ્ચે રાત્રી છે. રાત્રીની વખતે તુરંગ ઉપર હલ્લો કરીને કામસેનને મુક્ત કરવો, એ તો એક ચપટી વગાડવા કરતાંયે સ્હેલું કામ છે."

મિત્રગુપ્તનું આ કથન સાંભળીને ઇન્દિરાવતીના મનમાં આશા અને નિરાશા વચ્ચે ઝઘડો થવા લાગ્યો. તેમાં આશા બળવતી બની અને તે બોલીઃ "મિત્રગુપ્ત! તને તારાં પાછલાં કૃત્યનો પશ્ચાત્તાપ થતો હશે અને જો તું આ વખતે મને આ પ્રમાણે સહાય કરવાને તત્પર થતો હશે તો હું એમ માનીશ કે તારી બુદ્ધિમાં સુધારો થયો છે."

"પશ્ચાત્તાપને હું સમજતો નથી. મારી બુદ્ધિમાં બગાડો થયો જ ન હતો કે સુધારાની જરૂર હોય." મિત્રગુપ્ત બોલ્યોઃ "એવી વાતો કરવાનો આ સમય પણ નથી. જો તારો કામસેન ઉપર ખરો

પ્રેમ હોય તો તું તેને માટે તારા દેહનું ગમે તે કરવાને તૈયાર થાય કે નહિ?"

આ સમયે ઇન્દિરાવતીનું મન આનંદપૂર્ણ બન્યું હતું. તેને કામસેનના રક્ષણ સિવાય બીજું કશું પણ દેખાતું ન હતું. એટલે તેણે લાંબો વિચાર કર્યા સિવાય જ જવાબ આપી દીધો: "હા, પણ તો પછી તું તેનું રક્ષણ જલ્દી કર!"

"માત્ર એક શરત છે." મિત્રગુપ્તે કહ્યું.

"શી શરત છે?" ઇન્દિરાવતીએ પૂછ્યું.

"તું પોતાને ડાહી સમજે છે છતાંયે એ શરત તારા ધ્યાનમાં નથી આવતી?" મિત્રગુપ્ત બોલ્યો.

"શું કહે છે!" ઇન્દિરાવતી ચમકી: "હા, ધ્યાનમાં આવ્યું. તારે જો દ્રવ્ય જોઇતું હશે તો મારા પિતા શ્રીમંત છે. તું માગીશ તેટલું દ્રવ્ય તેઓ આપશે."

"ના, મારી શરત હજી તારા ધ્યાનમાં નથી આવી." મિત્રગુપ્તે કહ્યું: "તું મારી થા, એટલે હું તારી સર્વ ઇચ્છા પૂર્ણ કરીશ. કામસેનને અહીંથી મુક્ત કરી, નૌકામાં બેસારીને પરદેશ મૂકી આવીશ એટલે પછી તે નિર્ભય છે!"

ઇન્દિરાવતી આ ભાષણથી ચકિત બની ગઇ અને મિત્રગુપ્ત સામે જોઇ રહી. તે બોલી: "આ હું શું સાંભળું છું?"

"તું જે સાંભળે છે તે ખરૂં જ છે." મિત્રગુપ્ત બોલ્યો: "ચાલ, જલ્દી જવાબ આપ. માત્ર એક જ શબ્દ–હા કે ના!"

ઇન્દિરાવતી પુનઃ વિચાર કરવા લાગી અને થોડી વારે બોલી: "તું ખાત્રીપૂર્વક તેના પ્રાણનું રક્ષણ કરીશ?"

મિત્રગુપ્ત અભિમાનપૂર્વક બોલ્યો: "તુરંગના જે દરવાજા હાલ

છે તેના કરતાં સોગણા વધારે મજબૂત હોય, પ્રત્યક્ષ લોઢાનાં દ્વાર હોય, તો પણ મારી સામે ટકી શકવાનાં નહિ !"

ઇન્દિરાવતીના મનમાં પરસ્પર વિચારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. છેવટે તે મોટેથી બોલી: "હાય ! હાય ! કામસેનનો પ્રાણ જાય તે કરતાં મારા દેહનું ગમે તે થાય એ હું વિશેષ પસંદ કરીશ. મિત્રગુપ્ત ! જો તું ખરેખર કામસેનનો પ્રાણ બચાવીશ તો હું તારી અધમતાપૂર્ણ શરત પણ કબૂલ કરીશ !"

"ચાલ, ત્યારે ઉતાવળ કર–જો તમે કામસેનનો પ્રાણ બચાવશો તો હું તમારી થઇશ–એવી પ્રતિજ્ઞા કર અને તારા ઇષ્ટદેવના સોગન લે ! હવે દરેક પળ જાય છે તે કીમતી છે !" મિત્રગુપ્ત બોલ્યો.

"જો હવે એ સિવાય એકે બીજો ઉપાય રહ્યો જ ન હોય," ઇન્દિરાવતી કહેવા લાગી: "તો હું એવી પ્રતિજ્ઞા કરૂં છું કે–જો તમે––"

પરંતુ તેજ વખતે દિવાનખાનામાં કોઇનાં પગલાંનો મોટો અવાજ તેના કાનપર અથડાયો. તે દરવાજા તરફ જોવા લાગી; તો "બસ, બસ ! ઇન્દિરાવતી ! પ્રતિજ્ઞા કરવાનું કશુંયે કારણ નથી. હું તદ્દન મુક્ત થયેલો છું અને તને મળવાને માટે આવ્યો છું. આ નીચ અધમ નરરાક્ષસની સાથે થયેલું તારૂં ભાષણ મારા કાનપર આવ્યું છે." એમ બોલતો કામસેન ઇન્દિરાવતી પાસે આવીને ઊભો રહ્યો. તેણે પુનઃ પ્રશ્ન કર્યો: "આ હરામખોર મિત્રગુપ્ત અહીં ક્યાંથી આવ્યો ?"

કામસેનની સાથેના બે યોદ્ધાઓ બોલી ઉઠયા: "કોણ ? 'સરસ્વતી' નૌકાનો તાંડેલ !"

"હા, તેજ !" ઇન્દિરાવતીએ જવાબ આપ્યો.

તેમની સાથે જ આવેલા જગતપ્રસાદે પ્રશ્ન કર્યો: "આ માણસને તમે ક્યાંથી ઓળખો ?"

"અહો, જગતપ્રસાદ! આ હરામખોર વિલાસપુરમાં એક માણસનું લગભગ ખૂન કરીને અહીં ન્હાસી આવ્યો છે. એટલું કારણ પણ એને કેદ કરવાને પૂરતું છે." એક યોદ્ધો બોલ્યો.

એ સાંભળતાં મિત્રગુપ્ત જે સ્થળે બેઠો હતો ત્યાંથી કૂદ્યો અને એક ઉઘાડી બારી તરફ ધસ્યો. પરંતુ તે બારીમાંથી કૂદીને બહાર પડે તે પહેલાં પેલા બે યોદ્ધાઓએ તેને પકડી લીધો. એટલામાં જગતપ્રસાદના નોકરો પણ ત્યાં આવ્યા અને તેમણે મિત્રગુપ્તને ચતુર્ભુજ બનાવ્યો !

## પ્રકરણ ૨ જું.

### સત્યવર્માના બંધુ.

ગયા પ્રકરણમાં જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે બે યોદ્ધા એટલે સત્યવર્માના બે ભાઈઓ સરદાર શ્રીપતરાય અને સરદાર વિશ્વદત્ત હતા. તેઓ બરોબર સમય સર મણિપુરમાં આવી પહોંચ્યા હતા. મણિપુરમાં આવતાં જ કામસેનનું શું થયું એ બાબતમાં તેમણે તપાસ કરી. કચેરી ઉપર તેની તપાસ ચાલે છે એમ જાણવામાં આવતાં તેઓ એકદમ કચેરીમાં ઘુસ્યા અને જગતપ્રસાદ શિક્ષા સંભળાવવાની તૈયારી કરતો હતો એટલામાં તેમણે પેલી રાજમુદ્રિકા બતાવીને તમામને ચકિત કરી દીધા !

શ્રીપતરાય બોલ્યોઃ " મહારાજ ! દેવીએ હમણાં હમણાં અમારા ઉપર કૃપાનો વર્ષાવ કરેલો છે. અમને ત્રણે બંધુને દેવીએ માફી આપી છે ! તે પ્રમાણે કામસેનને પણ ક્ષમા બક્ષીને, એ આનંદ-વર્તમાન જણાવવાને માટે અમને અહીં મોકલ્યા છે. દેવી લેખિત આજ્ઞા આપવાની ભાંજગડમાં પડવાથી વાર લાગે તેમ હતું, વખત થોડો હતો અને જે પળ પસાર થતી હતી તે મોટી કીમતી હતી. એટલે તેમણે લેખિત આજ્ઞા નહિ મોકલતાં આ રાજમુદ્રિકા અમને આપીને અહીં મોકલ્યા છે. "

રાજમુદ્રિકા દષ્ટિએ પડતાં કચેરીમાં એકઠા થયેલા ગૃહસ્થોએ મોટા માન અને નમ્રતાપૂર્વક રાજમુદ્રિકાને પ્રણામ કર્યા. પ્રદ્યુમ્નરાય, ક્ષીરસાગર અને પેલો તેમનો પક્ષકાર પંચ એક બીજાનાં મ્હોં સામે જોવા લાગ્યા. પોતે આટલી ચાલાકીથી જે ઘાટ ઘડયો હતો, તેને આમ એકાએક બગડી ગયેલો જોઇને તેમને મોટું આશ્ચર્ય થયું હતું. સર્વને રાજમુદ્રિકા બતાવ્યા પછી, પેલા બન્ને બંધુ કામસેન પાસે ગયા અને પ્રેમપૂર્વક તેને ભેટયા. કામસેને, અણીને સમયે અત્ર આવીને પોતાના પ્રાણનું રક્ષણ કરવાને માટે તેમનો આભાર માન્યો. પ્રદ્યુમ્નરાયની સ્થિતિ અત્યારે અત્યંત ચમત્કારિક બની રહી હતી. વીંટી ખોટી છે એમ કહેવાની તેની હિમ્મત ચાલતી ન હતી. કામસેનને તેમજ ત્યાં હાજર થયેલા તમામ ગૃહસ્થોને, રાણીએ સત્યવર્મા તથા તેના ભાઇઓ ઉપર દયા કરી હશે એમ લાગ્યું. આમાં સત્યવર્માના બંધુઓની કશી લબાડી હશે, એવી શંકા પણ કોઇના મનમાં આવી નહિ. હવે જો પોતાને એકાન્ત મળે તો સારૂં એવું પ્રદ્યુમ્નરાયના મનમાં આવ્યું. એટલે પોતાના આ બે ભત્રિજાના ખબરઅંતર પૂછવાની કિંવા કામસેનની મુક્તિ

માટે લોકલજ્જાને ખાતર પણ આનંદ પ્રદર્શિત કરવાની પંચાતમાં નહિ પડતાં પ્રધુમ્નરાય આસનપરથી ઉઠયો અને ઉતાવળો ઉતાવળો કચેરી છોડીને ચાલ્યો ગયો. પોતાના માલિકને ઉઠેલો જોઇને તેનો સેવક ક્ષીરસાગર પણ તેની પાછળ ચાલવા લાગ્યો. પ્રધુમ્નરાય જગતપ્રસાદના તબેલા તરફ ગયો. ત્યાં તેનો ઘોડો બાંધેલો હતો. તેના ઉપર બેસીને તેણે એકદમ ચંદ્રદુર્ગનો રસ્તો લીધો. ક્ષીરસાગર પોતાની પાછળ આવે છે કે નહિ, એ જોવાને માટે પણ તેણે પાછળ દૃષ્ટિ કરી ન હતી.

રાણીના હુકમ પ્રમાણે કામસેનની મુક્તતા કરવામાં આવી છે, એમ જગતપ્રસાદે સર્વ પંચને જણાવતાં તેઓ પણ પોતપોતાની જગ્યાએથી ઉઠયા અને કચેરીમાં હવે પોતાને કશું કામ રહ્યું નથી એમ સમજીને પોતપોતાને ઘેર જવા લાગ્યા. જગતપ્રસાદની માતા જ્ઞાનવતીએ કામસેનને ઇન્દિરાવતી પોતાના મકાનમાં છે એમ જણાવ્યું. એ સાંભળીને તેને અત્યંત આશ્ચર્ય થયું. કેમકે ઇન્દિરાવતી મણિપુરમાં આવેલી છે એ તેના જાણવામાં આવ્યું ન હતું. તે મોટી ઉત્સુકતાથી જ્ઞાનવતીની સાથે મકાન પર આવ્યો. પેલા બન્ને ભાઇઓ પણ તેની પાછળ ત્યાંજ ગયા. ઇન્દિરાવતી જે દિવાનખાનામાં હતી તેના તરફ આવતાં ઈન્દિરા અને મિત્રગુપ્ત વચ્ચે ચાલતું ભાષણ કામસેનના કર્ણપર આવ્યું હતું; અને પોતાના પ્રાણને માટે ઇન્દિરા તેના સૌખ્ય ઉપર પાણી છોડવાને તૈયાર થઈ છે એ સાંભળીને, પોતાના ઉપર તેનો અનનુભૂત પ્રેમ જોઇને કામસેન આશ્ચર્યચકિત બની ગયો હતો. તે સોગન ખાવાને તૈયાર થઇ હતી, તેજ પળે કામસેન ત્યાં પહોંચી ગયો અને તેણે ઈન્દિરાને પોતાના બાહુપાશમાં બદ્ધ કરી દીધી.

   

પ્રદ્યુમ્નરાય ઘોડેસ્વાર થઇને ચંદ્રદુર્ગ તરફ જવાને નિકળ્યો હતો. જાણે કોઇ પોતાને પકડવાને પોતાની પાછળ પડ્યું હોય અને તેના સપાટામાંથી પોતે મુક્ત થવા માગતો હોય, એવી રીતે તે જોરથી પોતાના અશ્વને દોડાવતો હતો. મણિપુરમાંથી નિકળીને તે ચંદ્રદુર્ગમાં પોતાના મકાનપર આવી પહોંચ્યો ત્યાંસુધી તેણે મુખમાંથી એક શબ્દસરખો કાઢ્યો ન હતો. જે પ્રમાણે પ્રાણસંકટ આવ્યું હોય અને તેમાંથી બચવાને માટે એક માણસ પલાયન કરતો હોય, તે પ્રમાણે તે એકસરખો પલાયન થતો હતો. પણ તે પ્રાણસંકટથી દૂર જતો હતો કે એ સંકટ ઉલટું તેની નજીક આવતું હતું, એ કોણ કહી શકે?

મકાનમાં દાખલ થઇને તે તુરત પોતાના દિવાનખાનામાં ગયો. તેણે એ દિવાનખાનાનો દરવાજો અંદરથી બંધ કરી દીધો. હવે પોતાની આબરૂ બચાવવાને માટે શો ઉપાય કરવો, એ બાબતનો તે એકાંતમાં વિચાર કરવા લાગ્યો. એ પ્રમાણે તે વિચારગ્રસ્ત બની રહ્યો હતો તે વખતે થોડી વારે કોઇએ દરવાજા ઉપર ધક્કો માર્યો. એથી પોતાના વિચારમાં વ્યત્યય આવેલો જોઇને તે સંતપ્ત બન્યો. ક્ષીરસાગર દ્વાર પાસે આવ્યો છે એવી તેની ખાત્રી થતાં તેણે દ્વાર ખોલ્યું અને તે રોષપૂર્વક બોલ્યોઃ "કેમ! એટલામાં મારા સિવાય તને ચાલતું નહતું?"

"આપનાપર આ પત્ર આવ્યો છે." એમ કહીને ક્ષીરસાગર કટાક્ષપૂર્વક બોલવા લાગ્યોઃ "મહારાજ! આપની તમામ બાજી ઉલટાઈ ગયેલી માલૂમ પડે છે. આપ મોટા માણસ છો. આપનો બચાવ ગમે તેવી રીતે આપ કરી લેશો એમ આપ ધારતા હશો. પણ ન કરે નારાયણ ને કાંઇ વિપરિત પ્રસંગ આવ્યો તો મારૂં શું થશે?"

"તારે જે જોઇએ તે એકદમ મારી પાસેથી માગી લે." પ્રદ્યુમ્નરાયે કહ્યું: "આ સમય કાંઈ વાદવિવાદ કરવાનો કિંવા તર્કકુતર્ક કાઢવાનો નથી-પણ આ પત્ર ક્યાંથી આવ્યો છે?"

"આપના ચીરંજીવીનો પત્ર છે. આપણે અહીં આવ્યા તે પહેલાં જ જાસુસ અહીં આવી પહોંચ્યો હતો." ક્ષીરસાગરે કહ્યું.

"કોનો? સૂર્યદત્તનો પત્ર!" પ્રદ્યુમ્નરાયે પૂછ્યું: "લાવ અહીં. વારૂ, જો તને હવે આ મકાનમાં રહેવામાં જોખમ છે એમ લાગતું હોય તો તું ક્યાંય દૂર દેશ ચાલ્યો જા. તારે જે કાંઇ રકમ જોઈતી હોય તે આપણા કારભારી પાસેથી માગી લે, જા!"

પ્રદ્યુમ્નરાયનું એ ભાષણ સાંભળીને ક્ષીરસાગર ખુશ થયો અને બોલ્યો: "સરદાર સાહેબ! આજ સુધી મેં આપની નોકરી ઇમાનીથી કરેલી છે તેનો મને યોગ્ય બદલો મળશે એવી મારી ખાત્રી છે." એમ કહી પ્રણામ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યારપછી પ્રદ્યુમ્નરાયે મોટી ઉત્સુકતાથી પેલો પત્ર ખોલીને વાંચવાનો પ્રારંભ કર્યો. એ પત્રમાં નિમ્નલિખિત હકીકત વાંચીને તેના મનની કેવી સ્થિતિ થઇ હશે તેનો વિચાર વાચકો પોતે જ કરી લેશે:—

"પરમપૂજ્ય પિતાજીના ચરણમાં સહસ્રાવધિ પ્રણામપૂર્વક વિનતિ:-પિતાજી! અત્યારે જે સ્થિતિમાં હું આ પત્ર લખું છું એવી સ્થિતિ મને કદી પણ પ્રાપ્ત થઇ નથી. મને આ પત્ર લખવાની પણ ફુરસદ નથી. 'માલતી' નામની એક કુમારિકા છે. તેના એ નામ સિવાય કોઇને તેના સંબંધમાં બીજી કશી પણ માહિતી નથી. એ કુમારિકા સુંદર અને તરૂણ છે. તેની સાથે મારૂં લગ્ન કરવાનો દેવી ઈન્દિરાવતીએ નિશ્ચય કર્યો છે. આ લગ્નમાં પ્રથમ મેં વાંધો લીધો હતો. પરંતુ રાણીએ મને જે ધમકી આપી હતી, તેને લીધે

રાણીનું કહેવું મારે કબૂલ કરવું પડયું છે. રાણીના મુખના તમામ શબ્દો મારાથી જેવા ને તેવા લખી શકાય તેમ નથી! તેણે આપના ઉપર ઘણો મોટો આરોપ મૂક્યો છે. આપ ખૂની છો એવી તેની કલ્પના છે. આટલું પણ હું લાઇલાજ થઇને લખું છું. કેવળ આપના ઉપર આવેલું સંકટ ટાળવાના હેતુથી મેં રાણીને હા પાડી છે; એ હું આપને ખાસ જણાવું છું. પિતાજી! આપે ખરેખર એવું કશું કર્યું નથીને? બાપુ! મારી આપને એવી વિનતિ છે કે આપ જરી પણ વિલંબ નહિ કરતાં સુતાર અને કડીયાને બોલાવીને પેલો દાદર તોડી નાખો! એ ભયંકર દાદરથી આપણા ખાનદાન કુળના નામને કલંક લાગશે!"

આટલી હકીકત લખ્યા પછી બાકીનો મજકુર અસંત ત્વરાથી લખાયો હોય એમ પત્રના બાહ્ય સ્વરૂપ ઉપરથી લાગતું હતું.

"ઉપરની હકીકત લખ્યા પછી અત્યંત વિલક્ષણ ઘટના બની ગઇ છે. માલતી રાજમહેલમાંથી ન્હાસી ગઈ છે, અને સત્યવર્મા પણ સરકારના હાથમાંથી છૂટી ગયો છે. આપની વિરૂદ્ધમાં તેણે જ રાણી પાસે વાત કરી છે. એ આપના ભત્રિજાના જ કથનથી આપને પકડવામાં આવે એ સંભવિત છે. સત્યવર્મા એ આપનો શત્રુ છે એમ સમજજો. કેમકે આપે જ તેને આપનો શત્રુ બનાવ્યો છે. માટે બાપુ! હું આપને હાથ જોડીને વિનતિ કરૂં છું કે આપ એ દાદરને વગર વિલંબે તોડી પાડજો. આપ બિલકુલ સાવધ રહેજો. આપના મકાનમાં એકાદું ભયંકર યંત્ર હતું એવો કોઇને સંશય સરખો પણ ન આવે એવી તે દાદરની વ્યવસ્થા કરી નાખજો. આથી વિશેષ શું લખું?"

એ પત્ર વાંચતાં પ્રદ્યુમ્નરાયના મુખ ઉપર પ્રેતકળા આવી ગઇ.

સંકટની જાળમાં અત્યારે પોતે પૂર્ણપણે ફસાઇ ગયો છે, એમ તે સમજી ચૂક્યો. તેને હવે જે વિશેષ ભીતિ લાગતી હતી તે સત્યવર્માની. કારણ કે સૂર્યદત્તના પત્ર ઉપરથી તે સરકારના હાથમાંથી છૂટી ગયો હતો એમ તેના જાણવામાં આવ્યું હતું. તથાપિ તેને ક્ષમા નહિ મળી હોય અને તે ન્હાસી ગયો હશે એવું પ્રદ્યુમ્નરાયને લાગ્યું ન હતું. કારણ કે તેણે હમણાં જ મણિપુરમાં રાણીની રાજમુદ્રિકા જોઇ હતી! એ પ્રમાણે અનેક પ્રકારના વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. તે વખતે બહાર કોઇ મોટેથી બોલતું હોય એવો અવાજ તેના કાનપર આવ્યો. તે લક્ષ આપીને સાંભળવા લાગ્યો તો નીચે જણાવ્યા મુજબ સંભાષણ તેને કર્ણગોચર થયું:—

"વરધી આપવાની કશી જરૂર નથી. અમારી વરધી અમેજ આપીશું!"

"અમે કાંઇ મ્હેમાન નથી. ઘરના જ માણસો છીએ. અમે સરદાર સાહેબના ભત્રિજા છીએ."

આ લોકોના અવાજપરથી તે કોણ હશે એ જાણવાનો પ્રદ્યુમ્નરાય પ્રયત્ન કરતો હતો; તેજ વખતે તેઓ અંદર આવ્યા. તેમને જોતાં જ આનંદી મુદ્રા કરીને પ્રદ્યુમ્નરાયને એમ કહેવાની ફરજ પડી કે "છોકરાઓ, આવ્યા? બહુજ સારૂં થયું! આજે તમે અહીં આવશો જ એવી મારી કલ્પના હતી."

"એમ આપને લાગે જ કેવી રીતે?" શ્રીપતરાય બોલ્યો.

"એટલે? તમારે ને મારે કાંઇ વૈર છે કે શું?" પ્રદ્યુમ્નરાયે કહ્યું.

"અહો, કાકાસાહેબ! આથી વળી અધિક વૈર બીજું શું?" વિશ્વદત્તે જવાબ આપ્યો; "આપના બન્ને પ્રયત્નો નિષ્ફળ

ગયા; નહિ તો આપે તો અમારા ભાઇ સત્યવર્મા તથા કામસેનના પ્રાણ લેવાનો ઉપાય યોજ્યો હતો. ”

“ અરે, આ તમે બોલો છો શું?” પ્રદ્યુમ્નરાય બોલ્યો: “ એટલા માટે જ તમે અહીં આવ્યા છો કે શું?”

“ કાકા સાહેબ!” શ્રીપતરાય બોલ્યો: “ વિચાર કરો, આપની આબરૂને કલંક લગાડવાનો અમારો બિલકુલ ઇરાદો નથી. આપ શું, અમે ત્રણ બંધુ શું, કે કામસેન શું, એ કોઇની પણ આબરૂ જાય તો એક જ કુળને બટ્ટો લાગે તેમ છે! એટલે અમારા મનમાં આપને બેઆબરૂ કરવાનો વિચાર છે જ નહિ. એટલા માટે હું કહું છું કે આપ પેલા ઘાતકી સાધનનો નાશ કરી નાખો. પછી આપ તો શું પણ આ મકાનમાં રહેનાર બીજો કોઇ પણ મનુષ્ય એમ સહજમાં જીવ લઇ શકશે નહિ!”

શ્રીપતરાય આ પ્રમાણે જો કે સ્પષ્ટ બોલતો હતો, તો પણ પોતાના અપરાધ ઉપર પડદો નાખવાની તેની ઇચ્છા છે એ પ્રદ્યુમ્નરાયના ધ્યાનમાં આવતાં તેના જીવમાં જીવ આવ્યો અને તે ધીમેથી પણ સ્હેજ તોરમાં બોલ્યો: “ અહો! તમને બન્નેને નિશો ચડ્યો હોય એમ લાગે છે. તમે અધુંપધું બોલો છો એથી હું બિલકુલ સમજી શકતો નથી. તમે છો, નહિ તો જો બીજો હોત તો હું કદી પણ સહન કરત નહિ!”

“ અહો, કાકાસાહેબ!” વિશ્વદત્ત બોલ્યો: “ આપની ચતુરાઇ અમારી પાસે ચાલવાની નથી. ”

શ્રીપતરાયે ઉત્તર દીધો: “ અહો, કાકાસાહેબ! અમે આપને સમયસર સાવધ કરીએ છીએ તે માટે અમારો ઉપકાર માનો!

આપ જ્યાં સુધી પેલા દાદરને સુતાર અને કડીયાને બોલાવીને દુરસ્ત નહિ કરાવો ત્યાંસુધી અમે સ્વસ્થ બેસીશું નહિ."

પ્રદ્યુમ્નરાય જાણે અત્યંત આશ્ચર્યચકિત બની ગયો હોય તેવો દેખાવ કરીને બોલ્યો: "શું કહો છો? દાદર!"

શ્રીપતરાય બોલ્યો: "આથી પણ વિશેષ સ્પષ્ટપણે કહેવું પડશે કે શું? સાંભળો ત્યારે, બીજા માળપર જવા માટે એક ચાલના મુખ પાસે જે દાદર છે તેની નીચે ઊંડો કૂવો છે, અને તે દાદરપર ચડનાર મનુષ્ય નીચે કૂવામાં પડીને યમદેવને શરણ થઇ જાય એવી યંત્રરચના કરવામાં આવી છે, એ તો તમે કબૂલ કરો છો ને?"

પ્રદ્યુમ્નરાય મોટેથી હસતો બોલ્યો: "વાહ વાહ! આવી વાત મેં ન્હાનપણમાં સાંભળી હતી ખરી. મારી મોટી મા મને એવી વાત ઘણી વાર—"

વિશ્વદત્ત વચ્ચેજ બોલી ઉઠયો: "એ એવી રીતે નહિ સમજે, આ બુઢ્ઢાની પૂરેપૂરી ફજેતી કરવી પડશે."

"આ સંબંધમાં હું તમારી સાથે વાદ કરવાને ઇચ્છતો નથી." પ્રદ્યુમ્નરાય બોલ્યો: "પ્રત્યક્ષ તમને જ ત્યાં લઇ જઇને તમારી ખાત્રી કરી આપું છું. તમે પોતે એ દાદર જોઇને તમારી ખાત્રી કરી લેશો, એટલે મારા પગ પકડીને મારૂં અપમાન કરવા માટે મારી માફી માગશો! ચાલો મારી સાથે મને પ્રત્યક્ષ જૂઓ!"

એમ કહીને પ્રદ્યુમ્નરાય એ દિવાનખાનામાંથી બહાર પડયો. બે ત્રણ દિવાનખાનાં ઓળંગીને બહાર પડયા પછી તે એક ચાલીમાં આવ્યો. ચાલીની છેવટે એક દાદર હતો. પેલા બે જણા પણ પ્રદ્યુમ્નરાયની સાથેજ હતા. આ દાદર પાસે એ બન્નેને લાવ્યા

બાદ પ્રદ્યુમ્નરાય બોલ્યો: "આ મકાનમાં ખાનગી દાદર આ એક જ છે. તમે અત્યંત બારિકાઇથી તપાસી જૂઓ અને તમારા મનની ખાત્રી કરી લ્યો. તમે કહો છો તેમ આ દાદર જો વચ્ચેથી તુટી પડે તેમ હોય તો તો એમાં કોઇ પણ સ્થળે ભેગ, તડ, ચીર કે એવું કાંઇ હોવું જોઇએ !"

"એમ અમે તમારા બોલવાથી ફસાવાના નથી." વિશ્વદત્તે કહ્યું: "બાહ્ય સૌંદર્ય જેટલું અધિક તેટલું જ અંદરથી તે ભેદ ભરેલું હોય છે; એવો પુષ્કળ વાર અનુભવ થયેલો છે."

"મોટી મોટી નદીઓ ઉપરના પૂલ પણ તે જ્યાંસુધી પડી જાય છે, ત્યાંસુધી દેખાવમાં સારા અને મજબૂત હોય છે!" શ્રીપતરાયે જણાવ્યું.

"એટલે તમારૂં કહેવું એવું છે કે આના ઉપર ચડી જવું એ જોખમનું કામ છે?" પ્રદ્યુમ્નરાયે પૂછ્યું,

"જો તેરમું પગથીયું ચૂકવી દઇએ તો પછી જવામાં હરકત નહિ." વિશ્વદત્તે કહ્યું.

"અહો, કાકાસાહેબ! અમને સર્વ માલૂમ છે. હવે ઇન્કાર જવામાં કશો સાર નથી." શ્રીપતરાય બોલ્યો.

પ્રદ્યુમ્નરાય ક્રોધપૂર્વક તેમની સામે જોતો બોલ્યો: "મૂર્ખાઓ! જૂઓ-ખાત્રી કરો!"

એમ કહીને પ્રદ્યુમ્નરાય ધીમેધીમે તે દાદરપર ચઢવા લાગ્યો. તે વખતે તે મોટા અવાજે દરેક પગથીયું ગણતો હતો: "એક-બે-ત્રણ-ચાર-પાંચ-છ-સાત-આઠ-નવ-દશ-અગીયાર-બાર-તેર—"

પરંતુ તેરનો આંકડો તેના મ્હોંમાંથી કાંઇ પૂરેપૂરો બહાર પડયો નહિ! કેમકે તેના પગ નીચેનું પગથીયું હલ્યું અને "મૂઓ"

એમ વચ્ચે જ તેણે ઉદ્‌ગાર કાઢયો. દાદરની નીચેના ઊંડા કૂવાનું મ્હોં ખૂલ્લું થયું અને પ્રદ્યુમ્નરાય તે કૂવામાં જઈ પડયો. કૂવાના પાણીમાં મોટો ધબાકો થયો અને પછી શુમશુમકાર બની ગયું.

આ બે ભાઈઓ તો આ પ્રકાર જોતાં જાણે જમીનની સાથે ચોટી ગયા હોય તેવા બની ગયા. ભયને લીધે તેમના મુખમાંથી એક શબ્દ પણ નિકળતો ન હતો. તે ગભરાઈને એક બીજાના મુખ સામે જોતા સ્તબ્ધ ઊભા રહ્યા.

જે રાત્રીએ ક્ષીરસાગરે દાદરને દુરસ્ત કરવાનું કાર્ય કર્યું હતું; તે વખતે તેને ઉંઘ આવતી હોવાથી તેણે ઉતાવળે કામ પૂર્ણ કર્યું હતું. યંત્રરચના બરોબર કરીને દાદર તૂટી ન પડે એવી જે છેવટની યોજના કરવાની પ્રદ્યુમ્નરાયે તેને સૂચના કરેલી, તે યોજના વિસ્મરણને લીધે તેવી જ રહી ગઈ. અર્થાત્ બીજાને પાડવાને માટે ખોદેલા ખાડામાં પ્રદ્યુમ્નરાય પોતેજ જઇ પડયો !

---

## પ્રકરણ ૩ જું.

---

### કામસેન અને ઇન્દિરા.

આવી રીતે અકલ્પિત યોગાયોગથી અકસ્માત પરસ્પર મેળાપ થવાથી કામસેન અને ઇન્દિરાને જે આનંદ થયો હતો તેનું વર્ણન કોણ કરી શકે? કામસેનને પોતાની પાસે આવતો જોઈને ઈન્દિરાએ આગળ આવીને તેને પ્રેમાલિંગન આપ્યું, અને તેની છાતીપર મસ્તક રાખીને તે સ્ફુંદત સ્ફુંદત રડવા

લાગી. એ પ્રસંગે તેમને પરસ્પર અનેક વાતો કરવાની હતી, અનેક પ્રશ્નો પૂછવાના હતા. કામસેન અને કામરાજ એ બે જુદી વ્યક્તિ ન હોતાં એક જ વ્યક્તિ છે એવું પોતાના પિતાના મુખથી જ્યારે ઇન્દિરાવતીના જાણવામાં આવ્યું હતું, ત્યારે તેને જે અત્યાનંદ હતો તે અત્યારે કામસેનની પાસે પ્રકટ કરવાની તેની ઇચ્છા હતી. પરંતુ કેટલોક સમય સુધી તેના મુખમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહિ. કેટલીક વારે તે બોલીઃ " મારા પિતાએ મિત્રગુપ્તને દીવાકર માનીને તેની સાથે મારૂં લગ્ન નક્કી કર્યું હતું. તે વખતે તેની સામે મેં વાંધો લીધો ન હતો, એથી આપને મારે માટે માઠું તો લાગ્યું નથી ને ?"

" પ્રિયે ! તારા પ્રેમના સંબંધમાં મારા મનમાં કદી પણ શંકા આવવાની નથી." કામસેને કહ્યું: " કારણ કે તારો મારા ઉપર કેટલો પ્રેમ છે તેની પુષ્કળ વેળા મારા મનમાં ખાત્રી થઇ ચૂકી છે." એમ કહીને તેણે તેને પુનઃ આલિંગન આપ્યું.

ત્યાર પછી તેણે મિત્રગુપ્ત પોતાને કેવી રીતે ફસાવીને લાવ્યો એ સંબંધમાં પોતાને જે માહિતી હતી તે કામસેનને જણાવી. પોતાને પેલું અભયપત્ર કેવી રીતે મળ્યું, તેનાપર કોઇનું નામ ન હોવાથી તે કામસેનને ઉપયોગી થઈ પડશે એવું પોતાના મનમાં આવ્યું, પોતાના વફાદાર અશ્વપાલ જંગાલની સહાયથી મણિપુર આવવાનો વિચાર કર્યો, અશ્વપાલનું મન પોતાના તરફ વાળી લીધું, વસંત-મંદિરના બાગમાંથી અશ્વશાળા તરફ જવાની હકીકત, મિત્રગુપ્તને જંગાલ સમજીને તેની સાથે ખાડી સુધી જતાં માર્ગમાં શું બન્યું, વગેરે સર્વ હકીકત તેણે કામસેનને જણાવી. પોતે જેની સાથે

આવી છે, તે જંગાલ નહિ પણ મિત્રગુપ્ત છે, એવું જ્યારે જાણ-વામાં આવ્યું ત્યારે તે અભયપત્ર કામસેનના હાથમાં પહોંચાડવાના સંબંધમાં કેટલી બધી નિરાશા થઇ હતી, અને પોતાની સાથે જ્યારે મિત્રગુપ્ત ઉદ્ધતપણે ભાષણ કરતો હતો ત્યારે પોતાનું અંતઃકરણ કેટલું બધું વિદીર્ણ થયું હતું, એ હકીકત કહેતાં કહેતાં ઇન્દિરાવ-તીનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી! છેવટે તેણે જણાવ્યું કે "મિત્રગુપ્તે જો હું તેને તેની સાથે લગ્ન કરવાનું વચન આપું તો તમને કારાગૃહમાંથી મુક્ત કરવાનું વચન આપ્યું હતું. હું તેને વચન આપવાને તૈયાર થઇ હતી. કેમકે કોઈ પણ રીતે તમારો બચાવ થાય એવી મારી ઇચ્છા હતી. પરંતુ તમે એમ ધારો છો કે તો પછી મેં તેની સાથે લગ્ન કર્યું હોત? નહિ, તમે મુક્ત થયા છો એવા સમાચાર મળતાં બીજી જ પળે હું પ્રાણત્યાગ કરીને પરલોકમાં તમારી રાહ જોતી બેસી રહેત! પરંતુ નીચ મિત્રગુપ્તને મારા હસ્તનો કદી પણ સ્પર્શ થવા દેત નહિ!"

આ હકીકત શ્રવણ કરતાં કામસેનનું હૃદય ભરાઈ આવ્યું હતું. તે બોલ્યોઃ "પ્રિયે! મારે ખાતર તારે આટલાં બધાં સંકટો વેઠવાં પડયાં! પરંતુ હું તને ખરૂં કહું છું, તુરંગમાં મને પણ તારૂં સ્મરણ થતાં અત્યંત ઉદ્વેગ થતો હતો. રાત્રી દિવસ તારા સિવાય બીજું કશું ધ્યેય મારી દૃષ્ટિ સમક્ષ ન હતું!"

ઈન્દિરાવતીએ કહ્યુંઃ "હું મિત્રગુપ્તના હાથમાં સપડાઇ ગઇ છું એવું મારા ધ્યાનમાં આવતાં હું મૂર્ચ્છિત બની ગઇ હતી. જ્યારે હું સાવધ થઇ ત્યારે હું એક નૌકામાં છું એવું મારા ધ્યાનમાં આવ્યું. નૌકા મોટા વેગથી ખાડીમાંથી પસાર થતી હતી. મને શુદ્ધિમાં આવેલી જોઇને મિત્રગુપ્ત મારી પાસે આવ્યો, અને સભ્યતાનો

દેખાવ કરીને તે બોલ્યોઃ 'ઇન્દિરાવતી! તારી સાથે અમર્યાદ વર્ત્તન કરવાની મારી ઇચ્છા નથી. થોડા સમયમાં જ આપણી નૌકા સૂર્યપુર જઈ પહોંચશે. ત્યાં ગયા પછી કશો પણ વિલંબ નહિ કરતાં હું તારી સાથે સશાસ્ત્ર વિવાહ કરીશ. કેટલાક દિવસો પહેલાં તારા પિતાએ આપણા ઉભયનો વિવાહ નિશ્ચિત કરેલો હતો. પરંતુ તે વખતે મારી ઇચ્છા પૂર્ણ થઇ ન હતી. એ હું હવે પૂર્ણ કરીશ. એ વખતે હું દીવાકર હતો પણ અત્યારે મિત્રગુપ્ત છું. નામ બદલવાથી કાંઇ વિશેષ ફેર પડી જતો નથી!' એમ બોલતાં બોલતાં મને લોભાવવાના હેતુથી તે હાસ્ય કરતો બોલ્યોઃ 'હું તને સારી રીતે રાખીશ. તું કોઇ બદમાશના હાથમાં પડી છે એમ તારા પિતાને કહેવાનો તને પ્રસંગ નહિ આવે, તારી યોગ્યતા હું જાણું છું અને તારી યોગ્યતા પ્રમાણે હું તને રાખીશ. આમ છતાંયે તું મારો તિરસ્કાર કરીશ તો પછી મારે કઠોર થવું પડશે. આ નૌકા ઉપરથી ન્હાસી જવાનું તારે માટે શકય નથી. આ નૌકાના નીચેના મજલાપર એક ઓરડી છે, એ હુ તારા તાબામાં સોંપીશ. આપણે એક બે દિવસમાં જ સૂર્યપુર પહોંચીશું. કારણ કે, પવન અનુકુળ છે. ત્યાં સુધી તારી પરવાનગી સિવાય હું પણ તારી ઓરડીમાં આવીશ નહિ.' એ પ્રમાણે તે બોલ્યા કરતો હતો. પણ મેં તેને કશો પણ જવાબ આપ્યો નહિ. તથાપિ તેના એ ભાષણ ઉપરથી એટલું હું સમજી શકી કે હું આ નૌકામાંથી જમીન પર ઉતરૂં ત્યાં સુધી તેના તરફનો કશો ભય નથી. એથી મારા મનને સ્હેજ સંતોષ થયો અને મારી ચિંતા ઇશ્વરને સોંપીને હું તે નૌકાના નીચલા મજલામાં આવેલી ઓરડીમાં જઇને બેઠી."

"મિત્રગુપ્તે તે વખતે જે વિચાર કર્યો હતો તે દીર્ઘદર્શિતા-

યુક્ત હતો એમજ કહેવું જોઇએ. એક વખત લગ્ન થયા પછી તું ફરવાની નથી, અને એ વાત લક્ષ્મીધન શેઠના જાણવામાં આવે તો તે પણ તારા કલ્યાણ તરફ લક્ષ આપીને તેના સર્વ અપરાધ ઉપર પડદો નાખશે, એવું તે વખતે તેના મનમાં આવેલું હોવું જોઇએ. વારૂ, ઇન્દિરાવતીકું! જંગાલને બદલે મિત્રગુપ્ત તારી સાથે આવ્યો હતો એમ તેં કહ્યું; પણ તારો ભેત તેના જાણવામાં કેવી રીતે આવ્યો અને જંગાલને તેણે કેવી રીતે ફસાવ્યો ? એ બાબત તું કશો તર્ક કરી શકે છે ખરી ? " કામસેને પ્રશ્ન કર્યો.

" એ સમયે શું થયું હશે, એ બાબત હું કશો પણ તર્ક કરી શકતી નથી." ઇન્દિરાવતીએ કહ્યું: " જંગાલ ઉપર તો મારો પૂર્ણ વિશ્વાસ છે. તે દ્રવ્યની આશાથી કદી પણ વિશ્વાસઘાત કરે નહિ. જો મારૂં કામ કરવાની તેની ઇચ્છા ન હોત તો તેણે મને સ્પષ્ટપણે ના કહી દીધી હોત; અથવા તેણે મારા બાપુને સૂચના આપી દીધી હોત. એટલે મને એમ લાગે છે કે મિત્રગુપ્તે જંગાલને ગમે તે ભયંકર પ્રકારે પરાભૂત કરેલો હોવો જોઇએ. હમણાં તમારી સાથે આવેલા વીરે જે ઉદ્ગાર કાઢયો હતો તે ઉપરથી મિત્રગુપ્તના પ્રહારથી જંગાલ બેભાન બની ગયો હોવો જોઇએ, એમ હું તર્ક કરૂં છું. "

" તું એ રાત્રી પછી ચાર દિવસ નૌકા ઉપર રહી, નહિ ? " કામસેને પૂછ્યું.

" હા, કાલની રાત્રી ચોથી. " ઇન્દિરાવતીએ જવાબ આપ્યો: " ચાર દિવસ હું એ નૌકા ઉપર નીચેના માળમાં હતી. તે દરમિયાન મિત્રગુપ્ત મારી પાસે આવ્યો ન હતો. તેના મનમાં એવું હશે કે જો તે પોતાનું વચન પાળશે તો હું તેને સારો માણસ સમજીશ.

એ મૂઆની વાત કરતાં મને ઘણોજ કંટાળો આવે છે. જ્યારે ગઇ કાલે જોરથી પવન ફુંકાવા લાગ્યો તે વખતે મારો જીવ ઉપર નીચે થવા લાગ્યો. મને આપનું સ્મરણ થયું. હવે આ અભયપત્ર આપના હાથમાં આવવાને માટે કશો ઉપાય રહ્યો નથી, એમ જાણીને હું નિરાશ બનવા લાગી; અને હું હાથ જોડીને દેવની પ્રાથના કરવા લાગી."

"ભયંકર તોફાન શરૂ થતાં હું હું કરનારા શૂરવીર યોદ્ધાઓ પણ ગભરાઈ જાય છે, તો પછી તારા જેવી નાજુક અને કોમળ મનની સુંદરીની એવી સ્થિતિ થાય એમાં કશી પણ નવાઇ નથી." કામસેને કહ્યું.

"એ સમય ખરેખર ભયંકર હતો. વાયુનો સુસવાટ, ખળભળી રહેલા સમુદ્રનાં પ્રચંડ મોજાંની એક સરખી હૃદયભેદક ગર્જના, શઢની દોરીઓ તૂટવાને લીધે તેનો થતો ફડફડાટ, ખલાસી આમથી તેમ દોડતા હોવાથી તેમનાં પગલાંનો થતો અવાજ અને તેમના બૂમ બરાડાથી મારા કાન તો બ્હેરાજ બની ગયા! મોજાં તો એટલાં પ્રચંડ હતાં કે તેની સાથે નૌકા આકાશમાં જઇને પટકાઇ પડશે કે શું એમ મનમાં થતું હતું; તો બીજીજ પળે તે નીચે આવતાં સમુદ્રના અગાધ જળમાં ગરક બની જશે કે શું, એવો ભય પણ લાગતો હતો. એ પ્રમાણે કેટલોક સમય તો નૌકાએ મોટા જોરપૂર્વક તોફાનની સામે ટક્કર ઝીલી, પણ છેવટે તે ખડક ઉપર ચઢી ગઇ!"

"વાયુનો વેગ અનાવર થયેલો હોવાથી તે નૌકા મણિપૂર તરફ વળેલી હોવી જોઇએ." કામસેને કલ્પના કરી. "હું નથી માનતો કે મિત્રગુપ્ત સ્વેચ્છાથી નૌકાને આ પ્રદેશમાં લાવ્યો હોય.

કારણ કે એ નૌકા સામાન્ય તોફાનને દાદ દે એવી નથી, અને તેના ઉપરના ખલાસીઓ પણ મોટા ચાલાક, હૂશિયાર અને ધૈર્યવાન્ છે, એનો મને જાતિ અનુભવ થયેલો છે. કારણ કે એજ નૌકાપર મેં બે વખત પ્રવાસ કરેલો છે પણ જ્યારે એ નૌકા ખડક પર ચડી ગઈ ત્યારે તેં તો તારા જીવનની આશા છોડી જ દીધી હશે ?"

"એ વખતે મારા મનની જે સ્થિતિ થઇ હતી તે હું મારા આખા જન્મારામાં વિસરનાર નથી." ઈન્દિરા બોલીઃ "હું મરી જઈશ એ બાબત મને કશુંયે લાગતું હતું. પણ આપનું સ્મરણ થવાથી મારો જીવ ટળવળતો હતો. તે વખતે આપની મૂર્ત્તિ સિવાય બીજું કશું મને દેખાતું ન હતું. આપને મુક્ત કરવાને માટે મેં આ સાહસ કર્યું હતું. છતાં એ કામ પૂર્ણ થયા પહેલાં જ મૃત્યુ આવશે, એ વિચારથી એક નહિ પણ હજાર મૃત્યુ મારી સામે આવીને ઊભાં હોય એટલું દુઃખ મને થતું હતું. એ વખતે મારૂં મન બિલ૦ કુલ ઠેકાણે ન હતું. એથી મિત્રગુપ્ત મારી ઓરડીમાં આવીને મને બોલાવતો હતો, એનું તેણે મોટેથી બૂમો પાડી તથા મને ધમકાવવા માંડી ત્યાં સુધી મને ભાન ન હતું. થોડી વારે હું નૌકાના ઉપલા માળપર આવી. હું પોતે ઉપર આવી કિવા એ મૂઓ મને ઉપર લાવ્યો તે મને સાંભરતું નથી. પરંતુ એટલું માત્ર ખરૂં કે જ્યારે હું ઉપર આવી ત્યારે કેટલાક ખલાસીઓ લાકડાં એકઠાં કરીને તેનો ત્રાપો બાંધતા હતા. તેઓ અંદર અંદર વાતો કરતા હતા તે ઉપરથી ત્રાપામાં બેસીને એ સાહસિક ખલાસીઓ કિનારાપર જવા માગે છે એમ હું સમજી શકી. એ સમયે હું અત્યંત ભયભીત બની ગઇ હતી. મારૂં હૃદય ઉછાળા મારી રહ્યું હતું ! એટલામાં નૌકાપરની એક પેટીને પાણીમાં ઘસડાતી જોઇને, મોટી બક્ષિસની

લાલચ આપીને મિત્રગુપ્ત ખલાસીઓને પાણીમાં કૂદી પડવાનો આગ્રહ કરવા લાગ્યો. પરંતુ આવા તોફાની સમુદ્રમાં જીવની પરવા ન કરતાં કોણ કૂદકો મારવાને તત્પર થાય ? આ પ્રકાર બનતો હતો તે વખતે કિનારાપર કેટલાક માણુસો એકઠા થયા છે એવું ખલાસીઓની દૃષ્ટિએ પડયું. એ સમય પહેલાં આટલો તોફાની દરિયો મેં કદી પણ જોયો નહતો. એટલે ઉંચાં નીચાં થતાં પ્રચંડ મોજાં તરફ મારી દૃષ્ટિ જતાં મારૂં મસ્તક ભમવા લાગ્યું, મારી આંખો સામે લાલ પીળાં દેખાવા લાગ્યાં અને અંધારા આવવા લાગ્યાં. મારા કાન બ્હેરા બની ગયા અને થોડી વારમાંજ હું મૂર્છિત બનીને નીચે પડી ગઈ!"

કામસેન બોલ્યો: "સમુદ્ર શાંત હોય છે તો પણ કેટલાક માણસોને દરિયો લાગે છે, અને તેમની પ્રાણાંતિક અવસ્થા થાય છે. તો પછી આવા પ્રસંગે તારા જેવી નાજુક યુવતીને મૂર્ચ્છા આવે એમાં કશું પણ આશ્ચર્ય નથી. ઇન્દિરા! જે પેટીને માટે મિત્રગુપ્ત એટલો બધો ટળવળતો હતો તે પેટીને લીધેજ તે ચાંચીયો છે એવું જગતપ્રસાદના જાણવામાં આવ્યું હતું. કારણ કે એ પેટીમાં જુદાં જુદાં રાજ્યોનાં વહાણો ઉપર જેવાં નિશાન રહે છે તેવાં નિશાનો રાખવામાં આવ્યાં હતાં. ચાંચીયા લોકો પોતાનું વહાણ કયા રાજ્યનું છે તે ન જાણવા દેવાને તથા બીજા વહાણને ફસાવવાને આવાં જુદાં જુદાં નિશાનોનો ઉપયોગ કરે છે. વારૂ, તમારી નૌકા કયે સ્થળે આવી ચઢી છે એ બાબતની તે ખલાસીઓને કલ્પના આવી હતી ખરી ?"

"મિત્રગુપ્તને આ બંદરની સારી માહિતી છે. તેણે ખડકનું અમુક નામ પણ આપ્યું હતું. પણ તે અત્યારે મારા ધ્યાનમાં રહ્યું

નથી." ઈન્દિરાવતી કહેવા લાગી. "જો કે મને તો એવી લેશ પણ કલ્પના ન હતી કે આ નૌકા મણિપુર અથવા તેની આસપાસ કોઇ સ્થળે આવેલી છે! એટલે જ્યારે હું જગતપ્રસાદના મકાનમાં સાવધ બની અને ખુદ મણિપુરમાં આવેલી છું. એવું મારા જાણવામાં આવ્યું ત્યારે પ્રથમ તો એ મને સાચું લાગ્યું નહિ. મને તો એમ જ લાગતું હતું કે હું સ્વપ્નમાં છું. પરંતુ જ્યારે આ સ્વપ્નું નથી એવી મારી ખાત્રી થઇ ત્યારે મારા મનમાં શું થયું હશે તેની કલ્પના આપ જ કરી લ્યો. આવો વિલક્ષણ પ્રસંગ ઉપસ્થિત કરીને પરમેશ્વરે મને આપની સમીપ લાવી મૂકી તે માટે હું અંતઃકરણ પૂર્વક ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી!"

"પ્રિયે! ઇન્દિરાવતી! ઇશ્વરે આપણાપર મોટો ઉપકાર કર્યો છે. એને માટે આપણે હમેશા તેનો આભાર માનવો જોઇએ. તેણે કૃપાદષ્ટિથી આપણું ઉભયનું રક્ષણ કર્યું છે. પ્રિયે! મારે ખાતર તારે આટલું બધું સંકટ ભોગવવું પડયું—"

તે આગળ કશુંક કહેવા જતો હતો, પરંતુ ઓરડીના દ્વારપર કોઇ ટકોરો કરતું હોય એવો અવાજ આવ્યો. તે બન્ને જણાં એક બીજાથી સ્હેજ દૂર થઇ ગયા. અને દ્વાર ઉઘાડીને જગતપ્રસાદ અંદર આવ્યો. તે બોલ્યોઃ "મહારાજ! આપની આનંદવાર્તામાં વ્યત્યય આણવાને માટે હું ઘણો જ દિલગીર છું. પરંતુ આપના બન્ને સેવકો અહીં આવ્યા છે અને આપને મળવાને ઉત્સુક બન્યા છે. આપ સુરક્ષિત અને મુક્ત છો, એવું મેં તેમને કહ્યું હતું. પરંતુ એ વાત તેમના માનવામાં આવતી નથી. એટલે જ મારે અહીં આવવું પડયું છે!"

કામસેન આનંદપૂર્ણ હૃદયે બોલ્યોઃ "કોણ? મારા સહદેવ—

નકુલ આવ્યા છે? ક્યાં છે તે? કૃપા કરીને તેમને અત્યારે અહીં બોલાવવા આજ્ઞા કરો!”

પાંચ-સાત પળની અંદર જ બન્ને સેવકો એ ઓરડીમાં આવ્યા અને તેમણે પોતાના માલિકના ચરણમાં પ્રણામ કર્યા. તેમણે બન્નેએ કામસેનનો અકેકો હાથ પકડયો અને તેઓ તેની સામે જોઇને ઉભા રહ્યા. તે સમયની તેમની દૃષ્ટિ ઉપરથી તેઓ આ બધું પ્રત્યક્ષ નહિ, પરંતુ એકાદું સ્વપ્ન જોતા હોય એમ લાગતું હતું. એ પ્રમાણે કેટલાક સમય જોઇ રહ્યા બાદ પોતાનું એ આચરણ પોતાના માલિકને ઉધતાઇભરેલું લાગશે; એમ તેમના મનમાં આવવાથી તેમણે હાથ છોડી દીધા, અને સ્હેજ આઘા ખસીને અદબ પૂર્વક તેઓ ઉભા રહ્યા. પોતાના પ્રિયકરના સેવકોની એ સ્વામીભક્તિ જોઇને ઇન્દિરાવતીનાં નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પોતાની મુક્તતાથી પોતાના સેવકોને આટલો બધો આનંદ થતો જોઇને કામસેનનાં નેત્રો પણ જલપૂર્ણ બની ગયાં. તે બોલ્યોઃ “સુદૈવે આપણી પુનઃ મુલાકાત થઇ છે અને હવે આપણો દુઃખસાગર સુકાઇ ગયો છે એમ મને લાગે છે, લ્યો, આ બક્ષિસ તમને આપું છું. આજનો આનંદદીન મોજમજાહમાં વિતાડો. થોડો સમય આનંદમાં ગાળીને પછી મારી પાસે આવો, એટલે તમને જે કાંઇ આજ્ઞા કરવાની છે તે હું કરીશ.”

જગતપ્રસાદ બોલ્યોઃ “કામસેનજી! તમે આજે તમારા સેવકોસહ મારા મ્હેનમાન છો. માટે આજના પ્રસંગે તમારૂં દ્રવ્ય તમારી પાસે રહેવા દો. તમારા સેવકોની પરોણા ચાકરી હું જ કરીશ. પણ પેલા તમારા મામાના દીકરો ક્યાં છે? કારણ કે આજની મિજબાનીના પ્રસંગે તેમની હાજરી સિવાય આપણને

ખરો આનંદ પ્રાપ્ત નહિ થાય! તે ક્યાં છે અને ક્યારે આવશે એ આપના જાણવામાં છે ?"

"તેઓ અહીંથી ગયાને કેટલો સમય થયો હશે?" કામસેને પૂછ્યું,

"લગભગ એક પ્રહર થયો હશે!" જગતપ્રસાદે જવાબ આપ્યો.

"શું કહો છો? એક પ્રહર!" કામસેને આશ્ચર્ય વ્યક્ત કર્યું: "હું તો સમજતો હતો કે અહીં આવ્યાને હજુ એક ઘટિકા પણ થઇ નહિ હોય!"

એ શબ્દો સાંભળીને જગતપ્રસાદે ઇન્દિરાવતીની સામે દૃષ્ટિ કરી. ઇન્દિરાવતી પણ લજ્જાથી નીચું જોઇ રહી. જગતપ્રસાદ કિંચિત્ વિનોદાત્મક સ્વરે બોલ્યો: "કોઇ કોઇ પ્રસંગ એવો પણ આવે છે કે તે પ્રસંગે કેટલો સમય વિતી ગયો તેનો બિલકુલ ખ્યાલ રહેતો નથી!"

કામસેન જગતપ્રસાદનો કટાક્ષ સમજી ગયો. તેણે કહ્યું: "મને અહીં આવ્યાને એક પ્રહર થયો હશે; વારૂ, મારા એ ભાઇઓએ મારી સાથે અહીં આવતાં જે વિચાર પ્રદર્શિત કર્યો હતો તે ઉપરથી મને લાગે છે કે તેઓ તેમના કાકા પાસે ચંદ્રદુર્ગ ગયા હશે. ત્યાં પહોંચી, પોતાનું કાર્ય પૂર્ણ કરીને તેઓ પાછા આવશે, ત્યાં સુધીમાં ઘણો સમય જશે એમ મારી કલ્પના છે. પરંતુ પોતાનું કામ થતાં, પછી તેઓ એક પળનો પણ વિલંબ કર્યા સિવાય આ તરફ આવશે. તેઓ પોતાના કાકા પાસે રોકાવાના નથી એ બાબતની મારી ખાત્રી છે."

જગતપ્રસાદ બોલ્યો: "તપાસની બાજી ઉલટાઇ ગઇ અને

આપની મુક્તિ થશે એવું સ્પષ્ટપણે જાણવામાં આવતાં આપના મામાસાહેબ કચેરીમાંથી એકદમ ચાલતા થઇ ગયા હતા. પણ, કામસેન ! તમારા મામાના દીકરા એટલી ત્વરાથી પોતાના કાકા પાસે ગયા, તે તેમની સાથે ટંટાફીસાદ કરવાના હેતુથી તો ગયા નથી ને ?"

"એ અત્યારે મારાથી ખાત્રીપૂર્વક કહી શકાય તેમ નથી." કામસેને જવાબ આપ્યોઃ "તેઓ તુરત વગર વિલંબે પાછા આવશે એટલું માત્ર હું ખાત્રીથી કહી શકું છું. આપ જાણો છો કે એમની સાથે મારે વધુ વાત થઇ નથી."

"તેઓ પાછા આવશે એમ માનીને હું ભોજન જરી મોડું કરાવીશ એટલે ચાલશે." જગતપ્રસાદે જણાવ્યુંઃ "સહદેવ–નકુલ! તમે મારી સાથે ચાલો–થોડો ઉપાહાર કરી લ્યો."

જગતપ્રસાદની પાછળ તે સેવકો ચાલ્યા ગયા. ત્યારપછી બીજો એક પ્રહર પસાર થયા બાદ ઘોડાના ડાબલાનો તથા હથિયારોના ખણખણાટનો અવાજ સંભળાયો. થોડી વારમાં જ વિશ્વદત્ત અને શ્રીપતરાય જગતપ્રસાદના મકાનમાં આવીને દાખલ થયા. તેમની મુદ્રાપરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું કે તેઓ અત્યંત ત્વરાથી પાછા આવ્યા હતા. તેઓ પરસેવાથી રેબઝેબ બની ગયા હતા. તેમજ બન્ને જણા ઘણા ગભરાયેલા સરખા દેખાતા હતા. કામસેન અને તેના આ બન્ને મામાના દીકરાઓની મુલાકાત થયા પછી તમામ થોડી વાર સ્તબ્ધ રહ્યા. છેવટે શ્રીપતરાય બોલ્યોઃ "કામસેન! પ્રદ્યુમ્નરાયનો ભયંકર પ્રકારે અંત આવ્યો! પોતાના હાથે ખોદેલા ખાડામાં તે પોતે જ જઇ પડ્યો!"

# પ્રકરણ ૪ થું.

## એક ભીતિ.

પ્રદ્યુમ્નરાયના મૃત્યુની હકીકત ટુંકામાં બન્ને ભાઇઓએ જણાવી. તે વાત સાંભળીને કામસેન અને ઈન્દિરાવતી બન્નેને ભય લાગ્યો અને ધ્યાનથી તેમનાં મન વ્યાકુળ બની ગયાં. પ્રદ્યુમ્નરાયનું આમ એકાએક મરણ થયેલું જાણીને ભીતિ લાગી હતી, જ્યારે તેણે પોતાના હાથે જે યંત્ર નિર્માણ કર્યું હતું એજ યંત્રથી તેનું મૃત્યુ નિપજ્યુ તે ખોટું થયું, એમ મનમાં આવતાં તેની તેમને દયા આવી હતી. કામસેને પોતાના મામાના દીકરાને કહ્યું: “આવી રીતે પ્રદ્યુમ્નરાયનું મૃત્યુ થવાથી તેની સર્વ મહત્ત્વાકાંક્ષાનો એકી સાથે અંત આવી ગયો! વારૂ, પણ તમે આટલા બધા ઉતાવળા પાછા શા માટે આવ્યા? આ હકીકત અમને જણાવવાને માટે જ તમે ઉતાવળ કરેલી કે બીજું કાંઇ કારણ હતું? પ્રદ્યુમ્નરાયના સેવકો તમને કશી હરકત કરશે એમ તમને લાગ્યું હતું કે શું? હું જાણું છું કે તેના સેવકો પણ પોતાના માલિકના જેટલા જ દુષ્ટ અને નીચ છે!”

શ્રીપત બોલ્યો: “કામસેન તેં જે શંકા કાઢી છે તે ઘણે અંશે ખરી છે, એમ કહેવામાં હરકત નથી; પ્રદ્યુમ્નરાયને કૂવામાં પડતો જોઇને કેટલોક સમય તો અમારી છાતી ઉછળી રહી હતી. પરંતુ અમે શુદ્ધિમાં આવતાં અમારાથી બની શકે તો પ્રદ્યુમ્નરાયને મદદ કરવી એવો વિચાર કરીને સેવકોને અમે બોલાવ્યા અને તેમને

આ વાત જણાવી. સેવકોના જાણુવામાં આ વર્ત્તમાન આવતાં મકાનમાં એક સરખી ધાંધલ મચી રહી. અમને તે દાદર પાસે ઊભેલા જોઇને કેટલાક સેવકો અંદર અંદર કાંઇક ધુસપુસ કરી રહ્યા હતા. એ ઉપરથી તેમને આ બાબતનું વિશેષ આશ્ચર્ય થયું હોય એમ દેખાતું ન હતું. કારણ કે ખરો પ્રકાર તેઓ જાણી ગયા હતા—અગાઉથી જ તેમના મનમાં શંકા આવેલી—"

"તમે બન્નેએ પ્રદ્યુમ્નરાયના ઉપર વેર વાળવાને માટે તેનો પ્રાણ લીધો હતો એવી તેમને શંકા આવી હતી કે બીજી?" કામસેને પૂછયું.

"છિ:! છિ:!" વિશ્વદત્તે કહ્યું: "એ દાદર યાંત્રિક રચનાવાળો હોવો જોઇએ, અને તેના ઉપર ચડનારના જીવને માટે જોખમ રહેલું છે એવી શંકા એ સેવકોના મનમાં ઘણા દિવસથી હતી, એમ તેમના અંદર અંદર ચાલતા ભાષણ ઉપરથી મારા સમજવામાં આવ્યું હતું."

"એક–બે નોકરોના મુખેથી નિકળેલા ઉદ્દગારને સાંભળીને મને ચોક્કસ થયું કે આ દાદરની ભયંકરતા વિષે તેમના મનની પૂર્ણ ખાત્રી થઇ ચૂકી હતી." શ્રીપતરાયે જવાબ આપ્યો: "તે સ્થળે એકઠા થયેલા નોકરો ક્ષીરસાગર નામના એક સેવકનું નામ વારંવાર લેતા હતા. મને લાગે છે કે તે પ્રદ્યમ્નરાયનો ખાસ વિશ્વાસુ સેવક હોવો જોઇએ."

કામસેને કહ્યું: "એ વાત ખરી છે. પ્રદ્યુમ્નરાયે મારે માટે જે દૂતને રાણી પાસે મોકલ્યો હતો તથા તપાસ વેળાએ જે પ્રદ્યુમ્નરાયની પાછળના આસન પર બેઠો હતો તેનું નામ ક્ષીરસાગર."

"અર્થાત્ તે આપનો મિત્ર હોવો શક્ય નથી." ઇન્દિરાવતી બોલી.

"મિત્ર શાનો?" કામસેન બોલ્યો: "મારી ખાત્રી છે કે પ્રદ્યુમ્નરાયે બરોબર પરીક્ષા કરીને જેટલા બદમાશો મળ્યા તેટલાલાને જ પોતાની નોકરીમાં રાખ્યા હતા. તેના નોકરો પૈસાને ખાતર પોતાના સગા ભાઇનું ગળું કાપવામાં પણ અચકાય નહિ. વારૂ, પણ એ ક્ષીરસાગર ત્યાં હતો કે નહિ?"

"તેનું શું થયું એ કાંઈ જાણવામાં આવ્યું નહિ." શ્રીપતી બોલ્યો: "અમે બે જણા કોઇને કૂવામાં ઉતારીને પ્રદ્યુમ્નરાયને સહાય કરવાનું બને તેમ છે કે નહિ તેનો વિચાર કરતા હતા. પરંતુ એ બાબતમાં અમે નિરાશ થયા. એટલે હવે શું કરવું તેનો વિચાર કરવાની જરૂર હતી."

"મારી પાછળ જે સેવક ઊભો હતો તેનો વિચાર અમારા પર ખૂનનો આરોપ મૂકવાનો હતો, એવું મને માલૂમ પડયું:" વિશ્વદત્તે કહ્યું: "ક્ષીરસાગરની તપાસ થતી હતી. પણ તેનો પત્તો લાગ્યો નહિ. છેવટે, ચાર ઘટિકા પૂર્વે તે ઘોડાપર સ્વાર થઇને ક્યાંય ચાલ્યો ગયો છે, એવું જાણવામાં આવ્યું. કેટલાક સેવકો આ બનાવ સરકારને જાહેર કરવાનું કહેવા લાગ્યા."

"સરકારમાં એ વાત જાહેર કરવાની હોય તો અમારે ત્યાં રહેવું પડે તેમ હતું. પરંતુ એ કામ જોખમ ભરેલું હતું." શ્રીપતીએ જણાવ્યું.

"હવે હું એ હકીકતને નહિ લંબાવતાં ટુંકામાં જ પતાવીશ." વિશ્વદત્તે આગળ ચલાવ્યું: "અમારે જરૂરના કામે પાછું જવું છે, એમ કહીને અમે ત્યાંથી નિકળ્યા, પણ તુરત જ અમારી તલવાર

મિયાનમાંથી બહાર કાઢીને અમારો માર્ગ ખૂલ્લો કરવાની અમને ફરજ પડી. જેમતેમ કરીને જ્યાં અમારા ઘોડા બાંધ્યા હતા ત્યાં સુધી અમે આવી પહોંચ્યા, અને પછી ઘોડાપર સ્વાર થઇને મારતે ઘોડે આ તરફ આવ્યા !"

"વાસ્તવિક રીતે જોઇએ તો તમારે આટલા બધા ગભરાઇને ત્યાંથી ન્હાસી આવવાનું કશું પણ કારણ ન હતું." કામસેને કહ્યું: "કારણ કે પ્રદ્યુમ્નરાયને તેના કર્મનું ફળ મળ્યું હતું. તેણે પોતાના હાથે જ પોતાનો ઘાત કર્યો છે, એમ મારી કિંવા સત્યવર્માની સાક્ષીથી તત્કાળ સિદ્ધ થઇ શકે તેમ હતું."

વિશ્વદત્ત બોલ્યો: "શ્રીપતીરાય આનો શો ઉત્તર આપશે, એ મારા ધ્યાનમાં છે. પણ હવે આ વિષય પૂરો કરવો એવી મારી ઇચ્છા છે. કારણ કે હજી આપણે ઘણાં મહત્ત્વનાં કાર્યો કરવાનાં છે."

તેના એ કથનનો ભાવાર્થ બરોબર સમજી નહિ શકવાથી કામસેન બોલ્યો: "એટલે ? તમે જે કહો છો તે હું સમજી શક્યો નથી."

"પ્રથમતઃ અમારે એક વાત કરવાની છે તે કરવી જોઇએ." વિશ્વદત્ત બોલ્યો: "આ ભાભી સાહેબને અમે કોણ છીએ એ બરોબર સમજાવવું જોઇએ. અહો, ભાભી–હવે તમને ભાભી કહેવામાં કશી પણ હરકત નથી–અમે બન્ને તમારા દીયર છીએ. અમે બન્ને સત્યવર્માના બંધુ છીએ અને કામસેન અમારો ફઇનો દીકરો થાય છે. અમે કામસેન કરતાં ઉમરમાં ન્હાના નથી તેમ મોટા પણ નથી; તો પણ તે અમારી મોટી ફઇનો દીકરો છે અને તેની જાગીર ઘણી જ મોટી છે. તેથી તેને અમારે માન આપવું તે યોગ્ય છે. તથાપિ અમે બાલપણના ગોઠીયા હોવાથી કામસેનને તુંકારો કરવાની

અમને ટેવ પડી ગઇ છે. તમારા સંબંધમાં માત્ર એવો પ્રકાર નથી. તમે સુપ્રસિદ્ધ ધનાઢ્ય નગરશેઠ લક્ષ્મીધનની કન્યા છો. અર્થાત્ તમે અમને પૂજ્ય છો, એમ અમે સમજીએ છીએ."

"આમની સાથે મારાં હજી શાસ્ત્રોક્ત લગ્ન થયાં નથી." ઇન્દિરાવતીએ જવાબ આપ્યોઃ "તથાપિ મનથી હું તેમને વરી ચૂકી છું. અર્થાતઃ તેમના જે આપ્ત તેમને મારા આપ્ત હું સમજું છું. તમે મને 'ભાભી' કહો તેથી હું તમારા ઉપર ગુસ્સે થાઉં નહિ; તો પણ તમારા સરખા સરદારવર્ય્ય તરફથી હું એવા બહુમાનને યોગ્ય નથી-તમે અને માત્ર ઇન્દિરાવતી કહેશો તો પણ શોભે--"

શ્રીપતીએ કહ્યું: "વિશ્વદત્ત ! અત્યારે એ વાત રહેવા દે. આપણે આના કરતાં એ વિશેષ મહત્ત્વની વાર્ત્તા પ્રથમ જણાવવાની જરૂર છે."

"એ વાર્ત્તા મારા કાને ન પડે એવી જો તમારી ઇચ્છા હોય તો હું જઇને સરદાર જગતપ્રસાદનાં માતુશ્રી જ્ઞાનવતી પાસે બેસું." ઇન્દિરાવતીએ કહ્યું.

વિશ્વદત બોલ્યોઃ "ભાભી-છિઃ છિઃ-ઇન્દિરાવતી ! એવું કાંઇ નથી. તમારા અત્યારસુધીના વર્ત્તનપરથી તમારા વિશ્વાસુપણાના સંબંધમાં અમારા મનમાં શંકા પણ ઉદ્દભવી શકે તેમ નથી. હું કાંઇ તમારી મિથ્યા પ્રશંસા કરતો નથી. પરંતુ તમે જે મનોધૈર્ય દર્શાવીને કામસેનનો પ્રાણ બચાવવાની મોટા સાહસપૂર્વક ખટપટ કરી છે, એવું સાહસ અને એવી ખટપટ કરનારી બાલિકા લાખમાં એક પણ મળી શકે કે નહિ એ સંશય જ છે ! ઇન્દિરાવતી ! તમે આજસુધી જેવું મનોધૈર્ય દર્શાવ્યું છે તેવું હવે પણ દર્શાવશો એવી મારી ખાત્રી છે."

વિશ્વદત્તનું આ પ્રાસ્તાવિક ભાષણ સાંભળીને કામસેને ત્વરાથી પ્રશ્ન કર્યો: "તમારી આ પ્રસ્તાવના ઉપરથી આપણી પાછળ પડેલી પનોતીથી હજી આપણે મુક્ત થયા નથી, એમ મને લાગે છે. હવે આપણા ઉપર નવીન સંકટ કયું આવનાર છે ?"

શ્રીપતીએ કહ્યું: "બંધુ કામસેન ! આપણા ઉપરના એક પણ સંકટનું નિરસન થયું નથી, પરંતુ આપણાં અગાઉનાં સંકટોમાં બીજાં કેટલાંક સંકટોનો ઉમેરો માત્ર થયો છે !"

ઇન્દિરાવતી બોલી: "તમે આ પ્રમાણે સંદિગ્ધ ભાષામાં બોલો છો તેનું કારણ હું સમજી શકું છું. હું બ્હી જઇશ એવી જો તમને શંકા આવતી હોય તો તે વ્યર્થ છે. જ્યારે મેં ઘર છોડયું ત્યારથી જ હું સંકટની સામે થવાને તૈયાર થયેલી છું. એટલા માટે જે કાંઇ કહેવાનું હોય તે સ્પષ્ટપણે જણાવી દો. એટલે અમારા મનમાં થતા તર્કવિતર્ક દૂર થઇ જાય."

"ઇન્દિરાવતી ! તમે સંકટ સામે ટક્કર ઝીલવાને આવી રીતે સિદ્ધ થયેલાં છો એ જોઇને મને પણ વિશેષ ધૈર્ય પ્રાપ્ત થાય છે." શ્રીપતીએ કહ્યું: "પણ હું હવે જે કહું તે સાંભળીને ચમકશો નહિ–કારણ કે મારૂં ભાષણ સાંભળીને તમને આશ્ચર્ય થશે–એટલે કહું છું કે તમે ઉભય ચમકશો નહિ. આજે ચાવડી ઉપર જે કાંઇ પ્રકાર બન્યો હતો તે તદ્દન ખોટો હતો–કેટલીક અનુકુળ ઘટના આકસ્મિક રીતે બની આવી હતી તેનો જ અમે લાભ લીધો હતો!"

"એટલે ? આ તમે શું કહો છો ?" કામસેને આશ્ચર્ય-પૂર્વક પ્રશ્ન કર્યો.

"હું સત્યજ કહું છું. સાંભળો–" શ્રીપતીએ જવાબ આપ્યો: "અમારામાંથી કોઇને પણ ક્ષમા મળી નથી. અમારી માફક સ-

ત્યવર્મા પણ સરકારના અગાઉના ઠરાવ મુજબ અપરાધી જ છે ! આ રાજમુદ્રિકા જો કે ખરી છે, તો પણ તે ચોરેલી છે. ઇન્દિરાવતી ! તમારી માલતી નામની જે મૈત્રિણી છે, તેણે આ મુદ્રિકા અમને આપી હતી. એ તેણે કાંઈ સરલ માર્ગથી રાણી પાસેથી મેળવી નથી."

આ બાતમી સાંભળીને કામસેન તથા ઇન્દિરાવતી બન્નેને અત્યંત આશ્ચર્ય થયું; અને અત્યારે પોતાના પર કેવા પ્રકારનું સંકટ ઝઝુમી રહ્યું છે તે વિના વિલબે તેમના ધ્યાનમાં આવી ગયું. આ સંકટની સામે થવાને કેટલા શૌર્યની જરૂર છે, તે લક્ષમાં લાવવાને વિશેષ વિચાર કરવાની જરૂર ન હતી. હવે શું કરવું તે નક્કી કર્યા પૂર્વે અગાઉ બનેલી તમામ હકીકત જાણવી જોઇએ, એમ કામસેને કહ્યાથી આ બન્ને ભાઇઓએ વિલાસપુરમાં બનેલી તમામ હકીકત તેમને જણાવી. પંચતીર્થ પાસે પોતાની અને માલતીની કેવી રીતે મુલાકાત થઇ, તે વખતે પોતે સત્યસાગરનો કેવી રીતે પરાજય કર્યો, માલતીએ ઇન્દિરાવતીની જણાવેલી હકીકતમાં ચિત્રગુપ્તે જંગાલને મૂર્ચ્છિત બનાવી, તેનો વેષ લઇને ઇન્દિરાને કેવી રીતે ફસાવી, તેણે રાજમુદ્રિકાની સહાયથી સત્યવર્માને કેવી રીતે રાજમહેલમાંથી મુક્ત કર્યો, અને તેણે આ મુદ્રિકા આપીને તેની મદદથી કામસેન કેવી રીતે મુક્ત થઇ શક્યાનું જણાવ્યું, એ સર્વ હકીકત તેમણે કામસેન અને ઇન્દિરાવતીને વિગત પૂર્વક કહી સંભળાવી.

એ સર્વ હકીકત સાંભળતાં અત્યારે પોતાની કેવી સ્થિતિ છે એ કામસેન સ્પષ્ટપણે જાણી શક્યો. વિલાસપુરથી નિકળેલ રાણીના માણસો કઇ ક્ષણે અહીં આવી પહોંચશે તેનો નિયમ નથી, એવું તેના મનમાં આવ્યું; અને તે માણસો આવતાં જ ચોરેલી મુદ્રિકાના

આધારે થયેલી પોતાની મુક્તતા રદ થશે અને પુનઃ પોતાને કેદ કરવામાં આવશે તથા પુનઃ ઉપાધિમાં પડવું પડશે એ વિચાર ઉદ્‌ભવતાં તે ગભરાઇ ગયો. પોતે અથવા પોતાના મામાના દીકરાઓ સરકારના હાથમાં પડવાથી તમામના ગળામાં ફાંસો નંખાશે એવી તેની ખાત્રી હતી. કામસેનના મનનો આ ગભરાટ જોઇને ઇન્દિરાવતી શાંતપણે બોલીઃ “ હવે તમે ત્રણે ઘોડાપર સ્વાર થઇને અત્યારે ને અત્યારે જ મણિપુર છોડીને ચાલતા થઇ જાઓ. તે સિવાય બીજો ઉપાય જ નથી ! ”

“ પણ પછીતું શું કરીશ ? ” કામસેને પ્રશ્ન કર્યો.

“ હું મોટા આનંદપૂર્વક આપની સાથે આવી હોત; ” ઇન્દિરાવતીએ જવાબ આપ્યોઃ “ પણ હું સાથે હોઇશ તો મારે લીધે આપનો પ્રવાસ જલ્દીથી થઇ શકશે નહિ. ઉલટી મારે લીધે આપને અડચણ માત્ર થશે ! ” ઈન્દિરાવતીએ મોટા ધૈર્યપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા હતા. પરંતુ તેનો કંઠ ભરાઇ આવેલો હોવાથી એ શબ્દો તેને મોટા પ્રયાસપૂર્વક ઉચ્ચારવા પડયા હતા.

કામસેન મોટા આવેશપૂર્વક બોલ્યોઃ “ એમ કદી પણ બનશે નહિ, પ્રિયે ! હું તને અહીં સંકટમાં છોડીને મારા રક્ષણને માટે એકલો કદી પણ જનાર નથી. ”

ઈન્દિરાવતીએ પુનઃ કહ્યુંઃ “ નહિ નહિ ? મહારાજ ! આપ એવો આગ્રહ ન રાખો–પ્રથમ આપનો જીવ બચાવો ! ”

“ એમ કદી પણ બનવાનું નથી. ” કામસેન નિશ્ચયાત્મક સ્વરે બોલ્યો.

વિશ્વદત્ત અને શ્રીપતી બન્ને એકી સાથે બોલી ઉઠયાઃ “ ઈન્દિરાવતી ! તમને પણ સાથે લઈ જઇને તમારૂં રક્ષણ કરવું એ અમારૂં

કર્ત્તવ્ય છે. કામસેનની સાથે તમારે પણ આવવું જ જોઈશે!"

ઇન્દિરાવતી બોલી: "વિચાર કરો! હું કૃશ અને અશક્ત બનેલી છું. મારાથી તમારી સાથે જલ્દીથી પ્રવાસ કરી શકાશે નહિ. નૌકા ઉપર ચાર રાત્રી કાઢવાથી તથા બીજી માનસિક વ્યથાને લીધે હું જર્જરી ભૂત બની ગઈ છું."

"હું એ કશું પણ સાંભળવાનો નથી." કામસેન બોલ્યો: "તારા આરોગ્યને હરકત નહિ આવે તેટલો જ પ્રવાસ આપણે કરીશું. આવા વિચિત્ર પ્રસંગને લીધે આપણી મુલાકાત થઈ છે. એટલે હવે આપણે એકત્ર રહેવું એવી જ ઇશ્વરની ઇચ્છા હોવી જોઇએ. તારૂં રક્ષણ કરવું એ અમારૂં કર્ત્તવ્ય છે. પ્રિયે! જો તું અહીં રહે તો મને સહાય કરવા માટે રાણી તને કડક શિક્ષા કર્યા સિવાય રહે નહિ!"

"ઇન્દિરાવતી! તમને છોડીને અમે અહીંથી જવાના નથી. પછી અમારૂં જે થવાતું હોય તે ભલે થાય!" શ્રીપતીરાય બોલ્યો.

તેજ વખતે જે દિવાનખાનામાં તેઓ બેઠાં હતાં તે દિવાનખાનાનું દ્વાર જોરથી ખૂલ્યું અને કામસેનના સેવકો—સહદેવ તથા નકુલ ગાભરી મુદ્રાથી અંદર આવીને કામસેનની સામે ઊભા રહ્યા!



# પ્રકરણ ૫ મું.

## સ્વારોની બે ટોળી.

પાછલા પ્રકરણમાં જણાવેલી ઘટના જગતપ્રસાદના મકાનમાં બની રહી હતી તે વખતે મણિપુરથી બે કોશ ઉપર શું ચાલી રહ્યું હતું તે આપણે જોઇએ. તે સ્થળે ચાર સ્વારો મોટા વેગપૂર્વક મણિપુર તરફ આવતા હતા. તે ચારેનો પોશાક એક સરખો હતો, અને તેમના અશ્વો પણ ઉંચ તુખમના હતા. તે સ્વારોમાં જે મુખ્ય હતો તેની મુદ્રા અત્યંત ક્રૂર દેખાતી હતી. તેની મુદ્રા ઉપર શૌર્યની છટા પ્રસરેલી હતી ખરી, પરંતુ વીર પુરુષના અંગમાં જે ઔદાર્ય જોઇએ તે તેના ચ્હેરાપર દૃષ્ટિગોચર થતું ન હતું. તેમના અશ્વો પાણી પાણી બની ગયા હતા. તે ઉપરથી તેઓ અતિ ત્વરાથી માર્ગાતિક્રમ કરતા હોય એમ લાગતું હતું. તે જનાવરો એટલાં બધાં થાકી ગયાં હતાં કે જો તે સાધારણ પ્રતિનાં હોત તો તેમના ક્યારનાયે રામ રમી ગયા હોત. અર્થાત્ તે સ્વારોને સુપ્રત કરવામાં આવેલું કાર્ય પણ મહત્વનું હોવું જોઇએ.

વાચકોને અધિક સમય ઘોંટાળાં નહિ રાખતાં, અમે તેમને કહી શકીશું કે આ સ્વારોમાંનો મુખ્ય પુરુષ રાણીના અંગરક્ષક સૈન્યનો જમાદાર જગદેવ હતો. રાણીએ વસંત–મંદિરથી રાજમહેલ તરફ પાછા ફરતાં તેને મણિપુર મોકલી આપ્યો હતો. ચાર દિવસ પહેલાં માલતીને સત્યસાગરના હાથમાંથી મુક્ત કરીને શ્રીપતી તથા

વિશ્વદત્ત મણિપુર આવવાને નિકળ્યા, તેજ દિવસે પરંતુ તેમના નિકળ્યા બાદ બે પ્રહર વિતી ગયા પછી રાણીએ જગદેવને ત્રણ સ્વાર સાથે મણિપુર મોકલ્યો હતો. શ્રીપતી અને વિશ્વદત્તે જેટલી ત્વરાથી પ્રવાસ કર્યો હતો તેટલી ત્વરાથી જગદેવ પ્રવાસ કરતો હોવાથી, તે તેમની પાછળ ત્રણ પ્રહરે મણિપુર પાસે આવી પહોંચ્યો હતો.

રાણી ઇન્દિરાવતી વસંત-મંદિરમાં ગઇ અને ત્યાંની ગુપ્ત કોટડીમાં માલતી અને સત્યવર્મા તેની દૃષ્ટિએ પડયાં એ વાતને આજે ચાર દિવસ થયા હતા. માલતી અને સત્યવર્માને આ સ્થળે એકાંતમાં મળેલાં જોયાં પછી ત્યાં શો પ્રકાર બન્યો તે અમે અત્યારે કહી શકતા નથી. ફક્ત એટલું જણાવીશું કે માલતી પાસે રાજ-મુદ્રિકા નથી એવું અલ્પ સમયમાં જ રાણીના જાણવામાં આવી ગયું. તેણે એ મુદ્રિકા શા કાર્યને માટે કયે સ્થળે ગઇ હશે તેનું અનુમાન ત્વરાથી કરી લીધું અને મહેલમાં જગદેવને પોતાની પાસે બોલાવીને તેને એ મુદ્રિકા પાછી મેળવવાને તત્કાળ મણિપુર મોકલી આપવાની વ્યવસ્થા કરી. તે પ્રમાણે પોતાના અશ્વને જોરથી દોડાવતો અને વિશ્રાંતિને માટે કોઇ પણ સ્થળે વિશેષ વાર રોકાયા વગર જગદેવ ચોથે દિવસે મણિપુર નજીક આવી પહોંચ્યો હતો.

આ સ્વારોની ટોળી મણિપુરથી આશરે બે કોશ દૂર આવી પહોંચી, તે વખતે જગદેવ સર્વની આગળ હતો. તે પોતાના સોબ-તીઓને ઉદ્દેશીને બોલ્યો: " જૂઓ-સામે કોઇ સ્વારો આવતા દેખાય છે. તેમના હાથમાં ભાલા છે. તે ઉપરથી તેઓ મણિપુરના જગતપ્રસાદના સિપાહી હોવા જોઇએ એવો મારો તર્ક છે."

તેના હાથ નીચેનો એક સ્વાર બોલ્યો: "હા, પણ તેઓ ધીમે ધીમે આવે છે. તેમની સાથે એક કેદી જેવો લાગે છે."

"તે કેદીને ઘોડાપર બાંધી લીધો છે, અને તેના રક્ષણને માટે ચાર સ્વારો આવે છે, તે પરથી તે કોઇ ભયંકર મનુષ્ય હોવો જોઇએ. આ સ્વારો મળ્યા તે સારૂં થયું. તેમની પાસેથી આપણે મણિપુરની હકીકત જાણી શકીશું." જગદેવ બોલ્યો.

તેનો આ તર્ક ખરો હતો. કારણ કે જ્યારે આ નવીન સ્વારો અને જગદેવની ટોળીનો ભેટો થયો તે વખતે એ ચાર સ્વારો વચ્ચે એક કેદી સ્પષ્ટપણે તેમની દૃષ્ટિએ પડયો.

જગદેવ આ નવીન સ્વારોને ઉદ્દેશીને બોલ્યો: "કેમ? મણિપુરની શી હકીકત છે? પેલો બળવાખોર કામસેન—"

"શું? બળવાખોર?" તે ચારે આગંતુક સ્વારોએ એકી સાથે પ્રશ્ન કર્યો. કારણ કે જગદેવના ભાષણથી તેમને આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું.

"જ્યારે રાણી સરકારે તેને બળવાખોર લેખ્યો છે ત્યારે તેને બળવાખોર જ કહેવો જોઇએ." જગદેવ આવેશપૂર્વક બોલ્યો: "પણ કેમ? તમને આટલું બધું આશ્ચર્ય કેમ થયું?"

જગતપ્રસાદનો એક બંધુકદાર બોલ્યો: "તેને તો રાણી સરકારે માફી આપી છે!"

"માફી" જગદેવ વિશેષ આવેશપૂર્વક બોલ્યો: "અરે હેવાન! આવું અસત્ય ભાષણ કરતાં શરમ નથી થતી?"

બંધુકદાર બોલ્યો "તમે રાણી સરકારના અંગરક્ષક સૈન્યના અધિકારી છો, તેથી જ તમારો આવો દુષ્ટ શબ્દ હું સહન કરી લઉં છું. જો બીજો કોઈ હોત તો—"

જગદેવ કિંચિત્ સૌમ્યપણે બોલ્યોઃ " એ વાત જવા દો–મારા મ્હોંમાંથી ગેરવાજબી શબ્દ નિકળ્યો છે તે હું કબૂલ કરૂં છું. પણ પ્રથમ મને જણાવો, તેને જે માફી આપવામાં આવી છે તે એક મુદ્રિકાના આધારે આપવામાં આવી છે ને ? "

જગદેવનું એ ભાષણ સાંભળીને પેલા કેદીનું મુખ સ્હેજ પ્રફુલ્લ બન્યું અને તે વચ્ચે બોલ્યોઃ " શું કહ્યું ? રાજમુદ્રિકા ? એટલે શું એ રાજમુદ્રિકા પણ મારા અભયપત્રની માફક ચોરાયેલી હતી ? "

" તદ્દન ખરૂં બોલ્યો. તે મુદ્રિકા ચોરાયેલી હતી. " જગદેવે જણાવ્યું.

" શું ચોરાયેલી ? " જગતપ્રસાદનો બંધુકદાર આશ્ચર્યપૂર્વક બોલી ઉઠયો.

તેનો શબ્દ સાંભળીને જગદેવે મોટા આવેશપૂર્વક પોતાનો હાથ ઘોડાના જીન ઉપર અફાળ્યો અને તે બોલ્યોઃ " અરેરે ! ઘાત થયો–અમને આવી પહોંચવામાં વાર થઇ ! પણ એમાં મારો કશો અપરાધ નથી. વારૂ, પણ હું કેટલો વ્હેલો આવ્યો હોત તો આ રાજમુદ્રિકાને આધારે કામસેન છૂટો થવા પામ્યો ન હોત ? "

બંધુકદારે કહ્યુંઃ " જો તમે બે પ્રહર પહેલાં જ મણિપુરમાં પહોંચી ગયા હોત તો આ લૂચ્ચાઇગીરી થવા પામી ન હોત. "

એ સાંભળીને જગદેવે એક બિભત્સ ગાલીપ્રદાન કર્યું અને ક્રોધાવેશપૂર્વક દાંતવડે નીચલો હોઠ ચાવતો તે પોતાના હાથ જોરપૂર્વક ઘસવા લાગ્યો. થોડીવારે કિંચિત્ સૌમ્ય સ્વરે પેલા કેદી સામે જોઈને બોલ્યોઃ " એમ ! તને મેં થોડા દિવસ પહેલાં જ કોઇ સ્થળે જોયેલો લાગે છે–હા, યાદ આવ્યું–તું તે દિવસે રાણી સાહેબને મળવાને રાજમહેલમાં આવ્યો હતો, ખરૂં ને ? તું સૂર્યપૂરનો નિવાસી છે ને ? "

"હા હા! તેજ હું!" કેદીએ જવાબ આપ્યો: "આ હેવાનોના માલિક–બદમાશ જગત્પ્રસાદે મારૂં અભયપત્ર–"

"એ હરામખોર! મ્હોં સંભાળીને બોલ!" તેની તરફ તુચ્છતાથી જોતો એક બંધુકદાર બોલ્યો.

મિત્રગુપ્ત પુનઃ કહેવા લાગ્યો: "તમારો માલિક બદમાશ છે એમ તો હું પુનઃ પણ કહું છું. તે ન્યાયાધીશના અધિકારને બિલ્કુલ નાલાયક છે–તે પણ બળવાખોર હોવો જોઈએ–કારણ કે તે પહેલેથી જ એ હરામખોર કામસેન તરફ પક્ષપાત દર્શાવતો હતો. તેણે મને કેવળ ખોટા આરોપસર કેદ કરેલો છે. હું દેવી ઇન્દિરાવતીનો વિશ્વાસુ–"

મુખ્ય બંધુકદાર બોલ્યો: "તું ગમે તેટલો બડબડાટ કરીશ તો પણ અમે તને વિલાસપુર લઇ ગયા સિવાય રહેનાર નથી. ત્યાંની તુરંગમાં દાખલ થયા પછી ત્યાંથી તું છટકી શકે તેમ નથી."

બીજો બંધુકદાર બોલ્યો: "આ હરામખોરના સાથીઓને છૂટા મૂકવામાં આવ્યા એ કાંઇ ઠીક થયું નથી. તેમને બધાને એકી સાથે ફાંસી દેવામાં આવી હોત તો ભારે મજાહ પડત."

આ બંધુકદારો તરફ તુચ્છ દષ્ટિથી જોતો મિત્રગુપ્ત ગંભીર મુદ્રા કરીને જગદેવને ઉદ્દેશીને બોલ્યો: "અહો મહારાજ! તમે દેવી ઇન્દિરાવતીના ખાનગી સૈન્યમાં રહેતા હો એમ મને લાગે છે. તમે મોટા અધિકારી છો, એટલે હું તમને વિનતિ કરૂં છું. આ લુચ્ચાઓને રાણી સરકારનો હુકમ કેવી રીતે પાળવો તેનું શિક્ષણ આપો."

જગદેવે તેને કહ્યું: "રહે–તારા સંબંધમાં હું તપાસ કરૂં છું, કેમ, આને શા અપરાધને માટે કેદ કરવામાં આવ્યો છે?"

" આ માણસ ઉપર વસંત–મંદિર માંહેના એક જંગાલ નામના સેવકને લગભગ ઠાર કરવાનો આરોપ છે." બંધુકદાર બોલ્યો.

" એમ છે ?" જગદેવ બોલ્યો: " એ હકીકત મેં સાંભળી છે. તો પછી લક્ષ્મીધનની સુંદર કન્યાને ઉપાડી જનાર સહાસિક મનુષ્ય તું પોતે જ ને ?"

કિંચિત્ હાસ્ય કરીને મિત્રગુપ્ત બોલ્યો: " હા, તે આપ-ખુશીથી મારી સાથે આવી હતી."

" કેવો હરામખોર છે, જૂઓ !" એક બંધુકદાર બોલ્યો: " એ સ્ત્રીને આ તેની ઇચ્છા વિરૂદ્ધ ઉપાડી લાવ્યો હતો એ વાત સિદ્ધ થઇ ચૂકી છે. એમ છતાં પણ આ બદમાશ 'તે આપ ખુશીથી મારી સાથે આવી હતી,' એવું કહેતાં શરમાતોયે નથી !"

" એકાદી તરૂણ કન્યાને લઇને પલાયન થઇ જવું એ કાંઈ મોટો અપરાધ ગણાતો નથી." જગદેવે કહ્યું: " જો એને અપરાધ માનીએ તો મોટા મોટા સરદારો અને લશ્કરના અધિકારીઓથી તુરંગ ભરાઇ ગયા સિવાય રહે નહિ. હવે પેલા જંગાલને મારવાના સંબંધમાં કહીએ તો એ અપરાધ પણ કાંઈ બહુ મોટો નથી. તે જંગાલ હવે સારો પણ થઇ ગયો હશે. કારણ કે તેને કાંઇ વિશેષ લાગ્યું ન હતું. વળી આ સૂર્યપુરનિવાસી ગૃહસ્થ ઉપર સરકારની મહેરબાની છે અને તે સરકારનો વિશ્વાસુ છે એ મારા જાણવામાં છે. સરકારે તેને એક અભયપત્ર પણ આપ્યું હતું."

" જૂઓ આ–અત્યારે પણ તે મારી પાસે છે." મોટી આતુરતાપૂર્વક મિત્રગુપ્ત બોલ્યો.

" હશે–હશે, એ જોવાની મને જરૂર નથી." જગદેવે બે-દરકારીથી ઉચ્ચાર્યું: " પણ મને લાગે છે કે આ લોકોએ તને ઘણો ત્રાસ આપ્યો છે."

"પરંતુ આ માણસ ચાંચીયો પણ છે." એક બંધુકદાર બોલ્યો.

જગદેવના મનમાં જગતપ્રસાદ અને તેના આ બંધુકદારોના સંબંધમાં દ્વેષભાવ જાગૃત થયો હતો. એથી બને તો મિત્રગુપ્તને છોડી દેવો એમ તેના મનમાં આવ્યું હતું. એટલે તેણે પૂછ્યુંઃ "આ વળી કાંઇ નવીન પ્રકરણ લાગે છે ?"

બંધુકદારે કહ્યુંઃ "અહો જમાદાર સાહેબ! બરોબર સાંભળી લ્યો. આ માણસની 'સરસ્વતી' નૌકા ગઈ કાલે સંધ્યાકાળે મણિપુરના બંદરમાં ભાંગી ગઇ હતી. નૌકા ઉપરની એક પેટી કિનારાપર ઘસડાઇ આવી હતી. તે પેટીમાં જેની જરૂર કેવળ ચાંચીયા લોકોને જ પડે છે, તેવાં જુદા જુદા રાજ્યની નૌકા ઉપર ચડાવવામાં આવતાં નિશાનો હતાં. એ નિશાનના સંબંધમાં જગતપ્રસાદ આને પૂછવા લાગ્યા કે આ માણસ પલાયન થઇ ગયો અને તેણે તોફાની સમુદ્રમાં ડૂબકી મારી. અર્થાત્ એ નિશાનો પોતાની પાસે હોવાનું કારણ તે સમયે તે જણાવી શકયો નહિ હોવાથી તેણે પલાયન કર્યું હતું. એ પરથી તમે જોઇ શકશો—"

"હું પણ એજ કહું છું." મિત્રગુપ્ત બોલ્યોઃ "એવા નમાલા પૂરાવા ઉપરથી મને ચાંચીયો ઠરાવી શકાય એમ છે ખરૂં ? તમે જ વિચાર કરી જૂઓ."

"એમને ગમે તે લાગે." બંદુકદારે કહ્યુંઃ "તો પણ તારો ન્યાય કરવાનો અધિકાર કોઇએ એમને આપ્યો નથી. અમારા લેખિત હુકમ પ્રમાણે અમે તને વિલાસપુર લઇ ગયા સિવાય રહેવાના નથી. અમારા માલિકની આજ્ઞા અમારે પાળવીજ જોઇએ. પછી ત્યાં તારૂં ગમે તે થાઓ !"

"હું પુનઃ કહું છું કે તમારો એ માલિક જગતપ્રસાદ પણ

૪

બળવાખોર હોવો જોઇએ." મિત્રગુપ્ત બોલ્યોઃ "પેલા હરામખોરો રાજમુદ્રિકા ચોરી લાવ્યા હતા તેમાં પણ જગતપ્રસાદનો હાથ હોવો જોઇએ !"

"મુદ્રિકા કોણ લાવ્યું હતું ?" જગદેવે પૂછ્યું.

"મેં જેને સરકારના હાથમાં સપડાવ્યો હતો તે સત્યવર્માના બે ભાઇઓ શ્રીપતરાય અને વિશ્વદત્ત એ મુદ્રિકા લાવ્યા હતા." મિત્રગુપ્તે જવાબ આપ્યો.

એ નામો સાંભળતાં જ જગદેવ ગર્જના કરીને બોલ્યોઃ "કામસેનની માફક એ બે જણાને પણ દેહાન્ત શિક્ષા થયેલી છે, પણ તેઓ મણિપુરમાંથી ન્હાસી ગયા તો નહિ હોયને ?"

એનો મિત્રગુપ્તે કશો પણ જવાબ આપ્યો નહિ, કેમકે કામસેનની મુક્તતા થયા પછી તે કેદ થયેલો હોવાથી પછી શું થયું એ તેના જાણવામાં ન હતું. તેને મૌન રહેલો જોઇને એક બંધૂકદાર કહેવા લાગ્યોઃ "મને લાગે છે કે હજુ તેઓ મણિપુરમાં હશે."

જગદેવે પુનઃ એક ગાલીપ્રદાન કરીને કહ્યું: "ત્યારે અત્યારસુધી તેં એ વાત મને કેમ ન કહી ? વિના કારણ મારો આટલો સમય ગૂમાવ્યો ?"

બંધૂકદારે જરીક તોરથી જવાબ આપ્યોઃ "અહો, જમાદાર ! મારા ઉપર ગુસ્સે શા માટે થાઓ છો ? મેં કાંઇ તમારી સાથે બોલવાનો પ્રારંભ કર્યો ન હતો. આરંભ તમેજ કર્યો હતો. વળી તમે આ હરામખોરનો પક્ષ લઇને અમારા ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવવામાં તમારો સમય ગૂમાવો છો તેમાં અમે શું કરીએ ? તમે પોતે રાજનિષ્ટ છો, એવું તમને અભિમાન હશે. પરંતુ અમે કહીએ છીએ કે અમે પણ રાણી સરકારને કદીયે બેઇમાન થયેલા નથી."

જગદેવે પુનઃ બૂમ પાડીને કહ્યું: " બસ બસ ! એ ગડબડ બંધ કર ! પહેલાં મને જણાવ કે એ ત્રણે ગુન્હેગારો મણિપુરમાં છે કે નહિ ?

બંધૂકદારે જવાબ આપ્યો: " જરી શાંતપણે સાંભળો તો બધું જણાવીશ. ગુન્હેગારોને શાસન થવું જોઇએ એવું જેમ તમને લાગે છે તેમ મને પણ લાગે છે. અમારા માલિક પણ કાંઇ ઓછા રાજનિષ્ટ નથી. પરંતુ તે રાજમુદ્રિકાની સામે શું કરી શકે ? તે રાજમુદ્રિકા ચોરાયેલી હશે એવી તો એમને કલ્પના પણ નહતી. એટલે તેમણે મુદ્રિકાને માન આપીને કામસેનને છોડી મૂક્યો. અમે તેમ તોયે કામસેન મોટો જાગીદાર છે. રાણી સરકારે તેને તથા સત્યવર્મા અને તેના બે ભાઇઓને ક્ષમા કરી છે એવું જાણ્યા પછી તેમનું યોગ્ય સન્માન કરવું તે જગતપ્રસાદનું કર્ત્તવ્ય છે. એટલે આજે તેમને મોટી મિજબાની આપવાનો અમારા માલિકે વિચાર રાખ્યો હોય તો તેમાં તેમણે કશું ખોટું કર્યું નથી. "

બંધૂકદારનું આ લાંબું ભાષણ સાંભળતાં જગદેવ અત્યંત ઉતાવળો બની ગયો હતો; પરંતુ છેવટનું વાક્ય સાંભળીને તેનો જીવ જરા નીચે બેઠો. તે બોલ્યો: "એમ છે ? ત્યારે હજી પણ તેમને પકડી શકાશે ખરૂં ! તેઓ હજી જગતપ્રસાદના મકાનમાં જ હશે."

મિત્રગુપ્તના મનમાં કામસેનના વિષયમાં મત્સરબુદ્ધિ જાગૃત થઇ હતી. તેણે જવાબ આપ્યો: " જગતપ્રસાદનું મકાન કચેરીની નજીકમાં છે. તે મકાન રસ્તાના ખૂણાપર છે. એટલે કચેરી પાસેથી જે રાજમાર્ગ જાય છે, તે રસ્તાની ડાબી બાજુએ એ મકાન છે. એ મકાનની પાસે એક ગલ્લી છે અને તેની બન્ને બાજુએ મોટા બાગ છે. "

" એ ઘર હું શોધી કાઢીશ, પણ પ્રથમ હું એ પ્રશ્ન કરૂં છું કે તેની સાથે બીજા માણસો કેટલા છે ? " જગદેવે પૂછયું.

" ફક્ત કામસેનના બે સેવકો છે. " બંધૂકદારે જવાબ આપ્યો.

" એટલે તેઓ એકંદરે પાંચ માણસ છે; " જગદેવે કહ્યુંઃ " અને અમે ચાર જણા છીએ. તો તમેજ કહો, અમે તેમને કેદ કરી શકીશું કે નહિ ? તમે મણિપુરના વિશેષ માહિતગાર હોવાથી તમને પૂછું છું. "

" મારો અભિપ્રાય એવો છે કે તમારે એકદમ અમારા મા- લિકને મળવું એટલે તેઓ તેમને પકડવાને માટે તમને મદદ આપશે." બંધૂકદારે કહ્યું.

" મણિપુરમાં બીજા સિપાહીઓ કેટલા છે ? " જગદેવે પૂછયું.

" તમારે જોઇશે તેટલી મદદ મળી શકશે. " બંધૂકદાર બોલ્યોઃ " પણ જો મારૂં માનો તો તમારે બધાએ એકી સાથે જગતપ્રસા- દના મકાન પર જવું નહિ. તમે ત્યાં આવ્યા છો એવું એ લુચ્ચા- ઓને માલૂમ પડશે તો તેઓ એકદમ ત્યાંથી પોબારા કરી જશે. એટલે તમે ગામમાં જઇને ત્યાં એક હનુમાનનું મંદિર છે ત્યાં ઉતારો કરજો. ત્યાંથી જગતપ્રસાદનું મકાન કાંઇ બહુ દૂર નથી. "

" બસ વિશેષ જાણવાની મારે જરૂર નથી. હવે મારે શું કરવું તે હું મારી મેળેજ નક્કી કરી લઇશ. વારૂ-રામ-રામ ! " જગદેવ બોલ્યો.

તેને જવાની તૈયારી કરતો જોઇને મિત્રગુપ્ત તેને વિનવતો બોલ્યોઃ " અહો સરદાર સાહેબ ! અહો જમાદાર સાહેબ ! મને મુક્ત કર્યા સિવાય ન જશો-હું તમારે પગે-"

જગદેવે બેદરકારીપૂર્વક કહ્યુંઃ " તારી સાથે વધારે વાત

કરવાનો અત્યારે સમય નથી. હું તારી વતી જગતપ્રસાદને કહીશ."

"જગતપ્રસાદ પાસે ?" મિત્રગુપ્તે ઉદ્દગાર કાઢ્યો: "એ તો હરામખોર છે."

"તે મારી સાથે હરામખોરી ન કરે એટલે બસ !" જગદેવે ઉચ્ચાર્યું; અને તેણે પોતાના ઘોડાને એડી મારી. બંધૂકદારે પણ મિત્રગુપ્તને લઇને વિલાસપુરની દિશા તરફ ઉપડી ગયા.

## પ્રકરણ ૬ ઠું.

### સહદેવની યુક્તિ.

હવે આપણે મણિપુરમાં પાછા ફરીને જગતપ્રસાદમાં શું ચાલી રહ્યું છે તે જોઇએ. જગતપ્રસાદ સહદેવ-નકુલને પોતાની સાથે ઉપાહારને માટે લઇ ગયો હતો. ત્યાર પછી શું થયું એ તરફ હવે આપણે લક્ષ આપવું જોઇએ. સહદેવ-નકુલ ગમે તેવા તોયે નોકર હતા. એટલે તેમને ઉઠવા બેસવાને માટે યોગ્ય જગ્યા ઓશરી જ ગણાય. ઉપાહાર કર્યા પછી તે બન્ને આગલી ઓશરીપર બેઠા બેઠા ગપ્પાં હાંકતા હતા. પોતાનો માલિક પ્રાણસંકટમાંથી મુક્ત થયો એ વાતથી તેમને અત્યાનંદ થયો હતો. તેમને બિચારાને ક્યાંથી કલ્પના હોય કે તેમ માલિક તુરંગની સમીપ ઊભેલો છે, અને જે વખત જાય છે તે દરમિયાન તેને પકડવાને માટે રાણીના સૈનિકો આવી રહ્યા છે !

પ્રાણસંકટમાંથી બચી ગયેલા ત્રણે સરદારોને મિજબાની આપવાનો જગતપ્રસાદનો વિચાર હોવાથી મકાનમાં સર્વત્ર ધાંધલ

મચી રહી હતી. જગતપ્રસાદને ત્યાં નોકરો જરૂર પૂરતા હોવાથી તમામ માણસો પોતપોતાના કામમાં ગુંથાઇ ગયા હતા. જગતપ્રસાદની માતા જ્ઞાનવતી ખરેખરી ગૃહિણી હોવાથી તે તમામ કામકાજ ઉપર સ્વતઃ દેખરેખ રાખતી હતી. શ્રીપતીરાય અને વિશ્વદત્તને આવતાં વાર લાગશે એવું જગતપ્રસાદના જાણવામાં આવેલું હોવાથી, મિજબાનીનો સમય સ્હેજ મોડો રાખવાનો છે એવી પોતાની માતાને સૂચના કરવાને તે ભોજનગૃહમાં ગયો હતો. ત્યાં કાંઇ ઘરને લગતી વાત નિકળતાં તે પોતાની માતા સાથે વાત કરતો બેઠો હતો.

ઉપાહાર કર્યા પછી સહદેવ અને નકુલ ઓશરીપર બેઠા હતા; એટલામાં ઘોડાના ડાબલાનો અવાજ તેમના કાન ઉપર આવ્યો. આ ઓશરી પરથી સામેના રસ્તાનો અને બાજુની ગલ્લીનો ઘણો ખરો ભાગ દેખાતો હતો. રસ્તા તરફ જોઇને સહદેવ બોલ્યોઃ "જો શ્રીપતીરાય અને વિશ્વદત્ત આ તરફ આવે છે."

"તેઓ આટલી ત્વરાથી શા માટે આવતા હશે?" નકુલે પૂછ્યું.

"ઇશ્વરકૃપાથી બીજું કાંઇ નવું અરિષ્ટ ન આવે તો સારૂં!" સહદેવ બોલ્યો. તે ઉઠ્યો અને આંગણામાં આવ્યો. નકુલ પણ તેની પાછળ જ હતો.

ચંદ્રદુર્ગમાં જે ભયંકર ઘટના બની હતી, તેનું આ બે ભાઇઓની મુદ્રા ઉપર થયેલું પરિણામ હજી ઓછું થયું ન હતું. આંગણામાં આવતાં સહદેવ અને નકુલને જગતપ્રસાદના નોકર સમજીને તે બન્નેએ પોતાના ઘોડા તેમને સુપ્રત કર્યા, અને કાવરી બ્હાવરી તથા ભયચકિત મુદ્રાથી આમતેમ જોતા તેઓ એકદમ મકાનમાં ઘુસ્યા

તેમના ઘોડા પરસેવાથી ભિંજાઈ ગયા હતા અને તેમના મોઢામાંથી ફીણ નિકળતું હતું. એ જોઇને ચકિત બનેલા **સ**હદેવ તથા **ન**કુલ એક બીજા સામે જોવા લાગ્યા.

"આ શો પ્રકાર છે એ કાંઇ સમજાતું નથી." સહદેવ બોલ્યો: "હજુ સુધી તો બધું શાંત છે. એ પરથી કશું સંકટ આવશે એમ લાગતું નથી. વારૂ, તું અહીં રહે. હું પેલા હનુમાનના મંદિર પાસે તળાવ છે ત્યાં જઇને આ ઘોડાને પાણી પાઇ આવું."

"હું પણ તારી સાથે આવીશ." **ન**કુલ બોલ્યો: "જ્યાં **સ**હદેવ ત્યાં **ન**કુલ હોવો જ જોઇએ!"

"આજનો પ્રસંગ જુદો છે. માટે આપણે સાવધ રહેવું જોઇએ. એ માટે તું અહીં રહીને બરોબર લક્ષ આપ. જો તારાથી બની શકે તો આ બન્ને બંધુ આટલી ત્વરાથી અને ભયપૂર્ણ રીતે શા માટે આવ્યા તેની તપાસ કર. હું તે દરમિયાન આવી પહોંચું છું." **સ**હદેવ બોલ્યો.

"જો એવી તારી ઇચ્છા છે તો હું અહીં જ રહીશ." **ન**કુલે કહ્યું.

**સ**હદેવ બન્ને અશ્વો લઇને **હ**નુમાન મંદિર પાસે તલાવ હતું એ તરફ જવાને નિકળ્યો. **સ**હદેવ તથા **ન**કુલ એક અઠવાડિયાથી **મ**ણિપુરમાં હતા. એથી આ શહેરની તેમને પુષ્કળ માહિતી મળી હતી. કારણ કે તેમને કશો કામધંધો નહિ હોવાથી તેઓ આખો દિવસ શહેરમાં આમથી તેમ ચક્કર લગાવતા હતા. તે તળાવ તરફ જતો હતો એ વખતે **જ**ગતપ્રસાદનો ખાસદાર તેના ઘોડા લઇને પાણી પાવા જતો હતો તે મળ્યો. **સ**હદેવ ના, ના, કહેતો હતો એમ છતાં પણ તેણે **સ**હદેવના હાથમાંથી બન્ને ઘોડાની લગામ

લઇ લીધી અને તે ઘોડાને તલાવ તરફ લઈ ગયો. એથી સહદેવ રસ્તાપર ઊભો રહીને ચોતરફ નજર નાખવા લાગ્યો. તે હનુમાનના મંદિરમાં જઇ દર્શન કરીને બહાર આવ્યો. તે વખતે ગામના દરવાજામાં ચાર સ્વાર વાયુવેગે દોડતા આવતા તેની દૃષ્ટિએ પડયા. તેમના પોશાક પરથી તેઓ રાણીના ખાનગી સૈન્ય માંહેના છે એમ તત્કાળ જાણી ગયો. શ્રીપતીરાય અને વિશ્વદત્તને ત્વરાથી આવેલાં જોઇને તેના મનમાં શંકા ઉપસ્થિત થઈ હતી. તેમાં આ સ્વારોના દર્શનથી ઉમેરો થયો અને તે સ્વગત બોલ્યોઃ "આ શો પ્રકાર હશે? આ સ્વારો આટલી ત્વરાથી ક્યાં જતા હશે?"

એવા પ્રકારનો વિચાર કરતો તે મંદિરના દ્વારમાં ઊભો હતો, ત્યાં તે સ્વારો એકદમ તે મંદિરની પાસે આવીને ઊભા રહી ગયા. સ્વારોને આવતા જોઇને મંદિરમાં હનુમાનની પૂજા કરનારો બાવો આગળ આવ્યો. જગદેવે તેને પ્રશ્ન કર્યોઃ "મંદિરમાં અમારે ઉતરવાને માટે સારી જગ્યા છે?"

"હાજી, આપને માટે પૂરતી અને સારી જગ્યા છે. મંદિરની ધર્મશાળાને હું રોજ સાફ કરૂં છું." બાવાએ જવાબ આપ્યો.

જગદેવ પોતાના સોબતીઓને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ "તમે ત્રણ જણા અહીં રહો. હું જગતપ્રસાદ પાસે જઇને ત્યાંની ખબર કાઢી આવું છું." પછી તે બાવા તરફ ફરીને બોલ્યોઃ "બાવાજી! જગતપ્રસાદનું મકાન કેટલું દૂર હશે? મારી સાથે આવીને મને રસ્તો બતાવશો?"

એ સાંભળતાં સહદેવ આગળ આવીને બોલ્યોઃ "ચાલો મારી સાથે હું તમને રસ્તો બતાવીશ."

"તું તેમના સેવકોમાંહેનો કોઇ છે કે શું?" જગદેવે પૂછ્યું.

"હા, મહારાજ!" સહેદેવે સ્હેજ પણ સંકોચ વિના જવાબ આપ્યો, એ જવાબ આપતી વેળાએ તેણે એવો વિચાર કર્યો હતો કે જો આની સાથે વધારે વાત કરવાનો પ્રસંગ મળે તો તેના આગમનનું કારણ જાણી શકાય.

રસ્તે જતાં જતાં જગદેવ બોલ્યોઃ "તારો ભેટો થયો તે સારૂં થયું. હું રાણીના અંગરક્ષક સૈન્યમાંહેનો અધિકારી છું, એ તારા ધ્યાનમાં આવ્યું તો હશે જ?"

"હા, જમાદાર સાહેબ? હું આપની સેવામાં હાજર છું." સહદેવ નમ્રતાપૂર્વક બોલ્યો.

"ઠીક, તું નિમકલાલ સેવક દેખાય છે." જગદેવ કહેવા લાગ્યોઃ "પોતાનું કર્ત્તવ્ય શું છે એનું તને ભાન છે એમ જાણીને મને આનંદ થાય છે." ત્યાર પછી તે સહદેવની સામે દૃષ્ટિ કરીને વિશ્વાસયુક્ત મુદ્રાથી તથા મંદ સ્વરે બોલ્યોઃ "અલ્યા! તારા માલિકને ત્યાં આજે કોઇ મ્હેમાનો આવેલા છે?"

આ પ્રશ્નનો શો જવાબ આપવો તે એકદમ નક્કી નહિ કરી શકવાથી સહદેવે સામો પ્રશ્ન કર્યોઃ "શું? મ્હેમાનો?"

જગદેવ બોલ્યોઃ "હા, મ્હેમાનો-પેલો કામસેન, શ્રીપતીરાય અને વિશ્વદત્ત એ ત્રણ જણા આજે જગતપ્રસાદને ત્યાં છે એ મારા જાણવામાં આવ્યું છે. એ લોકોએ કેવી લૂચ્ચાઇ કરી છે તેની જગતપ્રસાદને માહિતી નથી. એટલે મારે તારા માલિકની એકાંતમાં મુલાકાત લેવી છે."

એમ કહીને જગદેવ સહદેવ તરફ વેધક દૃષ્ટિએ જોવા લાગ્યો. એ લક્ષમાં આવવાથી સહદેવ બોલ્યોઃ "જમાદાર સાહેબ! હું આપની શી સેવા બજાવું?"

જગદેવ બોલ્યો: "સેવા કાંઇ વધારે નથી. માત્ર એ ત્રણ ગુન્હેગારોને માલૂમ ન પડે તેવી રીતે તારા માલિક સાથે મારી મુલાકાત કરાવ એટલે બસ."

થોડો સમય સ્વતઃ વિચાર કરીને સહદેવ બોલ્યો: "એમાં કશી પણ મુશ્કેલી નથી. હું સરલતાથી મારા માલિક સાથે આપની એકાન્તમાં મુલાકાત કરાવી દઇશ."

ત્યારપછી તેઓ જગતપ્રસાદના મકાન પાસે આવ્યા. રાજ-માર્ગમાંથી એક ગલી ફંટાતી હતી એ અમે અગાઉ જણાવી ગયા છીએ. જગતપ્રસાદના મકાનનું એક દ્વાર રસ્તાપર પડતું હતું ત્યારે બીજું પેલી ગલીમાં પડતું હતું. એ ગલીના માર્ગમાંથી જગદેવને લઇને સહદેવ મકાનમાં આવ્યો. તેની કલ્પના પ્રમાણે.મકાનના આ ભાગમાં માણુસોનો આવરોજાવરો ઓછો હતો. આ રસ્તે તે બન્ને જણા કોઇની પણ દૃષ્ટિએ પડયા વગર મકાનની અંદર દાખલ થયા. આ ભાગમાં એક પ્રશસ્ત દિવાનખાનામાં લઇ જઇને સહદેવે જગદેવને બેસાર્યો અને પછી કહ્યું: "મહારાજ! આપ અહીં બેસજો. હું જઇને મારા માલિકને અહીં મોકલું છું."

એમ કહીને તે ત્યાંથી નિકળીને સીધો નકુલ પાસે ગયો, અને તેને કહેવા લાગ્યો: "આપણા માલિકનો જે સામાન આપણી પાસે છે તેની ગાંઠડી અહીં લાવ."

"શું કહે છે? ગાંઠડી લાવું?" નકુલે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

"હા, હા, જલ્દી કર. આપણા માલિક પર કાંઇ વિલક્ષણ સંકટ આવે તેમ દેખાય છે." એમ કહીને સહદેવે નકુલને તમામ હકીકત ટુંકામાં જણાવી. નકુલ ગાંઠડી લઇ આવ્યો એટલે સહદેવે કહ્યું:–"આમાં આપણા માલિકનાં કપડાં છે. લે, આ અંગરખું

પહેરી લે અને આ મંદિલ મસ્તકપર ધારણ કર. ઉતાવળ કર-વાર ન લગાડ."

"હું પોશાક તો પહેરૂં છું પણ તારો શો હેતુ છે?"

"સાંભળ, જગતપ્રસાદ અમુક અગત્યના કામ માટે બહાર ગયા છે. તું તેમનો છોકરો-ભત્રિજો-ભાણેજ-ગમે તે છે-અને તેમની ગેરહાજરીમાં તું ગમે તે કાર્ય કરવાને મુખત્યાર છે, એમ પેલા જમાદારને-જગદેવને જણાવજે-સમજ્યો ?"

નકુલ હાસ્ય કરતો બોલ્યોઃ "સમજ્યો-સમજ્યો, પણ જો ખરેખર જગતપ્રસાદ ત્યાં આવે તો ?"

"હું તેમના ઉપર દેખરેખ રાખું છું અને તેમને ત્યાં આવવા દઇશ નહિ પણ જો, સમય કટાકટીનો છે. આપણે મોટી હૂશિયારી પૂર્વક આપણી યુક્તિને સિદ્ધ કરવી જોઇએ."

"મારા કામ માટે તું કશી પણ ચિંતા કરીશ નહિ."

"ઠીક છે, આપણા માલિકને ખાતર આપણા પ્રાણની પણ દરકાર કરવી ન જોઇએ." સહદેવ બોલ્યો.

તે પછી નકુલ ત્યાંથી ચાલ્યો ગયો અને જ્યાં જગદેવ બેઠો હતો તે દિવાનખાનામાં આવ્યો. સહદેવ ભોજનગૃહ તરફની ચાલીમાં એક દિવાનખાનામાં બેઠો બેઠો પોતાની તલવાર કાઢીને તે સાફ કરવા લાગ્યો. જાણે પોતે એ કાર્યમાં નિમગ્ન બની ગયો હોય એમ લાગતું હતું; પરંતુ તેનું તમામ લક્ષ બહાર કોઇનાં પગલાંનો અવાજ આવે છે કે નહિ તે તરફ હતું.

# પ્રકરણ ૭ મું.

## નકુલ અને જગદેવ.

નકુલ ત્યાંથી નિકળીને જે દિવાનખાનામાં જગદેવ બેઠો હતો ત્યાં ગયો. બન્નેની નજરોનજર થતાં તેણે સભ્યતાપૂર્વક નમન કર્યું. મિત્રગુપ્તના ભાષણથી જગદેવનું મન જગતપ્રસાદના વિષયમાં અત્યંત કલુષિત બન્યું હતું. પરંતુ સહદેવે દર્શાવેલી તત્પરતા તથા નકુલે દર્શાવેલી નમ્રતાથી જગદેવના મન ઉપર સારી અસર થવા પામી–જગતપ્રસાદના સંબંધમાં તેના મતમાં ઘણો ફેરફાર થઈ ગયો. પ્રણામ કરીને નકુલ બોલ્યો: "અહો જમાદાર ! આપ અત્રે આવ્યા અને મારા કાકા સાહેબ બહાર ગયા, એ બન્ને એકી સાથે જ બન્યું હોવાથી મને ખેદ થાય છે ! પરંતુ એટલું સારૂં છે કે આપનો આદરસત્કાર કરવાને તેમની જગ્યાએ હું હાજર છું. આપને શું કામ છે વારૂ ?"

"ત્યારે તમે જગતપ્રસાદના ભત્રિજા થતા લાગો છો ?" જગદેવે પૂછ્યું.

"હાજી, મારી મોટી મા ઘેર છે. તેઓ તથા હું–અમે બન્ને અમારાથી બની શકશે તેટલું આપનું આતિથ્ય કરવામાં કસર કરીશું નહિ." નકુલે જવાબ આપ્યો.

જગદેવ સ્મિતપૂર્વક બોલ્યો: "ઠીક છે, આતિથ્યવિષયમાં આપણે અવકાશે વાત કરીશું. પરંતુ તે પહેલાં મારે એક બીજું મહત્ત્વનું કામ કરવાનું છે."

"આપની શી ઇચ્છા છે?" **નકુલ** ઉત્સાહ દર્શાવતો બોલ્યો: "મારા હાથે તે પૂર્ણ થઇ શકે તેમ હશે તો હું સ્હેજ પણ વિલંબ કરીશ નહિ."

"આપને ત્યાં અત્યારે કામસેન, **શ્રી**પતીરાય અને **વિશ્વદત્ત** એ ગૃહસ્થો મ્હેમાન તરીકે આવેલા છે." **જગદેવ** બોલ્યો.

"હાજી." **નકુલે** ઉત્તર આપ્યો: "અને તેમની હીલચાલ ઉપર નજર રાખવાને હું સેવકોને સૂચના આપતો આવ્યો છું."

"શું? એ બંદોબસ્ત આપે કરી દીધો છે?" **જગદેવે** આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

"હાસ્તો! એ તો મારૂં કર્ત્તવ્ય હતું." **નકુલ** સરલ ભાવે બોલ્યો: "કારણ કે આપે કાકા સાહેબની એકાન્તમાં મુલાકાત લેવાની ઇચ્છા પ્રકટ કરી હતી, **તેમજ** જે તરૂણની સાથે આપ આવ્યા તેની પાસે આપ **શ્રી**પતીરાય અને **વિશ્વદત્તે** કરેલી લૂચ્ચાઇના સંબંધમાં બોલ્યા હતા. એ ઉપરથી તેમને એ લુચ્ચાઇથી પોતાના પૂર્વના અપરાધોમાં ઉમેરો કર્યો છે એવું મારા ધ્યાનમાં આવે એ સ્વાભાવિક હતું. એટલે તેમની હીલચાલ ઉપર દેખરેખ રાખવી એ મારી હવે હું ફરજ સમજું છું."

"આપે એ કૃત્ય બહુ વિચારપૂર્વક કરેલું છે." **જગદેવ** આનંદમાં આવી જઇને બોલ્યો.

"આપ જે કાંઇ યોજના કરો તે અમલમાં મૂકીને મારી રાજનિષ્ટા પ્રદર્શિત કરવી તે મારૂં કર્ત્તવ્ય જ છે. વળી એથી એકી સાથે આપનું સન્માન અને કાકા સાહેબને મદદ કર્યા સમાન ગણાશે."

**નકુલનું** એ ભાષણ સાંભળીને જગદેવ તો પાણી પાણી થઇ

ગયો. જગતપ્રસાદના સંબંધમાં તેના મનમાં જે થોડો ઘણો સંશય હતો તે પણ નકુલના શબ્દોથી તદ્દન નષ્ટ થઇ ગયો. તે ધીમા અને વિશ્વાસદર્શક સ્વરે બોલ્યોઃ "એ ત્રણેને તાબડતોબ કેદ કરવાના છે. તે માટે શી યુક્તિ કરવી ?"

"એટલુંજ ને? એ તો હું પ્રથમથી જ સમજી ગયો હતો." નકુલ બોલ્યો.

"તેમની સાથે માત્ર બેજ સેવકો છે એવું મારા જાણવામાં આવ્યું છે."

"હા, તેઓ કુલ્લે પાંચ માણસો છે. પણ તે મોટા યોદ્ધા છે. પ્રસંગ આવે તેઓ પોતાના જીવપર ઉદાર થઇને પણ લડે તેવા છે." નકુલે જણાવ્યું.

"હું એજ બાબતનો વિચાર કરી રહ્યો છું. અત્યારે તમારા મકાનમાં કેટલા સેવકો છે ?" જગદેવે પૂછ્યું.

"છે બે-ત્રણ પણ તેઓ વૃદ્ધ હોવાથી તેમનાપર આધાર રાખી શકાય નહિ." નકુલે કહ્યું.

"વારૂ, તમારી પાસે અત્યારે બંધૂકદાર અને સિપાહીઓ કેટલા છે ?" જગદેવે બીજો પ્રશ્ન કર્યોઃ "અમે ચાર જણા છીએ."

"અને તમારી મદદમાં હું પાંચમો." નકુલે જવાબ આપ્યોઃ "તે સિવાય હમણાં જે સેવક તમને અહીં લાવ્યો તે પણ શૂરવીર છે. મેં તેનેજ આ ત્રણ જણા ઉપર નજર રાખવાનું સૂચવ્યું છે.'

"તો પછી આપણે છ જણા થયા." જગદેવ બોલ્યોઃ "આપણા છની સામે એ પાંચ કાંઇ વધારે ગણાય નહિ. પણ વખતે તેમનામાંથી એકાદો ઠાર થાય એવો સંભવ છે. જો તેમ થાય તો તમને ફાંસી આપી શકાશે નહિ." જગદેવને ચિંતા થઇ પડી.

નકુલ થોડો સમય વિચારમગ્ન રહ્યાનો ભાવ દર્શાવીને બોલ્યો: " તો પછી અમારા બંધૂકદારોને એકઠા કરીને મકાનની ફરતો ઘેરો ઘાલીએ એટલે થયું. પછી તેઓ ન્હાસી શકવાના નથી અને તેમની સાથે આપણે લડવું પણ પડશે નહિ."

"મેં પણ એજ વિચાર કર્યો હતો અને તેટલા માટે જ હું તમારા કાકા સાહેબની એકાન્તમાં મુલાકાત લેવા ઇચ્છતો હતો." જગદેવે જણાવ્યું.

નકુલ પોતાની જીજ્ઞાસાવૃત્તિ પ્રકટ કર્યા સિવાય જાણે સ્વાભાવિક પ્રશ્ન કરતો હોય તેવા દેખાવપૂર્વક બોલ્યો: " એ ત્રણ જણાએ એવો શો અપરાધ કર્યો છે ? જો કહેવામાં હરકત ન હોય તો કહેજો–નહિ તો એ વિષયમાં મારો આગ્રહ નથી."

" અપરાધ પૂછો છો ?" જગદેવ ક્રૂર મુદ્રા ધારણ કરીને બોલ્યો: " તેઓ બળવાખોર તો ઠરી ચૂક્યા છે. તદુપરાંત તેમણે દેવીની રાજમુદ્રિકા—"

"રાજમુદ્રિકા ? શું એ સંબંધમાં રાણી સાહેબે કરેલો હુકમ રદ કર્યો છે ?" નકુલે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

" જગદેવ ત્રાસપૂર્ણ સ્વરે બોલ્યો: " જો એ હુકમ રદ થયો હોત તો બહુ સારૂં હતું."

" આપ શું કહો છો તે હું બરોબર સમજી શકતો નથી." નકુલ આશ્ચર્ય સહિત બોલ્યો. તેનું આશ્ચર્ય કૃત્રિમ ન હતું. કેમકે રાણીએ પોતાના માલિકને મારી બક્ષી છે એમજ એ તો માનતો હતો.

" હું તમને ટુંકામાં જ કહી દઉં છું. એ રાજમુદ્રિકા ચોરાયેલી—"

" ચોરાયેલી ! તે કોણ ચોરી ગયું હતું ?" નકુલે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

જગદેવે જવાબ આપ્યો: "લક્ષ્મીધનની કન્યા ઇંન્દિરાવતીની કોઇ માલતી નામની મૈત્રિણી છે તેણે તે ચોરી હતી. પણ ઠીક યાદ આવ્યું–એ ઇંન્દિરાવતી પણ આ મકાનમાં જ છે એમ મેં સાંભળ્યું છે."

"હાજી, તેને પણ કેદ કરવાની છે કે શું?" નકુલે પૂછ્યું.

"ના ના, એમ કરવાની કશી આવશ્યકતા નથી." જગદેવ નિષ્કાળજી પૂર્વક બોલ્યો: "કારણ કે મને એવી આજ્ઞા થઇ નથી અને તે આજે અહીં હશે એવી કોઇને કલ્પના પણ ન હતી. પેલા મિત્રગુપ્તને કેદ કરીને તમે વિલાસપુર મોકલ્યો–તે મને રસ્તામાં—"

"એ મોટો બદમાશ મનુષ્ય હતો."

"ના ના, તે એટલો બધો બદમાશ હોય એમ મને તો લાગ્યું નહિ." જગદેવે કહ્યું.

"તેની પૂરી તપાસ થવાની છે. એટલે સત્ય હકીકત નિષ્પન્ન થશે." નકુલે જણાવ્યું.

જગદેવે પૂછ્યું: "પણ તમારા કાકા સાહેબે તેની સાથે જરી અધિક કઠોર વર્તન ચલાવ્યું હતું, ખરૂં?"

"તથાપિ જો આપ કાકા સાહેબ પાસે તેના સંબંધમાં બે શબ્દો સારા કહેશો તો તે વ્યર્થ જશે નહિ." નકુલે અડાવ્યું.

"એ બાબત આપણે પાછળથી વિચાર કરીશું–અત્યારે આપણા મુખ્ય કામ સંબંધી જ આપણે બોલીશું." જગદેવે કહ્યું.

"એ વિષે આપ ચિંતા ન કરો." નકુલ બોલ્યો: "એ ત્રણે જણા અત્યારે બેફિકરા બનીને બેઠા છે. આપ અહીં આવ્યા હશો એવી શંકા પણ તેમને નથી. વળી મારા પેલા ઇમાની સેવકની નજર તેમના પર છેજ!"

"તથાપિ આપણે ઢીલ કરવી જોઇએ નહિ." જગદેવે કહ્યું: "વારૂ, બીજી કશી માહિતીની આપને જરૂર છે? આપનો આવો ઉમદા સ્વભાવ જોઇને મને ઘણો જ આનંદ થાય છે."

નકુલ કિંચિત્ હાસ્યમુદ્રા કરીને બોલ્યો: "આપે હમણાં જણાવેલી વાતથી મને અત્યંત આશ્ચર્ય થયું હતું. કોઈ એક બાઇએ દેવીની મુદ્રિકા ચોરી હતી એવું આપે કહ્યું હતું."

"હા, અને એ મુદ્રિકા તેણે જ આ બે ભાઇઓને આપી હતી. પણ ઠીકજ થયું. આ બે જણા વિલાસપુરની તુરંગમાં પડેલા તેમના ભાઇ સત્યવર્માની પણ ત્યાં મુલાકાત કરી શકશે." જગદેવ બોલ્યો.

નકુલે ચકિત મુદ્રાપૂર્વક પૂછ્યું: "ત્યારે તેને માફી મળ્યાના સમાચાર કચેરીમાં જણાવવામાં આવ્યા હતા તે ખોટા હતા?"

"બિલકુલ ખોટા. હજી સુધી દેવીએ કોઇ પણ ગુન્હેગારને માફી આપી નથી." જગદેવે જણાવ્યું.

નકુલ સભ્યપણાનો ડોળ ઘાલતો બોલ્યો: "આ તો એમણે ભારે બદમાશી કરી! આ વર્તમાન કાકાસાહેબના જાણવામાં આવતાં તેઓ ક્રોધથી આકાશપાતાળ એક કરી મેલશે. ત્યારે એ સત્યવર્મા તુરંગમાં જ છે?"

જગદેવ ગર્વપૂર્વક બોલ્યો: "મેં પોતે તેને કેદ કરીને તુરંગમાં પહોંચાડયો છે. તેને મેં જે વખતે વસંત-મંદિરમાં કેદ કર્યો તે વખતે મારી સાથે છ જુવાનો હતા. તેમાંથી બેને મેં તુરંગમાં પહેરા ઉપર રાખ્યા હતા અને ત્રણને અહીં મારી સાથે લાવ્યો."

"ત્યારે છઠો કયાં ગયો?" નકુલે પૂછ્યું.

"તે દેવી અને માલતીની સાથે રાજમહેલમાં ગયો." જગદેવે ખુલાસો કર્યો.

"શું? દેવી ઇન્દિરાવતીની સાથે?" નકુલે આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"હા, એ હકીકત લાંબી છે. તે બધી અત્યારે હું કહી શકતો નથી. પણ માલતીએ જ રાજમુદ્રિકા ચોરી હતી." જગદેવે કહ્યું.

"હા, એ તો આપે મને પૂર્વે જણાવ્યું હતું. પણ મને તેનું સ્મરણ રહ્યું નહિ. તેને પણ સત્યવર્માની સાથે તુરંગમાં મોકલી આપી હશે?" નકુલ બોલ્યો.

"તેને કડક શાસન થયા સિવાય રહેશે નહિ." જગદેવે કહ્યું: "તે સાથે પેલી બીજી બૂઢ્ઢીને પણ રાણી સખ્ત શિક્ષા કરશે."

"એ બીજી બૂઢ્ઢી કોણ?" નકુલે પૂછ્યું.

"વસંત-મંદિરના માલિક લક્ષ્મીધનની બ્હેન-રેણુકા."

"એણે વળી શો અપરાધ કર્યો છે?" નકુલે બીજો પ્રશ્ન કર્યો: "થોડા સમયમાં વિલાસપુરમાં ઘણા અવનવા બનાવો બની ગયા લાગે છે!"

"હા, એમ છે ખરૂં. રેણુકાબાઈએ શો અપરાધ કર્યો છે તે મારા જાણવામાં નથી. પણ ખૂનના આરોપસર લક્ષ્મીધનને કેદ કરવામાં આવ્યો હતો." જગદેવે જણાવ્યું.

"કોને? નગરશેઠ લક્ષ્મીધનને? ઈન્દિરાવતીના પિતાને?" નકુલે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"હા, તેને જ." જગદેવ બોલ્યો: "મેં પોતેજ તેને કેદ કર્યો હતો. તેણે મારા તાબાના એક સિપાહીને ઠાર કર્યો છે એવું મને લાગ્યું હતું. તે એક જ દિવસે હું વસંત-મંદિરમાં બે વખત ગયો હતો. એક વાર બપોરે અને બીજી વાર દીવા થયા પછી. તેમાં બપોરે મેં લક્ષ્મીધનને પરહેજ કર્યો હતો."

"પણ તેણે પોતે જ એ સિપાહીનું ખૂન કર્યું હતું!"

"પ્રથમ મારી એવી કલ્પના હતી ખરી, પરંતુ જ્યારે રાત્રીએ સત્યવર્માને કેદ કરવામાં આવ્યો ત્યારે એવું જાણવામાં આવ્યું કે તેણે [ સત્યવર્માએ ] મારા સિપાહીનો પ્રાણ લીધો હતો. તે સિપાહી તેની સાથે લડતાં લડતાં મરણ પામ્યો હતો. ગમે તેમ હોય પણ સત્યવર્માની દેહાન્તશિક્ષા હવે ટળવાની નથી. જે ગતિ સત્યવર્માની તે જ ગતિ તેના ભાઇઓ અને કામસેન મારા હાથમાં આવશે એટલે તેમની પણ થશે."

"તમારા કથનપરથી એકંદરે વિલાસપુરનું વાતાવરણ અત્યંત ક્ષુબ્ધ બનેલું દેખાય છે." નકુલ બોલ્યો. આ વખતે તે આ સિવાય બીજી કાંઇ માહિતી જગદેવ પાસેથી મળી શકે તેમ છે કે નહિ એ બાબત મનમાં વિચાર કરી રહ્યો હતો.

એટલામાં જગદેવ બોલ્યો: "તેજ દિવસે એક બીજા ગૃહસ્થને પણ કેદ કરવામાં આવેલ છે, એવું જો તમને કહેવામાં આવે તો તે તમને કદાચ ખરૂં ન પણ લાગે!"

"વળી બીજો કોણ આફતનો ભોગ થઇ પડ્યો છે?" નકુલે ઉત્કંઠાપૂર્વક પ્રશ્ન કર્યો.

"દેવી ઇન્દિરાવતીનો ખાનગી કારભારી-પ્રદ્યુમ્નરાયનો પુત્ર સૂર્યદત્ત." જગદેવે કેદ થનાર ગૃહસ્થનું નામ જણાવ્યું.

"એ તો પેલા સત્યવર્માના કાકાનો દીકરો!" નકુલ બોલ્યો.

"હા, તેનું ઘર અહીંથી નજીકમાં છે એમ મારા સાંભળવામાં છે. તેનો બાપ પ્રદ્યુમ્નરાય અત્યંત રાજનિષ્ટ છે." જગદેવે કહ્યું.

"મને પણ એમ જ લાગે છે." નકુલે જણાવ્યું: "કારણ કે પ્રત્યક્ષ પોતાના ભાણેજને પણ દેહાન્તશિક્ષા કરાવવાને તે પ્રયત્ન

ચલાવી રહ્યો હતો." અહીં વાચકોએ એટલું લક્ષમાં રાખવું કે પ્રદ્યુમ્નરાયનો અંત આવ્યો એ બાબતની માહિતી નકુલને પ્રાપ્ત થઇ ન હતી.

જગદેવ બોલ્યો: "અહો! પણ ગપ્પાં મારતાં મારતાં આપણે ઘણો સમય વિતાડી દીધો. હવે તમે તમારા બંધૂકદાર અને સિપાહીઓને ક્યારે બોલાવશો?"

"હું હવે એક ઘડીની અંદર તેમને એકઠા કરૂં છું." નકુલે કહ્યું: "એ કામ મારે પોતે જ કરવું જોઇએ."

"ત્યારે હું ત્યાં સુધી આ ઓરડીમાં બેઠો છું. કારણ કે હું અહીં છું તે પેલા બંડખોરોના જાણવામાં આવવું જોઇએ નહિ. નહિતર બધો શ્રમ વ્યર્થ જવાનો."

"એ વાત સાચી છે. દેવી ઇન્દિરાવતીના અંગરક્ષક સૈનિકોના જમાદાર આ મકાનમાં છે એવી તેમને જાણ થાય તો એ લોકો સાવધ થઇ જાય ખરા. પણ આપની સાથેના જુવાનોની શી વ્યવસ્થા છે?"

"આ પકડાપકડીના સમયે તેઓ અહીં હાજર રહેવા જોઇએ." જગદેવ બોલ્યો: "જો હું તેમને મૂકીને આ બંડખોરોને પકડવાનું કાર્ય કરૂં તો તેમને માઠું લાગે એ એક કારણ, અને બીજું કારણ એ કે જો કદાચ બે હાથ કરવાનો સમય આવે તો મારા સૈનિકો તમારા બંધૂકદારો કરતાં બમણા શૌર્યપૂર્વક લડશે. જો કે તમારા બંધૂકદારો લડાઇ કરવામાં કાચા છે એમ—"

"આપનું કથન એકંદરે સાચું છે." નકુલે કહ્યું: "અમારા બંધૂકદારો ગમે તેવા તોયે ગામડાના. તેઓ રાણીસરકારના અંગરક્ષકોની સાથે પોતાની સરખામણી કરી ન જ શકે. વારૂ, આપની

શી આજ્ઞા છે? હું હનુમાનના મંદિર સુધી જઇને આપના સૈનિકોને બોલાવી લાવું? પરંતુ તેઓ માત્ર મારા કહેવા ઉપરથી આવશે ખરા?"

"ના, તેમને નિશાની બતાવ્યા સિવાય તો તેઓ નહિ આવે." જગદેવે જવાબ આપ્યો: "માટે આ નિશાની તેમને બતાવજો." એમ કહીને તેણે પોતાની આંગળીમાંથી વીંટી કાઢીને નકુલને આપી. તે લઇને નકુલ ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૮ મું.

### યઃપલાયન.

હવે આપણે થોડી વાર સહદેવની કામગીરી તરફ લક્ષ આપીએ. જે ઓરડીમાં નકુલ અને જગદેવ વાતો કરતા બેઠા હતા, તે ઓરડી તરફ કોઇ આવે છે કે કેમ એ જોતો તે ઓશરીપર આમથી તેમ આંટા મારતો હતો. લગભગ પાએક ઘડી સુધી તો ત્યાં કોઇ પણ આવ્યું નહિ, પરંતુ તે પછી જગતપ્રસાદ પોતે જ ત્યાં આવતો દેખાયો.

તેની સહદેવ તરફ દૃષ્ટિ જતાં તેણે પ્રશ્ન કર્યો: "કેમ, તમારી વ્યવસ્થા બરોબર થઇ છે ના ?"

સહદેવે પોતાને મોટું આશ્ચર્ય થયું હોય એવો ડોળ કરીને કહ્યું: "મહારાજ ! આપ એટલામાં જ પાછા કેવી રીતે આવ્યા ?"

જગતપ્રસાદે પણ વિસ્મયપૂર્ણ મુદ્રાથી પ્રશ્ન કર્યો: "હું આવ્યો ? એટલે હું ક્યાં ગયો હતો ?"

સહદેવે પોતે ચકિત થયો હોય એવી મુદ્રા કરીને કહ્યું: "અહો! ત્યારે તો એ બાતમી આપના કાન ઉપર આવી નથી કે શું?"

"અરે પણ તું આ કહે છે શું? શી બાતમી? વારૂ, પણ તારો સોબતી ક્યાં છે?" જગતપ્રસાદે ઉપરાછાપરી પ્રશ્નો કર્યાં.

"એ તો પેલું વહાણ જોવાને માટે બંદરપર ગયો છે."

"કયું વહાણ?" જગતપ્રસાદે પૂછ્યું.

"ગઇ કાલે પેલા ચાંચીયાનું વહાણ ડૂબી ગયું હતું તે."

"શું! ગઇ કાલે ડૂબ્યું હતું તે?"

"હા, મહારાજ!" સહદેવ બોલ્યો: "હમણાં જ બંદરપરથી આપને એવો સંદેશો મોકલવામાં આવ્યો હતો કે ગઇ કાલે ડૂબેલું વહાણ દરિયાપર તરતું થયું છે. એટલે બની શકે તો તેને કિનારાપર લાવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે."

"એવો સંદેશો અહીં આવ્યો હતો? છતાં એ વાત મને કોઇએ પણ જણાવી નહિ?" જગતપ્રસાદ ગુસ્સાપૂર્વક બોલ્યો.

"અહો! હવે મને યાદ આવ્યું. જે માણસ એ સંદેશો લાવ્યો હતો તેને એમ લાગ્યું હતું કે આપ ક્યાંક બહાર ગયેલા છો. પણ હવે મને લાગે છે કે એમ માનવામાં તેની ભૂલ થઇ હતી." સહદેવે બનાવટ કરવા માંડી.

"જમવાને હજી થોડી વાર છે. ત્યાં સુધીમાં હું બંદરપર જઇને જોઇ આવું." એમ કહીને ત્વરાથી વસ્ત્રો ધારણ કરીને જગતપ્રસાદ બંદર તરફ જવાને નિકળ્યો.

જગતપ્રસાદને બહાર ગયેલો જોઈને સહદેવને અત્યાનંદ થયો. તેના ગયા પછી પાંચ દશ પળની અંદર જ નકુલ તેની પાસે આવ્યો. તેના મુખ ઉપર આનંદની છટા દેખાતી હતી. તે ઉપરથી તેને

સુપ્રત થયેલા કાર્યમાં તેને પણ યશ મળ્યો છે, એમ સહદેવના લક્ષમાં આવી શક્યું.

નકુલ બોલ્યો: "હજુ સુધી તો બધું ઠીકઠાક છે. એ જમાદારના મનમાં હજુ સુધી બિલકુલ શંકા આવી નથી. જો આ પ્રમાણે બીજો પણ થોડો સમય મળે તો આપણે તેને હાથતાળી આપી શકીશું."

ત્યાર પછી તેણે જે વસ્ત્રો ધારણ કર્યાં હતાં તે કાઢી નાખીને પુનઃ પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં. તે વસ્ત્ર બદલાવતો હતો એ દરમિયાન તેણે બનેલી હકીકત ટુંકામાં સહદેવને કહી દીધી. છેવટે તે બોલ્યો: "એ જમાદારને એક ઘટિકા સુધી તો કશી પણ શંકા આવશે નહિ."

"અને એક ઘટિકા સુધીમાં જગતપ્રસાદ પણ બંદરપરથી પાછો ફરી શકશે નહિ." સહદેવ બોલ્યો: "માટે આપણે હવે એક ઘટિકાની અંદર તમામ કાર્ય આટોપી લેવું જોઇએ."

"વારૂ, પણ પ્રથમ આપણે આપણા ઘોડા લાવવા કે આપણા માલિકને સાવધ કરવા?" નકુલે પૂછ્યું.

"આપણે પ્રથમ આપણા માલિકને વસ્તુસ્થિતિથી વાકેફ કરવા તે વધારે સારૂં; કારણ કે પછી શું કરવું તેનો વિચાર તેઓ સ્વતઃજ કરીને આપણને આજ્ઞા કરે તેને આપણે અનુસરવું." સહદેવે સૂચવ્યું.

એવો વિચાર કરીને તેઓ પોતાના માલિક પાસે ગયા. તેઓ કઇ સ્થિતિમાં કામસેન પાસે જઇને ઊભા રહ્યા હતા એ અમે ચોથા પ્રકરણના અંતમાં જણાવી ગયા છીએ. જગદેવના આગમ-

મનના વર્ત્તમાન જણાવીને સહદેવ બોલ્યો: "મહારાજ ! આપે હવે અહીંથી પસાર થઇ જવું જોઇએ !"

"આપણે શત્રુ સાવધ થાય તે પહેલાંજ અહીંથી પસાર થવું જોઇએ." નકુલે કહ્યું: "જો કે આપણે આ મોટા સાહસનું કામ કરવાનું છે ખરૂં, તથાપિ તેમાં આપણને યશ મળશે એવી મારી ખાત્રી છે."

"કારણ કે વિલાસપુરથી ત્રણ સ્વારો સાથે એ જમાદાર અહીં આવ્યો છે." સહદેવ બોલ્યો.

"એટલે તેઓ કુલ્લે ચાર જ સ્વાર ને ? આપણે પાંચ જણા છીએ !" કામસેન બોલ્યો.

"તો પણ જો જરી પણ ગરબડ થઇ તો અહીં પુષ્કળ લોકો એકઠા થઇ જશે અને જગતપ્રસાદના બંદુકદારો પણ આવી પહોંચશે." નકુલે મુશ્કેલીનો ખ્યાલ આપ્યો.

"એ વાત ખરી છે. આપણે એકદમ અહીંથી પલાયન થવું જોઇએ." શ્રીપતરાય બોલ્યો.

"પલાયન તો થવું, પણ તેને માટે સાધનો જોઇશે ને ?" વિશ્વદત્તે સૂચવ્યું.

"અમે ઘોડા લઇ આવીએ છીએ." સહદેવ બોલ્યો.

"અમારા અશ્વો તો અત્યારે બિલકુલ નકામા જેવા છે." શ્રીપતરાયે જણાવ્યું: "તેમનાથી હવે આગળ એક કોશભરનો પ્રવાસ પણ થઇ શકે તેમ નથી."

"એ ખરૂં, એ વાત મારા ધ્યાનમાં ન રહી." સહદેવ બોલ્યો: "આપના ઘોડા બિલકુલ થાકી ગયા છે–પણ મને એક બીજી યુક્તિ સુજી છે !"

" શી યુક્તિ ? " વિશ્વદત્તે પ્રશ્ન કર્યો.

" આપે બન્નેએ મારો તથા નકુલનો ઘોડો લઇને પલાયન થવું. " સહદેવ કહેવા લાગ્યો: " અમે અમારૂં જોઇ લઇશું. જે યુક્તિ આ વખતે અમે લડાવી છે એવી જ વળી બીજી યુક્તિ લડાવીશું."

" તમે યુક્તિ લડાવી છે ? એટલે મારે માટે તમે તમારા ઉપર કશું સંકટ ખેંચી લીધું છે કે શું ? " કામસેન બોલ્યો.

" હા, એમણે એવું જ કશું કર્યું હોય એમ લાગે છે. " ઇન્દિરાવતી કૃતજ્ઞતાપૂર્વક બોલી.

" અમે જો એવી યુક્તિ કરી ન હોત તો એ જમાદાર ક્યારનોયે ફાવી ગયો હોત. તે સીધો જગતપ્રસાદને મળત અને બંધુકદારોને એકત્ર કરીને આપણને જાણ થયા સિવાય જ આપને તેણે પરહેજ કર્યા હોત. " સહદેવે જણાવ્યું.

" જો એમ હોય તો તમારા જીવને જોખમમાં નાખવાની અમારી ઇચ્છા નથી. " શ્રીપતરાયે કહ્યું: " અમારૂં અમે જોઇ લઇશું. કામસેન ! હવે અમે જઇએ છીએ. અત્યારે વધારે સમય વાતોમાં ગાળવો તે યોગ્ય નથી. ઇન્દિરાવતી ! અમે હવે તમારી પણ રજા લઈએ છીએ."

" પરંતુ આમ કરવાથી તમે સંકટમાં પડશો એમ મને લાગે છે. " કામસેન બોલ્યો.

સહદેવે પણ કહ્યું: " અહો, મહારાજ ! આપ પૂરતો વિચાર કરીને જે કરવું હોય તે કરજો. દુર્દૈવે આપને એક બીજી દુ:ખદાયક વાર્ત્તા જણાવવાનું અમને પ્રાપ્ત થયું છે. આપના બંધુ સત્યવર્મા વિલાસપુરની તુરંગમાં પડેલા છે."

એ વર્તમાન સાંભળીને એ બન્ને બંધુના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો. શ્રીપતરાય બોલ્યોઃ " પણ તો પછી માલતીએ તેને એક વખત છોડાવ્યા પછી તે પુનઃ સપડાયો હોય એમ લાગે છે."

" મહારાજ ! તે ગમે તેમ હો, પણ આપના બંધુ હમણાં કેદમાં છે એ વાત ખરી." સહદેવે કહ્યું: " જો અમારા વિષયમાં પૂછો તો વિશેષ કાળજી કરવાનું કારણ નથી. અમને શું કરશે ? બહુ બહુ તો થોડી શિક્ષા કરશે, અમને ફટકા મારશે, તુરંગમાં નાખશે, કિંવા બહુ કરશે તો અમારાં નાક કાન કાપીને અમને કાઢી મેલશે."

" તમારૂં ઔદાર્ય ખરેખર પ્રશંસનીય છે." શ્રીપતરાય બોલ્યો: "વારૂ આપણા શત્રુ કેટલી વારમાં સાવધ થઇ શકે એમ લાગે છે ?"

" માત્ર એક ઘડીનો—પણ એટલોયે સમય મળશે એમ ખાત્રીથી કહી શકાય નહિ." સહદેવે કહ્યું.

" અહીં કોઇ ભાડાથી અથવા વેચાતા ઘોડા આપનાર ગૃહસ્થ છે કે નહિ ?" વિશ્વદત્તે પ્રશ્ન કર્યો.

" ઠીક યાદ આવ્યું !" નકુલ બોલ્યો: " અહીંથી બસો પગલાં દૂર એક મંદિર છે. તેની પાસે એક ગૃહસ્થ ભાડે ઘોડા આપવાનો ધંધો કરે છે."

" બરોબર, બરોબર; એ મંદિર મેં જોયું છે." શ્રીપતરાય બોલ્યો: " કામસેન ! બંધુ ! હવે અમે જઇએ છીએ. અહીંથી અમે સીધા વિલાસપુર જઇશું. કારણ કે જો સુદૈવે સત્યવર્મા હયાત હોય તો તેની મુક્તિને માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ."

" ભલે, હું પણ એ તરફ જ આવીશ." કામસેન બોલ્યોઃ

'કારણ કે ઇન્દિરાવતીને તેના પિતાને સ્વાધીન કરી દઉં એટલે પછી હું છૂટો થઇ જાઉં."

ત્યારપછી એ બન્ને ભાઇઓ ત્યાંથી ચાલી નિકળ્યા. બાદ સહદેવે કામસેનને કહ્યું: "મહારાજ ! અમે પણ આપણા ઘોડા તૈયાર કરીએ છીએ."

કામસેન બોલ્યો: "આપણા ત્રણ ઘોડા છે, પણ આને માટે એક ઘોડો વધારે જોઇશે."

"એની આપ ચિંતા ન કરશો." નકુલે કહ્યું: "જગતપ્રસાદના તબેલામાં પુષ્કળ ઘોડા છે. તેમાંનો એક આવા પ્રસંગે જો આપણે ઉપયોગમાં લઇએ તો તેમાં આપણો વિશેષ દોષ ગણાશે નહિ."

કામસેને તેનો કશો પણ ઉત્તર આપ્યો નહિ. જગતપ્રસાદે આજ સુધી તેની સાથે પ્રેમપૂર્ણ વર્તન રાખ્યું હતું. છતાં પણ તેનો અશ્વ ગુપચૂપ ચોરી જવામાં તેને કશો પણ સંકોચ થયો નહિ. તે બન્ને એકજ સંપ્રદાયના હતા અને એ સંપ્રદાયના નિયમ મુજબ ગુરૂબંધુએ પરસ્પર મુસ્કેલીના સમયમાં સહાય કરવી એ તેમની ફરજ હતી. એથી જો જગતપ્રસાદનો ઘોડો પોતે લઇ જાય તો માત્ર તેને જણાવ્યા સિવાય તેની સહાય લીધી છે એમ ગણાય તેમ કરવામાં પોતે કશું પણ ખોટું કરતો હોય એમ તે માનતો ન હતો.

સહદેવ અને નકુલે પોતપોતાના ઘોડા તૈયાર કર્યા અને ઇન્દિરાવતી માટે પણ એક ઘોડા ઉપર ખોગીર નાખ્યું. તે વખતે જગતપ્રસાદના નોકરને તેમણે એવી થાપ આપી કે મણિપુરના નગરશેઠ અને લક્ષ્મીધન શેઠ વચ્ચે અત્યંત સ્નેહ હોવાથી તેમણે ઇન્દિરાવતીને પોતાનાં ત્યાં બોલાવી છે. તે માટે તેને સારૂ અમે ઘોડો તૈયાર કર્યો છે. કામસેનજી પણ તેમની સાથે જતા હોવાથી અમારે તેમની સાથે જવું પડે છે.

સહદેવના પ્રસ્તુત કથનથી નોકરના મનનું સમાધાન થયું, બાદ નકુલે પ્રવાસની તૈયારી થયાના સમાચાર કામસેનને આપ્યા. તે ચોતરફ નજર રાખતો ઊભો રહ્યો અને પ્રથમ તેણે કામસેન તથા ઇન્દિરાવતીને બહાર જવાનું કહ્યું. સુદૈવે તેઓ તબેલા સુધી ગયા તે દરમિયાન કશું પણ વિઘ્ન આવ્યું નહિ. ચારે જણાં ઘોડા-પર સ્વાર થયા પછી સહદેવ બોલ્યો: "આપણે આરંભેલા કપટ-નાટકનો અંત લાવવાને માટે નકુલે હનુમાનના મંદિરમાં જઇને ત્યાં ઉતરેલા સિપાહીઓની મુલાકાત લેવી જોઇએ. નહિ તો જમાદાર હજુ સુધી પાછા કેમ ન આવ્યા, એવી શંકાથી તેઓ ત્યાં ઉતા-વળા થશે, અને યોગ્ય સમય આવ્યા પહેલાં જ આપણી શોધની શરૂઆત થશે. માટે નકુલે મંદિરમાં જઇને તે સિપાહીઓને કહેવું કે તેમણે જગદેવની એક ઘટિકાપર્યંત રાહ જોવી. એટલે તેઓ એક ઘટિકા સુધી સ્વસ્થ રહેશે અને તે દરમિયાન આપણે કેટલેક દૂર ચાલ્યા ગયા હોઇશું. નકુલે એ કાર્ય કરીને પશ્ચિમના દરવાજે આવીને આપણને મળવું."

એ ઠરાવ પ્રમાણે કામસેન, સહદેવ અને ઇન્દિરાવતી એ ત્રણ જણાંએ એક બાજુએ તથા નકુલે બીજી દિશાએ પોતાના અશ્વ ચલા-વ્યા. નકુલ હનુમાનના મંદિરમાં ગયો, અને અહીં પણ તેણે જેમ જગ-દેવને જણાવ્યું હતું તેમ પોતે જગતપ્રસાદનો ભત્રિજો છે એમ સિપાહીઓને જણાવીને તેમને પેલી જગદેવની વીંટી સંકેતચિહ્ન તરીકે આપી; અને એક ઘટિકા સુધી સ્વસ્થપણે જગદેવની રાહ જોવાની તેમને સૂચના કરી. એટલું કરીને તે પશ્ચિમ દિશા તરફના દરવાજા તરફ ગયો અને ત્યાં તેની રાહ જોતા ઊભેલાં ત્રણે જણાંને મળીને તે ચારે જણાંએ ઝપાટાબંધ પોતાનો પ્રવાસ શરૂ કર્યો.

નકુલ ગયા પછી થોડી વારે હનુમાન મંદિરનો બાવો સિપાહીઓ પાસે આવ્યો, અને તેણે પૂછ્યું: "હમણાં અહીં કોઇ આવ્યું હતું એમ લાગે છે. કોઇ મારી પાસે આવ્યું હતું કે શું?"

એક સિપાહીએ જવાબ આપ્યો: "તમારી પાસે કોઇ પણ આવ્યું ન હતું. માત્ર જગતપ્રસાદનો ભત્રિજો અમારી પાસે આવ્યો હતો."

"કોણ આવ્યો હતો કહો છો?" બાવાએ આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

"તમે બરોબર સાંભળતા લાગતા નથી!" સિપાહીએ કહ્યું: "ફરીથી કહું છું, ધ્યાન આપીને સાંભળો-જગતપ્રસાદનો ભત્રિજો અમારી પાસે—"

"પ્રથમ તમે એમ કહ્યું હતું એ મેં સાંભળ્યું હતું, અને તેથી જ મેં પુનઃ તમને પ્રશ્ન કર્યો હતો. મને લાગે છે કે આ આવેલો ગૃહસ્થ કોઇ પણ લફંગો હોવો—"

"તમે આમ અર્ધુંપર્ધું કેમ બોલો છો? જે હોય તે સ્પષ્ટ કહી નાખો ને?" એક સિપાહીએ બાવાજીને કહ્યું

"સ્પષ્ટ શું કહું?" બાવાજી બોલ્યા: "જગતપ્રસાદને મૂળે ભાઇ જ નથી તો પછી તેને ભત્રિજો ક્યાંથી હોય? મારો આખો જન્મારો આ શહેરમાં ગયો છે. મને જગતપ્રસાદ અને તેના કુટુંબની રજેરજ માહિતી છે. હું ખાત્રીથી કહું છું કે તેને એક પણ ભત્રિજો નથી."

બાવાજીના એ શબ્દો સાંભળીને સિપાહીઓના પેટમાં ધ્રાસકો પડયો અને જગદેવનું શું થયું હશે એ બાબતમાં તેમને ચિંતા થઇ પડી. "વિશ્વાસઘાત! વિશ્વાઘાત! વિશ્વાસઘાત!" એમ બૂમ

પાડતાં તેઓ પોતપોતાના ઘોડાપર ચડી બેઠા અને બાવાજીને જગતપ્રસાદનું મકાન બતાવવાને પોતાની સાથે લઇને તેઓ મંદિરમાંથી બહાર પડયા.

---

## પ્રકરણ ૯ મું.

### અજાણ્યો ગૃહસ્થ.

હવે આપણે પહેલા શ્રીપતરાય અને વિશ્વદત્તની પાછળ પાછળ જઇએ. જગતપ્રસાદનું મકાન છોડીને તેઓ એકદમ પેલા મંદિર પાસે જે માણસ ઘોડા ભાડે આપવાનો ધંધો કરતો હતો તેના મકાન પર ગયા. આ વખતે તે ગૃહસ્થ પોતાના ઘર પાસે આંગણામાં એક ખાટલો નાખી પાન સોપારી ખાતો બેઠો હતો. તેની પાસે જઇને શ્રીપતરાયે કહ્યું: "અમારે અમુક જરૂરના કામને માટે બે ઉત્તમ ઘોડા જોઇએ છે. મળશે કે નહિ?"

"નહિ, મહારાજ!" ભાડે આપનારો બોલ્યો; "ના પાડતાં મને ઘણો જ ખેદ થાય છે. આપના જેવા ગૃહસ્થ પાસેથી સારો બદલો મળસે એવી મારી ખાત્રી છે. પરંતુ લાચાર છું કે મારો કશો પણ ઉપાય નથી."

વિશ્વદત્ત નિરાશાપુર્વક બોલ્યો: "તમે સારા ઘોડા રાખો છો તથા જ્યારે જોઇએ ત્યારે તમારે ત્યાં ઘોડા મળી શકે છે એવી તમારી ખ્યાતી છે, તેમ છતાં આજે આમ કેમ?"

"મારી પાસે ઉત્તમ ઘોડા નથી એવું કાંઇ નથી. પરંતુ તે બધા આજે રોકાઇ ગયા છે." ભાડુ કરનારે કહ્યું,

"તે ઘોડા અત્યારે અહીં છે કે નહિ ?" શ્રીપતરાય બોલ્યો: "હોય તો કહો-જોઈએ તેટલા પૈસા માગો-વેચાતા આપશો તો પણ હરકત નથી."

"ચાર ઘટિકાપૂર્વે એક ગૃહસ્થ અહીં આવેલ છે. તેમણે એ બધા ઘોડા રોકી લીધા છે." જવાબ મળ્યો.

"તમને જો હરકત ન હોય તો એ ગૃહસ્થને અમે સમજાવીએ." વિશ્વદત્તે કહ્યું.

"અને એમ છતાં પણ જો એ ઘોડા અમને નહિ મળે તો પછી તે આપવાની મારે તમને ફરજ પાડવી પડશે." શ્રીપતરાયે ઉમેર્યું.

ઘોડા ભાડે આપનાર જરા મોટા સ્વરે બોલ્યો: "તમારા જેવા મોટા સદ્‌ગૃહસ્થ આવા શબ્દો માત્ર મજાકમાં જ ઉચ્ચારે છે એવી મારી ખાત્રી છે. પરંતુ હું ઘણા દિવસથી આ ધંધો કરૂં છું. એટલે તમારી ધમકી મારી પાસે ચાલી શકે એમ નથી."

શ્રીપતરાય બોલ્યો: "અમે સરકારી કામ માટે ઘોડા માગીએ છીએ અને તે અમને મળવાજ જોઇએ. જે મુદ્રિકાને સર્વેએ માન આપવું જોઇએ, અને તે મુદ્રિકા જેની પાસે હોય તેના હુકમને દેવી ઇન્દિરાવતીના હુકમ પ્રમાણેજ માનવો જોઇએ—"

ભાડે આપનાર ગૃહસ્થ સ્હેજ ઠંડો પડીને બોલ્યો: "એવો અધિકાર આપની પાસે હોય તો–" શ્રીપતરાયે પોતાની પાસેથી રાજમુદ્રિકા તેને બતાવી. એટલે તે વધારે નરમ પડી ગયો.

તેજ વખતે મકાનના એક ભાગમાંથી એક ગૃહસ્થ બહાર આવ્યો. જે ગૃહસ્થે ઘોડા રોકી લીધા હતા તેજ આ ગૃહસ્થ હતો. શ્રીપતરાય પોતાના અધિકારનું વર્ણન કરી રહ્યો હતો એ સાંભ-

ળીને તે ગૃહસ્થ વિલક્ષણ રીતે હાસ્ય કરતો તેની સામે જોઇ રહ્યો હતો. તેના આ હાસ્યથી **શ્રી**પતરાય મનમાં ચમક્યો, પરંતુ બહા- રથી તેણે પોતાના હૃદયની ભીતિ જણાવા દીધી નહિ. મુદ્રિકા જોતાં ભાડે આપનાર ગૃહસ્થ નરમ પડી ગયો અને તે ઘોડા ઉપર જીન ચડાવવાને માટે તબેલામાં ગયો.

તે ચાલ્યો ગયો ત્યારબાદ પેલો નવીન ગૃહસ્થ નજીક આવ્યો અને બોલ્યોઃ " આપને ઘોડાની અતિશય જરૂર છે કે શું ? જો હોય તો કહો, હું તમને ખુશીથી મદદ કરીશ. પણ જો તમે ધમકી આપશો તો હું તમારૂં બિલકુલ સાંભળનાર નથી. "

" હું ધમકાવતો નથી. પરંતુ આ મુદ્રિકાની સત્તાથી આપને આજ્ઞા માત્ર કરૂં છું. " **શ્રી**પતરાય બોલ્યો.

નવીન ગૃહસ્થે કહ્યુંઃ " બસ કરો. હું આપને બરોબર ઓળખું છું. આપની પાસે એ મુદ્રિકા છે એ વાત સાચી. તથાપિ આ પ્રસંગે હું તેની પરવા કરીશ એવું આપ ધારતા હો તો આપની ભૂલ થાય છે. હું એ મુદ્રિકાનું અત્યારે અપમાન કરૂં તો પણ આપ મને શાસન કરાવી શકો તેમ નથી, એટલુંજ નહિ પણ ઉલટો હું–"

" શું આપ આ રાજમુદ્રિકાનું અપમાન કરવાની હિમ્મત કરો છો ? " વિશ્વદત્ત વચ્ચે બોલી ઉઠયો.

" જરી આ બાજુએ આવો. આપને બે શબ્દો ખાનગીમાં કહેવાના છે. એ સાંભળશો એટલે પછી બધું આપ સમજી શકશો. "

નવીન ગૃહસ્થનું એ ભાષણ સાંભળીને બન્ને બંધુઓએ પર- સ્પર નેત્રસંકેત કરીને પરસ્પર સાવધ રહેવાની સૂચના કરી. આ ગૃહસ્થ શત્રુ નિકળે છે કે મિત્ર–તેના ઉપર તેમના ભવિષ્યની યોજ- નાનો આધાર હતો. જે ગૃહસ્થની સાથે પોતે વાત કરી રહ્યા હતા

તેના એકંદર લક્ષણપરથી તે કુલિન છે એવું તેમના ધ્યાનમાં આવ્યું હતું. એટલું જ નહિ પણ તે શ્રીમંત હોવો જોઇએ એવી પણ તેમની કલ્પના હતી. તે ગૃહસ્થ બન્ને ભાઇઓને ઘરમાં લઇ ગયો અને ત્યાં એક મંચકપર બેસીને તેણે ધીમેથી કહ્યું: "અહો, સરદાર સાહેબ! આપને ઘોડા જોઇતા હોય તો તે હું માત્ર એક જ શરતે આપને આપી શકીશ."

"શું કહો છો? શરત! એટલે તમારૂં કહેવું શું છે?" શ્રીપતરાય બોલ્યો.

પોતે કરેલા સાહસને છેવટ સુધી વળગી રહેવાના ઇરાદાથી વિશ્વદત્ત બોલ્યો: "આપ આ રાજમુદ્રિકાનું અપમાન કરશો?"

વિશ્વદત્ત એ સિવાય બીજું પણ કાંઇક બોલ્યો હોત, પરંતુ એ નવીન ગૃહસ્થ પુનઃ એવી વિલક્ષણ રીતે હસ્યો કે તેનું મ્હોં બંધ થઈ ગયું. તે નવીન ગૃહસ્થ બોલ્યો: "અહો સરદાર! આપને વાર થતી હશે. આપને કઇ દિશા તરફ જવું છે?"

આ પ્રસંગે ખરૂં કહેવું તે જ હિતાવહ છે એમ લાગવાથી શ્રીપતરાય બોલ્યો: "અમારે વિલાસપુર જવું છે."

"બહુ સારૂ," નવીન ગૃહસ્થે કહ્યું: "એ વાર્ત્તા મને પણ અનુકુળ છે. હું પણ તમારી સાથે જ આવું છું. તમે કુલિન તરૂણ હોવાથી હું તમારા ઉપર વિશ્વાસ રાખીને આવા અણીના પ્રસંગે હું તમને મદદ કરૂં છું. પણ એ મદદના બદલામાં તમારે માત્ર મારી એક કામગીરી અવશ્ય કરવી પડશે."

"અમારાથી બની શકે તેમ હશે અને એ કામથી અમારી આબરૂને બટ્ટો લાગે તેમ નહિ હોય તો અમે તેમાં પાછા પગ

કરનાર નથી. પછી તે કામગીરી ગમે તેટલી મુશ્કેલી ભરી હોય તો તેમાં વાંધો નથી." શ્રીપતરાય બોલ્યો.

"હું જે કાર્ય તમને સોંપીશ તે તમારી યોગ્યતાને શોભે તેવું જ હશે. હું તમને હલકું કાર્ય કરવાનું કદી પણ કહેવાનો નહિ. મારો અને તમારો અદ્યાપિ પરિચય થયો નથી. જો કે વખત જશે તેમ મારો સ્વભાવ કેવો છે એ તમારા જાણવામાં આવશે."

એ પ્રમાણે ભાષણ થતું હતું તે વખતે પેલા અજાણ્યા ગૃહસ્થના બે સેવકો તેની પાસે આવ્યા. તેમને જોઇને તે ગૃહસ્થ આ બે બંધુઓને ઉદ્દેશીને બોલ્યો: "મારે આ બે સેવકોને કેટલીક સૂચના કરવાની છે, તે કરીને હમણાં હું પાછો આવું છું." એમ કહીને તે ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

તે ગયા પછી વિશ્વદત્ત બોલ્યો: "આ ગૃહસ્થ કોણ હશે વારૂ? મને લાગે છે કે તે કોઇ ખાનદાન કુટુંબનો હોવો જોઇએ."

શ્રીપતરાય બોલ્યો: "પણ આ મુદ્રિકાના સંબંધમાં ખરી હકીકતની માહિતી તેને કેવી રીતે મળી હશે? આપણે ફસાઇ તો નહિ જઇએ ને?"

"એમ થશે નહિ." વિશ્વદત્ત બોલ્યો: "આપણે પ્રત્યેક સ્થળે સંશયગ્રસ્ત બનીએ તે ચાલવાનું નહિ. આ ગૃહસ્થ સરલ સ્વભાવનો લાગે છે."

"પણ તેની મુદ્રા ઉપરથી તે મોટો ચતુર અને વિચિક્ષણ દેખાય છે." શ્રીપતે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

તદપિ તેની મુદ્રાપરથી તે લબાડ હશે એમ લાગતું નથી." વિશ્વદત્તે જણાવ્યું.

"રહે, જો તે પાછો આવે છે. ગમે તેમ હોય પણ આ

પ્રસંગે તેના ઉપર વિશ્વાસ રાખ્યા સિવાય આપણો છૂટકો નથી." શ્રીપતરાય બોલ્યો.

નવીન ગૃહસ્થ તેમની પાસે આવ્યો અને બોલ્યોઃ "મારૂં કામ પૂરૂં થઇ ગયું છે. ચાલો આપણે રસ્તે લાગીએ."

એટલામાં ભાડે ઘોડા આપનારો ગૃહસ્થ પણ ઘોડા લઇને આવ્યો. તે જીન કસીને જે ઘોડા લાવ્યો હતો એ ઉત્તમ પ્રકારના હતા. એ ઘોડા જોઇને પ્રવાસ કરવાને ઉત્સુક બનેલા આ બન્ને બંધુ ખુશ થયા. નવીન ગૃહસ્થે મોટા કૌશલ્યપૂર્વક અને સહજ-ગત્યા પોતાના અશ્વ પર સ્વારી કરી. તે પરથી તે ઘોડેસ્વારીમાં કુશળ હોવો જોઇએ એમ સહજ રીતે જ આ બે બંધુ સમજી શકયા. ત્યારપછી તેઓ પણ પોતાના ઘોડાપર આરૂઢ થયા અને તેમણે ત્રણેએ ત્યાંથી પ્રયાણ કર્યું.

થોડો સમય સુધી તેઓ પોતાના અશ્વો ધીમે ધીમે ચલાવે જતા હતા. પૂર્વ તરફના દરવાજા પાસે આવતાં જ તેમણે પોતાના અશ્વોની ગતિ થોડી વધારી. નવીન ગૃહસ્થ સહુની આગળ હતો. તે આ બન્ને બંધુઓને ઉદ્દેશીને બોલ્યોઃ "સરદાર સાહેબ! હવે આપના ઘોડાને એડી લગાવો. મણિપુર અને તમારી વચ્ચે જેટલું વધારે અંતર પડે એટલું તમારે માટે ઇષ્ટ છે, એ હું જાણું છું. તેમ છતાં પણ આ સૂચના ખાસ કરીને હું કરૂં છું તેનું કારણ એ છે કે મારે પણ અમુક સ્થળે પહોંચવાની ઉતાવળ છે."

તેમણે પોતાના ઘોડા દોડાવવા માંડયા અને કશું પણ નહિ બોલતાં કિંવા સમય નહિ ગૂમાવતાં થોડા સમયમાં તેમણે ચાર-કોસનું અંતર કાપી નાખ્યું. આ પ્રવાસ દરમિયાન આ બન્ને બંધુના મનમાં અજાણ્યા ગૃહસ્થના સંબંધમાં અનેક વિચારો ઘોળાયા કરતા

હતા. આ અજાણ્યો મનુષ્ય આપણો મિત્ર છે કે કોઇ વિશ્વાસઘાતી મનુષ્ય છે એવી શંકા પણ વચ્ચે વચ્ચે તેમના મનમાં આવ્યા કરતી હતી.

આ નવીન ગૃહસ્થનું વય લગભગ પીસ્તાળીશ વર્ષની ઉપરનું હતું. અદ્યાપિ તેના મસ્તકનો એક વાળ પણ કાળો થયો નહતો. તેનો ચ્હેરો ભરાવદાર અને સુરેખ હતો અને તેની મુદ્રાપરથી તે હુશિયાર, કાર્યદક્ષ, ધીટ અને ધૂર્ત દેખાતો હતો. એકંદરે તે પુરુષ અત્યંત ભવ્ય દેખાતો હતો. તેને જોનારના મનમાં સ્વાભાવિક રીતે એવો ભાવ થતો કે આ મનુષ્ય સહાસિક અને લીધેલી વાત નહિ છોડે એવો હોવો જોઇએ. તે કદમાં ઉંચો હતો અને તેનું વૃક્ષસ્થળ વિશાળ હતું. તેના બાહુ પુષ્ટ અને ઢીંચણથી નીચે સુધી પહોંચતા હતા. તે શરીરે જરીક સ્થૂલ દેખાતો હતો ખરો, તોપણ એ સ્થૂલપણાને લીધે તેની શક્તિમાં ઉણપ આવી નહતી. તેનો પોશાક અત્યારે ધૂળથી ભરાઇ ગયો હતો તોપણ તે મૂલ્યવાન્ છે એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. પરંતુ તે ગૃહસ્થે પોતાના અંગ ઉપર પોશાક ધારણ કરતાં વિશેષ કાળજી લીધી હોય એમ લાગતું ન હતું.

મણિપુર ચાર કોસ પાછળ રહી ગયા પછી આ નવીન ગૃહસ્થે પાછળ જોઇને સંભાષણનો પ્રારંભ કર્યો: "સરદાર સાહેબ! આપ આ જનાવરને જરા ધીમે ધીમે ચાલવા દો. આપણે અત્યારે મણિપુરથી ઘણા દૂર આવ્યા છીએ. તમારી પાછળ પડનારાઓ હવે તમને પકડી શકે તેમ નથી, એવી મારી ખાત્રી છે. અત્યારે આપણે મેદાનમાં પ્રવાસ કરતા હોવાથી આપણી નજર ઘણે દૂર સુધી પહોંચશે અને આપણી પાછળ કોઇ આવતું હશે તો તેને ઘણે દૂરથી આપણે જોઇ શકીશું."

તેની એ સૂચના પ્રમાણે આ બન્ને બંધુઓએ પોતાના ઘોડાનો વેગ કમી કર્યો. ત્યારપછી થોડો સમય અન્ય વિષયના સંબંધમાં તેમનું સંભાષણ ચાલ્યું. એ ભાષણ દરમિયાન યોગ્ય સંધિ જોઇને વિશ્વદત્ત બોલ્યો: "મહારાજ! અમારા મનમાં જે એક બે વાતોના સંબંધમાં તળમળ લાગી રહી છે તેના વિષયમાં જો અમે આપને કાંઇ પ્રશ્ન કરીએ તો આપ અમારા ઉપર ગુસ્સે ન થશો. રાજમુદ્રિકા અમારા હાથમાં યોગ્ય માર્ગે આવી નથી એ આપના જાણવામાં કેવી રીતે આવ્યું તે અમારે સમજવાની જરૂર છે. તેમજ આપ જે કાર્ય અમારી પાસે કરાવવા માગો છો તે કેવા પ્રકારનું છે એ પણ અમારે સમજવું જોઇએ. અમે સંકટમાં હતા તે વખતે અમારી પ્રત્યે મિત્રત્વ દાખવીને આપે અમને સહાય કરી છે તે આપનો અમારા ઉપર મોટો ઉપકાર થયો છે. અમારા ઉપર આવો ઉપકાર કરનાર આપ કોણ છો એ જો અમારા સમજવામાં ન આવે તો અમારા મનની તળમળ કદી પણ શાંત થઇ શકશે નહિ."

"આપના આ પ્રશ્નોનો ઉત્તર આપતાં પહેલાં હું જ આપને પૂછું છું કે આપનો ભવિષ્યનો વિચાર શો છે?' નવીન ગૃહસ્થ બોલ્યો: "આપનો ભવિષ્યનો બેત મારા જાણવામાં આવશે અને તે યોગ્ય છે એમ જો મને લાગશે તો હું આપની વિરૂદ્ધ નહિ જતાં આપને સહાય જ કરીશ."

તેનો એ પ્રશ્ન સાંભળીને ઉભય બધુંએ એક બીજા તરફ દૃષ્ટિ કરી, અને કશો પણ ઉત્તર નહિ આપતાં તેઓ સ્વસ્થ રહ્યા.

એ જોઇને પેલો અપરિચિત ગૃહસ્થ બોલ્યો: "સરદાર સાહેબ! તમને મારો વિશ્વાસ આવતો નથી એથી મને કાંઇ માઠું લાગતું નથી. તથાપિ અત્યારસુધી મેં તમારી સાથે જે વર્તન

રાખ્યું છે તે ઉપરથી હું તમારો મિત્ર છું એવી તમારી ખાત્રી થવી જોઇતી હતી. હું તમારાં નામ જાણું છું; એટલુંજ નહિ પણ તમારા સંબંધમાં બીજી પણ ઘણી માહિતી મને છે. તમો બન્ને તથા તમારા બંધુ સત્યવર્મા ઉપર દેવી ઈન્દિરાવતીનો રોષ ઉતર્યો છે અને તમને દેહાન્તશિક્ષા ફરમાવવામાં આવી છે એ પણ હું જાણું છું. જે વેળાએ આ શિક્ષા તમને કરવામાં આવી હતી તે વખતે તમો ત્રણે બાલવયમાં હતા; અને અપરાધ એટલે શું તેનો પણ તે વેળાએ તમને ખ્યાલ ન હતો. અર્થાત્ તમોએ કશો પણ અપરાધ કરેલો નથી એવી મારી ખાત્રી છે."

આ નવીન ગૃહસ્થનું પ્રસ્તુત ભાષણ સાંભળીને એ બન્ને બંધુઓ આશ્ચર્ય અને ઉત્સુકતાપૂર્વક તેના મુખ સામે જોઇ રહ્યા. પછી વિશ્વદત્તે કહ્યું: "મહારાજ! આપનું કથન અક્ષરશઃ ખરૂં છે. અમોએ કશો પણ અપરાધ કરેલો નહિ હોવા છતાં અમને શિક્ષા થઇ છે. રાણીએ અમને શા કારણથી બંડખોર ઠરાવ્યા છે તે અમારા જાણવામાં નથી. છેલ્લાં બાર-બાર વર્ષ અમે અજ્ઞાતવાસમાં મોટા દુઃખપૂર્વક ગાળ્યાં છે. માત્ર તેમાં સમાધાનકારક એટલુંજ છે કે અમે અપરાધી છીએ એવું અમારાં મન અમને કહેતાં નથી. એક વખત રાણીના મુખમાંથી અમુક મનુષ્ય રાજદ્રોહી છે એવું બહાર પડયું કે સહુ લોકો તેને રાજદ્રોહી સમજે છે. પછી તેને કોઈ સ્થળે આશ્રય મળતો નથી. બધા લોકો તેનો દ્વેષજ કરે છે. આ શું અન્યાય ન કહેવાય? તો મહારાજ! હું પૂછું છું કે અમારા સંબંધમાં ન્યાયબુદ્ધિને મનમાં સ્થાન આપનાર આપ ઉદાર ગૃહસ્થ કોણ છો?"

તેનું એ ભાષણ સાંભળીને નવીન ગૃહસ્થે પોતાની શુભ્ર દંતપંક્તિ કિંચિત્ દેખાય એ પ્રમાણે સ્હેજ હાસ્ય કર્યું; અને મુખ્ય પ્રશ્ન બા-

જુએ રાખીને જવાબ આપ્યો: "હું તમારો મિત્ર છું, શત્રુ નથી. અત્યારે એટલું જ બસ છે, હું ઇશ્વરને શાક્ષી રાખીને કહું છું કે હું તમને બુદ્ધિપુર્વક કદી પણ દુઃખ દઇશ નહિ. તમે વિલાસપુર જઇને શું કરવાના છો તે મારે જાણવું જોઇએ. કારણ કે તો પછી હું તમને યોગ્ય સૂચના આપીને સાવધ કરી શકીશ. વારૂ, સત્યવર્મા તુરંગમાં છે એ તમારા જાણવામાં છે?"

"હા, મહારાજ!" બન્નેએ એકી સાથે ઉત્તર આપ્યો.

નવીન ગૃહસ્થે પૂછ્યું: "તો પછી તમે વિલાસપુર શા માટે જાઓ છો? તમે ત્યાં જઇને તેનો છૂટકો કરશો એમ જો તમને લાગતું હોય તો એ તમારૂં ગાંડપણ છે એમ જ હું કહીશ! તમે બળજોરીથી અથવા કપટથી તેને મુક્ત કરશો એમ જો તમને લાગતું હોય તો હું ખાત્રીથી કહું છું કે એ પ્રયત્નમાં તમને યશ મળશે નહિ. વિલાસપુરની તુરંગની આસપાસ હાલમાં સખ્ત બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. વારૂ, બીજા કોઇની તમને મદદ મળશે એમ તમને જો લાગતું હોય તો તેમાં પણ તમે નિરાશજ થવાના."

"એટલે? આપ આ શું કહો છો?" વિશ્વદત્તે સ્હેજ આશ્ચર્ય અને સ્હેજ શોકમિશ્રિત સ્વરે પ્રશ્ન કર્યો.

"તમારા કાકા પ્રદ્યુમ્નરાય તો હમણાં જ ગુજરી ગયા છે. એ સમાચાદ તમારા જાણવામાં હશેજ. તે કોઇ અકસ્માતથી મરણ પામ્યા છે એવું મેં સાંભળ્યું છે. માત્ર તેમને શો અકસ્માત થયો હતો એ મારા જાણવામાં નથી." નવીન ગૃહસ્થે કહ્યું.

"ત્યારે તેઓ મરણ પામ્યાની બાતમી આપના કાન ઉપર પણ આવી લાગે છે?" શ્રીપતરાય બોલ્યો.

"હું આજે આવતી વખતે ચંદ્રદુર્ગ થઇને આવ્યો હતો. તે

વખતે તેના સંબંધમાં તપાસ કરતાં તે મરણ પામ્યો છે એવું મારા જાણવામાં આવ્યું હતું. મણિપુર આવવાની મારે ઉતાવળ હોવાથી મેં વિશેષ તપાસ કરી ન હતી." અપરિચિત ગૃહસ્થે જવાબ આપ્યો.

"અમારો કાકો મરણ પામ્યો છે એ વાત સાચી છે." વિશ્વદત્ત બોલ્યો: "પણ તેની પાસેથી અમને કશો લાભ કિંવા સહાય મળવાની આશા જ ન હતી. તેનો પુત્ર સૂર્યદત્ત ઘણા ઉત્તમ સ્વભાવનો છે. વળી દરબારમાં તેનું વજન પણ સારૂં છે. પરંતુ એ વાત આપને કહેવાની જરૂર નથી. કેમકે એ હકીકતની આપને સારી માહિતી હોવી જોઇએ."

"સારી કેમ ? પૂરતી માહિતી છે." નવીન ગૃહસ્થ બોલ્યો: "તથાપિ વિલાસપુરથી જે તાજી બાતમી મને મળી છે તે ઉપરથી હું એમ કહી શકું છું કે સૂર્યદત્ત તરફથી આપને સહાય મળવાની આશા નથી."

"કેમ ? એનું શું કારણ ?" બન્ને ભાઇઓએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"મહારાજ ! આપને દુઃખપ્રદ વાર્તા જણાવવાનું મારા નસીબમાં આવ્યું છે એથી મને ઘણો ખેદ થાય છે. પરંતુ ખરા વર્ત્તમાન તમારે જાણવાજ જોઇએ." નવીન ગૃહસ્થ બોલ્યો: "જે દિવસે અને જે વખતે સત્યવર્માને પકડવામાં આવ્યો તેજ દિવસે અને તેજ સમયે રાણીના હુકમથી સૂર્યદત્તને પણ કેદ કરવામાં આવ્યો છે !"

એ વર્ત્તમાન સાંભળીને આ બન્ને બંધુઓને ખેદ થયો. તેમણે સૂર્યદત્ત ઉપર રાણીનો રોષ ઉત્તરવાનું કારણ પોતાના સાથીદારને પૂછ્યું.

"એ કાંઇ મારા જાણવામાં આવ્યું નથી." તેણે જવાબ

આપ્યો: " સૂર્યદત્તે કશી ભૂલ કરી હોય તો રાણીને તેના પર ગુસ્સો ચડવાનું—"

" સૂર્યદત્ત મોટો ઉદાર પુરુષ છે." શ્રીપતરાય બોલ્યો: " તેણે કદાચ અમારા વડીલ બંધુને સહાય કરી હશે. તે રાણીનો ખાનગી કારભારી હોવાથી રાણીના જૂલ્મનો નિષેધ—"

" તેના સંબંધમાં તમારે તમારા મનમાં બિલકુલ આશા રાખવી નહિ. અત્યારે તો તે કેદમાંજ હશે. યદાકદાચિત્ તે થોડા સમયમાં મુક્ત થશે અથવા કદાચ મુક્ત થયો હશે એવી કલ્પના કરીએ તો પણ તે હવે રાણીના ખાનગી કારભારીની જગ્યાએ આવે તેમ તો નથીજ. તેનો પિતા મરણ પામેલો હોવાથી તેને હવે પોતાનો ગૃહ-વ્યવહાર સંભાળવો પડશે. એકંદરે આવી સ્થિતિ છે. એટલે વિલાસપુર જવાથી તમારૂં કાર્ય સિદ્ધ થવાનું તો બાજુએ રહ્યું, પણ કદાચ તમે પણ ફસાઇ પડવાનો ભય છે. એ માટે હું તમને કહું છું કે તમે કાંઇ ભળતુંસળતું સાહસ કરશો નહિ. માત્ર ઇશ્વર ઉપર આધાર રાખો અને તે પોતાની અગમ્ય શક્તિથી તમને કશો માર્ગ દર્શાવશે એવો વિશ્વાસ રાખો ! "

એ શબ્દો ઉચ્ચારીને આ નવીન ગૃહસ્થે અર્થપૂર્ણ દૃષ્ટિથી બન્ને બંધુ તરફ જોયું. તે ઉપરથી પોતાને સહાય કરવાની તેની ઇચ્છા છે એમ આ બન્ને ભાઇઓને લાગ્યું અને તેમણે પોતાના ઘોડા ઊભા રાખ્યા.

વિશ્વદત્ત બોલ્યો: " મહારાજ ! ઇશ્વરેજ આજે આપની અને અમારી મુલાકાત કરાવી આપી છે ! તેજ સર્વસાક્ષી પરમેશ્વર આપના મનમાં પ્રેરણા કરીને આપના જ હાથે અમને સુખી કરવાનો હશે તો કોને માલૂમ ? "

શ્રીપતરાયે કહ્યું: "ઇશ્વરની એવી જ ઇચ્છા હોવી જોઇએ! આપનો સ્વભાવ કેટલો ઉદાર છે તેની ખાત્રી આપના આ મિત્રત્વના આચારણપરથી અમને થઇ શકી છે."

"અહો સરદાર સાહેબ!" નવીન ગૃહસ્થે કહ્યુ: "મારા બોલવાનો ભળતો અર્થ કરીને તમે ઉતાવળા બની જઇને આશાના નાદે ન લાગો તો વધારે સારૂં. આપણો પરિચય હજી તાજો જ છે. પ્રથમ આ પ્રવાસ દરમિયાન આપણે પરસ્પર મદદ કરીને, બાંધેલા મિત્રસંબંધને દૃઢ કરવાની જરૂર છે."

"મહારાજ! આપ ગમે તે કહો તો પણ આપના ઉદાર અંતઃકરણમાં અમને જગ્યા મળેલી છે અને અમારૂં કલ્યાણ આપનાજ હાથે થવાનું છે એવી અમારી ખાત્રી થતી જાય છે. આપ કોણ છો એ હજુ અમારા જાણવામાં નથી અને આપ પોતે સ્વેચ્છાથી આપનું નામગામ વગેરે જણાવશો ત્યાંસુધી એ વિષયમાં અમે આપને કશું પણ પૂછવાના નથી. અમે આંધળાની માફક આપનાપર વિશ્વાસ મૂકેલો છે. હવેથી આપ અમને આજ્ઞા કરનાર અને અમે આપના હુકમ પ્રમાણે વર્ત્તનાર! અમને આપના ઉપર કેટલો વિશ્વાસ છે એ જોવું હોય તો આપ અમને એકાદી કામગીરી સોંપો, એટલે—"

"શાહબાસ! મિત્રો, શાહબાસ! આપનું મન આટલું ખૂલ્લું છે એ જોઇને આપના સ્નેહ માટે મને અભિમાન થાય છે. ચાલો, આપણે હવે થોડોક માર્ગ વટાવીએ."

એમ કહીને એ નવીન ગૃહસ્થે પોતાના અશ્વને એડી લગાવી. તે આગળ તથા આ બન્ને બંધુ પાછળ એ પ્રમાણે તેમણે ઝપાટાથી પ્રવાસ કરવા માંડયો. કેટલાક કોસ ગયા પછી ઘોડાને પુનઃ

વિશ્રાંતિ આપવાની તેમને જરૂર લાગી. આટલા સમય સુધી વિશ્વદત્ત અને શ્રીપતરાય એ બન્ને અનેક પ્રકારના વિચારમાં નિમગ્ન બની રહ્યા હતા. છેવટે નવીન ગૃહસ્થે પુનઃ ભાષણનો પ્રારંભ કર્યો. તે બોલ્યોઃ "વચ્ચે તમે મને એક પ્રશ્ન કર્યો હતો, પરંતુ તેનો મેં ઉત્તર આપ્યો ન હતો એ તમારા ધ્યાનમાં હશે જ. એ પ્રશ્ન એટલે કે રાજમુદ્રિકા તમારી પાસે યોગ્ય માર્ગે નહિ આવ્યાની બાતમી મને કેવી રીતે મળી તે. તમે પુનઃ એ વિષે મને કેમ કશું પૂછતા નથી?"

"હવે એ પ્રશ્નની કશી ગરજ જ નથી." વિશ્વદત્ત બોલ્યોઃ "કારણ કે જે સાધનથી સૂર્યદત્તને અને અમારા બંધુને કેદ કર્યાના વર્તમાન આપના જાણવામાં આવ્યા હશે તે જ સાધનથી આ રાજમુદ્રિકા દેવી ઇન્દિરાવતીના વસ્ત્રાગારમાંથી કેવી રીતે ચોરાવા પામી હતી એ પણ આપના જાણવામાં આવ્યું જ હશે."

નવીન ગૃહસ્થ સ્મિતપૂર્વક બોલ્યોઃ "હું જે કામગીરી તમને સોંપવાનો છું તે કામગીરીમાં–અહો શ્રીપતરાય! આપના હાથમાં રહેલી આ રાજમુદ્રિકા અતિશય ઉપયોગી થઇ શકે તેમ છે."

બન્ને બંધુઓએ એકબીજા તરફ દૃષ્ટિ કરી. તેઓ પોતાના આ સાથીદારના સંબંધમાં કશી પણ કલ્પના કરી શકતા ન હતા. તેના વર્તનનું રહસ્ય તેમના ધ્યાનમાં આવતું ન હતું. તથાપિ તેઓ પોતાના કુટુંબઘાતના વિચારમાં એટલા બધા હતાશ બની ગયા કે તેઓ જે કાંઇ બોલી ગયા હતા તેમાંનો એક પણ શબ્દ પાછો ખેંચવાનું તેમના મનમાં આવ્યું ન હતું કે આ ગૃહસ્થની સોબત છોડી દેવી એવો વિચાર પણ તેમના મનમાં દાખલ થયો ન હતો.

શ્રીપતરાય પોતાના હાથમાંહેની વીંટી તરફ જોતો બોલ્યોઃ

"મહારાજ! આપ ગમે તે આજ્ઞા કરો! તેને સિદ્ધ કરવાને માટે અમે એકપગે તૈયાર છીએ."

તે ગૃહસ્થે કહ્યું: "હજી એ કામગીરી સુપ્રત કરવાને અવકાશ છે. ચાલો, આપણે થોડાક આગળ વધીએ."

પુનઃ ઝપાટાથી પરંતુ મૌનપણે તેમનો પ્રવાસ શરૂ થયો. નવીન ગૃહસ્થ સર્વથી આગળ હતે.। ઘોડા બહુજ હાંફી ગયા હતા, તોપણ તે વિશ્રાંતિ લેવાને માટે સૂચના કરતો ન હતો. એક પછી એક ડુંગરા, ખાણો, ખેતરો, વ્હેળા વગેરેને પાછળ મૂકતા તેઓ એક સરખી રીતે આગળ વધ્યા કરતા હતા. આ રસ્તાની વિશ્વદત્ત તથા શ્રીપતરાયને બિલકુલ માહિતી ન હતી. પરંતુ પેલા અપરિચિત ગૃહસ્થને તે રસ્તાની રજેરજ માહિતી હોવાથી વાંધો આવે તેમ ન હતું.

એ પ્રમાણે પ્રવાસ કરતાં મણિપુર ઘણા ગાઉ દૂર રહી ગયું. ઘોડા બિલકુલ હાંફી ગયા હતા. હવે તે આગળ પ્રવાસ કરી શકે તેમ નથી એવી સ્થિતિ આવી, એટલે પેલા નવીન ગૃહસ્થે એક ઝાડી પાસે પોતાના ઘોડાને ઊભો રાખ્યો. આ ઝાડીથી થોડા અંતરપર એક કિલ્લા જેવી ઇમારત હતી. તે ઇમારતનો કેટલોક ભાગ આ ત્રણ જણા જે સ્થળે ઊભા હતા ત્યાંથી દેખાતો હતો. એ સ્થળે નવીન ગૃહસ્થ કિલ્લાપરથી નીચે ઉતર્યો અને બોલ્યો: "સરદાર સાહેબ! આ કિલ્લામાં મારૂં એક કામ કરવાનું છે. તે જો તમારા હસ્તે સિદ્ધ થશે તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે મારા જીવમાં જીવ છે ત્યાં સુધી હું ગમે તેટલી મહેનત કરીને પણ તમારો હેતુ સિદ્ધ કરવાને માટે પ્રયત્ન કરીશ."

# પ્રકરણ ૧૦ મું.

## સ્નેહલતા.

આ નવીન ગૃહસ્થને નીચે ઉતરેલો જોઇને બન્ને બાઃ પણ પોતાના ઘોડાપરથી નીચે ઉ૮ લાગ્યા. પરંતુ તેમને નીચે નહિ ઉતરવાની સૂચના કરીને, ઝાડી٭ દેખાતી ઇમારત તરફ આંગળી કરીને તે ગૃહસ્થ બોલ્યોઃ " પેલ સામે ઇમારત દેખાય છે તેનું નામ રત્નમંદિર છે. આ જગ્ માલિકી અત્યારે એક વિધવા બાઇની છે અને એ બાઇનું વિલાસિની છે. એ બાઇને તમે ઓળખો છો ? "

તે બન્ને જણાએ નકારાત્મક જવાબ આપ્યો.

ત્યારપછી તે બોલ્યોઃ " સરદાર સાહેબ ! તમે આ ઝા ફરંટી મારીને પેલી બાજુએ કિલ્લાનું પ્રવેશદ્વાર છે એ તરફ જા એ દિશાએથી તમે જશો એટલે તમે વિલાસપુરથી આવો એમ એ કિલ્લામાં રહેનાર લોકોને લાગશે. ઘોડા હાંફી ગયા છે પરથી તમે ત્વરાથી પ્રવાસ કર્યો હશે એમ સહજ જ તેમના ધ્યા આવશે. અર્થાત્ તમારૂં કામ અત્યંત જરૂરનું છે એવું તે લક્ષમાં આવશે. ઘોડાપરથી ઉતરતાં એકદમ તમે કહેજો કે તમારે ઇન્દિરાવતીના અમુક કામ માટે વિલાસિની બાઇને મળવું છે. બાઇની ભેટ થતાં તેને આ વીંટી તમે બતાવજો એટલે ત૨ ઉપર તેનો વિશ્વાસ બેસશે. ત્યારપછી તમે સ્હેજ પણ ન અચ! બેધડકપણે કહેજો કે તમે રાણીની આજ્ઞાથી સ્નેહલતાને મળ માટે આવ્યા છો ! મેં જે કહ્યું તે બરોબર ધ્યાનમાં રહ્યું છે ને

"હાજી." શ્રીપતરાયે જવાબ આપ્યો.

નવીન ગૃહસ્થ બોલ્યોઃ "મારે એ સ્નેહલતાને મળવું છે. તે માટે તમે ગમે તે યુક્તિ કરીને તેને એ ઇમારતની બહાર લઇ આવો. તમારી પાસે આ વીંટી હોવાથી તમને બહાર આવતાં હરકત આવવાની નથી."

"આપનું એ કાર્ય અમે પાર પાડીશું. પરંતુ તે પહેલાં મારે આપને થોડું પૂછવાનું છે." શ્રીપતરાય બોલ્યો.

"ખુશીથી પૂછો." નવીન ગૃહસ્થે કહ્યું.

"પ્રથમ તો મારે એ પૂછવાનું છે કે જેમ આ મુદ્રિકા ચોરાયાના વર્તમાન બીજા કેટલાકોના જાણવામાં આવ્યા છે તે પ્રમાણે તે આ કિલ્લામાં રહેનારા લોકોના જાણવામાં આવ્યા નહિ હોય એમ શા પરથી કહી શકાય ?"

કિંચિત્ વિચાર કરીને તે બોલ્યોઃ "તમારી આ શંકા યોગ્ય છે. પરંતુ એ બાતમી આટલી વ્હેલી અહીં પહોંચી હોય એમ મને લાગતું નથી."

વિશ્વદત્ત બોલ્યોઃ "ભલે, આપે અમને જે યોગ્ય મદદ કરી છે તેને ખાતર અમારે આ સાહસ કરવું જ જોઇએ. પણ બીજી વાત એ છે કે સ્નેહલતાને બહાર લાવતાં તેને આપનું નામ જણાવવું પડશે કે કેમ?"

નવીન ગૃહસ્થ ઉત્સાહપૂર્વક બોલ્યોઃ "મારૂં નામ જણાવવાની કશી પણ જરૂર નથી. એ આપોઆપ જ તેના ધ્યાનમાં આવી જશે. વારૂ, બીજું એક કહેવાનું રહી ગયું. ત્યાં ગયા પછી વિલાસિની જો તમને અમુક સમય રોકે અને ભોજન કરવાનો આગ્રહ કરે તો તમે ના કહેશો નહિ."

તે પછી બન્ને ભાઇઓએ પોતાના ઘોડા ચલાવ્યા અને પોત વિલાસપુરથી આવ્યા હોય એમ દર્શાવવાને માટે જેટલો ફેર ખાવે પડે તેટલો ફેર ખાઇને તેઓ રત્નમંદિરની દેવડી પાસે આવ્યા. તેમણે નવીન ગૃહસ્થની સૂચના પ્રમાણે પોતાના ઘોડાને ખૂબ દોડાવીને, આ દેવડી પાસે લાવીને ઊભા કર્યા હતા. એથી તે પરસેવાથી રેબઝેબ બની ગયા હતા. તે દરમિયાન તેમની વચ્ચે વિશેષ વાત પણ થઇ ન હતી. માત્ર તે ગૃહસ્થના ગૂઢ ચરિત્રના સંબંધમાં તથા તેણે સુપ્રત કરેલું કાર્ય પોતાની યોગ્યતાને શોભે તેવું છે એ સંબંધમાં થો ભાષણ થયું હતું. આ કિલ્લા પાસે આવીને એક વાર તેમણે કિલ્લ તરફ નજર કરી. તે ઉપરથી એ કિલ્લો ઘણો જૂનો હોવા છત મજબૂત છે એમ તેમના ખ્યાલમાં આવી શક્યું. તેમના મનમાં એમ લાગતું હતું કે કિલ્લા પાસે જઇશું એટલે તેના દરવાજા ઉપર પાંચ-દશ પહેરેગીરો તેમની દૃષ્ટિએ પડશે. પરંતુ એવું કાંઇ દેખાયું નહિ દરવાજો બંધ હતો. તેમણે દરવાજા ઉપર ધક્કો મારીને અંદરન માણસને બૂમ મારી. એટલે દરવાજાની માત્ર એક ન્હાની બારી ઉઘડી અને એક મનુષ્યે બહાર ડોકું કાઢ્યું. તે મનુષ્યે પૂછ્યું "તમે કોણ છો ?"

"અમે રાણી સરકારની આજ્ઞાથી કાંઇ મહત્ત્વના કાર્ય માટ અત્રે આવ્યા છીએ." એવો તેમણે ઉત્તર આપ્યો.

"એમ છે કે!" એ પ્રમાણે બોલીને પેલા માણસે બારી વાસ દીધી. એ જોઇને તે બન્ને બંધુને આશ્ચર્ય થયું.

"અરે, તું દરવાજો નહિ ખોલે ?" શ્રીપતરાયે બૂમ મારી.

"નહિ." માણસે અંદરથી જવાબ આપ્યો.

"આનો અર્થ શો ? અમારો તને વિશ્વાસ નથી આવતો !" વજ્રદત્ત બોલ્યો.

પેલો માણસ અંદરથી જ બોલ્યો: "આપ કશું પણ સાંકેતિક ચિહ્ન દર્શાવો તે સિવાય દરવાજો ખોલવાની મને આજ્ઞા નથી."

"એટલું જ ને ?" શ્રીપતરાય બોલ્યો: "જો આ અમારી પાસે સાંકેતિક ચિહ્ન છે" એ સાંભળીને તે માણસે પુનઃ બારી ખોલી. શ્રીપતરાયે તેને મુદ્રિકા બતાવી.

એ મુદ્રિકા જોતાં પેલો માણસ બોલ્યો: "મહારાજ ! મેં આપની પાસે સાંકેતિક ચિહ્નની માગણી કરી તે માટે મને દોષ નહિ જ દ્યો, એવી મારી ખાત્રી છે." એમ કહીને તેણે પુનઃ બારી બંધ કરી દીધી અને અંદરની ભોગળ કાઢીને દરવાજો ખોલ્યો. તે દરવાજામાં થઇને આ બન્ને ભાઇઓ સ્હેજ આગળ ગયા એટલે બે સેવકો આવ્યા અને તેમણે તેમના ઘોડા સંભાળી લીધા. એકાદ પળમાં એક બેડોળ ચ્હેરાનો અને મધ્યમ વયનો માણસ આવ્યો. તે આ બન્ને ભાઇઓને પ્રણામ કરીને તેમને મકાનમાં લઇ જવાને તૈયાર થયો. તેની પાછળ તેમણે મકાનમાં પ્રવેશ કર્યો એટલે એક પ્રશસ્ત પરંતુ અંધારા દિવાનખાનામાં એક વૃદ્ધા બેઠેલી તેમની દૃષ્ટિએ પડી. આ બાઇનું વય સાઠ વર્ષનું લગભગ હશે. તે શરીરે અત્યંત કૃશ દેખાતી હતી. તેની મુદ્રા ક્રૂર હતી અને તેનાં નેત્રોમાં ખૂનસ ભરાયેલું દૃષ્ટિએ પડતું હતું. તેના અંગ ઉપર મધ્યમ પ્રતિની શ્રીમંત વિધવાને યોગ્ય વસ્ત્રાલંકાર હતાં, અને તે હાથમાં રૂ લઇને દીવેટો કરતી હતી.

જે સેવક આ બે ભાઇઓને અંદર લાવ્યો હતો તે સ્હેજ આગળ ઊભો રહીને બોલ્યો: "બાઈ સાહેબ ! આ બે ગૃહસ્થો રાણી સરકારનો સંદેશો લઇને આપને મળવાને આવ્યા છે."

એ સાંભળતાં જ તે ચટ લઇને ઊભી થઈ ગઇ અને તેમનું નિરીક્ષણ કરતી બોલી: "શું ! રાણી સરકારનો સંદેશો ?"

" જી." એમ કહીને તે સેવક ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યારપછી શ્રીપતરાય વૃદ્ધાને ઉદ્દેશીને બોલ્યોઃ " વિલાસીની બાઇ! અમને દેવી ઇન્દિરાવતીએ આપની પાસે મોકલ્યા છે અને અમારી સાથે આ સાંકેતિક ચિહ્ન પણ આપેલ છે."

તે બોલીઃ " અહો, સરદાર સાહેબ ! એમ ઊભા કાં ? બેસો, આપ કોઈ મોટા ગૃહસ્થ હો એમ લાગે છે."

શ્રીપતરાયે કહ્યુંઃ " એટલું બધું માન અમને આપવાનું કારણ નથી. અમે અત્યંત ગરીબ મનુષ્યો છીએ અને રાણીસરકારના ખાનગી હજુરીયા છીએ. મારૂં નામ રાહુ અને મારા આ ભાઇનું નામ કેતુ."

" આપના સામે જોતાંજ આપ સગ્ગા ભાઇ હશો એમ તા૦ બડતોબ ધ્યાનમાં આવી શકે છે. આપે ઘણો જલ્દીથી પ્રવાસ કરેલો—"

શ્રીપતરાયે જવાબ આપ્યોઃ " રાણી સરકારની આજ્ઞાને જલ્દીથી અમલમાં મૂકવી એ દરેક સેવકનું કર્ત્તવ્ય છે."

" એ વાત સાચી." વૃદ્ધા બોલીઃ " આપણાં રાણીસરકાર પણ એવાંજ છે. તેમની આજ્ઞા પાળતાં દરેકને આનંદ થવો જ જોઇએ. વારૂ, પણ તમે ઘણા દૂરથી અને ત્વરાથી આવેલા હોવાને લીધે શ્રમિત થઇ ગયેલા દેખાઓ છો. માટે થોડો ઉપાહાર કરો, વિશ્રાંતિ લ્યો અને પછી તમારે જે કામ કરવાનું હોય તેની વાત."

" બાઈ!" વિશ્વદત્તે કહ્યુંઃ " અમે જો કે દૂરથી આવ્યા છીએ ખરા તો પણ હજુ અમને એટલી બધી ભૂખ લાગી નથી. વળી અમારે અમારૂં કાર્ય પ્રથમ કરવું જોઇએ. અમે શા માટે અહીં આવ્યા છીએ એ આપના ધ્યાનમાં આવ્યુંજ હશે ! "

"જે કામ હોય તે સ્પષ્ટપણે જણાવો." વૃદ્ધા બોલી.

"અહીં સ્નેહલતા નામની એક સ્ત્રી છે તેને મળવાને અમે અત્ર આવ્યા છીએ." શ્રીપતરાયે જણાવ્યું.

"ભલે, ત્યારે તેને હું અહીં બોલાવી લાવું છું." વિલાસિનીએ કહ્યું.

"બાઇ! તે સ્ત્રીને અમારે જે કાંઇ કહેવાનું છે તે ગુપ્ત છે તે તેના સિવાય બીજા કોઇના પણ કાન ઉપર જવું જોઇએ નહિ.' શ્રીપતરાયે ધીરતાપૂર્વક કહ્યું.

પુનઃ તે ચ્હેરા ઉપર સવિશેષ ગાંભિર્ય લાવીને બોલવા લાગ્યો: "એટલુંજ નહિ પણ એ સ્નેહલતાને વિશ્વાસ બેસે તે માટે થોડે સમય તેને મુક્ત રાખવાની પણ જરૂર છે."

"આપ બન્નેને રાણીએ જે પ્રમાણે કહ્યું હોય તે પ્રમાણે કરો આપની પાસે આ મુદ્રિકા હોવાથી આપ જે કાંઇ કહેશો તે પ્રમાણે વર્ત્તવું એજ મારૂં કર્ત્તવ્ય છે." વૃદ્ધાએ અનુમતી આપી.

"તથાપિ જે સંદેશો અમારે તેને કહેવાનો છે તેથી તેને સુખજ પ્રાપ્ત થશે." વિશ્વદત્તે જણાવ્યું: "એટલું આપને અગાઉથી અમારે જણાવવું જોઇએ કે અમારી મુલાકાતથી તેને કશો પણ ખેદ થનાર નથી. અમારે તેને જે કાંઇ પૂછવાનું છે તેના ઉત્તરે તેણે ખૂલ્લા દિલથી આપવા જોઇએ. એટલા માટે અમારૂં સંભાષણ ચાલતું હોય તે દરમિયાન તેના મન ઉપર કશા પ્રકારનો દાબ હોવો જોઇએ નહિ."

એ ભાષણ કરતી વેળાએ એ બન્ને ભાઈઓએ અત્યંત ગાંભિર્ય ધારણ કર્યું હતું. એથી વિલાસિની ઘણીજ લબાડ, ધૂર્ત અને કપટી હતી તો પણ તેને આ લોકોના સંબંધમાં સ્હેજ પા

શંકા આવી નહિ. તે બોલી: " એકંદરે આ ફસાઈ પડેલી છોકરી પર દયા કરીને તેનો અપરાધ ક્ષમા કરવો એવી દેવીની મરજી લાગે છે."

" હા, એમ છે ખરૂં." શ્રીપતરાયે જવાબ આપ્યો: " અને એટલા માટે જ તેને વિશ્વાસ આવે તે ખાતર તેને આ મજબૂત કિલ્લાની દિવાલોની પેલી મેર થોડો સમય લઇ જવાની જરૂર છે ! હું અત્યારે કેદી નથી, એવું તેના મનમાં આવશે એટલે પછી તે અમારી સાથે મોકળું મન કરીને વાત કરશે. એથી તેના મનમાં શું છે એ અમે બરાબર રીતે જાણી શકીશું."

" રાણી સરકારનો એવો હુકમ છે ?" વિલાસિનીએ પૂછ્યું.

" હા, બાઈ સાહેબ !" શ્રીપતરાયે સ્હેજ પણ અચકાયા સિવાય બેધડક જવાબ આપ્યો.

તેના એ ભાષણથી વિલાસિનીના મનની શંકા નષ્ટ થઇ ગઇ. સ્નેહલતાને આવી રીતે બહાર કાઢવી તે ઇષ્ટ નથી એવું તેના મનમાં આવ્યું હતું. પરંતુ રાજમાણસો લહેરી હોય છે અને કોઇ કોઇ વાર તેમના હાથે મૂર્ખતાભર્યાં કૃત્યો પણ થાય છે, એમ સમજીને તેણે પોતાના મનનું સમાધાન કરી લીધું. તેને રાણીને માટે મોટું અભિમાન હતું. તેથી પેલી મુદ્રિકાને માન આપવાને આ બંધુઓએ ગમે તેવું કાર્ય કરવાનું કહ્યું હોત તો પણ તે વાતનો તેણે લેશ પણ આનાકાની સિવાય સ્વીકાર કર્યો હોત. તે બોલી: " ત્યારે હું હવે એ સ્નેહલતાને તમારી આજ્ઞા પ્રમાણે વર્તવાનો હુકમ કરૂં છું."

એ વૃદ્ધા દિવાનખાનામાંથી બહાર પડી અને આ બે ભાઇઓને એક બીજા સાથે ખૂલ્લા દિલથી વાત કરવાનો સ્હેજ અવકાશ મળ્યો. વિશ્વદત્તે ધીમેથી પોતાના ભાઇને કહ્યું: " તેં પણ વખતસર ઠીક યુક્તિ લડાવી !"

" બાપુ ! એ બધો પ્રભાવ આ ચમત્કારિક મુદ્રિકાનો છે. આ બાઇ એટલી ચાણાક્ષ છે કે તે પોતાની તિક્ષ્ણ દૃષ્ટિથી સાત પડદાની પાછળ શું ચાલે છે તે પણ જોઇ શકે. પરંતુ આ મુદ્રિકાના પ્રભાવે તે એકદમ આંધળી બની ગઇ છે. તથાપિ તને કહું છું-આપણે બેસાવધપણે-ધીમે ધીમે પણ કશું બોલવું તે કામનું નહિ. ભિંતને પણ કાન હોય છે. " તે બન્ને મૌન બની ગયા.

બે-ત્રણ પળમાં વિલાસિની ત્યાં આવી અને બોલીઃ " અહો, મહારાજ ! આ બાજુએ આવો. "

તે આ લોકોને કેટલાંક દિવાનખાનાં, ચોક, પરશાળ વગેરે ઓળંગીને એક ન્હાની ઓરડીમાં લઇ ગઈ. એ ઓરડીમાં એક સુસ્વરૂપ તરૂણી તેમની દૃષ્ટિએ પડી. આ બે જણાને અહીં મૂકીને વૃદ્ધા ત્યાંથી ચાલી ગઇ એથી આ તરૂણીએ શંકિત દૃષ્ટિથી આ બે જણા સામે જોઇને પ્રશ્ન કર્યોઃ " પણ આ બધું છે શું ? "

" અહો, સ્નેહલતાબાઇ ! ગભરાશો નહિ. તમને આનંદના વર્તમાન જણાવવાને અમે અહીં આવ્યા છીએ. પણ અહીં અમે બે કશું બોલીએ તો બીજાના કાનપર તો નહિ જાય ને ? "

" ત્યારે તમે ખરેખર રાણી સરકાર પાસેથી આવ્યા હો એમ લાગતું નથી. " સ્નેહલતા બોલીઃ " જો એમ હોય તો મને સંશયમાં ન રાખો. કહો, તમે કોણ છો ? "

" એક ગૃહસ્થ તારી મુલાકાત કરવાને ઉત્સુક બની રહ્યો છે. તે આ કિલ્લાની બહાર નજીકમાં જ તારી રાહ જોઇને ઉભો છે. "

એ ભાષણ સાંભળીને સ્નેહલતાનું હૃદય ભરાઇ આવ્યું અને તે પોતાના સુકોમળ હસ્તથી પોતાનું મુખ ઢાંકીને સુંદત સુંદત રડવા લાગી. થોડી વારે તે બોલીઃ " ત્યારે તો આપે તેમની

સાથે મારી મુલાકાત કરવા વાને ખાતર મારી સાથે ગુપ્ત વાત કરવાનું બ્હાનું માત્ર કર્યું છે? મને આ તુરંગમાંથી કાઢવાને માટેજ તમે આ યુક્તિ કરી હોવી જોઇએ."

"એ વૃદ્ધાએ અમારૂં સર્વ ભાષણ તને જણાવ્યું લાગે છે." વિશ્વદત્તે પૂછ્યું:

"હા," સ્નેહલતાએ કહ્યું: "પણ તમારી પાસે પેલી રાણીની મુદ્રિકા છે તેની મને બહુ ભીતિ લાગે છે. કદાચિત્ મને ફસાવીને અધિક સંકટમાં પાડવાને માટે–અધિક છળવાને માટે તેણે ( રાણીએ ) આ યુક્તિ કરી હશે એવું મારા મનમાં આવવાથી મને ભીતિ લાગે છે."

શ્રીપતરાય અને વિશ્વદત્તે પોતાના સરદારપદને યોગ્ય ગંભીર મુદ્રા ધારણ કરી અને સૌમ્ય શબ્દોથી તેને આશ્વાસન આપ્યું. શ્રીપતરાય બોલ્યો: "બાઇ! અમે ઉચ્ચ કુળમાં જન્મ લીધો છે. વિશ્વાસઘાત જેવું ભયંકર પાપ અમારા હાથે કદી પણ થવાનું નથી. આ વિલાસિનીને અમે ફસાવી છે એ વાત સાચી છે પણ એ સ્ત્રીની સાથે એવું વર્ત્તન ચલાવવું તેજ યોગ્ય છે. માટે ઉઠ અને નિર્ભયપણે અમારી સાથે ચાલ. કારણ કે તે ગૃહસ્થ ઘણા સમયથી ત્યાં ઊભો થઇ રહ્યો હશે."

આશાપૂર્ણ નજરે તેની સામે જોઇને સ્નેહલતા વિશ્વાસ તથા હર્ષપૂર્વક બોલી: "વારૂ, હું તમારા ઉપર વિશ્વાસ મૂકીને તમારી સાથે આવીશ; ચાલો—"

તે આ બે ભાઇઓની સાથે પોતાની ઓરડીમાંથી બહાર પડી અને એક લાંબી ચાલ વટાવી તેનો દરવાજો ખોલીને તેણે આ બન્ને-

ને પાંછળના બગીચામાં લીધા. આ બગીચાની આસપાસ દશ હ
ઉંચી મજબૂત દિવાલ હતી. તે દિવાલપર લોઢાના અણીદાર ખ
જડવામાં આવ્યા હતા. એટલે એ દિવાલ ઉપર ચડીને બગીચા
આવવાનું અશક્યજ બની ગયું હતું. આવે સ્થળે સ્ત્રી જાતિની ના
કેદીને રાખવાનું સુરક્ષિત હોવાથીજ સ્નેહલતાને ત્યાં રાખવામાં આ
હતી. તેણે એવો શો અપરાધ કર્યો હશે એની આ બે ભાઇઓમાં
એક પણ કશી કલ્પના કરી શકતો ન હતો.

બગીચામાં ગયા પછી સ્નેહલતા બોલી: " આ સ્થળે મને કે
રાખ્યાને બરોબર એક વર્ષ થઇ ગયું છે. આજે હું આ કેદખાનામાં
બહાર પડું છું તે વખતે જાણે આ એક સ્વપ્નજ હોયની એવો
વચ્ચે વચ્ચે ભ્રમ થાય છે."

" પણ આ બાગમાંથી બહાર કેવી રીતે નિકળવું ?" શ્રી
તરાય બોલ્યો.

સ્નેહલતાએ જવાબ આપ્યો: " વિલાસિની હમણાં અ
આવી હતી ત્યારે પેલી મેરના દ્વારની ચાવી મને આપી ગઇ
અને જો તમે કહો તો તમારી સાથે બહાર જવાની તેણે મને
વાનગી આપી છે."

" બહુ સારૂ, પણ બાઇ સાહેબ ! તમે આટલાં બધાં ઉતા
ચાલો તે ઠીક નહિ. એથી તમારે માટે કદાચ અહીંના માણસે
શંકા આવશે. અત્યારની તમારી ચાલ ઉપરથી, તમે ન્હાસી જ
હો એમ કોઇને પણ સ્વાભાવિક રીતે જ લાગી આવે." વિશ્વ
સૂચના કરી.

"ખરૂં ખરૂં! હું આશાથી ઉત્સાહિત બનીને જોરજોર
લાં ભરૂં છું ખરી!" એમ કહીને સ્નેહલતાએ પોતાની ગતિ ધ

કરી દીધી, અને જે દરવાજાની ચાવી તેની પાસે હતી તે દરવાજા પાસે તે આવી પહોંચી.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### સ્નેહલતાનો પ્રિયકર.

દે આ સુંદર સ્નેહલતા શ્રીપતરાય અને વિશ્વદત્તની સાથે બાગમાં થઇને આગળ જાય ત્યાં સુધીમાં તેના સૌંદર્યનું થોડુંક વર્ણન કરીને વાચકોને તેનો પરિચય કરાવવાનું અમને યોગ્ય લાગે છે. સ્નેહલતાનું વય આ વખતે આશરે સતર અઢાર વર્ષનું હતું. તેની દેહયષ્ટિ અત્યારે ઘણીજ કૃશ બની ગઇ હતી; તથાપિ તેની પ્રકૃતિ અગાઉ ઉત્તમ હશે એમ દેખાઇ આવતું હતું. તેનો ચ્હેરો લંબગોળ હતો. તેની હડપચીનો ભાગ યોગ્ય પ્રમાણસર અને ગોળાકાર હતો. તેના ગાલ અત્યારે સૂકાઇ ગયા હતા. તે જો તેમની નૈસર્ગિક સ્થિતિ પ્રમાણે ઉપસેલા હોત તો તેનું સૌંદર્ય અધિક ખિલેલું દેખાતું હોત. તેનાં નેત્રો કિંચિત મોટાં અને ઘેરાં હતાં. તેના કેશ સ્હેજ પિંગળા રંગના હતા. તે મૂળેજ સ્હેજ ઉંચી હોવાથી અત્યારે કૃશાવસ્થાને લીધે વધારે ઉંચી લાગતી હતી. અંગનો વર્ણ અગાઉ તો ગૌર હતો, તો પણ અત્યારે તે ફીક્કો પડી જવાથી પાંડુ વર્ણ દેખાતો હતો. અન્ય અવયવો પણ પ્રમાણસર અને મોહક હતાં. એ પ્રમાણે સ્નેહલતાનું એકંદર સ્વરૂપ હતું.

સ્નેહલતા ચંદ્રશેખર નામના એક સરદારની એકની એક કન્યા હતી. ચંદ્રશેખરે પોતાની યુવાવસ્થામાં વિલાસપુરના

રાજદરબારમાં મોટાં મોટાં મહત્ત્વનાં કાર્યો કર્યાં હતાં. પોતાની વૃદ્ધાવસ્થામાં પણ તે વિલાસપુરમાં રહેતો હતો, અને તેની કન્યા સ્નેહલતા અન્ય સરદારોની કન્યા પ્રમાણે રાણી ઈન્દિરાવતીની સેવામાં કેટલાક દિવસો પર્યંત હતી. તેને રત્નમંદિરમાં કેદ કરવા જેવો તેણે રાણીનો શો અપરાધ કર્યો હતો તે અમે અત્યારે જ કહીશું નહિ. અલ્પ સમયમાંજ એ સર્વ હકીકત આપોઆપ વાચકોના જાણવામાં આવી જનાર છે.

શ્રીપતરાય અને વિશ્વદત્તની સાથે તે બગીચાના દરવાજા પાસે આવી પહોંચી. તેણે પોતાના હાથમાંની ચાવીવડે દરવાજાનું તાળું ખોલ્યું, અને તે ત્રણે જણાં બહાર આમ્રવનમાં આવ્યાં. એ આમ્રવનની પેલીમેર ખૂલ્લું મેદાન હતું. થોડુંક ચક્કર લગાવ્યા પછી જે સ્થળે પેલો નવીન ગૃહસ્થ એક દોઢ ઘટિકાથી રાહ જોતો ઊભો હતો એ ઠેકાણે તે ત્રણે જણાં આવી પહોંચ્યાં.

અહીં આવતાં સુધી એ ત્રણેએ મૌન્ય ધારણ કર્યું હતું. પોતાના પ્રિયકરને ક્યારે જોઉં અને તેની સાથે ક્યારે વાત કરૂં, એમ સ્નેહલતાના મનમાં થતું હતું અને નિષ્કારણ પૂછગાછ કરવાથી તે અપ્રાસંગિક ગણાશે એવા વિચારથી આ બે ભાઇઓ પણ બોલ્યા ચાલ્યા સિવાય આગળ જતા હતા. આ નવીન ગૃહસ્થ કોણ હશે, તથા પોતાનાથી આટલી બધી ગુપ્તતા શા માટે રાખવામાં આવતી હશે એ વિચારથી તેમને બન્નેને આશ્ચર્ય થતું હતું. પોતાના વિશ્વાસુપણાની આ નવીન ગૃહસ્થ પરીક્ષા કરતો હોવો જોઇએ એવું તેમના મનમાં આવ્યું હતું. એ વિષયમાં તેની ખાત્રી કરીને તેની મદદથી પોતાના વડીલ બંધુ સત્યવર્માને મુક્ત કરવાને તેઓ ઉત્સુક બન્યા હતા. એટલે નવીન ગૃહસ્થના આ ગૂઢ આચરણ માટે તેમને

ખેદ થતો ન હતો; તેમજ તેમણે સ્નેહલતાને પણ એ વિષયમાં કશો પ્રશ્ન કર્યો ન હતો.

થોડા સમયમાંજ તેઓ આમ્રવનમાં થઇને મેદાન પાસે આવ્યાં. અહીંઆ તેઓ આવતાંજ પેલો નવીન ગૃહસ્થ આગળ આવ્યો અને તેને જોતાંજ " હા! મારા પ્રિયકર ! રણવીર જયચંદ્ર ! !"

એ પ્રમાણે શબ્દો સ્નેહલતાના મુખમાંથી સરી પડયા. એ સાંભળતાં જ શ્રીપતરાય અને વિશ્વદત્તના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર બહાર પડયો અને તેઓ એકમેકની સામે ટીકવા લાગ્યા. ' રણવીર જયચંદ્ર ' એ નામ આજકાલ વિલાસપુરના રાજ્યમાં આબાલવૃદ્ધ સર્વ જનોને માલૂમ હતું. કારણ કે લગભગ દશ વર્ષ પહેલાં આ જયચંદ્રે મોટા પરાક્રમથી વિલાસપુરની સરહદપર ચડી આવેલા મણિપુરાધિપતિનો પરાજ્ય કરી, તેના રાજ્યના કેટલાક દુર્ગોને જીતીને તેને સ્વરાજ્યમાં સામેલ કરી દીધા હતા. તેના એ અતુલ પરાક્રમથી સંતુષ્ટ બનીને રાણીએ તેને ' રણવીર ' ની માનદર્શક પદવી આપી હતી. અર્થાત્ આવા મોટા પુરુષનો આશ્રય પોતાને મળવાથી પોતાનું કાર્ય અવશ્ય સિદ્ધ થશે એવું જો આ બે ભાઇઓને લાગ્યું હોય તો તેમાં કશું પણ આશ્ચર્ય ન હતું.

આ પ્રેમળ સ્ત્રી–પુરુષની ભેટ થતાંજ તેમણે પરસ્પર દઢાલિંગન આપ્યું, અને આનંદાશ્રુથી પૂર્ણ બનેલાં નેત્રોવડે તૃપ્તિ થઈ ત્યાં સુધી પરપસ્પરનું નિરીક્ષણ કર્યું. પહેલો ઉભરો શાંત થયો એટલે જયચંદ્ર સ્નેહલતાને સાથે લઇને નજીકની એક વૃક્ષઘટા પાસે ગયો અને ત્યાં તેમના સંભાષણનો પ્રારંભ થયો.

" પ્રિય સ્નેહલતા ! છેવટે આવી રીતે આપણી મુલાકાતનો યોગ બની આવ્યો. " જયચંદ્ર બોલ્યો.

"પેલી દુષ્ટ રાણીએ આપણુને વિખુટાં પાડયાને આજે એક વર્ષ થઇ ગયું છે." સ્નેહલતાએ નિઃશ્વાસ નાખતાં કહ્યું.

"પ્રિયે !" જયચંદ્ર બોલ્યોઃ "આપણે જે કાંઇ બોલવાનું છે તે બહુ સાવધપણે બોલવું જોઇએ. અહીં પણ કોઇ આપણું ભાષણ સાંભળતું નહિ હોય તેની ખાત્રી શી ?"

"પ્રિયકર ! આપ કહો છો તે યોગ્ય જ છે. પણ એક વર્ષપર્યંત મેં બંધીવાસનું દુઃખ સહન કર્યું છે, અનેક પ્રકારનો ત્રાસ વેઠયો છે, અને પુષ્કળ યાતના ભોગવી છે. એમ હોવા છતાંયે મારા મુખમાંથી ક્રોધ અને આવેશના શબ્દો કેમ ન નિકળે ? એટલા માટે કહું છું કે જો મારાથી કદાચ વધારે ઓછું બોલાઇ જવાય તો તમે ગુસ્સે થશો નહિ."

"પ્રિયે !" જયચંદ્રે પ્રેમપૂર્વક કહ્યુંઃ "હું તારા ઉપર ગુસ્સે થનાર નથી. ખરૂં કહું તો મને પણ એ વિશ્વાસઘાતી, ક્રૂર, નીચ રાણી પ્રત્યે ઘણો જ તિરસ્કાર છૂટે છે. સુંદરી ! રાજમહેલ પાસેના બગીચામાં આપણી છેલ્લી મુલાકાત થઇ હતી. તેને બીજેજ દિવસે એ કૃતઘ્ની રાણીએ તને કોઇ સ્થળે બંધીવાન્ બનાવી છે એવું જ્યારે મારા જાણવામાં આવ્યું ત્યારે મારા હૃદયને કેટલી પીડા થઇ હશે– તને શું કહું ? પણ પ્રથમ તું મને તારા વર્તમાન જણાવ."

"મારા વર્તમાનમાં શું જણાવવાનું છે." સ્નેહલતા બોલીઃ "હું આજ એક વર્ષથી આ ભયંકર કેદખાનામાં અનેક દુઃખો ભોગવું છું. આ વિલાસિની શુદ્ધ રાક્ષસી જેવી છે. તેણે તેના નોકર–ચાકરોને પણ મારી સાથે ભાષણ કરવાની સખ્ત મનાઇ કરી છે. માત્ર હું તેમને કશું પૂછું તો હા કે ના, એટલોજ ઉત્તર આપવાની તેમને આજ્ઞા કરી છે. ગયા એક વર્ષમાં તુરંગ બહાર શી શી

હકીકત બની હશે તેની મને ગંધ માત્ર પણ નથી. પ્રિયકર! તમે ગમે ત્યારે પણ અહીં આવીને મને મુક્ત કરશો એવી જો મને આશા ન હોત તો ક્યારનીએ હું—"

જયચંદ્ર દુઃખપૂર્વક નિઃશ્વાસ નાખતો બોલ્યોઃ "પ્રિયે! તું ક્યાં છે તે આજે સ્હવારે જ મારા જાણવામાં આવ્યું. જો આ પહેલાં તને કયે સ્થળે રાખવામાં આવી છે, તેની માહિતી મને મળી હોત તો હું તારી મુલાકાત કરવામાં આટલો વિલંબ કરત ખરો? યુક્તિ-પ્રયુક્તિથી અથવા તેમ નહિ તો છેવટે જબરજસ્તીથી પણ અહીં પ્રવેશ કરીને મેં તારી મુલાકાત લીધી હોત. આટલા દિવસ સુધી હું પણ ચાતકની માફક તારી મુલાકાતની આશાપર જેમ તેમ કરીને વખત પસાર કરતો હતો. છેવટે આજનો આ સુવર્ણદિન ઉગ્યો!"

"હા, આજનો દિવસ સોનાનો ખરો." સ્નેહલતા બોલી.

જયચંદ્રે કહ્યું: "પ્રિયે! જે દિવસે આપણો પ્રેમસંબંધ રાણીના જાણવામાં આવ્યો, અને તને તેણે બંધીખાનામાં નાંખી, તેને બીજે દિવસે હું રાજમહેલમાં ગયો હતો ત્યારે રાણીની મુલાકાત થયા પહેલાં વસંતિકા મને મળી. તેણે મને સમયસર સૂચના આપી દીધી એ સારૂં થયું; નહિ તો એ વખતે રાણીએ અવશ્ય મારો નાશ કરી નાખ્યો હોત! ત્યારથી આ એક વર્ષ મેં અજ્ઞાતવાસમાં જ ગાળ્યું છે. રાણીએ તે વખતે મારો પીછો પકડયો નહિ એમાં કાંઇ વિશેષ આશ્ચર્ય નથી. એ કૃત્યાનો કોપ હજી પણ શાંત થયો હશે કે નહિ એ કાંઇ કહી શકાય નહિ. તથાપિ હમણાં મારો ગ્રહ અનુકુળ થયો હોય એમ મને લાગે છે."

તેનું એ છેવટનું વાક્ય સાંભળીને સ્નેહલતાને અતિશય સંતોષ

થયો. તે આનંદ પૂર્વક બોલી: " એમ આપને શા ઉપરથી લાગે છે ?"

" કહું છું, સાંભળ." જયચંદ્ર બોલ્યો: " મારે અને ચંદ્ર-રાયને અત્યંત મિત્રત્વ છે એતો તને માલૂમ હશેજ."

" હા, ચંદ્રરાય આપના જીવજાન મિત્ર છે એ હું જાણું છું. તેમના સિવાય પણ આપના બીજા મિત્રો પુષ્કળ છે."

" બીજા મિત્રો પુષ્કળ છે ખરા, પણ ચંદ્રરાય પોતાના મિત્રને માટે પ્રાણ પણ કુરબાન કરે તેવો છે. એની અત્યારે અષ્ટ પ્રધાનોમાં નિમણૂંક થઇ છે. એ વાત તારા જાણવામાં નહિ આવી હોય ? જાણવાનો માર્ગજ નથી !"

" આ રત્નમંદિર નામના તુરંગવાસમાં હું એક વર્ષથી દાખલ થયેલી હોવાથી બહાર શું બની રહ્યું છે તેનું મને કશું પણ ભાન નથી." સ્નેહલતા દુઃખાવેગ પૂર્વક બોલી.

જયચંદ્રે કહ્યું: " લગભગ એક મહિના પહેલાં ચંદ્રરાયને સચિવની પદવી મળી છે. એ પદવીપર આવતાં જ તેણે મારૂં સ્મરણ રાખીને રાણી પાસે મારી વાત કાઢી હતી. વળી તેણે પોતાની લા-ગવગ ચલાવીને મારે માટે બીજી પણ એક માહિતી મેળવી હતી. તે શી હશે, કહે જોઇએ !"

" આપની હાસ્યમુદ્રાપરથી એ માહિતીની હું કલ્પના કરી શકું છું." સ્નેહલતા પ્રસન્ન વદને બોલી: " કહી દઉં ? હું કયે સ્થળે છું તેની માહિતી ચંદ્રરાયે આપને આપેલી હોવી જોઇએ."

ચંદ્રરાયે હર્ષપૂર્વક તેને આલિંગન આપીને કહ્યું: " બરોબર અનુમાન કર્યું. આજે સ્હવારે જ મને જે સ્થળે હું એકાંતવાસમાં રહેતો હતો ત્યાં ચંદ્રરાયનો પત્ર મળ્યો. એ પત્રમાં અનેક આ-નંદપ્રદ બાતમીઓ હતી. તેમાંની પહેલી વાત તારા સંબંધી, બીજી

વાત એ કે રાણીએ મારા ઉપર પુનઃ કૃપા કરી છે અને તેના ખાનગી કારભારી તરીકે મારી નિમણુંક કરી છે. કારણ કે સૂર્યદત્તને કેદ કરેલો હોવાથી તેની જગ્યા ખાલી પડી છે."

સ્નેહલતા કિંચિત્ ખેદયુક્ત વાણીથી બોલી: "આપ પુનઃ એ દુષ્ટ રાણીની સેવા સ્વીકારશો ? પોતાની વૃદ્ધાવસ્થામાં રાણી બહુજ નીચતાને પાત્ર બની ગઈ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે અપરાધ વિના શિક્ષા અને કામગીરી વિના બક્ષિસ આપવાની જેને ટેવ પડી ગઇ હોય એવા રાજાની સેવા કરવી નહિ."

નિશ્ચયદર્શક સ્વરે અને કિંચિત્ માયાળુપણે જયચંદ્ર બોલ્યો: "સ્નેહલતા ! મારી શક્તિનો પૂર્ણ વિચાર કરીને જ હું આ બોજો મારા ઉપર લઉં છું. હવેથી હું એ નિરંકુશ રાણીની પાસે તેના રમકડા માફક વર્તનાર નથી, અથવા તે ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તેના પાશમાં સપડાનાર પણ નથી, એ હું તને ખાત્રીપૂર્વક જણાવું છું. મારી ખાત્રી છે કે હું મારી પોતાની બુદ્ધિથી તથા ચંદ્રરાયની સહાયથી મારૂં નામ ગજાવીશ. ભવિષ્યમાં શું કરવું, કેવું વર્ત્તન રાખવું એ સંબંધમાં વણું ખરૂં તો મેં નક્કી કરી રાખ્યું છે; અને પ્રિયે ! હું તને એટલું કહી રાખું છું કે વિલાસપુરમાં જઇને બીજાં બધાં કામ બાજુએ રાખીને પ્રથમતઃ હું તારી મુક્તતાનો ઉપાય યોજીશ."

સ્નેહલતા નિરાશાપૂર્વક બોલી: "એટલે ? હું પુનઃ એ ભુરંગમાં જાઉં કે શું ? મને તો એમ લાગતું હતું કે અત્યારે જ આપ મને આપની સાથે લઇ જશો."

જયચંદ્રે કહ્યું: "પ્રિયે! અત્યારે હું તેમ કરી શકું એમ નથી. તારો મારા પર કેટલો પ્રેમ છે એ હું જાણું છું. એથી મારી ખાત્રી

છે કે જે કાર્ય કરવાથી ઉભયનો નાશ થાય તેમ છે તે કાર્ય કરવાનું તું મને કહીશ નહિ. એક વખત મારા પગ બરાબર જામ્યા એટલે પછી હું રાણીની પણ દરકાર નહિ કરતાં એક ક્ષણાર્ધમાંજ મારી ઇચ્છાને સિદ્ધ કરીશ. આજે તારી મુલાકાત લેવામાં મેં કેટલી સાવધાની રાખી છે એ તારા ધ્યાનમાં આવ્યું જ હશે."

"પ્રિયકર! આપનું આજનું વર્ત્તન અત્યંત ચતુરાઇનું છે." સ્નેહલતા બોલી: "એમાં તો સંશય નથીજ. મેં પ્રેમથી અંધ બનીને મને એકદમ તમારી સાથે લઇ જવાની માગણી કરી તે મારી મૂખતા હતી. આપની મુલાકાત થવાથી આજે મારા મનને ઘણીજ શાંતિ થઇ છે. એવીજ શાંતિપૂર્વક હું આપના આગમનની રાહ જોતી રહીશ. હું હવે મારા પોતાના સંબંધમાં બિલકુલ ચિંતા કરનાર નથી. મારી સર્વ ચિંતા આપને જ છે. વારૂ પણ જેમણે આજે મોટા ધૈર્યપૂર્વક આપણી મુલાકાતનો યોગ મેળવી આપ્યો તે સહાસિક ગૃહસ્થો કોણ છે?"

"તેમનાં નામ તેં અગાઉ સાંભળ્યાં હશે." જયચંદ્રે જવાબ આપ્યો: "તેઓ સત્યવર્માના ભાઇ–શ્રીપતરાય અને વિશ્વદત્ત—"

"હાય હાય! એ તો સરકારના અપરાધી છે!"

"આ બન્ને જણાએ આજે આપણી મુલાકાત કરાવી આપીને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. એટલે તેમને મારાથી બનશે તેટલી સહાય કરવી જ જોઇએ." જયચંદ્ર બોલ્યો.

"પણ પેલી રાજમુદ્રિકા તેમની પાસે ક્યાંથી રીતે આવી?" સ્નેહલતાએ પ્રશ્ન કર્યો.

"ગમે તેવી રીતે આવી હોય પણ એ મુદ્રિકા આજે આપણને ઘણીજ ઉપયોગી થઇ પડી છે." જયચંદ્રે જણાવ્યું: "એ

બાબતમાં જેટલું હું જાણું છું તેટલું તેને જણાવું છું. આજે સ્હવારે મને ચંદ્રરાયનો પત્ર મળ્યો હતો તેમાં એ રાજમુદ્રિકા ચોરાઇ ગયાનું તેમણે લખ્યું હતું. એ હકીકત મેં સ્હવારે વાંચી તે વખતે આ મુદ્રિકા આવી રીતે મને ઉપયોગી થઇ પડશે એવી મને કલ્પના પણ ન હતી. જે સ્થળે હું હતો ત્યાંથી આજે સ્હવારે જ્યારે બહાર પડયો ત્યારે કાંઇ પણ યુક્તિ કરીને તારી મુલાકાત લેવી; એવો મારો વિચાર હતો. ચંદ્રરાયે મને એવું પણ લખ્યું હતું કે વિલાસપુર આવતાં માર્ગમાં ચંદ્રદુર્ગ જઇને પ્રદ્યુમ્નરાયને મળી સૂર્યદત્ત કેદ થયાના વર્ત્તમાન તેને જણાવવા. તે પ્રમાણે હું ચંદ્રદુર્ગ ગયો; પણ ત્યાં દાદર તૂટવાના અકસ્માતથી પ્રદ્યુમ્નરાય મરણ પામવાના સમાચાર મારા જાણવામાં આવ્યા. ત્યાંથી મારા થાકેલા ઘોડાને બદલાવવાને માટે હું મણિપુર આવ્યો. ત્યાં આ બે ભાઇઓનો ભેટ થયો અને તેમની પાસે રાજમુદ્રિકા છે એમ મારા જાણવામાં આવ્યું. તેમની સાથે મેં મિત્રત્વ સંપાદન કર્યું અને તેમણે પણ પોતાના પ્રાણની પરવા નહિ કરતાં મારી ઇચ્છા પ્રમાણે આપણી ઉભયની મુલાકાતનો યોગ મેળવી આપ્યો. મને ન્હાનપણથી જ આ પ્રદેશની પુષ્કળ માહિતી હતી એ ઠીક થયું, નહિ તો રત્નમંદિરની શોધ કરવાને કોણ જાણે મારે કેટલુંયે ભટકવું પડયું હોત. ”

“ જો એ મુદ્રિકાની એવી હકીકત છે તો થોડા વખતમાં જ તે પેલી વિલાસિનીના જાણવામાં આવશે, અને—” સ્નેહલતાને કહ્યું.

“ વારૂ, તેના જાણવામાં આવ્યું એમ માનો; તો પણ એથી શું થયું ? તું એ બાબતમાં દોષિત છે એમ કાંઇ તે કહી શકશે નહિ. એ લોકોએ વિલાસિનીને પોતાનાં કૃત્રિમ નામ જણાવેલાં

હોવાથી વિલાસિની જો રાણી પાસે ફરિયાદ કરે તો પણ આ બે જણાને કશું થઇ શકે તેમ નથી. વળી આ વિષયમાં મારો સંબંધ છે એવું તો કોઇને પણ લાગનાર નથી. યદાકદાચિત્ એ વિષયમાં રાણી મને પ્રશ્ન કરશે તો હું તેનો સાફ ઇન્કાર કરીશ. એક વખત હું અને ચંદ્રરાય એકત્ર થયા અને મારી ખાનગી કારભારી તરીકે નિમણુંક થઇ એટલે હું વિલાસિની જેવી સેંકડો ડોકરીયોને ઠેકાણે લાવી દઇશ."

"ઇશ્વર કરો અને આપના સર્વ હેતુ સફળ થાઓ;" સ્નેહલતા ગંભીરપણે બોલીઃ "અને એક વખત અહીંથી કાયમને માટે મારી મુક્તતા થાઓ. વારૂ, પણ મારા પિતાના શા વર્ત્તમાન છે ? એ દુષ્ટ રાણીએ આપણા પ્રેમસંબંધને લગતી ખોટી વાતો કરીને મારા પિતાને દુઃખ તો આપ્યું નહિ હોય ને ?"

જયચંદ્રે ખેદપૂર્ણ દૃષ્ટિથી તેની સામે જોઇને જવાબ આપ્યોઃ "સુંદરી ! તારો તર્ક ખરો છે. રાણીએ તારા પિતાને કાંઇ અવળું જ કીધેલું હોવું જોઇએ, એવી મારી ખાત્રી છે. કારણ કે મેં અજ્ઞાનવાસ સ્વીકાર્યો અને રાણીએ તને આ સ્થળે લાવીને રાખી ત્યારપછી થોડા દિવસમાં ચંદ્રશેખર પણ ગુપ્તપણે વિલાસપુરનો ત્યાગ કરીને પોતાને ગામ ગયા છે. ત્યાં અત્યારે તેઓ એકાન્તવાસમાં કાળ ગાળે છે. પ્રિયે ! રડ નહિ, પંદર દિવસ પહેલાં જ તારા પિતા કુશળ છે, એવા વર્ત્તમાન મને મળ્યા હતા."

સ્નેહલતા રડુંદત રડુંદત બોલીઃ "જે દિવસે મારા પિતાનો અને મેળાપ થશે, તેજ દિવસે મારા મનને ખરી શાંતિ થશે."

જયચંદ્ર તેનાં નેત્રો લૂછતો બોલ્યોઃ "પ્રિયે ! એવો દિવસ થોડા વખતમાં જ આવશે. પરંતુ હવે આપણે એકમેકની રજા

લેવી જોઇએ. ખરેખર, તારી અહીંથી મુક્તતા કર્યા સિવાય મને કોઇ વાતે આનંદ થવાનો તથી. હું થોડા સમયમાં જ રાણી પાસેથી તારે માટે ક્ષમા મેળવીશ."

સ્નેહલતા ગુસ્સાથી ફણફણતી બોલીઃ "ક્ષમા શાની ? એ દુષ્ટાનો મેં એવો શો અપરાધ કર્યો છે ? હું આપનાપર પ્રેમ કરૂં છું એ મારો અપરાધ છે કે શું ?" તે કિંચિત્ સ્વસ્થ થઇને બોલીઃ "પ્રિયકર ! આપને જે યોગ્ય લાગે તે માર્ગ સ્વીકારીને એક વખત આ અઘોર બંધીવાસમાંથી મારો છૂટકો કરો, એટલીજ મારી આપને પ્રાર્થના છે !"

તે પછી એ પ્રેમળ દંપતીએ પરસ્પર દ્રઢાલિંગન આપ્યું. જયચંદ્ર સ્નેહલતાને શ્રીપતરાય અને વિશ્વદત્ત જ્યાં ઊભા હતા ત્યાં લાવ્યો. ત્યારપછી એ ત્રણે જણાં પુનઃ રત્નમંદિર તરફ જવા લાગ્યાં. આ વખતે સ્હાંજ પડી હતી અને અંધારૂં થવા લાગ્યું હતું. એથી થોડા વખતમાં જ તેઓ જયચંદ્રની દૃષ્ટિથી અદૃશ્ય બની ગયાં; અને આ શૂર તથા સહાસિક જયચંદ્રે અશ્રુથી ભિંજાયેલાં પોતાનાં નેત્રો શેલાથી લૂછી નાખ્યાં.

## પ્રકરણ ૧૨ મું.

### વિલાસિની.

રત્નમંદિરમાં પાછા આવતી વખતે એ ત્રણેમાંથી કોઇ એક શબ્દ પણ બોલ્યું ન હતું. પોતાના પ્રિયકરના વિયોગથી સ્નેહલતા રડુંદતી હતી અને તે પોતાની

સાડીના છેડાથી નેત્રો લૂછતી ધીમે ધીમે ચાલતી હતી. છેવટે જે દિવાનખાનામાંથી તેઓ બહાર પડયાં હતાં ત્યાં આવી પહોંચતાં તેમણે પોતાની સ્તબ્ધતાનો ત્યાગ કર્યો.

શ્રીપતરાયે વિશ્વદત્તને કહ્યું: "હવે આપણે ધારણ કરેલા સોંગને પાર ઉતારવાને વિલાસિનીની પરોણાચાકરી સ્વીકારવી જોઇએ."

"ત્યારે હવે હું આપની રજા લઉં છું. આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે!" સ્નેહલતા બોલી.

"બાઇ! અમારો ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી." વિશ્વદત્તે કહ્યું: "એક મનુષ્યે બીજાને સહાય કરવી એ દરેકનો ધર્મ છે. વારૂ, હવે બીજું તમારૂં કશું કામ કરવાનું હોય તો કહો. જેમની અને તમારી હમણાં મુલાકાત થઈ હતી તેમણે અમને કાંઇ સૂચના કરવાનું તમને કહ્યું છે?"

"મહારાજ! આપનો આભાર માનવા કરતાં વિશેષ મારે આપને કશું કહેવાનું નથી. ખરેખર હું આપની અત્યંત ઋણી છું." સ્નેહલતા બોલી.

તું હવે પુનઃ અહીં જ શા માટે રહે છે? જયચંદ્રે તારી મુક્તતા શા માટે ન કરી? અમે તારી અહીંથી મુક્તતા કરીએ? એ તથા એવા જ પ્રકારના બીજા કેટલાક પ્રશ્નો તેને કરવાનું મન આ બે જણાને થતું હતું. પરંતુ જયચંદ્રે આ બાબતમાં જે મુગ્ધતા સ્વીકારી છે તેને અનુસરીને પોતે પણ અધિક ઉત્સુકતા દાખવવી એ પ્રશસ્ત નથી એવું તેમના મનમાં આવ્યું. તેમના મનમાં શું ચાલી રહ્યું હતું તેની સ્નેહલતા કશી પણ અટકળ કરી શકે તેમ ન હતું. કેમકે પોતાના પ્રિયકરે આ બે ભાઈઓને પોતાના સંબંધમાં કશી

પણ હકીકત નહિ જણાવી હોય એમ તેને લાગતું ન હતું. તથાપિ એક બાબતમાં તેમની સાથે ભાષણ કરવાની અગત્ય છે એવો વિચાર કરીને તેણે પ્રશ્ન કર્યો: "મહારાજ! હવે થોડા વખતમાં જ વિ-લાસિની અને મારી મુલાકાત થશે. તેના પ્રશ્નનો મારે શો ઉત્તર આપવો એ પહેલાંથી નક્કી કરી રાખ્યું હોય તો સારૂં. નહિ તો મારા ઉત્તરમાં કદાચ વિસંગતપણું દેખાઇ આવશે, અને આપનું કપટ ખૂલ્લું થઈ જશે."

શ્રીપતરાય બોલ્યો: "તમને રાણીનો સંદેશો જણાવવાને માટે અમે વિલાસપુરથી અહીં આવ્યા છીએ એવું તો એ ડોકરીએ તમને કહ્યુંજ હશે!"

સ્નેહલતાએ કહ્યું: "હા, તેણે મને એવું કહ્યું હતું. તથાપિ માત્ર એટલાજ કારણ માટે રાણીએ આપને અહીં મોકલ્યા હશે એ વાત એ લબાડ વિલાસિનીને ખરી લાગશે નહિ. એથી તે બીજા પણ પ્રશ્નો કરશે ખરી."

વિશ્વદત્ત બોલ્યો: "સ્નેહલતાબાઇ! અમારે એ બાઇની સાથે જે થોડું ભાષણ થયું હતું તે ઉપરથી તેનો રાણીપર કેટલો વિશ્વાસ છે એ બાબત અમારી ખાત્રી થઈ ચૂકી છે. અમુક વાત રાણીએ કરી છે એમ તેને ખાત્રીપૂર્વક કહ્યું એટલે પછી તે તેને ખરીજ લાગવાની; એટલું જ નહિ પણ તે અત્યંત ડહાપણનું કૃત્ય છે એવું જ તેના મનમાં આવવાનું એ માટે એ બાઇ સાથે બોલતાં જેટલી મુગ્ધતા રાખી શકાય તેટલી રાખશો એટલે તેના મનનું સમાધાન થઇ જશે. પછી શંકાનું કારણ જ રહેશે નહિ એમ મને લાગે છે."

સ્નેહલતા શાલિનતાપૂર્વક સ્મિત કરતી બોલી: "તથાપિ તેના મનનું સમાધાન થવાને માટે આપ તેને એમ કહેજો કે રાણીએ

મોટા દયાળુ અંતઃકરણપૂર્વક આપની સાથે મને જે ઉપદેશની વાત કહેવરાવી છે તે મને રૂચી ગઇ છે અને તે પ્રમાણે વર્ત્તવાને હું કબૂલ થઇ છું. હું રાણીની ગમે તેવી આજ્ઞા પાળવાને તૈયાર છું એમ બેલાશક તેને કહેજો. તોપણ આ બધી વાત તેને મોટી સાવધાની પૂર્વક કહેજો. નહિ તો એ કપટકુશળ વૃદ્ધાના મનમાં શંકા આવ્યા સિવાય રહેશે નહિ."

"ઠીક છે, બાઇ! તમારી એ સૂચના અમે અક્ષરશઃ ધ્યાનમાં રાખીશું. વારૂ, હવે અમે રજા લઇએ છીએ." શ્રીપતરાય બોલ્યો.

"હું હવે તેની પાસે જઇને આપણે પાછા આવ્યાની વરધી આપું છું." સ્નેહલતા બોલી.

સ્નેહલતા ત્યાંથી ગયાને દશ–બાર પળ થઇ હશે, તે વખતે વિલાસિનીનો કારભારી આવ્યો અને તેણે આ બન્ને ભાઇઓને કહ્યું: "મહારાજ! આપના આવ્યા પછી જે થોડો સમય મળ્યો હતો તે દરમિયાન વિલાસિની બાઇએ આપના ઉપાહારની વ્યવસ્થા કરી છે. માટે આપ ભોજનગૃહમાં પધારો."

એ નિમંત્રણ પ્રમાણે તે બન્ને ભોજનગૃહમાં ગયા. ભોજનગૃહ જો કે વિસ્તીર્ણ હતું તો પણ તેની યોગ્ય સંભાળ નહિ રહેવાથી તે ઘણું જ ભયાનક દેખાતું હતું. આ સ્થળે બે પાટલા માંડીને ઉપાહારના બે થાળ તૈયાર કરી રાખ્યા હતા. એ થાળ માંહેના પદાર્થો સાધારણ પ્રતિના જ હતા. કેમકે વિલાસિની સ્વભાવે ઘણીજ ચિકણી હતી. જો કદાચિત્ રાણીનો સંદેશો લઇને કોઇ પ્હેરોણા આવનાર છે, એવું અગાઉથી તેના જાણવામાં આવ્યું હોત તો પોતાની ઉદારતા રાણીના કાનપર જવાને ખાતર તેણે અત્યંત પ્રયત્ન કરીને અનેક પકવાન્નો તૈયાર કર્યાં હોત. તથાપિ શ્રીપતરાય અને

વિશ્વદત્તને પુષ્કળ ભૂખ લાગેલી હોવાથી પોતાને પીરસવામાં આવેલા પદાર્થો સ્વાદીષ્ટ છે કે નહિ તેની દરકાર કર્યા સિવાય જ તેમણે ખૂબ હાથ મારવા માંડયો. જ્યારે તેઓ જમતા હતા, ત્યારે તેમની યોગ્યતાને છાજે તેવો સત્કાર પોતાનાથી નહિ થવાને માટે વિલાસિની તેમની પાસે ખેદ પ્રદર્શિત કરતી હતી; અને "આપે અમારો ઉત્તમ સત્કાર કર્યો છે," એમ કહીને તેઓ તેના મનનું સમાધાન કરતા હતા.

વિશ્વદત્ત બોલ્યો: "બાઇ! વાસ્તવિક રીતે જોઇએ તો અત્યારે અમારે ઉપાહારની જરૂર ન હતી, અને વખત પણ ન હતો. પરંતુ અમારા ઘોડાને ચંદી અને વિશ્રાંતિની જરૂર હોવાથી થોડોક સમય આપના સત્કારનો સ્વીકાર કરવાનું અમને અગત્યનું લાગતું હતું."

વિલાસિનીએ પૂછયું: "આપ આવ્યા હતા એ કામનું શું થયું? એ છોકરીએ આપના પ્રશ્નોના ઉત્તર નમ્રતાથી અને સરલપણે આપ્યા ને? આપનું કામ અત્યંત ગુપ્ત છે એ હું જાણું છું. તે હું આપને પૂછતી નથી. પણ માત્ર હું એટલું જ જાણવા માગું છું કે એ દુર્ભાગિની છોકરીને રાત્રીદિવસ જે હું ઉપદેશ કર્યા કરૂં છું તેનો કશો ઉપયોગ થયો છે કે નહિ?"

"અમારે આપને અવશ્ય જણાવવું જોઇએ કે સ્નેહલતા અમારી સાથે નમ્રતા અને સરલપણાથીજ વર્તી હતી." શ્રીપતરાયે ખુલાસો કર્યો.

"એ સાંભળીને મને આનંદ થાય છે." વિલાસિની બોલી: "કૃપા કરીને આપ એ વાત દેવીના કાન ઉપર નાંખજો."

"એ વિષે આપે શંકા રાખવી જ નહિ." વિશ્વદત્ત બોલ્યો:

"આપને અમારા કામની સ્હેજ દિશા સમજાવવાના હેતુથી હું એટલું કહી શકું છું કે દેવી હવે જે કાંઇ આજ્ઞા કરશે તે કબૂલ કરવાનું સ્નેહલતાએ વચન આપ્યું છે."

"અહો, આપના ભાષણથી મને અધિકાધિક આનંદ થાય છે." વિલાસિની બોલી: "એ લબાડ છોકરીના સંબંધમાં આપ આવી શીફારસ કરશો એમ મને બિલકુલ લાગતું ન હતું. એ રાંડ ઉદ્ધત, ખૂનસવાળી, પતરાજીખોર અને અભિમાની છે. તેને પોતાના કલ્યાણ અકલ્યાણનું લેશ પણ ભાન નથી, એવી મારી કલ્પના હતી. જો તે ખરેખર દેવીની આજ્ઞા પ્રમાણે ચાલશે તો તેનું અવશ્ય કલ્યાણ જ થવાનું."

"બાઇ સાહેબ! ત્યારે અમને તો તમારા કરતાં ઉલટો જ અનુભવ થયો છે." શ્રીપતરાય બોલ્યો: "અમને તો એમજ લાગ્યું કે તે અત્યંત શહાણી અને ભલી છોકરી છે."

"મુખમાં અમૃત અને હૃદયમાં હલાહલ જેવું ન બને તો સારૂં." વિલાસિનીએ ટકોર કરી.

"તેની મુદ્રા ઉપરથી તો એવું કશું દેખાતું ન હતું." શ્રીપતરાયે કહ્યું.

"તમારી કલ્પના પ્રમાણે ત્યારે તો આજે આ સુપ્રસંગ બની આવ્યો એમજ કહેવું જોઇએ." વિલાસિની બોલી.

આ વખતે એ બન્નેનાં પાત્રો માંહેના પદાર્થ ખલાસ થઇ જવાથી રસોયાને બીજા પદાર્થો પીરસવાની વિલાસિનીએ આજ્ઞા કરી. પરંતુ પોતાને હવે કશું પણ જોઇતું નથી, એમ આ બે જણાએ કહેવાથી વિલાસિની બોલી: "આપની મુખશુદ્ધિને માટે બાગમાંથી કેટલાંક ફળો લઇ આવું છું."

"બાઇ સાહેબ! અમારે કશું પણ જોઇતું નથી. હવે વાર થાય છે. અમારે જલ્દીથી જવું જોઇએ." શ્રીપતરાયે જણાવ્યું.

"ગમે તેટલી ઉતાવળ હોય તો પણ ઘોડાપર જીન કસીને તેને તૈયાર તો કરવા પડશેને? તે દરમિયાન થોડાંક ફળોનું પ્રાશન કરવાનો આપને અવકાશ મળશે. આપ હાથ ધોઇ રહેશો એટલામાં જ હું પાછી આવી છું. તમારા ઘોડા પણ તૈયાર કરાવું છું." એમ કહીને જવાબની રાહ નહિ જોતાં વિલાસિની ત્યાંથી ચાલી ગઇ.

તેના ગયા પછી વિશ્વદત્ત બોલ્યો: "ત્યાં જયચંદ્ર આપણી રાહ જોતો હશે!"

"છિ: છિ:! એ કાંઇ એટલી વારમાં ઉતાવળો નહિ થઇ જાય. કારણ કે વિલાસિનીનું આદરાતિથ્ય સ્વીકારવાના વિષયમાં તેણે જ આપણને ખાસ સૂચના કરી હતી. અર્થાત્ હજી બીજી ત્રણ–ચાર ઘડી સુધી તે ઉતાવળ કરશે નહિ." શ્રીપતરાયે કહ્યું.

"આ બુદ્ધીના મનમાં કશી પણ શંકા આવી નહિ એ સારૂં થયું." વિશ્વદત્ત બોલ્યો.

"અરે! એ બધો આ મુદ્રિકાનો પ્રભાવ છે!" શ્રીપતરાયે જવાબ આપ્યો: "ઉપાહાર કરતી વખતે આ મુદ્રિકા એ ડોકરીની નજરે એક સરખી રીતે પડે તે માટે હું વારંવાર હસ્તવિક્ષેપ કરતો હતો. એ તરફ તારૂં લક્ષ હોય એમ લાગતું નથી. અરે પણ સાંભળ, આગળનો દરવાજો કોઇ ખખડાવતું લાગે છે!"

"હા, આ ખડખડાટ મોટા દરવાજાનો લાગે છે." વિશ્વદત્તે અનુમોદન આપ્યું.

કિંચિત્ ભયચકિત મુદ્રાથી શ્રીપતરાયે પૂછ્યું: "સાંભળ, ઘોડાના ડાબડાનો અવાજ પણ સંભળાય છે."

પોતાની તલવારના બંધપર હાથ નાખતો અને ચોતરફ નજર ફેરવતો વિશ્વદત્ત બોલ્યો: "હા, મને પણ એમ જ લાગે છે."

એ સાંભળીને શ્રીપતરાય બારી પાસે ગયો અને બહાર જોવા લાગ્યો. પણ તે બારી મકાનની પાછલી બાજુએ પડતી હોવાથી ત્યાંથી બાગ માંહેનાં વૃક્ષો સિવાય બીજું કશું તેના જોવામાં આવ્યું નહિ. આ વખતે આકાશમાં તારા સારી રીતે પ્રકાશી રહ્યા હતા. એ ઉપરથી અત્યારે એક ઘટિકાભર રાત્રી થઇ ગઇ હશે એવું અનુમાન તેમણે કર્યું. તે પોતાના બંધુ પાસે આવીને બોલ્યો: "કદાચિત્ એ આપણા ઘોડાનોજ ખડખડાટ હશે. જતાં જતાં ડોકરીએ આપણા ઘોડાને તૈયાર કરીને પ્રવેશદ્વાર પાસે લઇ જવાની સૂચના કરી હશે!"

"જો એમ હોય તો તે હજી પાછી કેમ ન આવી?" વિશ્વદત્ત બોલ્યો: "તેને ગયાને વખત પણ ઘણો થઇ ગયો! વળી જો આ આપણા ઘોડાના ડાબડાનો અવાજ છે એમ માનીએ તો પણ મોટા દરવાજાનો ખડખડાટ થવાનું શું કારણ? મને તો એમ લાગે છે કે કોઇ ચોક્કસ અહીં આવેલું હોવું જોઇએ."

"હવે આગળ?" શ્રીપતે પૂછ્યું.

"આગળ શું? લડાઇ કરીને આપણે માર્ગ ખુલ્લો કરવો!" વિશ્વદત્તે સૂચવ્યું.

"આપણો પ્રાણાન્ત થાય ત્યાંસુધી આપણે લડીશું એ તો ચોક્કસ છે." શ્રીપતરાયે કહ્યું: "પણ ઉતાવળ કરવી નહિ. કદાચિત આ મકાન માંહેનો જ નોકર બહારથી આવ્યો કેમ નહિ હોય? અર્થાત્ આપણા પર સંકટ આવ્યાની ખાત્રી થાય ત્યાં સુધી આપણે

કશી પણ ગડબડ કરવી નહિ. અલબત્ત આપણે સાવધ રહેવું ખરૂં.”

“હા, તારૂં કહેવું ખરૂં છે. આપણે પૂર્ણ સાવધ રહેવું જોઇએ.”

થોડો સમય તે બન્ને જણા મૌન રહ્યા. તે દરમિયાન બહાર શી હીલચાલ ચાલી રહી છે એ તેઓ મોટી સાવધાનીપૂર્વક સાંભળતા હતા. પરંતુ તેમની ભીતિમાં વધારો કરે એવું કશું પણ તેમના સાંભળવામાં આવ્યું નહિ. ઘણો વખત થયા છતાં વિલાસિની પાછી નહિ આવવાથી તેઓ ઉત્કંઠિત બનીને ભયચકિત તથા વિચારપૂર્ણ દૃષ્ટિથી એકમેકની સામે જોવા લાગ્યા. એટલામાં કોઇના નાજુક પગલાંનો ધ્વની તેમના કાન ઉપર આવ્યો. તેઓ એ તરફ જોવા લાગ્યા ત્યાં દિવાનખાનાનું બીજું દ્વાર ખૂલ્લું અને સ્નેહલતાની ભયચકિત મુદ્રા તેમની દૃષ્ટિએ પડી !

તે અત્યંત આતુરતાપૂર્વક બોલીઃ “મહારાજ ! ન્હાસો ! ન્હાસો ! આ ચાવી, આ પાછલા દરવાજેથી ન્હાસી જાઓ ! શા માટે-તે અત્યારે કહેવાની જરૂર નથી !”

એટલા શબ્દો ઉચ્ચારીને તેણે પોતાના હાથમાંની ચાવી તેમના પર ફેંકી અને વિશેષ નહિ બોલતાં તે પાછે પગલે ચાલી ગઇ.

વિશ્વદત્તે એ ચાવી ઉચકી. તે કયા દરવાજાની છે એ આ બન્નેને જાણવામાં હતું. વિલાસિનીએ સ્નેહલતાને જે ચાવી આપી હતી તે પાછી માગી લેવાનું વિલાસિની ભૂલી ગઇ હતી. તે ચાવી હાથમાં લઇને એ બન્ને જણા બગીચાના દરવાજા તરફ ધસ્યા. પરંતુ આકાશમાંનાં નક્ષત્રોના પ્રતિબિમ્બથી ચમકતી તલવારો અને ભયાનક ચ્હેરા એ દ્વાર પાસે દૃષ્ટિએ પડવાથી તેઓ ચમક્યા અને ત્યાંથી પાછા ફર્યા.

## પ્રકરણ ૧૩ મું.

### નવીન મ્હેરોણા.

આ પ્રકાર શો હતો તે જણાવ્યા પહેલાં એ પ્રકાર કેવી રીતે બની આવ્યો તે જાણવાને માટે આપણે થોડુંક પાછળ જવું પડશે.

ફળફુલાદિ લાવવાને માટે ભોજનગૃહમાંથી વિલાસિની બહાર નિકળીને ઠેઠ બગીચામાં ગઇ. તેણે એક ચાકરને કહીને કેટલાંક ફળો તોડાવ્યાં. એટલામાં ઘોડાના ડાબડાનો ખડખડાટ તેના કાનપર પડયો. એટલે તે જલ્દીથી મકાનની આગલી દેવડી પાસે આવી. તેજ વખતે બહારથી કોઇ દરવાજાને ધક્કો મારતું હોય એમ તેના સાંભળવામાં આવ્યું.

તે સ્વગત બોલીઃ " બીજા કોઇ મ્હેરોણા આવતા હોય એમ લાગે છે ! "

એક સેવકે દરવાજાની ન્હાની બારી ઉઘાડી અને અંદરથી બહાર ડોકાવીને પછી તે વિલાસિની પાસે આવ્યો, અને બોલ્યોઃ " બાઇ સાહેબ ! બીજા મ્હેરોણાઓ આવ્યા છે. તેઓ પણ દેવીની પાસેથી આવ્યા છે. "

સેવકના એ શબ્દો સાંભળતાં જ વિલાસિની આગળ આવી અને તેણે પોતે બારીની બહાર ડોકું કાઢીને જોયું. આ ટોળીમાં બે સ્ત્રીઓ હતી અને તેમની પાછળ ત્રણ સશસ્ત્ર પુરુષો હતા. તેમનો પોશાક કાંઇ ખાસ વિશિષ્ટ પ્રકારનો ન હતો. આ ટોળીને જોતાં જ

વિલાસિનીએ દરવાજો ઉઘડાવીને તેમને અંદર લીધાં અને તેમના ઘોડાને લઇ જવાની બીજા એક સેવકને સુચના કરી.

આ બે સ્ત્રીઓમાંની એક સ્ત્રી વાચકોના પરિચયની વિશાળ, હૃષ્ટપુષ્ટ બહેરી અને મૂંગી સુર્પણખા હતી. તેની સામે જોઇને વિલાસિનીએ મસ્તક ડોલાવ્યું. એ ઉપરથી આ બન્ને વચ્ચે આગલી પિછાન હોવી જોઇએ, એટલુંજ નહિ પણ સુપર્ણખા અગાઉ આ રત્નમંદિરમાં આવી ગયેલી હોવી જોઇએ એમ દેખાતું હતું. એ મૂંગી સુપર્ણખાંએ પોતાની સાથેની સ્ત્રી તરફ દૃષ્ટિ કરીને અમુક સંજ્ઞા કરી. એ સંજ્ઞાપરથી આ બીજી સ્ત્રી શા માટે અત્રે આવી છે એ વિલાસિનીના લક્ષમાં આવતાં વાર લાગી નહિ. તેણે પોતાની એક દાસીને હાકલ કરી અને દાસી આવી એટલે વિલાસિની આ નવીન સ્ત્રીને ઉદ્દેશીને બોલીઃ " બાઇ ! આ દાસી સાથે અંદર જા. એ તારી બધી વ્યવસ્થા બરોબર કરી આપશે. "

એ શબ્દ સાંભળીને એ નવીન સ્ત્રી કશું પણ બોલ્યા સિવાય પેલી દાસી સાથે અંદર ચાલી ગઇ.

ત્યારપછી આ બન્ને સ્ત્રીઓને લઇને આવનાર તરૂણ પુરુષ વિલાસિનીને ઉદ્દેશીને બોલ્યોઃ " બાઈ ! આપને કેટલીક અગત્યની હકીકત જણાવવાની છે. "

" પણ પહેલાં અંદર તો આવો " વિલાસિનીએ કહ્યુંઃ " જરી પાણી પીને વિશ્રાંતિ લ્યો, તાજામાજા થાઓ, અને પછી જે કાંઇ કહેવાનું હોય તે કહો. "

એ તરૂણ ગૃહસ્થ વિલાસિનીની સાથે એક પ્રશસ્ત દિવાનખાનામાં ગયો. ત્યાં જઇને તે એક આસનપર બેઠા પછી બોલ્યોઃ "બાઇ સાહેબ ! કદાચિત્ આપે મને નહિ ઓળખ્યો હોય ! હું દેવીના

અંગરક્ષક સૈન્યમાં એક જમાદાર છું અને મારૂં નામ સત્ય સાગર છે."

"જો કે અત્યારે આપનો પોશાક સાદો છે—અને ગુપ્ત કાર્યાર્થે પ્રવાસ કરતાં તે એવો જ હોવો જોઈએ-તો પણ આપને જોતાંની સાથે જ હું સમજી ગઇ હતી કે આપ કોઇ સરદાર કુટુંબના ગૃહસ્થ છો." વિલાસિનીએ કહ્યું.

તેનું એ ભાષણ સાંભળીને સત્યસાગરે આનંદપૂર્વક મસ્તક હલાવ્યું, અને પોતાના કમરબંધમાંથી એક રેશમી થેલી કાઢીને તે તેણે વિલાસિનીના હાથમાં મૂકી. એ થેલી ઉપર રાણીની મહોરછાપ હતી. તે દૃષ્ટિએ પડતાં જ વિલાસિનીએ નમ્રતાપૂર્વક થેલીને પોતાના મસ્તકપર ચડાવી. પછી તેણે એ થેલી ખોલીને અંદરથી એક પત્ર બહાર કાઢયો. એ પત્ર ઉપરના અક્ષર પણ ખુદ રાણી સાહેબના હાથના હતા, એમ દૃષ્ટિએ પડતાં જ વિલાસિનીએ મોટા આનંદપૂર્વક તે પત્ર વાંચવા માંડયો.

પત્ર વાંચી રહ્યા પછી વિલાસિની સત્યસાગરને ઉદ્દેશીને બોલી: "આ પત્રપરથી જુદી જુદી બે વાત મારા જાણવામાં આવી છે."

સત્યસાગરે કહ્યું: "તેમાંની પહેલી વાત એ છે કે જે તરૂણીને અમે અત્ર લાવ્યા છીએ તેને તમારે અહીં અત્યંત ગુપ્તપણે અને મ્હોટા બંદોબસ્તપૂર્વક રાખવાની છે."

"બરોબર કહ્યું." વિલાસિની બોલી: "દેવીને હું જે ઉત્તર લખવાની છું તેમાં લખીશ કે તમે તથા સુપર્ણખાંએ અત્રે આવીને એ સ્ત્રીને મને સુપ્રત કરી છે"

"અને બીજી વાત અત્યંત મહત્ત્વની તથા નાજુક છે." સ-

ત્યસાગર બોલ્યો: "તે સરદાર ચંદ્રશેખરની કન્યા–સ્નેહલતાના સંબંધમાં છે."

"એ પણ બરાબર છે." વિલાસિનીએ કહ્યું.

"ત્યારે એ સ્નેહલતાના સંબંધમાં દેવીએ સ્વમુખે મને જે આજ્ઞા કરી છે તે હું તમને જણાવું છું." સત્યસાગર બોલ્યો.

"ભલે, પણ આ પત્રમાં બીજી શી બાબત હોવાની આપની કલ્પના છે ?"

"તે જ હું કહું છું. એ સ્નેહલતાની સાથે મારો વિવાહ-સંબંધ થવો જોઇએ એવી દેવીની ઇચ્છા છે." સત્યસાગરે જણાવ્યું.

વિલાસિની પોતાના હાથમાંના પત્ર તરફ નજર નાખતી બોલી: "હા, એવું આ પત્રમાં છે. પણ તો પછી પેલા જયચંદ્ર—"

"રણવીર જયચંદ્ર પુનઃ દેવીની કૃપાને પાત્ર થયા છે." સત્ય-સાગરે કહ્યું.

"એ કેવી રીતે બન્યું ?" વિલાસિનીએ આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

સત્યસાગરે ઉત્તર આપ્યો: "હમણાં ચંદ્રરાયનો પ્રધાનમંડ-ળમાં પ્રવેશ થયેલો હોવાથી તેણે કરેલી શિફારસ જયચંદ્રને ઉપયોગી થઇ પડી છે, અને અમુક કારણથી સૂર્યદત્ત ઉપર રાણીની ખફા મરજી થવાથી રાણીએ તેને કેદમાં નાખ્યો છે એ વાત પણ જયચંદ્રને હિતાવહ થઇ પડી છે."

"વારૂ, હમણાં એ જયચંદ્ર ક્યાં છે ?" વિલાસિનીએ બીજો પ્રશ્ન કર્યો.

"ઘણું કરીને તો તે અત્યારે વિલાસપુરમાં જ હશે." સત્ય-સાગરે જવાબ આપ્યો: "એ કયે સ્થળે છે તે ચંદ્રરાયને માલૂમ

હોવું જોઇએ. અત્યારે જયચંદ્રનો વખત છે. પણ રાણી સરકાર પણ કાંઇ ઓછાં ઉસ્તાદ નથી !"

"દેવીની દક્ષતા અને ચાતુર્યનું વર્ણન આપણા જેવાં પામરો કેવી રીતે કરી શકે ? વારૂ, બીજી શી હકીકત છે ?"

"બાઇ ! અત્યારે એ જયચંદ્રનો અનુકૂળ ગ્રહ થયો છે ખરો, પરંતુ દેવીની યુક્તિ પાસે તેની અક્કલ ચાલી શકે એમ નથી." સત્યસાગરે કહ્યું: "ચંદ્રરાય કશી પણ યુક્તિ કરીને સ્નેહલતાને અહીંથી છોડાવી શકે નહિ—જયચંદ્રનું સ્નેહલતા સાથે લગ્ન થાય નહિ એવી દેવીની ઘણા દિવસની ઇચ્છા છે; અને તેથી શક્ય તેટલી ત્વરાથી સ્નેહલતાનું લગ્ન બીજાની સાથે કરી નાખવાની રાણીએ યુક્તિ યોજી છે !"

"બીજાની સાથે એટલે તમારી સાથે જ ને ?" વિલાસિની હાસ્ય કરીને બોલી: "અહો, સરદાર સાહેબ ! તમે અત્યંત ભાગ્યવાન છો. સ્નેહલતા ખરેખર અત્યંત સુંદર છે !"

સત્યસાગર પણ સ્મિતયુક્ત મુદ્રાથી બોલ્યો: "બાઇ ! તેનું આપે મારી પાસે વર્ણન કરવાની જરૂર નથી. મેં તેને અનેક વાર જોઇ છે; એટલું જ નહિ પણ મારો તેના ઉપર પ્રેમ જડાયો છે. તે અગાઉ મારી સાથે નિર્દયપણે વર્તી હતી. પરંતુ હવે તેનું વર્તન કેવું રહે છે તે જોવાનું છે. કેમ, બાઇ સાહેબ ! તે દેવીની આજ્ઞા પ્રમાણે તૈયાર થશે અને મારી માગણીનો સ્વીકાર કરશે, એવું તમને લાગે છે ખરૂં ? કે પછી તેની સાથે બળાત્કારે લગ્ન કરવાનો પ્રસંગ આવશે ? કારણ કે હું આ રત્નમંદિરમાં પગ મૂકું ત્યારપછીથી એક દિવસની અંદર જ આ પ્રશ્નનો નિકાલ કરી લેવો એવી દેવીની ઇચ્છા છે."

"અહો સત્યસાગર ! તમે મોટા ભાગ્યવાન્ છો એમજ કહેવું જોઇએ." વિલાસિની બોલીઃ "આપની ઇચ્છા પૂર્ણ થાય એવો જ રંગ દેખાય છે!"

"વાહ વાહ! પણ શું ત્યારે જયચંદ્ર ઉપરનો તેનો પ્રેમ ઓછો થઇ ગયો છે?"

"તેનો જયચંદ્ર ઉપર અચળ પ્રેમ છે એવી આજ સંધ્યાકાળ સુધી મારી માનિનતા અને ખાત્રી હતી." વિલાસિનીએ સત્યસાગરના પ્રશ્નનો ઉત્તર આપ્યોઃ "પણ હવે તે દેવીની કોઇ પણ આજ્ઞાને માન આપવાને તૈયાર છે એવું હમણાં જ મારા જાણવામાં આવ્યું છે. તમે માત્ર દેવીની આવી આજ્ઞા છે એટલું તેને જણાવશો કે તુરત જ તે એ આજ્ઞા પ્રમાણે વર્ત્તવાને તૈયાર બની જશે."

"અહો, જો એમ થાય તો તો ઘણું જ સારૂં!" સત્યસાગર હર્ષપૂર્વક બોલ્યોઃ "કેમકે તો પછી મને દેવી તરફથી બે હજારનું સાલીયાણું, પાંચસો સૈનિકોની સરદારી અને એક ગામ મળવાનું છે!"

"અહો! ત્યારે તો આપનાપર દેવીએ બક્ષિસોનો વર્ષાદ વર્ષાવ્યો છે! એ જાણીને મને પણ અત્યંત આનંદ થાય છે અને હું તમને અભિનંદન આપું છું."

"પણ બાઇ સાહેબ! એ સ્નેહલતા એમ એકાએક ગરીબ અને આજ્ઞાધારક કેવી રીતે બની ગઈ? આ વાત તમને આશ્ચર્યજનક નથી લાગતી?"

વિલાસિનીએ ઉત્તર આપ્યોઃ "એટલે? તેને ઉપદેશ કરીને તેના મનને અગાઉથી વાળવાનો દેવીએ પ્રયત્ન કર્યો હતો એ આપના જાણવામાં નથી?"

"એ કશું પણ મારા જાણવામાં નથી."

"જો એ તમારા જાણવામાં નથી તો હું પણ તમને નહિ કહું." વિલાસિની હસતી બોલી: "તથાપિ આ વાતમાં દેવી કેટલી દક્ષ, દીર્ઘદર્શી અને વિચારવંત છે એ જોઇને મને ખરેખર આનંદ થાય છે. વારૂ, પણ અત્યારે તમને અહીં કોણ મળશે તેની કલ્પના છે ખરી ?"

"ત્યારે મારા પિછાનવાળા કોઇ ગૃહસ્થ આજે અહીં આવ્યા છે કે શું ?" સત્યસાગરે પુછ્યું.

વિલાસિની સ્વગત વિચાર કરવા લાગી. તે મનમાં બોલી: "જ્યારે રાણીએ આટલી ઉતાવળથી સત્યસાગરને અહીં મોકલ્યો છે, ત્યારે પેલા બે ભાઇઓ અને સત્યસાગરની અત્ર મુલાકાત થાય એવોજ રાણીનો ઉદ્દેશ હોવો જોઇએ. એટલે તેમની મુલાકાત કરાવવામાં કશો વાંધો નથી." પછી તે મોટેથી બોલી: "દેવીના ખાનગી ખાતામાં રાહુ અને કેતુ નામના નોકરો છે તેમને તો આપ ઓળખતા હશો જ ?"

સત્યસાગરે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું: "કોણ ? રાહુ અને કેતુ ? એ નામના નોકરો દેવીના ખાનગી ખાતામાં બિલકુલ નથી એવી મારી ખાત્રી છે."

વિલાસિની સ્હેજ જોરપૂર્વક બોલી: "અરે, જરી બરોબર વિચાર કરી જૂઓ. એ રાહુ અને કેતુ કાંઇ સાધારણ પ્રતિના નોકર નથી. પ્રતિષ્ઠિત અને સરદારી દેખાવના છે."

"હું આજે એક–બલકે લગભગ દોઢ વર્ષથી રાજમહેલમાં છું, પણ રાહુ અને કેતુ એવાં નામ મારા કાન ઉપર પણ પડયાં નથી. મને લાગે છે કે વખતે એમાં કશી લબાડી હોવી જોઇએ." સત્યસાગરે જણાવ્યું.

"લબાડી શાની ?" વિલાસિની બોલીઃ "તેમણે જો પેલી રાણી સાહેબની રાજમુદ્રિકા—"

"શું ? રાજમુદ્રિકા ?" સત્યસાગર વચ્ચે બૂમ પાડી ઉઠયો.

આ વખતે સત્યસાગરની બની ગયેલી ભયંકર મુદ્રા જોઇને વિલાસિની અત્યંત ભયભીત બની ગઈ, અને સ્હેજ દૂર હઠી ગઇ. આ કદાચ મને મારશે તો નહિ, એવી શંકા પણ તેના મનમાં ઉદ્‌ભવી ! તે એકદમ શુદ્ધિમાં આવીને બોલીઃ "દેવીની ગુપ્ત વાર્ત્તાના સંબંધમાં અધિક ચર્ચા કરવી નકામી છે. તે બન્ને જણા અહીં જ છે. તેમની મુલાકાત લેશો એટલે બધી હકીકત તમારા જાણુવામાં આવશે."

"હા, બરોબર ! મારા ધ્યાનમાં આવ્યું !" સત્યસાગર કહેવા લાગ્યોઃ "તે હરામખોર કોણ હશે એ હું બરોબર જાણી ગયો છું. તેઓ પેલા બંડખોર સત્યવર્માના બે ભાઇઓ જ હોવા જોઇએ !"

એ સાંભળતાં વિલાસિનીનો તો જીવ જ ઉડી ગયો ! તે અત્યંત ભયગ્રસ્ત બનીને બોલીઃ "અહો, આ તમે કહો છો શું ? મારા આ રત્નમંદિરમાં બંડખોર દાખલ થયા ? એમ બને જ કેમ ?"

"તેઓ બંડખોર તો છે જ !" સત્યસાગર બોલ્યોઃ "વળી તેમની પાસે દેવીની રાજમુદ્રિકા છે. માટે દેવીની આજ્ઞા પ્રમાણે તેમને પકડીને ફાંસીએ લટકાવવા જોઇએ ! અહો, બાઇ ! એ રાજમુદ્રિ ઇ છે; અને તે જેની પાસેથી મળી આવે તેને એકદમ ફાંસીએ ચડાવી દેવાની દેવીની સખ્ત આજ્ઞા છે !"

વિલાસિની આવેશપૂર્વક બોલીઃ "જો એમ હોય તો એ હરામખોરોને પકડીને અવશ્ય ફાંસીએ લટકાવો. તમે જો એમ કરવામાં આનાકાની કરશો તો તમે પણ લબાડ છો અને આ યત્ર

પણ બનાવટી છે, એવી મારા મનમાં શંકા આવશે. એ માટે ઉતાવળ કરો અને મારા સેવકોને તમારી મદદમાં લઇને તેમને જલ્દી કેદ કરો. નહિ તો તેઓ ન્હાસી જશે!"

સત્યસાગરે પૂછ્યું: "આ કિલ્લામાંથી બહાર નિકળવાના દરવાજા કેટલા છે?"

"તમે આવ્યા તે બાજુનો એક અને એક પાછલી બાજુનો." વિલાસિનીએ જવાબ આપ્યો.

"ત્યારે આપણા માણસોની બે ટોળીઓ કરીને બન્ને દરવાજા રોકી લેવા જોઇએ." સત્યસાગરે જણાવ્યું.

સત્યસાગરનું ભાષણ સાંભળીને વિલાસિનીએ પોતાના નોકરોને એકઠા કર્યા અને તેમને તે હુકમ કરે તે પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી. આ પ્રકાર આ બાજુએ બનતો હતો તે વખતે મકાનમાં બીજી તરફ શું થતું હતું તે આપણે જોવું જોઇએ. સત્યસાગરની સાથે આવેલી સ્ત્રી વિલાસિનીની દાસી સાથે મકાનમાં દાખલ થયા પછી તે ક્યાં ગઇ અને પછી શું થયું એ પણ અહીં જણાવવું ઇષ્ટ છે. વિલાસિનીની દાસી એ સ્ત્રીને લઇને હેઠ મકાનમાં પાછલા ચોકમાં ગઇ. સ્નેહલતાને જે ઓરડી આપવામાં આવી હતી, તે જ ઓરડીની જોડાજોડની ઓરડીમાં આ નવીન સ્ત્રીને લઇ જઇને તે દાસી બોલી: "બાઇ! અહીં તમારે રહેવાનું છે. તમારે કશી જરૂર પડે તો તમે મને બૂમ મારજો."

તે સ્ત્રી દુઃખાવેગપૂર્વક બોલી: "વારૂ, અત્યારે મને કશી વસ્તુની જરૂર નથી."

આ નવીન સ્ત્રી જે વખતે દાસી સાથે અંદર આવી તે વખતે સ્નેહલતા પોતાની ઓરડીના દ્વાર પાસે ઊભી હતી. આ સ્ત્રીને પણ

પોતાની માફક અહીં કેદમાં જ રાખવામાં આવી હશે, એમ તુરજ તેના મનમાં આવ્યું અને તે સ્વગત બોલીઃ "મારે જે થોડા દિવસો આ તુરંગમાં કાઢવાના છે તે દરમિયાન મારો સમય આનંદમાં પસાર થવાને માટે આ સોબતણ મળી તે સારૂં થયું. ગયું વર્ષ મેં અહીં એકાંતવાસમાં કેવી રીતે કાઢ્યું છે તે એક મારો ઇશ્વર જ જાણે છે. એથી ઇશ્વરે જ આ મૈત્રિણીની મોકલી છે એમ કહેવું જોઇએ."

તે સ્ત્રીને ઓરડીમાં મૂકીને દાસી ચાલી ગઇ. ત્યારબાદ સ્નેહલતા એકદમ તેની ઓરડીમાં ગઇ. એ નવીન સ્ત્રીનું લાવણ્ય જોઇને સ્નેહલતાને પણ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે આ નવીન સ્ત્રીને ઉદ્દેશીને બોલીઃ "બાઇ! તમે ગમે તે હો, પણ આપણા વિપત્કાલમાં આપણો આ પ્રમાણે મેળાપ થયો એ આપણું ઉભયનું સુદૈવ જ સમજવું જોઇએ."

સ્નેહલતા તરફ એક વાર સૂક્ષ્મ દૃષ્ટિએ જોઇને નવીન સ્ત્રીએ પૂછ્યું: "બાઇ, તું પણ અહીં કેદમાં જ છે કે શું?"

સ્નેહલતાએ દુઃખયુક્ત વાણીથી ઉત્તર આપ્યોઃ "હા, બાઇ! આજ એક વર્ષથી હું બંધીવાસનું દુઃખ ભોગવું છું. કદાચિત હું કોણ છું એ તારા જાણવામાં નહિ હોય! મારો અપરાધ કેટલો? માત્ર રાણીની ઇચ્છા વિરૂદ્ધ એક વીર પુરુષ ઉપર મારૂં મન બેઠું એ જ મારો અપરાધ! હું સરદાર ચંદ્રશેખરની કન્યા છું અને મારૂં નામ સ્નેહલતા."

નવીન સ્ત્રી બોલીઃ "ત્યારે હું કોણ એ પણ તને જણાવીશ. મારૂં નામ માલતી છે, અને મારો પણ મોટો અપરાધ માત્ર એટલો જ કે મેં રાણીની ઇચ્છા પ્રમાણે તેણે કહેલા પુરુષ સાથે લગ્ન

કરવાનો સ્વીકાર કર્યો નહિ. રાણીની રાજમુદ્રિકા મેં રાજમહેલમાંથી ચોરી લીધી હતી ખરી, પણ એ વાત ઘણી લાંબી છે."

"અરે પ્રભુ!" સ્નેહલતાએ આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યો: "તમે આ બોલો છો શું? રાણીની પ્રસિદ્ધ રાજમુદ્રિકા—"

માલતીએ પૂછ્યું: "ત્યારે એ વીંટીની હકીકત તમારા જાણવામાં પણ આવી લાગે છે? તથાપિ, બાઈ! તમે મારો તિરસ્કાર ન કરશો. મારા સંબંધમાં તમામ હકીકત સાંભળ્યા સિવાય તમારી ખાત્રી થવાની નથી. હું કાંઈ ચોર—"

સ્નેહલતા આશ્ચર્યપૂર્વક બોલી: "અહો બાઇ! એ વીંટીએ આજે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. આ પણ મોટો વિલક્ષણ યોગાયોગ દેખાય છે!"

"શું કહો છો?" માલતીએ ઉત્કંઠાપૂર્વક પૂછ્યું: "એ વીંટીએ તમારાપર ઉપકાર કર્યો છે? એટલે? અને તે વીંટી છે કોની પાસે?"

"એ તમે જે બે ભાઇઓને આપી હતી તેમની પાસેજ છે." સ્નેહલતાએ જવાબ આપ્યો.

"એ બે બંધુ હમણાં ક્યાં છે?" માલતીએ પુનઃ ઉત્કંઠાથી પૂછ્યું: "તેમની અને મારી જો એક વાર મુલાકાત થઇ હોત તો સારૂં હતું."

"તો–શા માટે? તેઓ આ મકાનમાંજ છે." સ્નેહલતા બોલી.

માલતીએ ગભરાઇને કહ્યું: "શું કહો છો? તેઓ અત્યારે અહીં છે? અરે પ્રભુ! ઘાત થયો! જો એ વાત પેલા સત્યસાગરના જાણવામાં આવશે તો તે એકદમ—"

" કોણ ? સત્યસાગર ? " સ્નેહલતાએ પૂછયું: " રાણીના અંગરક્ષકનો જમાદાર ? તે આજે અહીં આવ્યો છે ? "

" હા, એ જો તેમને જોશે તો તુરતજ ઓળખી લેશે. માટે તેમને જો સુચના મળી જાય—"

માલતીને આગળ નહિ બોલવા દેતાં સ્નેહલતા બોલી:" ત્યારે હું હમણાંજ ત્યાં જઇને તેમને સાવધ કરવાનો સંધિ મળે છે કે નહિ તે જોઉં છું. " એમ કહીને તે તુરત ત્યાંથી ચાલી ગઇ. તે આગળ જતી હતી એ વખતે વિલાસિનીનો કારભારી વચ્ચે મળ્યો. તે પોતાને કશો પ્રશ્ન કરશે એવું મનમાં આવવાથી સ્નેહલતાએ જ તેને પૂછયું: " વિલાસિની બાઈ ક્યાં છે ? "

" એ બહાર હમણાં આવેલા પ્હેરોણાની સાથે વાતો કરે છે." તેણે જવાબ આપ્યો.

સ્નેહલતા બોલી: " વારૂ ત્યારે હું ત્યાંજ જાઉં છું. "

તે ત્યાંથી પંદર–વીશ પગલાં આગળ ગઇ હશે ત્યાં કારભારીએ તેને હાકલ મારીને કહ્યું: " સ્નેહલતા ! જો, બાઇ સાહેબ અહીં આવે છે ? "

કારભારીનું એ ભાષણ સાંભળ્યું ન સાંભળ્યું કરીને તે ઠેઠ ભોજનગૃહમાં ગઇ, અને અગાઉ અમે જણાવી ગયા તે પ્રમાણે તેણે એ બે ભાઇઓને ચાવી આપીને તેમને સાવધ કરી દીધા. પછી તે તુરતજ પાછી ફરી. હવે પોતાને રસ્તામાં વિલાસિની મળશે એવી તેની ખાત્રી હતી.



# પ્રકરણ ૧૪ મું.

## સપડાયા.

પાછલા દરવાજા પાસે ગયેલા શ્રીપતરાય અને વિશ્વદત્ત ચમકીને પાછા ફર્યા એમ અમે અગાઉ જણાવી ગયા છીએ. પણ પોતાના માર્ગમાં આવેલી અડચણ જોઇને તેઓ કાંઇ ગભરાયા ન હતા. તથાપિ એ દરવાજો ઉઘાડીને તેમાંથી બહાર જવાનો પ્રયત્ન કરવો તે જાણી જોઇને મૃત્યુના મૂખમાં કુદકો મારવા જેવું છે એમ સમજીને તેઓ ત્યાંથી પાછા વળ્યા હતા. પછી બીજા દરવાજામાંથી પસાર થવાનો વિચાર કરીને તેઓ એ દરવાજા તરફ વળ્યા પરંતુ ત્યાં પણ માર્ગમાં સેવકોની ગર્દી હતી અને ત્યાં કેટલીક સ્ત્રીઓ તેમની દૃષ્ટિએ પડી. સર્વની આગળ વાઘણના જેવી ક્રૂર દેખાતી વિલાસિની હતી. તેણે સ્નેહલતાનો હસ્ત જોરથી પકડયો હતો. તેની પાછળ તેનો કારભારી અને પાંચ–છ સશસ્ત્ર સેવકો ઉભા હતા.

વિલાસિની એ બન્ને ભાઇઓ સામે ડોળા કાઢીને બોલીઃ "અરે હરામખોરો! આમ બાયલાની માફક ન્હાસો છો ક્યાં? હિમ્મત હોય તો આવો આગળ!" તે સ્નેહલતાના હસ્તને આંચકો મારીને બોલીઃ "કુલટા! તેમને સાવધ કરવાને જતી હતી કાં? ઊભી રહે, તારી પણ બરોબર ખબર લઉં છું."

એ જોઇને વિશ્વદત્ત બોલ્યોઃ "અહો બાઇ! સ્ત્રીઓના અંગ ઉપર હાથ નાખવો એ અમારૂં ભૂષણ નથી, તો પણ જો તમે આ

છોકરીને અમારા દેખતાં આવી રીતે હેરાન કરશો તો તમારા જૂલ્મમાંથી તેને મુક્ત કરવાની અમને ફરજ પડશે!"

સ્નેહલતા ઉતાવળથી બોલી: "મહારાજ! મારૂં તો હવે જે થાય તે થવા દ્યો; પણ પ્રથમ તમારો જીવ બચાવો."

"મૂંગી મર!" વિલાસિની દમામપૂર્વક બોલી: "એ હરામખોરો બંડખોર અને લૂટારા છે, એ તને માહતી હોય એમ લાગતું નથી! એમણે પોતે દેવીની વીંટી ચોરી હતી."

"ડોકરી! આ છોકરીને છોડી દે અને બાજુએ થા!" તેને દબાવતો વિશ્વદત્ત બોલ્યો.

એ ભાષણ થતું હતું તે દરમિયાન પાછળ ઊભેલા સેવકોની વચ્ચે થઇને સુર્પણખાં આવી અને તેણે વિલાસિનીના ખભાપર હાથ મૂકીને તેને હલાવી. એ જોતાંજ વિલાસિનીએ નેત્રસંકેતથી સુર્પણખાંને સ્નેહલતાને ઉપાડી જવાની સૂચના કરી. તદનુસાર ચપળતાથી સુર્પણખાંએ સ્નેહલતાને પોતાના હાથમાં ઉચકી લીધી. એ જોઇને તે બન્ને ભાઇઓ મોટા વેગથી આગળ આવ્યા.

પ્રથમ મારો પ્રાણ લ્યો અને પછી આગળ વધો!" એમ કહેતી વિલાસિની તેમની સામે આવી. કેમકે એ બન્ને બંધુ ખરા યોદ્ધા હોવાથી પોતાના ઉપર-એક સ્ત્રીના ઉપર હાથ ઉગામશે નહિ એવી તેની ખાત્રી હતી. તેમને પકડવાને માટે કેટલા બધા બંધોબસ્તની જરૂર છે એ સત્યસાગરે જ્યારે તેને જણાવ્યું હતું, ત્યારથી જ તેમના શૌર્યના સંબંધમાં તેની ખાત્રી થઈ હતી.

આ બાજુએ સુર્પણખાં સ્નેહલતાને ઉપાડીને પોતાના માર્ગે લાગી હતી. સ્નેહલતા જતાં જતાં "મહારાજ! ન્હાસો, ન્હાસો, આપણા શત્રુનો પ્રાણ લ્યો! એકદમ બહાર નિકળી જાઓ!"

એમ એક સરખી બૂમો પાડતી હતી. પણ થોડી વારમાંજ એકાએક તેના શબ્દો સંભળાતા બંધ થઈ ગયા.

"બાઈ ! ચાલ, બાજુએ થા, તારા આવા કથનથી અમારાં મસ્તક ફરી જશે !" એમ કહીને શ્રીપતરાયે વિલાસિનીને બાજુએ ધકેલી, અને તે તેના સેવકોને ઉદ્દેશીને બોલ્યોઃ "ચાલો, રસ્તો છોડો !"

"શું ? રસ્તો છોડીશું ?" એમ કહીને તે નોકરો તેના ઉપર ધસ્યા. પણ તેમના હથિયારની પરવા નહિ કરતાં એ બન્ને વીર સપાટાથી આગળ આવ્યા. તથાપિ તેમને જેમની સાથે એ હાથ કરવાના હતા એ સેવકો કાંઇ નિર્માલ્ય ન હતા. બન્ને પક્ષની તલવારો એક બીજાની સાથે અફળાવા લાગી, અને એ વીરોની ગર્જનાથી આખું મકાન ખળભળી ઉઠયું. વિલાસિનીનો એક સેવક મરાયો, બે ઘવાયા અને આ બે બંધુ થોડાક આગળ વધ્યા. એટલામાં વિલાસિનીના સેવકોની મદદે સત્યસાગર દોડતો આવી પહોંચ્યો. આવતાં આવતાં તેણે બૂમ પાડીઃ "અરે, તેમનો જીવ ન લેશો. તેમને જીવતા પકડો ! એ હરામખોરોના પ્રાણને ફાંસા ઉપરજ લેવા જોઇએ !"

"હા, હા, તેમને ફાંસી જ દેવી જોઇએ !" એક રાક્ષસીની માફક ગર્જના કરતી વિલાસિની બોલી ઉઠી.

"આ વખતે આપણે એક બીજાની પીઠ પાછળ પીઠ રાખીને લડવાની જરૂર છે." એવી શ્રીપતરાયે વિશ્વદત્તને સૂચના કરી. કારણ કે તેઓ એ વખતે એક સાંકડી ચાલીમાં આવી પહોંચ્યા હતા અને બન્ને બાજુએથી તેમના પર હલ્લો થતો હતો. આવા પ્રસંગે પણ એ બન્ને ભાઇઓ સિંહની માફક મોટા શૌર્યપૂર્વક

લડતા હતા. તેમણે અલ્પ સમયમાંજ પુષ્કળ રક્તપાત કરી દીધો.

થવાનું હોય તે થાઓ, પણ એક વખત આ બાબતનો નિકાલ લાવવો, એવો વિચાર કરીને સત્યસાગરે મોટેથી સુચના કરીઃ "ચાલો, સઘળા એકઠા મળીને ઘેરો ઘાલો."

"વાહવાહ! કોણ સત્યસાગર? આવ, અહીં સામો આવ!" વિશ્વદત્ત બોલ્યોઃ "આજે આપણી પુનઃ મુલાકાત થઇ એ બહુજ સારૂં થયું."

સત્યસાગર બોલ્યોઃ "પણ આજ કાંઇ આપણી છેવટની મુલાકાત નથી—"

"એમ છે કે?" શ્રીપતરાય બોલ્યોઃ "અમને ફાંસીએ ચડાવવાની તારી ઇચ્છા છે? જો એમ હોય તો સામો આવ!" એમ કહીને તેણે મોટા જોરપૂર્વક સત્યસાગર ઉપર હલ્લો કર્યો. આ હલ્લાને સમાલી લેતાં સત્યસાગરને કાંઈ ઓછો પરિશ્રમ પડયો નહિ.

એક તો જગ્યા સાંકડી અને શત્રુની સખ્યા પુષ્કળ હતી. તેથી આ યુદ્ધ કાંઇ લાંબો વખત ચાલ્યું નહિ. સત્યસાગર તથા તેના હાથ નીચેના બન્ને શૂરા સિપાહીઓએ પોતાના સંપૂર્ણ શૌર્યનો ઉપયોગ કરીને આ બન્ને બંધુને નિઃશસ્ત્ર કર્યા. અર્થાત્ તેઓ પોતાના શત્રુને સ્વાધીન થયા.

શ્રીપતરાયની સામે જોઇને સત્યસાગર બોલ્યોઃ "ચાલો, પેલી રાજમુદ્રિકા કાઢો! જલ્દી કરો!" હવે વધારે જક કરવામાં સાર નથી એમ માનીને શ્રીપતરાયે પોતાના હાથમાંની વીંટી કાઢીને સત્યસાગરના હાથમાં આપી. તે લેઇને સત્યસાગર બોલ્યોઃ "આટલા પ્રયાસ પછી છેવટે આ મુદ્રિકા મારા હાથમાં આવી ખરી!"

" બહુ સારૂ થયું ! " એમ બોલતી વિલાસિની આગળ આવી. પરંતુ તે એકાએક ચમકીને બોલી: " અહો, સત્યસાગર ! તમને જખમ લાગેલો જણાય છે! તમારા જમણા હાથમાંથી—"

સત્યસાગર બોલ્યો: " હશે એકાદો ઝરકો ! " એમ બોલીને તે પોતાનો હાથ ઉંચો કરવા લાગ્યો. પરંતુ તે તેનાથી ઉંચો થઈ શક્યો નહિ, તેના હાથમાંથી પુષ્કળ રક્ત વહી ગયું હતું. તેનો આખો પંજો રક્તથી ભીંજાઇ ગયો હતો. એ ધ્યાનમાં આવતાં તે બોલ્યો: " નહિ, પણ આ જખમ એકદમ બાંધવો જોઇએ. "

વિલાસિનીએ એક વસ્ત્ર આગળ કર્યું અને કહ્યું: " ત્યારે જલ્દીથી બાંધો, જખમ મોટો લાગે છે ! "

સત્યસાગરે પોતાના સેવકોને કહ્યું: " અરે, આ બન્ને જણાને ઓરડીમાં લઇ જઇને તેમની જડતી લ્યો. "

" શું જડતી ? " વિશ્વદત્ત બોલ્યો: " તમે આવી રીતે અમારૂં અપમાન કરશો ? અહો, સત્યસાગર ! તમે ચાર દહાડા પહેલાંની જ આપણી ઓળખાણ ભૂલી ગયા ? તે દિવસે અમે તમારા એક શબ્દ ઉપર વિશ્વાસ મૂકીને તમારી તલવાર તમને સ્વાધીન કરી હતી એ યાદ છે કે નહિ ? "

સત્યસાગર સંકુચિત સ્વરે બોલ્યો: " અહો, પણ તમે રાજદ્રોહી છો ! અને તમારી પાસે રાજદ્રોહના કાંઇ પત્રો હોવાનો સંભવ છે ! "

" અમે ખોટું બોલીશું એમ તમને લાગે છે ? અમારા કથન ઉપર તમને વિશ્વાસ નથી ? " વિશ્વદત્ત બોલ્યો.

" વિશ્વાસુ તો ભારે ! " વિલાસિની વચ્ચે બોલી ઉઠી: " હરામખોર કેવી અભિમાનની વાતો કરે છે ? હમણાં તમે તમારાં ખોટાં

નામ મને જણાવ્યાં ત્યારે એ અભિમાન ક્યાં ગયું હતું ? શું કહ્યું હતું, અમે રાહુ અને કેતુ છીએ ! મૂઆ ખાપરાકોડીયાનાં મ્હોં તો જૂઓ, કેવાં કાળાં ઠીકરાં જેવાં બની ગયાં છે ! ”

“ બસ બસ ! એ કશું નહિ ! તેમની જડતી લેવીજ જોઇશે. ચાલો, તૈયાર થાઓ ! ” સત્યસાગરે કહ્યું. એ શબ્દો ઉચ્ચારતી વખતે અમુક કારણને લીધે તેના મનમાં વૈર લેવાની પ્રબળ ઇચ્છા થઇ હતી, કે પછી પોતાના જખમની વેદના તરફ તેનું મન લાગેલું હોવાથી વિશેષ વિચાર કર્યા સિવાય તે એમ બોલ્યો હતો એ અમે કહી શકતા નથી.

સત્યસાગરની આજ્ઞા પ્રમાણે વિલાસિનીના એક નોકરે વિશ્વદત્તના ખીસામાં હાથ નાખ્યો, અને તે બોલી ઉઠયોઃ “ અરે આ શું ? આ તો બગીચાના દરવાજાની ચાવી. ”

“ વિલાસિનીએ કહ્યું: “ બરોબર, એ જ વખતે પેલી સ્નેહલતા આ હરામખોરોને સાવધ કરવા ગયેલી એમ મને લાગ્યું જ હતું ! એ કુલટાએજ પોતાની પાસેની આ ચાવી તેમને આપી હશે.”

પછી થોડી વાર વિચાર કરીને સત્યસાગર બોલ્યોઃ “ અરે આ કેદીઓને પેલી મેરની કોટડીમાં લઇ ચાલો. તેઓ અહીં શા માટે આવ્યા હતા એ મારે જાણી લેવાની જરૂર છે. ”

વિલાસિની વચ્ચેજ બોલી ઉઠીઃ “ અરે જમાદાર સાહેબ ! એ વાત તો ખાસ જાણવી જોઇએ ! પેલી સ્નેહલતા કાંઇ ખરી હકીકત કહેશે નહિ, એવી મારી ખાત્રી છે. અહો, સત્યસાગર ! ખરૂં જ કહું છું. એ છોકરી તદ્દન નાદાન છે. એવી સ્ત્રી તમારા સંસારને ધૂળમાં મેળવી દેશે ! ”

“ બુઢ્ઢી ! આ તું શું બોલે છે ? ” સત્યસાગર ચિરડાઇને બોલ્યો.

વિલાસિની સ્હેજ નરમ પડીને બોલીઃ "તેનું કશું પણ મોટું કારસ્થાન ચાલતું હોવું જોઇએ એવી મારી કલ્પના છે."

પોતાને અમુક બાબતનું સ્મરણ થયું હોય એમ કરીને સત્યસાગર બોલ્યોઃ "તેની અને પેલા જયચંદ્રની મુલાકાત તો થઇ નથી ને?"

"નથી થઇ એમ તો કેમ કહેવાય?" વિલાસિનીએ કહ્યું: "પણ એ જયચંદ્ર તો અત્યારે વિલાસપુરમાં છે એમ તમે કહેતા હતા ને?"

"તે વિલાસપુરમાં છે એમ મેં કહ્યું ન હતું." સત્યસાગરે જવાબ આપ્યોઃ "પણ કદાચ તે વિલાસપુરમાં હશે એમ હું બોલ્યો હતો."

"વારૂ, આ હરામખોર તેના બાપ–ચંદ્રશેખર તરફથી તો નહિ આવ્યા હોય?" વિલાસિનીએ બીજો તર્ક કર્યો.

"તેઓ શા માટે અત્ર આવ્યા હતા એ જાણવું ખાસ મહત્ત્વનું છે." સત્યસાગર બોલ્યો.

વિલાસિની કિંચિત્ વિચારમાં પડી ગઇ. તે બોલીઃ "આ બે જણા તેને સાથે લઇને બહાર ગયા હતા–મને લાગે છે કે–ના–મારી પૂર્ણ ખાત્રી છે—"

"શું? શું કહ્યું?" સત્યસાગરે ઉત્સુકતાથી પૂછ્યું.

"મારી પૂર્ણ ખાત્રી છે કે આ બધાં કારસ્થાનનો ઉત્પાદક કોઇ બીજો જ હોવો જોઇએ. આ બે જણાને તો માત્ર આગળજ કરવામાં આવ્યા છે." વિલાસિનીએ પોતાનું કથન પૂર્ણ કર્યું.

"પણ તે ઉત્પાદક કોણ હશે?" સત્યસાગરે પ્રશ્ન કર્યો.

"પેલી સ્નેહલતા કોઇને પણ મળવાને માટે ગયેલી હોવી જોઇએ." વિલાસિનીએ જણાવ્યું.

"એમ છે કે ?" સત્યસાગર બોલ્યો: "ત્યારે મને સ્ત્રી તો સારી મળનાર છે ! પણ મને લાગે છે કે કદાચિત્ તેનો બાપજ તેને મળવા આવ્યો હશે! જયચંદ્ર અહીં આવવાનો સંભવ નથી! જો જયચંદ્ર તેને મળવાને આવ્યો હોય તો તે તેને પુનઃ પાછી શા માટે મોકલી આપે ? તે તો તેને પોતાની સાથે લઇનેજ ચાલતો થયો હોત !"

"આપણે આ પ્રમાણે તર્કવિતર્ક કરીએ એ બધા નકામા. જો તમારામાં સામર્થ્ય હોય તો તે હરામખોરોના મ્હોંએથીજ તમે ખરી વાત કઢાવો." વિલાસિનીએ સૂચવ્યું.

"ખરી હકીકત શી છે એ હું તેમની પાસેથી જાણી શકીશ ખરો; પરંતુ–" પોતાની ઔદાર્યયુક્ત અને ગંભીર મુદ્રાપર કઠોરતાને ધારણ કરતો તે કહેવા લાગ્યો: "પરંતુ જો તેઓ કશી પણ હકીકત નહિ જણાવે તો હું આજે ને આજેજ તેમને ફાંસીએ ચડાવીશ !"

## પ્રકરણ ૧૫ મું.

### સત્યસાગર અને બે ભાઇઓ.

આ ભાષણ ચાલતું હતું તે વખતે સત્યસાગરનો જખમ બાંધવાનું કામ શરૂ હતું, અને કેદીઓને લઇને સિપાહીઓ ત્યાંથી ચાલ્યા ગયા હતા. જખમ બંધાઇ રહ્યા પછી જે કોટડીમાં કેદીઓને રાખવામાં આવ્યા હતા ત્યાં સત્યસાગર ગયો.

તેમની અપમાનયુક્ત મુદ્રાપરથી તથા તેમની વીંટીઓ, કંઠીઓ, બીજાં આભૂષણો, દ્રવ્યની થેલીઓ વગેરે એક બાજુએ પડેલું હતું તે પરથી સમજી શકાતું હતું કે તેમની જડતી લેવામાં આવી હતી. તથાપિ જે ઉપરથી બીજી કશી વાતનો પત્તો લાગે એવો એકાદો પત્ર કિંવા બીજો કશો પદાર્થ તે જડતીમાં મળી આવ્યો ન હતો.

ઓરડીમાં પ્રવેશ કરીને સત્યસાગરે આજ્ઞા કરી: "ચાલો, તમે બધા તેમની પાસેથી દૂર થાઓ અને બહાર રહીને બરોબર લક્ષપૂર્વક પ્હેરો ભરો."

સત્યસાગરની આજ્ઞાથી સિપાહીઓ બે ટોળીઓમાં વહેંચાઇ ગયા અને એક ટોળી ઓરડીની બહાર તથા એક ઓરડીના દરવાજા પાસે પહેરા ઉપર રહી. હવે તે ઓરડીમાં આ બે ભાઇઓ, સત્યસાગર અને વિલાસિની એ ચાર જણાંજ રહ્યાં.

પછી સત્યસાગરે આ બે ભાઇઓને ઉદ્દેશીને કહ્યું: "અહો, સરદાર બંધુ! મારે કેટલીક મહત્ત્વની બાબતમાં તમારી સાથે વાત કરવાની છે. એ માટે જેમ હું તમારી સાથે શાંતપણે બોલું છું તે પ્રમાણે તમે પણ મારી સાથે શાંતપણે બોલશો એવી મારી ઇચ્છા છે."

એ બન્ને બંધુ શાંત મુદ્રા ધારણ કરી રહ્યા હતા. હવે સત્યસાગર પોતાને શો પ્રશ્ન કરશે એ તેમના લક્ષમાં આવી ચૂક્યું હતું, અને તેનો શો ઉત્તર આપવો એ પણ તેમણે પોતપોતાના મનમાં ઠરાવ્યું હતું. પોતે શો જવાબ આપવો એ બાબત એ બે ભાઇઓ વચ્ચે અગાઉ વાતચીત થઇ ન હતી, તો પણ એ બન્નેના વિચારો એક સરખા જ હોવાથી તેમણે નેત્રસંકેતથી જવાબ આપતી વેળાએ એક બીજાના હેતુને અનુસરીને બોલવાની સૂચના કરી દીધી હતી.

આ બન્ને બંધુઓને પોતાના પ્રશ્નનો ઉત્તર આપવાને તૈયાર થયેલા જોઇને સત્યસાગરે ભાષણનો પ્રારંભ કર્યો. તે બોલ્યોઃ “ અહો, સરદાર સાહેબ! તમે અત્યારે કઇ સ્થિતિમાં છો એ પ્રથમ થોડા શબ્દોમાં તમારા લક્ષમાં લાવવું એ મારૂં કર્ત્તવ્ય છે. રાણી સરકારની સખ્ત આજ્ઞા છે કે આ ચોરાયેલી વીંટી જેના હાથમાં જોવામાં આવે તે ગમે તે હોય તો પણ તેની વિશેષ તપાસ નહિ કરતાં તેને એકદમ ફાંસી આપી દેવી. વિલાસપુરમાં આ સંબંધમાં દાંડી પણ પીટાવવામાં આવી છે.”

સત્યસાગરનું આ ભાષણ બન્ને ભાઇઓએ શાંતપણે શ્રવણ કર્યું. તેઓ એ ભાષણ સાંભળીને ગભરાયા નહિ, કિંવા ભીતિ અથવા ખેદની છાયા સુદ્ધા તેમના ચ્હેરા પર દેખાઇ આવી નહિ.

તેમની એ ધૃષ્ટતા જોઇને સત્યસાગર ચકિત બન્યો. તેમને બ્હીવડાવવાની પોતાની યુક્તિ નિષ્ફળ થયેલી જોઇને હવે પોતે શું કહેવું તેનો તે વિચાર કરવા લાગ્યો. આ લોકો જો કાંઇ બોલે તો તેના ઉપર પોતાનું ભાષણ શરૂ કરવું, એવો વિચાર તેના મનમાં આવ્યો. પણ એ બેમાંથી એકના પણ મુખમાંથી કશો શબ્દ બહાર પડયો નહિ.

છેવટે સત્યસાગરે પુનઃ બોલવાનો પ્રારંભ કર્યો. તેણે કહ્યું: “ સરદાર સાહેબ ! એક એવી કહેવત છે કે ‘ આશા અમર છે ’ જો ઇચ્છા કરીશ અને કઠોર અંતઃકરણપૂર્વક રાણીની આજ્ઞા અક્ષરશઃ પાળીશ તો એક ઘટિકાની અંદરજ તમારો અંત આવી જશે ! પરંતુ હું જો તમારા ઉપર દયા કરીને અથવા બીજા કશા કારણથી આજની શિક્ષાને મુલતવી રાખીશ તો કદાચિત્ રાણીને તમારી દયા આવવાનો સંભવ છે; અથવા તમારા એકાદા મિત્રના

પ્રયત્નથી તમને જીવતદાન પણ મળી શકશે ! ક્યારે શું થશે એ કોઇ પણ કહી શકે તેમ નથી. કેમ ? હું કહું છું તે ખરૂં છે કે નહિ ?"

વિશ્વદત્ત બોલ્યોઃ " તમારૂં ભાષણ અમે સાંભળ્યું, પણ આગળ તમારે શું કહેવાનું છે ?" આ શબ્દો તેણે બિલકુલ શાંતપણે ઉચ્ચાર્યા હતા. સત્યસાગરની પ્રસ્તુત પ્રસ્તાવનાનું તેના મન ઉપર કશું પણ પરિણામ થયું ન હતું.

સત્યસાગર બોલ્યોઃ " ત્યારે તમે મને જણાવો, અહીં શા હેતુથી તમે આવ્યા હતા ? રાજમુદ્રિકાનો ઉપયોગ કરીને સ્નેહલતાની મુલાકાત લેવાનું કારણ શું ? જો તમે ખરૂં બોલશો તો હું વચન આપું છું કે રાણીએ જાહેર કરેલી શિક્ષા હું પોતે અધિકારની રૂઇએ અમલમાં નહિ મેલતાં તમને વિલાસપુર લઇ જઇને દેવીની સાથે તમારી મુલાકાત કરાવીશ."

શ્રીપતરાય બોલ્યોઃ " આ સંબંધમાં હું તમને જે કહીશ તે તમને યોગ્ય લાગો કિંવા ન લાગો, પણ મારે એટલુંજ કહેવાનું છે કે સ્નેહલતાની અને અમારી ન્હાનપણથી જૂની ઓળખાણ છે અને તેથીજ અમે અત્ર આવીને તેની મુલાકાત લીધી હતી."

" પણ તે અહીં છે એ તમારા જાણવામાં કેવી રીતે આવ્યું ?" સત્યસાગરે પ્રશ્ન કર્યો.

" અમુક બાબત આકસ્મિક રીતે બની આવવાથી એ વાત અમારા જાણવામાં આવી હતી." શ્રીપતરાયે જવાબ આપ્યોઃ " એ વાત જો હું જણાવીશ તો તે તમને કદાચ ખરી નહિ પણ લાગે !"

" સ્નેહલતાની અને તમારી આગલી ઓળખાણ હશે એવી મને કલ્પના પણ ન હતી." સત્યસાગર બોલ્યોઃ " ત્યારે તમે જૂની ઓળખાણને લીધે તેને મળવા આવ્યા હતા એમ તમારૂં કહેવું છે ?"

વિશ્વદત્તે કહ્યું: "હા, તેને અહીંથી બહાર લઇ જઇને એક-દમ તેના પિતાને ત્યાં તેને લઇ જવાનો અમારો વિચાર હતો."

"તેને તમે અહીંથી બહાર શા માટે લઇ ગયા હતા?" સત્યસાગરે પૂછ્યું.

"તેની અહીંથી ન્હાસી જવાની ઇચ્છા છે કે નહિ એ તેને પૂછવાને માટે, તથા તેને અહીંથી ન્હસાડવાનું અમારામાં સામર્થ્ય છે એ તેના ધ્યાનમાં લાવવાને માટે અમે તેને બહાર લઇ ગયા હતા." શ્રીપતરાયે જવાબ આપ્યો.

"વારૂ, તેણે શો ઉત્તર આપ્યો?" સત્યસાગરે પ્રશ્ન કર્યો.

"તે પુનઃ આ બંધીખાનામાં પાછી આવી એ પરથી જ તમે તેના ઉત્તરની કલ્પના કરી લ્યો." વિશ્વદત્ત બોલ્યો.

"ત્યારે એ તમારી સાથે ન્હાસી જવાને કબૂલ નથી થઈ એમ દેખાય છે?" સત્યસાગરે કહ્યું.

"તે અમારી સાથે ન્હાસી આવી છે, એવું જો તેના પિતાના જાણવામાં આવે તો તેનો પિતા તેને ઘરમાં દાખલ નહિ થવા દે એવી તેને ભીતિ લાગી હતી." શ્રીપતરાયે સ્નેહલતાએ પોતાની સાથે ન્હાસી જવાને શા માટે ના પાડી, તેનું કારણ દર્શાવ્યું!

"જ્યારે તમે ચંદ્રશેખર તરફથી આવ્યા છો ત્યારે તમારી પાસે તેનો પત્ર કિંવા એકાદું સંકેતચિહ્ન પણ નથી એનું શું કારણ?" સત્યસાગરે આડો પ્રશ્ન કર્યો.

"અહો, જમાદાર! અમે ચંદ્રશેખર તરફથી આવ્યા હતા એમ તમને કોણે કહ્યું?" વિશ્વદત્ત બોલ્યો: "નકામી આવી કલ્પના કરીને ચંદ્રશેખર બિચારાને પણ રાણીના કોપાનળનો બળી બનાવ-વાની તમારી ઇચ્છા છે કે શું?"

"તો પછી કોઇની પણ શિખવણી સિવાય તમે પોતે સ્વેચ્છાથી જ આ સાહસ કરવાને ઉધુક્ત થયા હતા ?" સત્યસાગરે પુછયું.

"આ કાર્ય અમે અમારી જવાબદારી ઉપર કર્યું છે." શ્રીપતરાયે જવાબ આપ્યોઃ "એ બાબતમાં બિચારી સ્નેહલતાનો લેશ માત્ર પણ દોષ નથી. વિલાસિની બાઇ ! તમે એ બિચારી પર વિના કારણ કોપ નહિ કરો એવી મારી વિનતિ છે."

આટલો વખત સુધી વિલાસિની મૌનપણે ભાષણ સાંભળતી હતી. આ સંભાષણમાં પોતાને ભાગ લેવાની સંધિ મળવાથી આનંદિત બનીને તે બોલીઃ "તો પણ તેણે તમને સાવધ તો કર્યા જ હતા !"

વિશ્વદત્તે કહ્યુંઃ "તે અમને સાવધ કરે એ સ્વાભાવિક છે ! કારણ કે તે જો કે અમારી સાથે ન્હાસી જવાને કબૂલ થઇ ન હતી તો પણ અમે તેને લેવાને માટે અહીં આવ્યા હતા, એથી તેને આનંદ થાય એ મનુષ્યસ્વભાવને અનુસરતું છે."

સત્યસાગર કટાક્ષયુક્ત સ્વરે બોલ્યોઃ "અહો સરદાર સાહેબ ! તમે જે હકીકત મને કહી તે હું સાચી માનું છું એમ ન ધારતા. આવી વિસંગત અને પરસ્પર વિરૂદ્ધ—"

"શું કહો છો ?" શ્રીપતરાય બોલ્યોઃ—"તમને અમારૂં કથન ખોટું લાગે છે ?" એ પ્રમાણે તેણે પોતાના મતને જોરથી પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો ખરો, તથાપિ અસ્ખલિત અસત્ય બોલીને તેને ખરૂં કરી બતાવવાની કળા તેનામાં ન હતી. એટલે તેના આ ભાષણમાં બિલકુલ જોર નહિ આવતાં, જાણે તે બોલતાં થોથરાતો હોય એવો સાંભળનારને ભાસ થતો હતો.

એથી વિશ્વદત્ત આવેશ પૂર્વક બોલ્યોઃ "શું કરૂં ? જો બીજો સમય હોત તો અમને અસત્યવાદી કહેનારને—"

સત્યસાગર કિંચિત્ દબડાવતા સ્વરે બોલ્યો: “ અહો, સરદાર સાહેબ ! અસ્ખલિત અસત્ય ભાષણ કરીને વળી ગુસ્સો કરવો ! પણ એ વિદ્યા હજી આપને બરોબર સિદ્ધ થઇ નથી. તમે મારી પાસે ખોટું બોલ્યા છો, એટલા માટે હું મારૂં વચન પાળવાને બંધાયેલો નથી. ”

આ બન્ને ભાઇઓ તરફ તુચ્છતાથી જોતી વિલાસિની બોલી: “ આવા લબાડ માણસો સાથે હવે વધારે વાત કરવામાં સાર નથી.”

“ એ ખરૂં છે. ” એમ કહીને સત્યસાગરે ઓરડીનું દ્વાર ખોલ્યું, અને પોતાના સેવકોને ઇશારત કરી. તે સેવકો અંદર આવ્યા અને તેઓ કેદીઓની આસપાસ ફરી વળ્યા. ઓરડીમાં થયેલું ભાષણ સેવકોના સાંભળવામાં આવ્યું ન હતું, પરંતુ સત્યસાગરની મુદ્રાપરથી તે હવે આપણને કાંઇ પણ ભયંકર કૃત્ય કરવાની આજ્ઞા કરશે, એમ તેમને લાગતું હતું.

આ વખતે સત્યસાગરની મુદ્રા અત્યંત ગંભીર દેખાતી હતી; એટલું જ નહિ પણ મુદ્રાપર ખુનસનો અંશ પણ દૃષ્ટિગોચર થતો હતો. તે બોલ્યો: “ અહો સરદાર સાહેબ ! હવે મારે એક જ કાર્ય કરવાનું બાકી રહ્યુ છે. દેવી ઇન્દિરાવતીની રાજમુદ્રિકા ચોરાઇ ગઇ હતી તે મને તમારી પાસેથી મળી છે; વળી એ રાજમુદ્રિકાની મદદથી તમે કપટ કરીને આ બાઇને ફસાવી એ પણ સિદ્ધ થયું છે. આ રાજમુદ્રિકાનો આવોજ દુરુપયોગ તમે અગાઉ કરેલો છે કે નહિ, એ મારા જાણવામાં નથી; અને એ વાતની સાથે મને કશો સંબંધ પણ નથી. રાણીએ આ રાજમુદ્રિકા રાખનારને જે શિક્ષા ફરમાવી છે, તે શિક્ષા તમને કરવાને માટે તમારૂં અત્યારનું વર્ત્તન જ પૂરતું છે, એ માટે વિશેષ પૂરાવાની જરૂર રહી નથી. માટે હવે તમારે મરવાને તૈયાર થવું જોઇએ. ”

આ બે ભાઇઓએ માત્ર મસ્તક હલાવીને પોતાની તૈયારી દર્શાવી. પરંતુ તેમની મુદ્રાપર તલ માત્ર પણ ભીતિ દેખાઇ નહિ.

પોતાના નસિબે આવેલું કર્ત્તવ્ય પોતે કરવું જ જોઇએ એવો સત્યસાગરના મનનો નિશ્ચય થયો હતો. તે સેવકોને ઉદ્દેશીને બોલ્યો: "હવે વાર કરવાની જરૂર નથી. આ બંધીવાનોને લઇને બહાર ચાલો."

સેવકોએ પોતાનાં આયુદ્ધ સજ્જ કર્યાં અને તેઓ મોટા બંદોબસ્તપૂર્વક એ બન્ને ભાઇઓને બહાર લાવ્યા.

વિલાસિનીએ સત્યસાગરને પૂછ્યું: "આ એકંદર પ્રકરણના સંબંધમાં તમને શું લાગે છે?"

સત્યસાગરે કહ્યું: "મારી કશી પણ ખાત્રી થતી નથી. એ લોકોની વાત ઉપર મારો બિલકુલ વિશ્વાસ બેસતો નથી. હું પણ મોટા વિચારમાં પડી ગયો છું! એ સરદારબંધુ મોટા સાહસિક અને વીર પુરૂષ છે. તેઓ બીજાની ગુપ્ત વાર્ત્તા પ્રકટ કરીને તેનો નાશ કદી પણ થવા દેશે નહિ, એવી મારી ખાત્રી છે. એટલે તેમના મુખેથી ખરી હકીકત નિકળવાની નથી."

"એ હરામખોર મરશે તોયે એ વાત જણાવશે નહિ?" વિલાસિની બોલી.

સત્યસાગરે જવાબ આપ્યો: "તેઓ મરશે તો પણ પોતાના મિત્રનો વિશ્વાસઘાત કરનાર નથી. હવે તો બે સારી દોરીઓ લઇને બહારના વૃક્ષ ઉપર—"

સત્યસાગરનું છેવટનું વાક્ય સાંભળીને વિલાસિનીનું હૃદય ધડકવા લાગ્યું. તે ઘોઘરા અવાજે બોલી: "અપરાધીઓને શિક્ષા તો થવી જ જોઇએ. તેમને ફાંસી ન દો એમ હું કહેતી નથી; પણ

કૃપા કરીને તેમને અહીંથી થોડે દૂર લઇ જાઓ. કારણ કે મારા મકાનની આસપાસ તેમનાં પ્રેત લટકતાં ન રહે એવી મારી ઇચ્છા છે. એટલે હું કહું છું કે તમારે જે કાંઇ કરવાનું હોય તે મારા મકાનની આસપાસની હદથી બહાર કયાંય દૂર જઇને ત્યાં કરો!"

સત્યસાગર ગંભીરપણે બોલ્યો: "વારૂ, હું તમારી ઇચ્છા બહાર નથી. તેમને અહીંથી દૂર લઇ જાઉં છું. પરંતુ આ બધું કાર્ય મારી રૂબરૂ થવું જોઇએ. માટે હું હવે એ સેવકોની સાથે ત્યાં જઉં છું."

"પણ તેમના પ્રાણ ગયા પછી તેમને લટકતા રાખવાનું શું કારણ? નીચે ઉતારીને અગ્નિદાહ કરવામાં આવે તો ન ચાલે?" વિલાસિનીએ પૂછ્યું.

સત્યસાગરે જવાબ આપ્યો: "બાઇ! એ બન્ને રાજદ્રોહી છે, એ તમે ભૂલી ગયાં લાગો છો. એમનાં પ્રેત છિન્નવિછિન્ન બનીને લટકતાં રહેવાથી લોકો ઉપર ધાક બેસે અને પછી બીજા કોઇ એવું રાજદ્રોહી વર્ત્તન ન કરે એવો હેતુ છે. પણ જો તમારી એવી ઇચ્છા હોય કે તેમનાં પ્રેત વધુ લોકોની દૃષ્ટિએ પડે નહિ, તો એવી જગ્યા મને કહો એટલે ત્યાં લઇ જઇને હું તેમને ફાંસીએ ચડાવી દઉં."

"જો એવી જગ્યા પૂછો તો કિલ્લાની બહાર થોડે દૂર ગયા પછી એક ઝાડી આવે છે તે છે. ત્યાં લોકોની બહુ આવજા નથી. એ ઝાડી તમને મારા સેવકો બતાવશે." વિલાસિનીએ જવાબ આપ્યો.

સત્યસાગર બોલ્યો; "મને થએલા જખમમાંથી ઘણું લોહી ગયેલું છે અને અત્યારના આ ત્રાસથી મારૂં ગળું સૂકાય છે. તો થોડું પાણી મંગાવો તો સારૂં."

વિલાસિનીએ પોતે તેને માટે પાણી લાવી આપ્યું. પાણી

પીધા પછી તે બોલ્યો: "એ હરામખોરો અહીં શા માટે આવ્યા હતા, તેનું કારણ સમજાતું નથી. કદાચિત્ આ લબાડીના મૂળમાં જયચંદ્ર હોવો જોઇએ, એવી વચ્ચે વચ્ચે મારા મનમાં શંકા આવે છે. જયારે હું વિલાસપુર જઇને એ જયચંદ્ર કયા માર્ગે થઇને તથા ક્યારે વિલાસપુર આવ્યો, તેની તપાસ કરીશ ત્યારે વાતનો નિકાલ આવશે. ત્યાંસુધી આ બાબતનો કોયડો આપણાથી ઉકેલી શકાવાનો નથી."

## પ્રકરણ ૧૬ મું.

### બચાવ.

સત્યસાગરના સેવકો શ્રીપતરાય અને વિશ્વદત્તને મોટા બંદોબસ્તથી પોતાની સાથે લઇને ઉત્સાહપૂર્વક આગળ જતા હતા. જમાદાર તેમના ભેગો થઇ ગયો. પોતાના જમાદારની રાહ જોઈને સેવકો ધીમે ધીમે ચાલતા હોવાથી, તેમની પાસે પહોંચી જવામાં સત્યસાગરને વિશેષ વિલંબ થયો નહિ. વિલાસિનીનો એક સેવક નજીકના વડ તરફ હાથ કરતો બોલ્યો: "આ વડ મોટો અને વિશાળ છે. તેના ઉપર—"

"છિઃ છિઃ! અહીં નહિ! અહીંથી થોડે દૂર એક ઝાડી છે–જૂઓ, પેલી દેખાય તે–ત્યાં જ આપણે ચાલો!" સત્યસાગરે પેલા સેવકને આગળ બોલવા નહિ દેતાં વચ્ચે આજ્ઞા કરી.

એ ટોળી પુનઃ ત્યાંથી ચાલવા લાગી. આ વખતે ચંદ્ર ઘણો ઉંચે આવ્યો હતો: તેના પ્રકાશથી આજુબાજુના સર્વ પદાર્થ

સ્પષ્ટ દેખાતા હતા. પોતાને પેલી ઝાડી તરફ લઇ જાય છે એવું લક્ષમાં આવવાથી આ ઉભય બંધુના મનમાં કશોક વિચાર આવવાથી તેમણે અર્થપૂર્ણ દૃષ્ટિથી પરસ્પર તરફ જોયું. આ ભયંકર કૃત્ય રત્નમંદિરથી જેટલું દૂર થાય તેટલું સારૂં, એવા વિચારથી આ લોકો પોતાને ઝાડીમાં લઇ જાય છે એવું અનુમાન તે બે ભાઇઓ કરી શક્યા હતા. પણ એથી એ ઝાડીમાં છૂપાઇ રહેલો જયચંદ્ર સત્યસાગરની દૃષ્ટિએ પડવાનો સંભવ છે, એવું તેમને લાગવાથી તેઓ સ્હેજ ઉદ્વિગ્ન બન્યા. કારણ કે આ કૃત્યમાં તેનો પણ હાથ છે એવું જાહેર થવાથી તેને પણ સત્યસાગર ભયંકર શિક્ષાં કર્યા સિવાય નહિ રહે એમ તેમને લાગતું હતું. જયચંદ્રનું પ્રારબ્ધ ખિલ્યું છે અને તેને રાણીના ખાનગી કારભારીની પદવી મળી છે, એ વાત આ બે ભાઇઓના જાણવામાં આવેલી નહિ હોવાથી જયચંદ્રને માટે તેમને ચિંતા થાય એ સ્વાભાવિક હતું. એ ઝાડી પાસે જઇને ગમે તે કારણ ઉપસ્થિત કરીને પોતે મોટેથી બૂમો પાડવી, એથી જયચંદ્ર સાવધ થઇ જશે, એવું તેમના મનમાં આવ્યું. પણ એમ કરવાથી ખરો પ્રકાર જયચંદ્રના જાણવામાં ન આવે અને તે મદદને માટે દોડતો આવે તો? એમ થાય તો તે ઉલટો આપણે લીધે જ સત્યસાગરના સપાટામાં આવી જાય, એ વિચાર પણ તેમને થયો.

પ્રિય વાચક! આ જીવનમરણના પ્રસંગે પ્રસ્તુત ઉદાર વિચાર ઉપરાંત બીજા કેટલા વિચારો તેમનાં મનમાં ઘોળાતા હશે તેની કલ્પના કરવાનું અમે તમને જ સોંપીએ છીએ. તેમને પોતાના બંધુની–સત્યવર્માની સ્મૃતિ થઇ! તેના કશા વર્ત્તમાન તેમના જાણવામાં આવ્યા ન હતા. તે કદાચ પોતાની પહેલાં જ સ્વર્ગે ગયો હશે એવું પણ તેમના મનમાં આવ્યું; તેજ પ્રમાણે શૂરવીર કામ-

સેન અને સહાસિક ઈન્દિરાવતીનું સ્મરણ થવાથી તેમનું મન સ્હેજ ખિન્ન બન્યું. તથાપિ અત્યારે પોતાનો પ્રાણાન્ત થનાર છે એ વાર્ત્તા સ્પષ્ટપણે તેમની દૃષ્ટિ સામે તરી રહેલી હોવાથી, એવા સમયે પરમાત્માનું સ્મરણ કરવું ઇષ્ટ છે એમ સમજીને, તેમણે મોટા આનંદપૂર્વક એક સ્તોત્ર બોલવાનો પ્રારંભ કર્યો. સ્તોત્ર બોલતાં બોલતાં તેમનું મન એકાગ્ર બની ગયું હતું, તે ભગવાનના ચરણમાં લીન બની ગયા હતા અને તેમની મુદ્રા તેજસ્વી તથા પ્રસન્ન દેખાતી હતી.

**શ્રી**પતરાય અને વિશ્વદત્તની આસપાસ અત્યારે નવ માણસોનો ઘેરો હતો. સત્યસાગર તથા તેની સાથે વિલાસપુરથી આવેલા બે સિપાહીઓ અને વિલાસિનીના છ સેવકો એમ નવ માણસો તેમની આસપાસ ફરી વળેલા હતા. વિલાસિનીના સેવકમાંથી એકે મોટા આનંદપૂર્વક રત્નમંદિરમાંથી બહાર પડતાં બે મજબૂત દોરીઓ પોતાની સાથે લીધી હતી; અને ચાલતાં ચાલતાં તે એ દોરીઓના એક છેડે ગાંઠ પાડીને ફાંસા બનાવતો હતો. એ રીતે એ ટાળી ઝાડી પાસે આવી પહોંચી.

અહીં આવતાં દોરીવાળો સેવક બોલ્યોઃ " જમાદાર સાહેબ ! આ ઝાડીના મધ્ય ભાગમાં ખૂલ્લી જગ્યા છે અને ત્યાં એક ઝાડ છે. તે આપણા આ કૃત્યને માટે ઘણું જ ઉત્તમ છે !"

સત્યસાગર બોલ્યોઃ " ત્યારે ત્યાં ચાલો; અને જ્યારે તેમને ફાંસી દેવામાં તને મોજ પડે છે ત્યારે તુંજ તેમના ગળામાં ફાંસા નાખજે. "

દોરીવાળો આનંદપૂર્વક બોલ્યોઃ " આ હરામખોરોને-બંડખો-રોને ફાંસી દેવામાં મને ઘણી જ મોજ પડે છે, એમાં જરી પણ શંકા નથી ! "

સત્યસાગર આ બે બંધુની સામે જોઈને બોલ્યો: " વારૂ ! તમારે કશું કહેવું હોય તો કહો. તમારે કોઇને સંદેશો મોકલવાનો હોય તો મને જણાવો. હું ઘણી ખુશીથી એ સંદેશો પહોંચાડીશ !"

એ સાંભળીને બની શકે તેટલા ઉચ્ચ તથા પહાડી અવાજે વિશ્વદત્ત બોલ્યો: " અહો, સત્યસાગર ! પેલી રાજમુદ્રિકા અમારી પાસેથી મળવાથી તમે રાણીના હુકમ પ્રમાણે અમને ફાંસી દઈને તમારૂં કર્તવ્ય બજાવો છો. તમે અમને દ્વેષથી ઠાર કરતા નથી એ અમારી ખાત્રી છે. હવે તમે તુરત જ વિલાસપુર પાછા ફરશો. તે વખતે જો અમારો ભાઇ સત્યવર્મા જીવન્ત હોય તો તેને અમારા છેવટના પ્રણામ કહેજો ! અને જમાદાર સાહેબ ! અમારી છેવટે એટલી વિનતિ છે કે આજે બનેલા આ તમામ પ્રકારમાં સ્નેહલતા તદ્દન નિર્દોષ છે, એમ પેલી નિર્દય વિલાસિનીને કહેજો અને તે સ્નેહલતાને હેરાન ન કરે એવી અમારા વતી તેને વિનતિ કરવાની કૃપા કરજો."

સત્યસાગર પણ તેવાજ પહાડી સૂરે બોલ્યો: " અહો સરદાર સાહેબ ! જૂઓ–હજી પણ વિચાર કરો. આજે તમે રત્નમંદિરમાં શા માટે આવ્યા હતા તે ખરેખરૂં જણાવી દો તો હજી પણ આજે તમે મૃત્યુમુખમાંથી ઉગરી જશો. તમે જો ખરૂં બોલશો–તો અગાઉ આપેલા વચન પ્રમાણે હજુ પણ હું કહું છું કે હું તમને દેવીના ચરણમાં લઇ જઈને હાજર કરીશ !"

એ બન્ને વીરોએ એકી સાથે અતિ ઉચ્ચ સ્વરે ઉત્તર આપ્યો: " અમે તમને અગાઉ જણાવ્યું છે તે સિવાય અમારે તમને એક અક્ષર પણ વિશેષ કહેવાનો નથી."

તેમની વચ્ચે આ પ્રમાણે પ્રશ્નોત્તરો થતા હતા તે વખતે તેમને

ફાંસી દેવામાં આનંદ માનનારો વિલાસિનીનો પેલો સેવક ત્યાં આગળ આવેલા એક મોટા વૃક્ષ ઉપર ચડીને તે વૃક્ષની એક મોટી મજબૂત ડાળી સાથે દોરી બાંધતો હતો. તેની મદદ માટે એક બીજો સેવક પણ ઝાડ ઉપર ચઢયો હતો.

છેવટે પુનઃ એકવાર સત્યસાગરે પૂછ્યું: " જૂઓ! હજી પણ વિચાર કરો, આજે તમે જયચંદ્રના કહેવાથી એ રત્નમંદિરમાં આવ્યા હશો એવો અમારો તર્ક છે! તો ખરૂં બોલો અને આજનું તમારૂં મરણ ટાળો!"

વિશ્વદત્ત જુસ્સાપૂર્વક બોલ્યો: " સત્યસાગર! અમે મરવાને તૈયાર છીએ. તો પછી પુનઃ પુનઃ એકનો એક મિથ્યા પ્રશ્ન કરીને અમને ત્રાસ આપવાનું શું કારણ? "

" વારૂ! જેવી ઇશ્વરની મરજી!" સત્યસાગરે ઉદ્દગાર કાઢયો. તે ફાંસી દેવા માટેની વ્યવસ્થા તપાસવા લાગ્યો. તે બન્ને ભાઇઓને ક્યાં ઊભા રાખવા, તેમના ગળામાં કેવી રીતે ફાંસા નાખવા, તેમને ઉંચા કોણે કરવા વગેરે વ્યવસ્થા કરવામાં તે ગુંથાયો હતો. એટલામાં એકાએક નજીકની ઝાડીમાં કશોક ખળભળાટ થયાનો ભાસ થયો અને કોઈ માણસો જોરપૂર્વક આગળ ધસી આવ્યા! એ ધ્યાનમાં આવતાંજ આ બે બંધુઓએ ચપળતાથી પોતાની નજીક ઊભેલા બે સ્વારોના હાથમાંથી શસ્ત્રો ખુંચવી લીધાં અને નેત્રો ઉઘાડવીંચ કરીએ તેટલા સમયમાં ત્રણ માણસોને જમીનદોસ્ત બનાવી દીધા! નવીન આવેલા માણસોમાંથી એકે સત્યસાગરના મસ્તક ઉપર જોરથી ઠોંસો માર્યો. એક તો અગાઉથી જખમમાંથી લોહી વહી જવાને લીધે તે અશક્ત બની ગયો હતો, તેમાં આ આઘાત થવાથી તે જમીનપર પડી ગયો અને મૂર્છિત બની ગયો. જે સેવકોને આ

ફાંસી દેવાનું કૃત્ય કરતાં મનથી કંટાળો આવતો હતો તે સેવકો પલાયન થઇ ગયા! પેલા બે બંધુઓને તો આ પ્રકાર જાણે સ્વપ્ન-માંજ બને છે એમ લાગતું હતું. તેઓ હવે-પ્રાણસંકટમાંથી મુક્ત થયા હતા. જે પ્રાણઘાતક ફાંસ વૃક્ષની ડાળીએ યમપાશની માફક લટકતો હતો તેની અત્યારે તેમને સ્હેજ પણ ભીતિ લાગતી ન હતી. તેઓ પોતાની આસપાસ જોવા લાગ્યા, તો અણીને વખતે પોતાના બચાવને માટે આવેલા ત્રણ ગૃહસ્થોજ તેમની દૃષ્ટિએ પડયા; અને પોતાના એ ત્રણ પ્રાણરક્ષકોમાં રણવીર જયચંદ્ર છે એવું તેઓ સહજ જ જાણી શકયા.

તેઓ કાંઇ પણ બોલે તે પહેલાંજ જયચંદ્ર બોલી ઉઠયોઃ "મારા મિત્રો ! બોલવાની જરૂર નથી-આભાર માનવાનું કારણ નથી-મારી સાથે મૂંગા મૂંગા આવો!"

ચું કે ચાં કર્યાં વગર તે બન્ને બંધુઓ જયચંદ્રની પાછળ ચાલવા લાગ્યા. બીજા બે જણા પણ તેમની પાછળ જવા લાગ્યા. એ ઝાડીમાં-થી બહાર પડતાં સુધી એ પાંચે જણા ઝપાઝપ ચાલતા હતા. ત્યાં આવીને જોતાં ચાર ઘોડા ચરતા દેખાયા. તેમાંનો એક જયચંદ્રનો છે, એમ આ બે ભાઇઓ જાણી શક્યા. પરંતુ બીજા ત્રણ ઘોડા કોના છે એ તેમના ધ્યાનમા આવ્યું નહિ.

ત્યાં આવતાં જયચંદ્રે ફરમાવ્યુંઃ "મિત્રો! એકદમ ઘોડા ઉપર સ્વાર થઇ જાઓ. પણ રહો—ફક્ત એક પ્રશ્ન કરૂં છું--આ જે પ્રકાર બન્યો છે એથી પેલી રાક્ષસી વિલાસિની સ્નેહલતાને ત્રાસ આપશે ખરી ?"

વિશ્વદત્તે જવાબ આપ્યોઃ "સ્નેહલતા ઉપર દોષ ન આવે તે

માટે અમારાથી જે કાંઇ કહી શકાય તેમ હતું તે કહીને તેને ત્રાસ ન દેવાની અમે વિલાસિનીને વિનતિ કરી છે."

જયચંદ્રે પૂછ્યું: "ત્યારે સમજો કે સ્નેહલતા બીજા પંદર-વીશ દિવસ આ રત્નમંદિરમાં રહે તો તેને કશી હરકત નહિ આવે એમ તમે માનો છો?"

"વિશ્વદત્ત બોલ્યો: "જો તમને કશી હરકત નહિ આવે તો–"

"મારી ચિંતા કરવાની બિલકુલ જરૂર નથી." જયચંદ્રે દઢ નિશ્ચયપૂર્વક કહ્યું.

શ્રીપતરાય બોલ્યો: "ઠીક છે, ત્યારે ઘોડાપર સ્વાર થાઓ. સ્નેહલતા માટે ચિંતા કરવાની જરૂર નથી."

જયચંદ્ર પોતાના સાથીદારો તરફ વળી એકને ઉદ્દેશીને બોલ્યો: "ગદાધર! તું શરીરે રૂષ્ટપુષ્ટ છે. એટલે તું પગપાળો આવીશ તોયે હરકત નથી. અહીંથી નજીકના ગામડામાં જઇને તું તારે માટે ઘોડો વેચાતો લઇ લેજે. તારી પાસે દ્રવ્ય ન હોય તો લે." એમ કહીને તેણે કોથળીમાંથી એક મૂઠી જેટલી મહોરો આપી. જે બે જણાએ જયચંદ્રની સાથે રહીને આ બે ભાઇઓને મદદ કરી હતી તેઓ જયચંદ્રના સેવક હતા એ વાત વાચકોના ધ્યાનમાં આવી ચૂકી હશે.

જયચંદ્રની ઇચ્છા પ્રમાણે ગદાધરને ત્યાં છોડીને તે ચારે જણા અશ્વારૂઢ બની મોટા વેગથી ઘોડાને દોડાવતા માર્ગ ક્રમણ કરવા લાગ્યા. એવી રીતે આગળ ગયા પછી એક ખૂલ્લી જગ્યાએ વિશ્રાન્તિ આપવાને માટે તેમણે પોતાના ઘોડાને ઊભા રાખ્યા. જયચંદ્ર બોલ્યો: "આ ત્રણ ઘોડા અહીં ક્યાંથી એ બાબત તમને વિચાર થતો હશે. એટલા માટે ખુલાસો કરૂં છું કે હું મણિપુરથી ભાડાનો ઘોડો લઇને તમારી સાથે નિકળ્યો હતો તે વખતે મારો પોતાનો

અને મારા બે સેવકોના, એમ ત્રણ અશ્વો પેલા ભાડે ઘોડા આપનારાના તબેલામાં રાખ્યા હતા. હું તમારી સાથે જ્યારે ઉતાવળો ઉતાવળો ચાલી નિકળ્યો ત્યારે મેં મારા સેવકોને એવી સૂચના આપી હતી કે તેમણે મારા નિકળ્યા પછી એક પ્રહર બાદ ત્રણે ઘોડા લઇને મણિપુર છોડવું. મારી આજ્ઞા પ્રમાણે એક પ્રહર પછી તેમણે ત્યાંથી કુચ કરી અને આશરે ત્રણ-ચાર ઘડી પહેલાં તેઓ અહીં આવી પહોંચ્યા. તેમને આવ્યાને ઘણો સમય થવા છતાંયે તમે બન્ને પાછા નહિ આવવાથી મને ચિંતા થવા લાગી. જેમ જેમ અધિકાધિક સમય જતો ગયો તેમ તેમ હું અધીરો બનતો ગયો. એટલામાં ઝાડીના મધ્ય ભાગમાં કોઇ બોલતું હોય એવું મારા સાંભળવામાં આવ્યું, અને હું મારા સેવકો સાથે ત્યાં આવવાને નિકળ્યો. વિશ્વદત્ત તમારા અવાજ ઉપરથી તમે કાંઇક બોલો છો એમ હું તત્કાળ જાણી ગયો. એ વખતે તમારા જે શબ્દો મારા કાન ઉપર પડયા તે ઉપરથી તમે અત્યારે કેવા સંકટમાં છો તે જાણી લેતાં મને વાર લાગી નહિ. એટલે હું સેવકને સૂચના આપીને યોગ સંધિની રાહ જોતો ટાંપી રહ્યો હતો."

"મહારાજ ! બરોબર અણીના સમયે આપે આવીને અમારો પ્રાણ બચાવ્યો છે, તે આપનો અમારા ઉપર મોટો ઉપકાર થયો છે." શ્રીપતરાયે કહ્યું.

જયચંદ્ર વચ્ચે બોલી ઉઠયોઃ "અહો, સરદાર સાહેબ ! વાસ્તવિક રીતે જોઇએ તો મારે જ તમારો આભાર માનવો જોઇએ. કારણ કે તમે ફાંસીએ લટકવાને તૈયાર થવા છતાંયે ઠેઠ સુધી તમે મારૂં નામ પ્રકટ કર્યું નહિ. એટલું જ નહિ પરંતુ સ્નેહલતાને ત્રાસ ન થાય એ માટે પણ તમારો પ્રયત્ન હતો, એ મેં પ્રત્યક્ષ મારા કાનોકાન સાંભળ્યું હતું. તમે ખરા વીર, ખરા ઉદાર અને ખરા ગં-

ભીર છો, એવી મારી ખાત્રી છે. એટલે હું હવેથી તમારી સાથે અકૃત્રિમ સ્નેહ રાખવાની પ્રતિજ્ઞા કરૂં છું. મિત્રો! હું પૂર્ણ વિચાર કર્યા સિવાય કદી પણ પ્રતિજ્ઞા કરતો નથી, અને એક વખત પ્રતિજ્ઞા કર્યા પછી પ્રાણાન્ત સુધી પણ તેનો ભંગ કરતો નથી. આજ સુધીમાં આ જગતનો મને ઘણો અનુભવ પ્રાપ્ત થયો છે અને તે ઉપરથી મને પુષ્કળ ધડો મળ્યો છે. તેથીજ બનતાં સુધી મારા મનમાં શો વિચાર ચાલે છે, તેનો પત્તો કોઇને પણ નહિ લાગવા દેવાની હું ખબરદારી રાખું છું. તે માટેજ પહેલી મુલાકાતે મેં મારૂં નામ તમને જણાવ્યું ન હતું. તમને કસોટીએ ચડાવી જોવાનો મારો વિચાર હતો. હમણાં મારી રાજદરબારમાં યોજના થયેલી છે. એથી મને સહાય કરનાર–મારે માટે પ્રાણ આપનાર મિત્રોની મારે જરૂર હોય એ સ્વાભાવિક છે. એટલે જો હું બીજાને સહાય ન કરૂં તો તેઓ મને સહાય નજ કરે.”

આ બન્ને બંધુ એકદમ બોલ્યાઃ “ત્યારે, જયચંદ્ર! આજથી આપણે ત્રણે જણા ઇશ્વરસાક્ષીથી પરસ્પરના સ્નેહી બન્યા છીએ એમ સમજો!”

જયચંદ્ર ઉત્સાહપૂર્વક બોલ્યોઃ “સરદાર સાહેબ! હું ઇશ્વર સાક્ષીથી કહું છું કે આજથી હું તમારો મિત્ર થયો છું; અને તમારૂં કિંવા તમારા આપ્તજનનું હિત કરવું એજ મારૂં કર્ત્તવ્ય છે એમ હું સમજું છું! મિત્રો! ત્યારે હવે તમે રત્નમંદિરમાં પગ મૂક્યા પછી શી હકીકત બની તે બધી મને જણાવો!”

વિશ્વદત્ત બોલ્યોઃ “એ બધું હું કહું છું. પણ પ્રથમ એટલું આપને પૂછું છું કે આપે અમને આપનું નામ નહિ જણાવતાં રત્ન-મંદિરમાં મોકલ્યા હતા, પરંતુ ત્યાં ગયા પછી વિલાસિની કિંવા

સ્નેહલતાના મુખેથી આપનું નામ અમારા જાણવામાં નહિ આવે એમ આપને શા ઉપરથી લાગ્યું હતું ? ”

જયચંદ્ર બોલ્યો: “ મિત્રો એટલી ખાત્રી રાખજો કે મારૂં આચરણ બીજાને ગમે તેવું અવિચારી લાગે તો પણ હું પોતે પૂરતો વિચાર કર્યા સિવાય કશું પણ કાર્ય કરતો નથી. તમારી અને મારી મણિપુરમાં મુલાકાત થયા પછી મેં મારા મનમાં શો વિચાર યોજ્યો હતો તે હું તમને જણાવીશ. 'તમને જોતાં જ મેં તમને ઓળખ્યા હતા. તમારા શૌર્યના સંબંધમાં મેં અગાઉ અનેક વાતો સાંભળી હતી. અર્થાત્ તમારી સાથે સખ્ય થાય એ મને ઇષ્ટ લાગ્યું. એટલે મેં તમને કસોટીએ ચડાવવાનો નિશ્ચય કર્યો. મારે તમને જણાવવું જોઇએ કે જગતમાં જેમ મારા મિત્રો છે તેમ કેટલાક શત્રુ પણ છે. મારૂં નામ ઘણું પ્રખ્યાત છે એ વાત મારે તમને નજ કહેવી જોઇએ; પણ પ્રસંગ આવવાથી એ તમને કહેવું પડે છે. મારૂં નામ નિકળતાં કેટલાક મારી સ્તુતિ કરે છે જ્યારે કેટલાક નિંદા કરનારા પણ છે. કદાચિત્ મારા નિંદકોની અને આપની મુલાકાત થઇ હોય તો મારા વિષયમાં આપનું મન કલુષિત થવાનો સંભવ છે, એમ માનીને યોગ્ય સમય આવતાં સુધી મારૂં નામ તમને નહિ જણાવવાનો મેં નિશ્ચય કર્યો હતો. વારૂ, તમે કદાચ રત્નમંદિરમાં મારૂં નામ સાંભળ્યું હોત તો તેમાં મને નુકસાન ન હતું. કેમ કે મારા સંબંધમાં તમારો અભિપ્રાય સારો હોય કે ખોટો તો પણ તમોએ એક વખત હાથમાં લીધેલું કામ અધવચ તમારાથી મૂકી શકાય તેમ ન હતું. એવા વિચારથી યોગ્ય પ્રસંગ આવતાં સુધી મારૂં નામ પ્રકટ કરવું નહિ એવો મેં નિશ્ચય કર્યો હતો, અસ્તુ; આવી રીતે આજે આપણું મિત્રત્વ થયું છે, તે

આપણે મનઃભાવ પુર્વક પાળવાનો નિશ્ચય કરીશું; અને હવેથી પરસ્પર બંધુ સમજીને આપણું આચરણ શુદ્ધ રાખવાનો પ્રયત્ન કરીશું !"

## પ્રકરણ ૧૭ મું.

### ગયાં તે કોણ ?

જયચંદ્રના ભાષણથી આ બન્ને ભાઇઓને અત્યંત આનંદ થયો; અને તેમણે ઉત્સાહયુક્ત અંતઃકરણથી તેનો આભાર માન્યો. ત્યારપછી પુનઃ તેમનો પ્રવાસ ત્વરાથી શરૂ થયો.

જતાં જતાં વિશ્વદત્ત બોલ્યોઃ "જયચંદ્ર ! રાજદરબારમાં ઉત્તરોત્તર આપનો ઉત્કર્ષ થાઓ અને આપના હાથે સંકટમાં સપડાયેલા લોકોને સહાય મળો એવી અમારી મનઃપૂર્વક ઇચ્છા છે !"

જયચંદ્ર બોલ્યોઃ "અત્યારે મારી યોગ્યતા શી છે એનો તમારાથી અંદાજ થઇ શકે તેમ નથી. એટલે આત્મશ્લાઘાનો ભય નહિ રાખતાં મારા સંબંધમાં તમામ હકીકત તમને કહેવી તે હું ઇષ્ટ સમજુ છું. પેલા સૂર્યદત્તને રાણીએ કેદ કર્યાના વર્ત્તમાન તો તમને જણાવ્યા છે. એ વર્ત્તમાન મેં તમને કહ્યા તે વખતે મારો તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ બેઠો ન હતો. એટલે એ વિષયમાં હું કશું વિશેષ બોલ્યો ન હતો. પણ હવે આપણી વચ્ચે ગાઢ મૈત્રી થયેલી હોવાથી કશી પણ વાત તમારાથી છૂપાવવાની જરૂર નથી. હવે હું તમને સ્પષ્ટ કહું છું કે એ સૂર્યદત્તની જગ્યાએ ખાનગી કારભારી તરીકે મારી નિમણુંક થઇ છે."

એ સમાચાર સાંભળતાં જ આ બન્નેના મુખમાંથી આશ્ચર્ય અને આનંદનો ઉદ્ગાર સરી પડયો. આવા પ્રકારની મહત્ત્વની જગ્યાએ નિમણુંક થવા માટે તેમણે તેનું મોટા આનંદપૂર્વક અભિનંદન કર્યું. કારણ કે આ જગ્યા ખાસ મહત્ત્વની હતી અને ખાનગી કારભારી હમેશાં રાણીની સમીપમાં રહેતો હોવાથી રાજ્યમાં ચાલતી તમામ ખટપટો તેની જાણ બહાર રહેતી નહિ.

જયચંદ્ર બોલ્યો: "હવે આપણે વિલાસપુર જઇને તમારા બંધુની મુક્તતાને માટે પ્રયત્ન કરીશું. જો હજી પણ તે હયાત હશે તો મારી ખાત્રી છે કે તેનો બચાવ થઇ શકશે. તે હજી પણ હયાત હોવો જોઇએ એવી મારી કલ્પના છે; મારી કલ્પના ભાગ્યેજ ખોટી ઠરે છે. અત્યારે ચંદ્રરાય પ્રધાનમંડળમાં અગ્રગણ્ય છે અને હું ખાનગી કારભારી થયો છું. અમારા ઉભયના મિત્રો અને સહાયકો પુષ્કળ છે." તે ધીમા સ્વરે બોલ્યો: "અમે બન્ને એકમતે કારભાર કરવા લાગ્યા એટલે પછી જૂલ્મી રાણીનું કશું પણ ચાલવા દેવાના નહિ."

"પણ અમારો ભાઇ હજી પણ હયાત હશે એમ તમે શા ઉપરથી કહો છો ?" વિશ્વદત્તે પૂછયું.

"પહેલું કારણ તો એ છે કે તે રાજદ્રોહી છે એવો તેના ઉપર આરોપ છે; પરંતુ આરોપની સાબિતીને માટે કશો પણ પૂરાવો આગળ આવ્યો નથી." જયચંદ્રે જવાબ આપ્યો.

"અમારી સ્થિતિ પણ તેવી જ છે." શ્રીપતરાયે કહ્યું.

"તમારૂં કુટુંબ કાંઇ સાધારણ પ્રતિનું નથી." જયચંદ્ર બોલ્યો: "તમારા વડિલોએ વિલાસપુરના રાજ્યનું હિત કરવાને માટે પોતાના પ્રાણની પણ દરકાર રાખી નથી. એવા કુટુંબનો

નાશ કરવામાં રાણીનું મન અચકાતું હોવું જોઈએ. વળી અત્યારે ચંદ્રરાય મુખ્ય પ્રધાન હોવાથી ખુદ વિલાસપુરમાં જે કાંઇ મહત્ત્વનો બનાવ બને તેની જવાબદારી તેના ઉપર છે. એથી આ પ્રકરણનો અધિક વિચાર કરવામાં આવે એ દેખીતું છે. ચંદ્રરાય વિચારવંત છે; પોતાની પ્રતિષ્ઠાને માટે તેને ગુમાન છે. એટલે તે પોતાના અધિકારની રૂઈએ પુનઃ આ બાબતની તપાસ કરવાનો હુકમ કરશે. એ હુકમ પ્રમાણે તપાસ થવાથી તેના ઉપર અપરાધ સાબિત થવાનો નથી. એટલે પછી તેને છોડી દીધા સિવાય છૂટકો છેજ નહિ.”

આ વિચારસરણી એ બન્ને બંધુઓને અનુકુળ લાગી, અને તેમને અત્યાનંદ થયો. જયચંદ્રના ભાષણ પર તર્કવિતર્ક કરવાની જરૂર નથી એમ માનીને આ વિષયમાં તેમણે વિશેષ વાટાઘાટ કરી નહિ. ચંદ્રરાય જેવા નીતિનિપુણ ગૃહસ્થને રાજ્યદરબારમાં મુખ્ય પ્રધાનની જગ્યા મળવાથી હવે રાણી વધારે જૂલ્મ ચલાવી શકશે નહિ એ વિચારથી આ બન્ને ભાઇઓને ઘણોજ આનંદ થયો.

જયચંદ્ર બોલ્યોઃ “ મિત્રો ! હવે તમારી સાથે મારા અંગત હિતને લગતી વાત કરવામાં મને સ્હેજ પણ સંકોચ થતો નથી. એટલે હું મારૂં હૃદય તમારી પાસે ખુલ્લું કરૂં છું. મારો રાજકારસ્થાનમાં પુનઃ પ્રવેશ થયો છે. હવે જો મારામાં બિલકુલ અક્કલ ન હોય તોજ હું મંત્રીમંડળથી દૂર થાઉં. મારા પગ મજબૂત કરવાને માટે મારે શું કરવું જોઇએ વારૂ ? એનો જવાબ કાંઈ વધારે કઠણ નથી. પહેલાં તો મારે ખાતર પોતાના પ્રાણની પણ પરવા ન કરે એવા મિત્રો મારે મેળવવા જોઇએ; ત્યારપછી દ્રવ્યને ખાતર ગમે તે કાર્ય કરવાને તત્પર બને એવા માણસોને શોધી કાઢીને તેમને પણ હાથપર લેવા જોઇએ. અને એ કરતાં પણ

વિશેષ મહત્ત્વની વાત એ છે કે રાણીએ જે લોકો ઉપર જૂલ્મ કર્યો છે, તેવા લોકોને આશ્વાસન આપીને તેમને મારા પક્ષમાં લઇ લેવા જોઇએ. એવા પ્રકારનો વ્યૂહ રચીને બરોબર તૈયારી કરી, એટલે પછી રાણીની ધમકીની બ્હિક રાખવાની કશી પણ જરૂર નથી. તથાપિ, મિત્રો ! એટલું તો હું કહું છુ કે હું જો કે રાણીનો દ્વેષ કરૂં છું તથાપિ વિલાસપુરના રાજ્યનું અહિત થાય એવું એક પણ કૃત્ય મારા હાથે થનાર નથી. ”

“ ભલે, આપની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને અમે એકે પગે તૈયાર છીએ. ” વિશ્વદત્તે જણાવ્યું.

“ અને સત્યવર્માની જો મુક્તતા થઇ તો એ પણ કાંઇ સ્વસ્થ બેસી રહેવાનો નથી. ” શ્રીપતરાય બોલ્યોઃ “ તેણે આ પહેલાં અનેક વાર પોતાનું પરાક્રમ દર્શાવ્યું છે. ”

“ તેનાં પરાક્રમની વાતો મારા કાન ઉપર નથી આવી એમ નહિ. ” જયચંદ્રે કહ્યુંઃ “ પણ આપણે વાતોમાં ને વાતોમાં બીજીજ બાબતમાં ઉતરી પડયા. તમે રત્નમંદિરમાં ગયા પછી આગળ શું બન્યું તે હજુ તમે જણાવ્યું નહિ. ”

“ અમે ફળાહાર કરતા હતા એટલામાં રાણીનો જમાદાર સત્યસાગર અચાનક ત્યાં આવી લાગ્યો. ” વિશ્વદત્તે જવાબ આપ્યો.

“ એ સત્યસાગરને હું સારી રીતે ઓળખું છું. ” જયચંદ્ર બોલ્યોઃ “ મારી પ્રિયા સ્નેહલતા જ્યારે રાણી પાસે સેવામાં હતી ત્યારે એ માંકડાએ તેની પાસે પ્રેમવાર્ત્તા કાઢી હતી. ઝાડીમાં તમારી વચ્ચે ચાલેલા ભાષણ ઉપરથી હું તેને ઓળખી ગયો હતો. તેના જૂના અપરાધને માટે તેને થોડી શિક્ષા કરવાના ઇરાદાથી તેનો કપાળ ઉપર મેં જોરથી ગુસ્સો માર્યો હતો. તેને ઠાર મારવાની

મારી ઇચ્છા ન હતી. ફક્ત તેને થોડોક હાથ બતાવવો એટલું જ મારા મનમાં હતું. વારૂ, પણ એ રત્નમંદિરમાં શા માટે આવ્યો હશે ?"

"એ કાંઇ મારા જાણવામાં નથી." શ્રીપતરાયે કહ્યું: "અમે ઉપાહાર કરીને ભોજનગૃહમાં બેઠા હતા. કારણ કે પેલી વૃદ્ધા વિલાસિની અમારા માટે ફળફળાદિ લાવવાને માટે બાગમાં ગઇ હતી. તેની અને સત્યસાગરની પરભારી મુલાકાત થઈ હતી; અને પછી એકાએક સત્યસાગરે અમારા ઉપર હલ્લો કર્યો હતો. એ જગ્યા સાંકડી અને શત્રુ પુષ્કળ હોવાથી હમે હતવીર્ય બની ગયા. ત્યારપછી શું બન્યું એ તો આપને જણાવવાની જરૂર છે જ નહિ."

વિશ્વદત્ત બોલ્યો: "એ સત્યસાગરે અમારૂં ઘણું જ અપમાન કર્યું છે. તેણે અમારી જડતી લઇને અમારી પાસે જે કાંઇ હતું તે તમામ ખૂંચવી લઇને અમને કંગલ્લક બનાવી દીધા છે ?"

જયચંદ્ર બોલ્યો: "હરકત નહિ. મારી પાસે અત્યારે પણ પુષ્કળ દ્રવ્ય છે, અને તે તમારૂં જ છે એમ સમજો. વારૂ, આ સત્યસાગર રત્નમંદિરમાં શા માટે આવ્યો હશે ? તે કાંઇ પોતાની મેળે તો સ્નેહલતા સાથે પ્રેમવાર્ત્તા કરવાને આવ્યો નહિ હોય. જો કદાચિત્ એ હેતુથી આવ્યો હશે તો તે શુદ્ધિમાં આવ્યા પછી સ્નેહલતાને મળશે અને તેને હેરાન કરશે. પણ સ્નેહલતા તેને બરોબર જવાબ આપશે. એટલે એ બાબત તો ચિંતા નથી !" બે-ત્રણ પળ મૌન રહીને તે પુનઃ બોલ્યો: "પરંતુ જો રાણીએ તેને આ રત્નમંદિરમાંથી સ્નેહલતાને કાઢીને બીજે સ્થળે મૂકી આવવાને માટે મોકલ્યો હશે તો ? અરેરે ! મેં સ્નેહલતાને મારી સાથે ન લીધી એ મારી મોટી ભૂલ થઇ ! વાસ્તવિક રીતે જોઈએ તો મેં જે કર્યું તે મોટા વિચારપૂર્વક અને વાજબીજ કર્યું

હતું. કારણ કે મંત્રીમંડળમાં દાખલ થતાંની સાથેજ રાણીની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તવું એ યોગ્ય નથી એવો મેં વિચાર કર્યો હતો. ઠીક છે, એક વખત મને વિલાસપુરમાં પહોંચવા ઘો. પછી હું ત્વરાથી મારી લાગવગનો ઉપયોગ કરીને એ જૂલ્મી રાણીને મારા દાબમાં લઇ લઇશ અને એવો માર્ગ લઇશ કે પછી તે ચું કે ચાં કરી શકે નહિ. એવી સ્થિતિ થતાં મારી પ્રિયાને મુક્ત કરાવવામાં લેશ પણ મુશ્કેલી નડશે નહિ !"

જયચંદ્રે થોડો સમય મૌન્ય ધારણ કર્યું. તે દરમિયાન તેઓ કેટલાક આગળ વધ્યા હતા. તેણે પૂછયું: "કેમ, શ્રીપતરાય ! હું ગઈ કાલે મણિપુરમાં હતો તે વખતે મેં તમારી ફઇના દીકરા-કામસેનના સંબંધમાં કેટલીક હકીકત સાંભળી હતી–પણ રહો, જૂઓ–સામે પ્રકાશ દેખાય છે."

"હા, આ સામેની ઝાડીમાં પ્રકાશ દેખાય છે ખરો." વિશ્વદત્તે તેને ટેકો આપ્યો.

"ચાલો, આપણે ત્યાંજ જઇએ." જયચંદ્રે કહ્યું: "આપણુને તથા આપણા આ જનાવરને ચાર ઘટિકા વિશ્રાંતિ મળવાની જરૂર છે. એ એક બ્રાહ્મણનું ઘર હોવું જોઇએ એવો મારો તર્ક છે. અગાઉ કેટલાંક વર્ષો પહેલાં હું આ રસ્તે થઇને પસાર થયો હતો તે વખતે એ બ્રાહ્મણના મકાનમાં મેં ઉતારો કર્યો હતો. ચાલો, આપણે જરા જલ્દીથી ઘોડા ચલાવીને ત્યાં જઇએ. ત્યાં પહોંચ્યા પછી કામસેનના સંબંધમાં વાત કરીશું."

પ્રકાશાનુરોધે તેમણે પોતાના અશ્વો એ ઝાડી તરફ ચલાવ્યા. એ ઝાડીની પેલી મેર દશ–વીશ ઝુંપડાનું એક ન્હાનું ગામડું હતું. આખા ગામમાં માત્ર એકજ મકાન પત્થરનું હતું. બાકીનાં

તો ન્હાના ઝુંપડાં રોકાં હતાં. એ પત્થરનું મકાન જયચંદ્રના અંદાજ મુજબ 'બ્રાહ્મણનું' જ હતું. આ ઘરની પાસે ત્રણ રસ્તા એક ઠેકાણે મળતા હતા. એથી વટેમાર્ગુઓ બહુધા એજ ઘરમાં આશરો લેતા હતા. આ મકાનનો માલિક તે ગામનો ગ્રામાધિપતિ હતો. તેને આવતાજતાનું સ્વાગત કરવું પડતું હતું. તેનું ઘર મોટું અને બે માળનું હતું. ઘરની આસપાસ આંબા, રાયણ વગેરેનાં પુષ્કળ વૃક્ષો હતાં, અને તેના ફરતી પત્થરની દિવાલ હતી. એ દિવાલ ઉંચી હોવાથી તેની અંદર શું ચાલતું હતું તે બહારથી દેખી શકાતું ન હતું. આ પ્રવાસીઓ પોતાના ઘોડાને જોરથી દોડાવતા હતા. એથી ઘોડાના ડાબડાનો અવાજ ચોતરફ ગાજી રહ્યો હતો. તે ચારે જણા આ પત્થરવાળા મકાનથી લગભગ પચાશ પગલાં જેટલે દૂર સુધી આવ્યા હશે તે વખતે મકાનમાંનો દીવો એકદમ અદૃશ્ય થઇ ગયો, અને દિવાલનો મોટો દરવાજો બંધ થઇ ગયો. આ વખતે દોઢ પ્રહર રાત્રી વિતી ગઇ હતી. અર્થાત્ લોકોની રોજની સૂવાની વેળા થઇ ગઇ હતી. આ સમયે દીવો અદૃશ્ય થઇ ગયો અને દરવાજો બંધ થયો એથી આ પ્રવાસીઓને કશું આશ્ચર્ય લાગ્યું નહિ. કારણ કે ઘરમાંના માણસોએ સૂઇ જવાની તૈયારી કરી હશે એવી કલ્પના તેમના મનમાં આવી હતી.

દશ પળની અંદર જ તેમણે પોતાના અશ્વો દરવાજા પાસે ઊભા કર્યા. તેમણે દરવાજા પર થાપ મારી. કેટલોક સમય વિતી જવા છતાંયે દીવો દેખાયો નહિ કે દરવાજો ઉઘડ્યો નહિ.

એ જોઇને જયચંદ્ર બોલ્યોઃ "દીવો હમણાં જ ઓલવાયો હોય એમ લાગે છે. દશ-પળ પણ ભાગ્યે જ થઇ હશે. એટલામાં કાંઇ ઘરનાં માણસો સૂઇ ગયાં નહિ જ હોય." તેણે દરવાજા પર

જોરથી ધક્કા મારીને મોટેથી ગર્જના કરી: " અહો ! મહારાજ ! દરવાજો ખોલો ! "

થોડી વારે મેડી પરની એક બારી ખૂલ્લી અને તેમાંથી એક વ્યક્તિ ડોકાવીને બોલી: " અહો, બૂમો પાડનાર ! આટલી અપરાત્રીએ કોઇના મકાનમાં જઇને તેને ત્રાસ આપવો એ યોગ્ય છે ? જાઓ, તમારો રસ્તો લ્યો ! નકામી બુમો ન પાડો ! "

" આ ગામના ગ્રામાધિપ તમે જ છોને ?" જયચંદ્ર બોલ્યો.

" હા, હું આ ગામનો અધિકારી છું. આગળ તમારે શું કહેવું છે ? " ઘરધણી બોલ્યો.

" કાંઇ વિશેષ કહેવું નથી. અમારે માત્ર એક પ્રહર વિશ્રાંતિ લેવાને માટે આશરો જોઇએ છે. " જયચંદ્રે કહ્યું.

" આટલી મોડી રાત્રીએ હું કોઇને માટે દ્વાર ખોલવાનો નથી. " ગ્રામાધિપ બોલ્યો.

તો પણ જયચંદ્રે કહ્યું: " અહો, ગ્રામાધિપ ! અમે સરકારના સેવકો છીએ, અને અમારૂં કામ અતિ જરૂરતું છું. "

" કોણ ? સરકારના સેવકો ? " ઘરધણી વિશેષ બોલ્યો નહિ. તેણે બારીમાંથી ડોકું અંદર ખેંચી લીધું. જો કે બારી તો ખૂલ્લી જ હતી.



# પ્રકરણ ૧૮ મું.

## અન્ય પ્રવાસીઓ.

જે રાત્રીએ ગત પ્રકરણમાં વર્ણવેલી હકીકત બની હતી તે રાત્રી પૂર્ણ થયા પછી બીજે દિવસે સ્હવારે તે ગામથી કેટલાક કોસ દૂર ચાર માણસો પ્રવાસ કરતાં હતાં. તેમાંનાં એક તરૂણ પુરુષ અને એક તરૂણ સ્ત્રી—એ બે જણાં આગળ હતાં અને તેમની પાછળ થોડેક અંતરે બે સેવકો હતા. આ પ્રવાસીઓ કોણ હતાં તે વાચકોથી ગુપ્ત રાખવાની કશી પણ જરૂર નથી. આપણી કથાનો નાયક કામસેન, નાયિકા ઇન્દિરાવતી અને સહદેવ તથા નકુલ એ ચાર જણાં પ્રવાસ કરતાં હતાં. રાત્રીના પૂર્વ ભાગમાં જ તેમને પેલા ગામડામાંથી સાવધપણે તથા જલ્દીથી બહાર પડવાનું ઇષ્ટ લાગ્યું હતું; અને ત્યારથી તે ચારે જણાં એક સરખાં પ્રવાસ કરતાં હતાં. રસ્તામાં તેમને પુષ્કળ વરસાદ નડયો હતો. પરંતુ વરસાદ વરસતો હતો તે વખતે સુદૈવે તેઓ એક ગામડાની બહાર એક મંદિરની ધર્મશાળામાં હતાં એથી તેમને વરસાદ કશી હરકત કરી શકયો ન હતો. વરસાદ લગભગ ચાર ઘડી સુધી જોરથી પડયા કર્યો હતો. તે દરમિયાન પેલી ધર્મશાળામાં તેમણે થોડી નિદ્રા પણ લઇ લીધી હતી. એથી અત્યારે પ્રવાસ કરવામાં તેમને શ્રમ જણાતો ન હતો.

એ પ્રમાણે કેટલાક સમય સુધી પ્રવાસ કર્યા પછી કામસેન બોલ્યો: "પ્રિયે ! આવી રીતે મોટા કષ્ટપૂર્વક પ્રવાસ કરવાનો પ્રસંગ તારા ઉપર આવી પડવાથી મને અત્યંત દુઃખ થાય છે.

પરંતુ આવા પ્રકારના કષ્ટમય પ્રવાસમાં પણ તારો ઉત્સાહ ઘટયો નથી એ જોઇને મને આનંદ થાય છે. પણ આવી રીતે તું બીજા કેટલા દિવસ પ્રવાસ કરી શકીશ ? મને લાગે છે કે આપણે કોઈ ન્હાના ગામડામાં ચાર દિવસ વિશ્રાંતિ લેવી અને આગળ પ્રવાસ ચાલુ કરવો."

ઇન્દિરાવતી સ્મિતપૂર્વક પોતાના પ્રિયકરની સામે જોઇને બોલી: "પ્રિયકર ! જો તમે મારી સાથે હો તો પછી દુઃખ એટલે શું તેની મને કલ્પના પણ આવતી નથી. મારે માટે કોઇ સ્થળે મુકામ કરવાની કશી પણ જરૂર નથી. હું વિલાસપુર કયારે પહોંચું એમ મને થયું છે. કારણ કે મારા બાપુનું સ્મરણ થતાં મને ચેન પડતું નથી."

"પ્રિયે ! તને વિલાસપુર પહોંચવાની ઉત્કંઠા હોય એ સ્વાભાવિક છે." કામસેન બોલ્યો: "કારણ કે ગઇ કાલે આપણા નકુલે જગદેવને પોતે જગતપ્રસાદનો ભત્રિજો છે એમ જણાવીને તેની પાસેથી જે હકીકત જાણી લીધી હતી, તે સાંભળી ત્યારથી—"

ઈન્દિરાવતી બોલી: "એ ભયંકર હકીકત સાંભળી ત્યારથી મારા મનની સ્થિતિ અત્યંત વિલક્ષણ બની ગઇ છે. એ વાત સાંભળતી વખતે હું જાગૃત નથી પરંતુ નિદ્રામાં છું, અને એક ભયંકર સ્વપ્ને મારા મનને ઘેરી લીધું છે એવું મને થયું હતું. આપણા હૂશિયાર નકુલે મોટી દક્ષતા અને ચાતુર્યપૂર્વક જો એ હકીકત ન કહેતાં એકદમ કશી પણ પ્રસ્તાવના સિવાય પત્થરો પડતો મૂક્યો હોત તો મારી શી સ્થિતિ થાત તેની કલ્પના પણ થઇ શકતી નથી."

કામસેન બોલ્યો: "એમાં તો શંકા નથી કે એ વખતે નકુલે

બહુ દક્ષતાપૂર્વક એ હકીકત તને જણાવી હતી. તથાપિ જગદેવ પાસેથી સાંભળેલી હકીકત તેણે તને એક પછી એક કહેવા માંડી તે વખતે તારા ઉપર એક પછી એક વજ્રાઘાત થાય છે એવું તને લાગ્યા સિવાય રહ્યું નહિ હોય !"

ઇન્દિરાવતી આંખો લ્હોતી બોલીઃ "પ્રિયકર ! એ સર્વ હકીકત સાંભળીને તે વખતે મને દુઃખ થાય એમાં આશ્ચર્ય શું ? મારા પિતાને પેલા ભયંકર ખુનના આરોપસર કેદ કર્યાં છે એ બાબતનું સ્મરણ થતાં અત્યારે પણ મારા અંગ ઉપર રોમાંચ ઊભા થાય છે !"

કામસેન બોલ્યોઃ "ઇન્દિરાવતી ! હું તને પુનઃ કહું છું કે એ વિષયમાં ચિંતા કરવાની કશી પણ જરૂર નથી. કારણ કે જો કે પ્રથમ શેઠ સાહેબને ખૂનના આરોપસર પકડવામાં આવ્યા હશે; તો પણ જ્યારે સત્યવર્માએ પોતે પેલા સિપાહીનું ખૂન કર્યાની હકીકત રાણીને જણાવી હશે ત્યારે રાણીએ તત્કાળ શેઠ સાહેબને છોડી દીધા હશે."

"આપનું કહેવું સંભવિત છે. પણ પેલા જગદેવે નકુલને એવું કશું નહિ કહેવાથી મને ચિંતા થાય છે."

"એટલા માટે ચિંતા કરવાનું કારણ નથી. હું ખાત્રીથી કહું છું કે શેઠ સાહેબ અત્યારે મુક્ત હોવા જ જોઇએ. કારણ કે સત્યવર્માએ પોતે સિપાહીનું ખૂન કર્યું છે એ હકીકત જણાવ્યા પછી તુરત જ રાણીએ જગદેવને મણિપુર મોકલેલો હોવાથી પાછળથી શું બન્યું તેની જગદેવને ખબર ન હોય એ સ્વાભાવિક છે." કામસેને ખુલાસો કર્યો.

"આપનો ખુલાસો બરોબર છે; પરંતુ રાણીનો સ્વભાવ કેટલો દુરાગ્રહી છે અને તે કેટલી બધી ઝેરીલી છે તેનું સ્મરણ થતાં

તથા તે વસંત-મંદિરમાં ગઇ હતી એ વાત જાણતાં મારૂં કાળજું થરથરે છે !" ઇન્દિરાવતીએ જણાવ્યું,

કામસેન બોલ્યો: "માલતીએ પેલી રાજમુદ્રિકા લીધી છે એ વાત જાણવામાં આવતાં તેની તપાસને માટે રાણી સ્વતઃ વસંત-મંદિરમાં ગઈ હતી, એ માટે આશ્ચર્ય માનવાનું કશું પણ કારણ નથી."

"હાય ! હાય ! બિચારી માલતી અત્યારે રાજમહેલમાં કેદ પડી હશે ! તેજ પ્રમાણે મારાં વૃદ્ધ ફઇબા ! વૃદ્ધાવસ્થામાં તેમના પર આ કેટલો બધો ગજબ !"

"ઈન્દિરે ! શાંત થા ! શાંત થા !" કામસેન પોતાની પ્રેમ-પાત્રીને આશ્વાસન આપતો બોલ્યો: "ગમે તેમ હોય, તો પણ જ્યારે આપણે જલ્દીથી વિલાસપુર જવું જોઇએ એવો તેં નિશ્ચય કર્યો છે તો એ નિશ્ચયને સિદ્ધ કરવાને માટે તારે તારા મનને બિલકુલ સ્થિર બનાવવું જોઇએ !"

ઈન્દિરાવતી શાંત થઇને બોલી: "હું ક્યારે વિલાસપુર જઇને બાપુને મળું એમ મને થયું છે. મારૂં શું થયું હશે એની બાપુને ઘણી ચિંતા થતી હશે."

"એટલા માટ જ હું તને પુન૦ કહું છું કે આપણે ધૈર્ય-પૂર્વક ત્વરાથી પ્રવાસ કરવો જોઇએ. નિરાશ બની જવું તે ઠીક નહિ." કામસેને કહ્યું.

"હા, પ્રિયકર ! હું નિરાશ થનાર નથી." ઈન્દિરાવતીએ જવાબ આપ્યો: "મારો ઇશ્વર ઉપર પૂર્ણ ભરોંસો છે. જે વાત આપણા મનને અશક્ય લાગે છે તે પરમેશ્વર લીલા માત્રમાં બનાવી દે છે એવી મારા મનની ખાત્રી થઇ ચૂકી છે. આપણે આપણા ઉભયની બાબત જોઇએ તો તેમાં પણ ઇશ્વરની લીલાના અગાધ

સામર્થ્યની કલ્પના આપણે કરી શકીએ છીએ. પ્રેલા ભયંકર તોફાનમાંથી મારો પ્રાણ બચ્યો અને વિલક્ષણ યોગાયોગથી આપનો બચાવ થયો, એ સર્વ ઈશ્વરેચ્છાથી જ બન્યું છે એમ કહેવું જોઈએ. "

કામસેન બોલ્યો: " તેજ પ્રમાણે ગઈ રાત્રે બનેલા બનાવનો વિચાર કરીએ તો પણ એજ દેખાઈ આવશે. ગઈ કાલે રાત્રે જેને ત્યાં આપણે વિશ્રામ કર્યો હતો તે ગ્રામાધિપ મારો ઓળખીતો નિકળશે એવું મારા સ્વપ્નમાં પણ ન હતું."

" એ પણ ઈશ્વરની જ કૃપા હતી, એમાં સંશય નથી. " ઇન્દિરાવતીએ અનુમોદન આપ્યું.

કામસેન બોલ્યો: " ગઈ કાલે આપણે એ ગ્રામાધિપના દ્વાર પાસે થઈને જતાં હતાં, તે વખતે તેણે મને તત્કાળ ઓળખી લીધો. ' તમે કામસેન તો નહિ ? ' એવો તેણે મને પ્રશ્ન કર્યો. પ્રથમ તો હું સાફ ઈન્કાર ગયો હતો. કેમ કે હું તેને ઓળખી શક્યો ન હતો."

ઈન્દિરાવતી બોલી: " આ જગતમાં સર્વત્ર અન્યાય અને અવિશ્વાસનું જ સામ્રાજ્ય પ્રસરેલું છે. એથી કોઈના ઉપર વિશ્વાસ મૂકતાં પહેલાં પૂરતો વિચાર કરવો પડે છે. જગત્ અવિશ્વાસી બનેલું હોવાથી આપણને પણ અવિશ્વાસી થવું પડે છે."

" એ વાત સાચી છે." કામસેને જણાવ્યું: " પણ જ્યારે તેણે મને એક બાજુએ બોલાવીને અમુક ગુપ્ત સાંકેતિક સંજ્ઞા કરી અને મને ધીરજ આપીને મારા મનનું સમાધાન કર્યું, એટલે તેના સંબંધમાં મારા મનમાં વિશ્વાસ ઉત્પન્ન થયો. પછી મેં તેને મારી ઓળખાણ આપી. પ્રિયે ! જો હું અન્ય પ્રસંગે આ ગામમાં આવ્યો હોત તો મારો કેટલો બધો આદરસત્કાર થયો હોત ? આ ગામ

મારૂં છે એ મારા જાણવામાં ન હતું. પરંતુ અત્યારે તો તે સરકારમાં જપ્ત થયેલું છે એમ તેની પાસેથી મારા જાણવામાં આવ્યું. મારા વડિલના સ્વર્ગવાસ પછી મારા કાકા સર્વ મીલકતની વ્યવસ્થા કરતા હતા. તેમણે આ ગ્રામાધિપને વ્યવસ્થાનું કાર્ય સોંપ્યું હતું. એ ઘણી વાર મારા કાકા પાસે આવતો. એથી તે મને ઓળખી શક્યો એ સ્વાભાવિક છે. પરંતુ આવી અકલ્પિત રીતે તેનો મેળાપ થાય એ પણ એક સુદૈવ નહિ તો બીજું શું ?"

"ના-ના-એ ઇશ્વરી લીલા છે !" ઇન્દિરાવતી બોલી ઉઠી: "હું ગઇ કાલે રાત્રિએ પથારીમાં પડી અને મારાં નેત્રો હજી તો વિંચાયાં નહિ હોય, એટલામાં ઘરધણીની સ્ત્રી મારી પાસે આવી. તે મને એકદમ ઉઠવાની ઉતાવળ કરવા લાગી. તે વખતે મારા મનની સ્થિતિ કેવી થઇ હશે ?"

કામસેન બોલ્યો: "એ ગ્રામાધિપ તથા તેની પત્ની બન્ને હુશિયાર છે. તેણે આપણી પાછળ પડેલાઓને મોટી ચાલાકીપૂર્વક મકાનની બહાર અટકાવી રાખ્યા હતા. એ બાઇએ આપણને કેવી ખૂબીથી અને ત્વરાથી બહાર પસાર કરી દીધાં ?"

"વારૂ, પણ આપણી પહેલાં જે બે બાઇઓ ત્યાંથી ચાલી ગઇ હતી તે કોણ હતી ? તેમને પણ આપણી માફક જ પોતાને પકડવા આવનારાઓની ભીતિ લાગતી હતી એમાં સંશય નથી." ઇન્દિરાવતીએ જણાવ્યું.

કામસેને જવાબ આપ્યો: "તેમના સંબંધમાં હું પણ વિશેષ જાણી શક્યો નથી. માત્ર આપણી પાછળ બરોબર બે ઘટિકાએ તે બે બાઇઓ ત્યાં આવી પહોંચી હશે. ત્યારપછી એક ઘટિકા બાદ પેલા સરકારી માણસો આવી લાગ્યા ! ગ્રામાધિપના કહેવાં પરથી એટલું માત્ર મારા

જાણવામાં આવ્યું હતું કે એ બાઇઓને અમુક મહત્ત્વના કાર્યને માટે ગુપ્તપણે તથા ત્વરાથી કોઇ સ્થળે જવાનું હતું. જો કાંઇ પણ ગડબડ થાય તો પોતાને સૂચના કરી દેવી એવું તે બાઇઓએ ઘરધણીને કહી રાખ્યું હતું. તે પ્રમાણે પેલા સરકારી માણસો આવતાંજ એ ગ્રામાધિપે સર્વને સાવધ બનાવી દીધાં !"

"પણ એ વખતે આપણે જરી જુદી રીતે વર્ત્તવાની જરૂર હતી" ઈન્દિરા બોલી.

"તું શું કહેવા માગે છે તે હું સમજ્યો છું." કામસેને કહ્યું: "તે માટે તારે સ્હેજ પણ ખેદ કરવાની જરૂર નથી. આપણા ઘોડા ઉપર સમાન મૂકવાનું કામ ચાલુ હતું ત્યારે પેલી બાઇઓ અમારી સાથે આવે છે કે કેમ એવો મેં ગ્રામાધિપની પત્નીને પ્રશ્ન કર્યો હતો. પરંતુ કોઇની પણ સોબત સિવાય અત્યંત ગુપ્તપણે પ્રવાસ કરવાનો તેમનો ઇરાદો છે એવું તેણે મને જણાવ્યું હતું. અર્થાત્ આપણે તો આપણું કર્ત્તવ્ય બજાવી ચૂક્યાં હતાં."

"હા, આપે આપની ઉદારતાને અનુરૂપ તે બાઇઓને સહાયભૂત થવાની ઇચ્છા દર્શાવી, છતાં પણ જયારે તેમને આપણી સંગતીની જરૂર ન હતી તો પછી તેમાં આપ શું કરો ?" ઇન્દિરાવતી બોલી.

"વળી મેં પોતે જ તે બાઇઓએ ઘરમાંથી પ્રથમ નિકળવું એવી ગ્રામાધિપની સ્ત્રીને સૂચન આપી હતી." કામસેને જણાવ્યું: "કારણ કે આપણા કરતાં તે અબળાઓને વધારે સમય મળવાથી તેમને સરકારી માણસોની ભીતિ ઓછી રહે એમ હું માનતો હતો. પરંતુ ઘરધણી એટલી વાર સુધી તે માણસોને બહાર કેવી રીતે અટકાવી શકયો એ બાબત મને અત્યંત આશ્ચર્ય થાય છે !"

" આપ એમ માનો છો કે કાલે રાત્રે આવનારાઓ જગદેવ
ા તેના સેવકો હતા ? " ઈન્દિરાએ પૂછ્યું.

" એ કાંઇ હું કહી શકતો નથી. કારણ કે તેમના સંબંધમાં માધિપને વિશેષ પૂછપરછ કરવાનો મને અવકાશ મળ્યો ન હતો." મસેને ઉત્તર આપ્યો.

એટલામાં સહદેવ તથા નકુલ પોતાને કશીક સૂચના કરે છે, મ જોઇને કામસેન ત્યાં અટકી ગયો. આ પ્રવાસીઓ અત્યારે એક ળા પાસે આવી પહોંચ્યા હતાં. હવે તેમને નીચે ઉતરવાનું હતું. આગળ પુષ્કળ ઝાડી હતું. એ ઝાડી પાસે આવતાંજ નીચે ળામાં ખળખળ વ્હેતો જળપ્રવાહ તેમની દૃષ્ટિએ પડયો. ગઇ કાલે ત્રીએ પડેલા વરસાદથી વ્હેળાનું જળ ડહોળું બની ગયું હતું અને ાં તાણ પણ વધારે હતી. આ પ્રવાસીઓ જે સ્થળે આ વ્હેળો પાર તાં હતાં ત્યાંથી અર્ધ કોશ દૂર નીચાણના ભાગમાં બીજો રસ્તો ા. એ રસ્તે ચાર સ્વારો નીચે ઉતરતા હતા. તેમનાં શરીરપર ધારણ ાં ચકચકિત બખ્તરો લાલ રવિનાં કિરણોથી ચમકતાં હતાં. એ ારો તરફ લક્ષ જવાથી સહદેવ અને નકુલે કામસેનને સૂચના પીને સાવધ કર્યો હતો. તેમની સૂચનાથી કામસેન સમજી ા કે પોતાનો પિછો પકડવામાં આવ્યો છે. અત્યારસુધી તે ન્દિરાવતી સાથે વાતોમાં ગુંથાયેલો હોવાથી બીજી બાજુએ તેનું ન હતું.

કામસેન બોલ્યો: " પ્રિયે ! ચાલ, ઘોડાને એડી લગાવ. "

થોડીવારે તેઓ વ્હેળાને કાંઠે આવી પહોંચ્યાં. કામસેન શંકાંકિત ર બોલ્યો: " વ્હેળામાં પાણી ઊંડુ હશે ? "

" ગમે તેટલું પાણી હોય તો પણ સામે પાર ગયા સિવાય પણો છૂટકો નથી. " ઈન્દિરાવતી બોલી.

" પણ સામે પાર જવું કેવી રીતે ? પાણી ઊંડું હોય એમ લાગે છે. અહીંથી ઉતરવાનો માર્ગ દેખાતો નથી."

કામસેન એ પ્રમાણે બોલતો હતો તે દરમિયાન ઇન્દિરાવતીએ પોતાના અશ્વને પાણીમાં ધકેલ્યો. એ જોઇને કામસેને પણ તેની વાંસોવાંસ પોતાના ઘોડાને ચલાવ્યો. સહદેવ તથા નકુલ તેની પાછળ હતા. તેઓ 'આગળ ન જાઓ' એમ બૂમો પાડતા વ્હેળાને કાંઠે જઇ પહોંચ્યા. તેઓ કાંઠા પર જોઇને જૂએ છે તો એક ચિત્કાર તેમના કાનપર પડયો. એ વખતે વ્હેળાના મધ્ય ભાગમાં ઘોડાપર બેઠેલી એકલી ઇન્દિરાવતી જ તેમની દૃષ્ટિએ પડી. કામસેન અને તેનો અશ્વ ક્યાંય પણ દેખાતા ન હતા !

---

## પ્રકરણ ૧૯ મું.

---

### આકસ્મિક મેળાપ.

કામસેનનું આગળ શું થયું તે જણાવતાં પહેલાં આપણે જયચંદ્ર તથા તેથી સાથેના બે ભાઈઓની હકીકતથી પ્રથમ માહિતગાર થઇશું. તેઓ પેલા ગ્રામાધિપને ત્યાં રાત્રી પસાર કરીને મોટી પરોઢે ઉઠયા અને વિલાસપુરના રસ્તે પડયા.

ત્વરાથી ઘોડા દોડાવતાં કેટલોક પ્રવાસ કર્યા બાદ જયચંદ્રને તથા પોતાના બંધુને ઉદ્દેશીને વિશ્વદત્ત બોલ્યોઃ " મને વિચાર કરતાં એમ લાગે છે કે ગઇ કાલે રાત્રીએ જે લોકો પેલા મકાનમાંથી ત્વરાથી પસાર થઇ ગયાં તે કામસેન, ઇન્દિરાવતી અને કામસેનના બે સેવકો સહદેવ તથા નકુલ–એ ચાર જણાં હોવાં જોઇએ."

" તમે મને જે કાંઇ કહ્યું છે તે ઉપરથી મારૂં માનવું એવું છે કે તમારો એ તર્ક ખરો હોવો જોઈએ." જયચંદ્ર બોલ્યોઃ " જો એ વખતે કામસેન, ઈન્દિરાવતી તથા તેના બે સેવકો–એ ચાર જણાં મણિપુરમાંથી બહાર પડયાં છે એવું મારા જાણવામાં આવ્યું હોત તો એ ચાર જણાંને જોતાં જ ખરો પ્રકાર મારા ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યો ન હોત."

"પણ એ ગામમાં આપણે પહોંચ્યા ત્યાં સુધીમાં આપણને તેમના સંબંધમાં વાત કરવાનો પ્રસંગ જ નહોતો મળ્યો." શ્રીપતરાયે કહ્યું.

" જો એ વાત એ વખતે મારા જાણવામાં હોત તો ત્યાં જ મેં તમને સુચના આપી દીધી હોત. પેલો ગ્રામાધિપ પણ મગરૂર તો ખરો જ !" જયચંદ્ર બોલ્યો.

વિશ્વદત્ત બોલ્યોઃ " એના જેવા માણસો બહુ થોડા મળી આવે છે. મેં એકાંત મેળવીને તેને ઘણા પ્રશ્નો કર્યા પણ તેણે મને બિલકુલ દાદ આપી નહિ."

" રાત્રીએ પસાર થયેલા એ માણસો ગમે તે હો, પણ આપણા આગમનથી રાત્રે તેમને વિશ્રાંતિ મળી શકી નહિ." જયચંદ્ર બોલ્યોઃ " આપણે લીધે તેમને જે ત્રાસ વેઠવો પડયો છે તે માટે મને ખરેખર ખેદ થાય છે. વળી તેમની પહેલાં જે બે બાઇઓ પસાર થઇ તે કોણ હશે તેની કલ્પના થઈ શકતી નથી."

" એવી રીતે ગુપ્તપણે પ્રવાસ કરનારી એ બે બાઇઓ કોણ હશે, એ બાબત મને પણ આશ્ચર્ય થાય છે." શ્રીપતરાય બોલ્યો.

" આ અજ્ઞાત સ્ત્રીઓની પુનઃ મુલાકાત થશે કે નહિ તથા 'તમે અમારાથી નકામાં બ્હીનાં' એમ તેમને કહેવાનો પ્રસંગ આવશે કે નહિ તેની પણ શંકા છે !" વિશ્વદત્ત બોલ્યો.

"પરંતુ તમારી અને કામસેનની વચ્ચે થયેલા ઠરાવ મુજબ જો કામસેન વિલાસપુરને માર્ગે જતા હશે તા આપણે તેને રસ્તામાં ભેટી શકીશું." જયચંદ્રે કહ્યું.

"મને એમ લાગતું નથી." વિશ્વદત્તે જવાબ આપ્યો: "કારણ કે તે રાજમાર્ગ પર પ્રવાસ નહિ કરતાં આડકતરા રસ્તે પ્રવાસ કરશે. વળી વિલાસપુર જઇને શું કરવું એનો પણ તેણે કશો નિશ્ચય કર્યો નથી."

"એ વાત ખરી." જયચંદ્ર બોલ્યો: "તમારી ને મારી મુલાકાત થયા પહેલાં જેમ તમે ઇશ્વર ઉપર આધાર રાખીને, આવે તે પ્રસંગ સામે ટક્કર ઝીલવાને તૈયાર થયા હતા, તેવીજ સ્થિતિ અત્યારે પણ કામસેનની હોય એ સ્વાભાવિક છે."

એટલું ભાષણ થયા પછી તેમણે પુનઃ પોતાના અશ્વોને મોટા વેગથી દોડાવ્યા. તેઓ એક ડુંગરા ઉપર આવી પહોંચ્યા. અહીં આવ્યા પછી તેમણે ઘોડાને વિસામો આપ્યો. જયચંદ્ર તે સ્થળેથી જેટલો પ્રદેશ દૃષ્ટિમર્યાદામાં આવે તેટલા પ્રદેશનું લક્ષપૂર્વક અવલોકન કરતો હતો, એટલામાં પેલી મેરના ડુંગરા ઉપર કાંઇ પણ તેના જોવામાં આવ્યું છે એમ લાગવાથી વિશ્વદત્તે એ બાબત તેને પ્રશ્ન કર્યો.

જયચંદ્રે જવાબ આપ્યો: "પણે જૂઓ–પેલી મેરના ડુંગરાપર કોઇ બાઇઓ ઘોડેસ્વારે થઇને જતી હોય એમ લાગે છે. જૂઓ–તે પેલી ઝાડી તરફ વળી; હવે તે થોડા સમયમાં અદૃશ્ય બની જશે."

વિશ્વદત્ત બોલ્યો: "હા, તે સ્ત્રીઓજ હોવી જોઇએ. ગઇ કાલે રાત્રીએ ત્વરાથી પસાર થઇ ગયેલી બે બાઇઓ તો આ નહિ હોય?"

"મારા મનમાં પણ એજ શંકા આવી છે." જયચંદ્રે ટેકો આપ્યો: "અહો, વિશ્વદત્ત હવે આ બાઈઓની પાસે જઈને 'ગઇ કાલે તમે અમારાથી નકામાં બ્હીનાં' એમ કહી આવો. જો એ રાત્રીની જ સ્ત્રીઓ હશે તો આપણે તેમને મદદ કરીશું. આ પ્રસંગે તેમને મદદની ખાસ જરૂર છે. ચાલો, આપણે ત્વરા કરીને તેમની પાસે પહોંચી જઈએ."

"પણ આપણે કરવા જઈશું કાંઇ અને તેનું પરિણામ આવશે જુદું!" શ્રીપતરાયે કહ્યું: "તેઓ આપણને પોતાની પાછળ પડેલા સરકારી માણસો ધારીને પલાયન થઇ જશે તો?"

"જો આપણે કાંઇક યુક્તિ કરીશું તો આપણો હેતુ પાર પાડવામાં વાંધો આવશે નહિ." જયચંદ્ર બોલ્યો: "એ બાઇઓ અત્યારે ઝાડીમાં દાખલ થઈ છે. તે ઝાડીમાં એક ન્હાનું તળાવ હોય એમ મને લાગે છે. તેઓ ઘણું કરીને એ તળાવપર ગયા સિવાય રહેશે નહિ. માટે તે ઝાડી સુધી આપણે જલ્દીથી ઘોડાને દોડાવીશું: અને ઝાડી પાસે પહોંચ્યા પછી આપણે મુખ્ય રસ્તો છોડીને બનશે તો આડમાર્ગે થઇને અંદર દાખલ થઇશું. એટલે તેમની બહુજ નજીક પહોંચીશું ત્યાંસુધી આપણે તેમના માર્ગપર છીએ એવું તેમના લક્ષમાં આવશે નહિ અને તેમને ભીતિ પણ લાગશે નહિ."

જયચંદ્રની આ યુક્તિ એ બન્ને ભાઇઓને પસંદ પડી. તે પ્રમાણે તેમણે પોતાના ઘોડાને વાયુવેગે દોડાવ્યા. તે પેલી ઝાડી પાસે આવી પહોંચ્યા. પછી ત્યાંથી સ્હેજ ચકરાવો લઇને એક બીજા માર્ગેથી તેમણે ઝાડીમાં પ્રવેશ કર્યો. તેઓ થોડાક આગળ ગયા તો બે અશ્વો ત્યાં ઉગેલું લીલું ઘાસ ચરતા તેમની દૃષ્ટિએ પડયા. જ-

યચંદ્રનો તર્ક ખરો પડ્યો. ત્યાં તળાવના કાંઠે બેસીને બે સ્ત્રીઓ વિશ્રાંતિ લેતી હતી. આ અજાણ્યા પુરુષોને ત્યાં જોતાં તે સ્ત્રીઓ ભીતિથી બૂમ પાડી ઉઠી. પ્રથમ તો તેઓ અત્યંત ગભરાઇ ગઇ હતી. પરંતુ તુરતજ તેઓ આ સ્વારોને પિછાની શકવાથી તેમની ભીતિ અલોપ થઇ ગઇ અને તેને બદલે તેમના ચ્હેરાપર ઉલ્હાસ દૃષ્ટિગોચર થયો; અને તેમના મુખમાંથી આનંદનો ઉદ્દગાર સરી પડ્યો. આવેલા ગૃહસ્થો શત્રુ નહિ પણ મિત્ર છે એવું તેમને માલૂમ પડવાથી તેમને અત્યાનંદ થતો હતો. તે સ્ત્રીઓની માફક જયચંદ્ર અને આ બે બંધુઓના મુખમાંથી પણ આનંદોદ્દગાર સરી પડ્યો. કારણ કે આ બે સ્ત્રીઓ અહીં હતી તે સ્નેહલતા તથા માલતીજ હતી !

સ્નેહલતાને જોતાં જ જયચંદ્ર એકદમ ઘોડાપરથી કૂદી પડ્યો, અને તેણે પોતાની પ્રિયાની પાસે જઇ તેનો નાજુક કર પોતાના હસ્તમાં લઇને તેના પર પ્રેમપૂર્વક ચુમ્બન કર્યું. માલતીને પિછાનતાં પેલા બે ભાઇઓ પણ તેની પાસે જઇને વિનયપૂર્વક ઊભા રહ્યા.

માલતી આનંદપૂર્વક બોલી: " અહો, સરદારબંધુ ! આપ હયાત છો એ જોઇને મને આનંદ થાય છે. વારૂ, પણ કામસેનનું શું થયું ? "

" પેલી વીંટીને લીધે તેનું પણ રક્ષણ થયું છે ! " બન્ને ભાઇઓએ એકી સાથે ઉત્તર આપ્યો.

એ સાંભળીને માલતીને અત્યાનંદ થયો, અને આનંદપૂર્વક હસ્ત જોડીને તેણે પ્રથમ ઇશ્વરની પ્રાર્થના કરી. પછી તે સ્વતઃ બોલીઃ " આ હકીકત જો મારી ઇન્દિરાવતીના જાણવામા આવે તો તેનો આનંદ આકાશમાં પણ માય નહિ. "

શ્રીપતરાય આનંદ પૂર્વક બોલ્યોઃ " એ હકીકત ઇન્દિરાવતી

જાણે છે. એટલું જ નહિ પરંતુ તે પણે અત્યારે કામસેનની સાથે જ છે. બાઇ! એ બધી વાત તારા જાણુવામાં ન હોય એ તદ્દન સ્વાભાવિક છે."

પોતાની લાડકી ઇન્દિરાવતીના સમાચાર મળતાં માલતીનાં નેત્રોમાંથી આનંદધારા વહેવા લાગી. કામસેન અને ઇન્દિરાવતીના કુશળ સમાચાર સાંભળતાં ક્ષણભર તે પોતાનું દુઃખ બિલકુલ વિસરી ગઈ હોય એમ તેની મુખમુદ્રાપરથી લાગતું હતું. પહેલો ઉભરો શમ્યા પછી તે બોલી: "ઘણી વાત મારા જાણુવામાં નથી એ ખરૂં છે, અને તેજ પ્રમાણે સરદાર સાહેબ! કેટલીક વાત આપના પણ જાણુવામાં નથી આવી!"

વિશ્વદત્તે કહ્યું: "અમારો બંધુ સત્યવર્મા અત્યારે કેદમાં છે એ અમારા જાણુવામાં છે. પણ હવે આ સુપ્રસિદ્ધ રણવીર જયચંદ્રની સાથે અમારી મૈત્રી જામેલી હોવાથી તેનો હજુ પણ બચાવ થઇ શકશે એવી અમારી ખાત્રી છે."

સ્નેહલતા તથા જયચંદ્ર એ બે જણાં આ લોકોથી સ્હેજ દૂર ઊભાં હતાં. સ્નેહલતા જયચંદ્રની છાતી ઉપર મસ્તક મૂકીને સ્ફુંદત સ્ફુદંત રડતી હતી. જયચંદ્ર પોતાના શેલાના છેડાથી તેની આંખો લ્હોતો હતો. તેમની તરફ જોઇને માલતી બોલી: "મને પણ એમ લાગ્યુંજ હતું."

માલતીના સંબંધમાં જયચંદ્રને વિશેષ માહિતી ન હતી. માત્ર તેણે રાજમહેલમાંથી પેલી મુદ્રિકા લાવીને આ બે બંધુને આપી એટલુંજ તે જાણતો હતો. એટલે જયચંદ્રે આ બે ભાઇઓને તેના સંબંધમાં પૂછ્યું. તેમણે તેનું નામ જયચંદ્રને જણાવીને તેને લગતી હકીકત ટુંકાણમાં કહી સંભળાવી.

સ્નેહલતાએ જયચંદ્રને કહ્યું: "આ માલતીબાઇ ઘણીજ હૂશિયાર છે. આવી હૂશિયાર સ્ત્રી કવચિતજ જોવામાં આવે છે. તથાપિ દુષ્ટ રાણીએ તેને ઘણું દુઃખ આપ્યું છે."

માલતીએ સ્નેહલતાને કહ્યું: "અહો, સ્નેહલતાબાઈ! રણ-વીર જયચંદ્રની કીર્તિ અનેક વાર મારા કાન ઉપર આવી છે. આજે તેમનું પ્રત્યક્ષ દર્શન થયું! તેમના જેવા કર્મવીર મહાત્માને જોઈને કોને આનંદ ન થાય?"

જયચંદ્ર સ્નેહલતાને ઉદ્દેશીને બોલ્યો: "પ્રિયે! તારી આ મૈત્રિણીની થોડી માહિતી મને મળેલી છે. તેણે જે સંકટો સહન કર્યાં છે તેમાંનાં કેટલાંક મારા જાણવામાં આવ્યાં છે. હવેથી હું તારી મૈત્રિણીને મારાથી બનતી સહાય કરીશ, એ વિષે ખાત્રી રાખજે."

તત્પશ્ચાત્ સ્નેહલતા મોટી ઉત્કંઠાપૂર્વક બોલી: "આ ઉભય સરદાર બંધુને અહીં જોવાથી મને જેટલો આનંદ થયો છે તેટલો આનંદ આખા જન્મારામાં કદી પણ થયો ન હતો! તેમનો કયા-રનોએ અંત આવી ગયો હશે, એવા વિચારથી મારૂં કાળજું એક સરખું તુટતું હતું! આપણને સહાય કરવામાં તેમના ઉપર આવો ભયંકર પ્રસંગ આવી પડયો, એ બાબતનું સ્મરણ થતાં મને અત્યંત ખેદ થતો હતો. ગઇ કાલે રાત્રીએ મેં કેટલી વાર અશ્રુ ખેરવ્યાં હશે, તેની ગણતરી જ નથી! અહા! આજે તેમને સુખરૂપ જોયાથી મને કેટલો બધો આનંદ થયો છે? એ આનંદ મારાથી વર્ણવ્યો જાય તેમ નથી!" એ શબ્દોનો ઉચ્ચાર કરતાં એ ઉદાર અંતઃક-રણની સ્ત્રીનાં નેત્રોમાંથી એક સરખી રીતે અશ્રુધારા વહેતી હતી.

શ્રીપતરાય બોલ્યો: "એ ભયંકર અને અપમાનસ્પદ પ્રસંગ-માંથી કેવળ ઇશ્વરની કૃપાથી જ અમારૂં રક્ષણ થયું છે; અને અમને

વે એમ લાગે છે કે ઇશ્વરને અમારી દયા આવી છે. પરંતુ સ્ને- તાબાઇ ! તમે અહીં ક્યાંથી અને આ માલતીબાઇની સાથે મારો ભેટો કેવી રીતે થઇ ગયો ?"

એટલામાં ગઈ રાત્રીના પ્રસંગનું સ્મરણ થવાથી માલતીએ હ્યું: "સ્નેહલતાબ્હેન ! ગઇ કાલે રાત્રીએ આપણે નકામાં હીનાં હતાં ! તે વખતે જ જો આપણે આમને પિછાની લીધાં હોત તો ગઈ રાત્રી આપણને સંકટમાં અને દુઃખમાં કાઢવી ન પડત ! "

સ્નેહલતા આશ્ચર્યપૂર્વક બોલી: "રાત્રીએ પેલા ગામડામાં આપણે જેમનાથી ભય પામીને નાઠાં હતાં તે આજ સ્વારો હતા શું ?"

જયચંદ્રે રાત્રીએ બનેલી હકીકત આ બન્ને યુવતીઓને ટુંકામાં હી સંભળાવી. એ સાંભળીને સ્નેહલતા સ્મિત કરતી બોલી: "ત્યારે તો અમે રાત્રીએ એકાદા ગુન્હેગાર પ્રમાણે ભય પામીને નકામાં જ નાસી ગયાં, એમ કહેવું જોઇએ !"

વિશ્વદત્ત બોલ્યો: "પણ માલતીબાઇ ! એ ગ્રામાધિપના મકા- નમાં ગઇ રાત્રીએ બીજા કોણે ઉતારો કર્યો હતો એ જો તમારા જાણવામાં આવે તો તમે ચકિત જ બની જાઓ ! અમારી એવી ચોક્કસ કલ્પના છે કે ગઇ કાલે તમે જે મકાનમાં ઉતારો કર્યો હતો તે જ મકાનમાં કામસેન, ઈંદિરાવતી અને કામસેનના બે સેવકો—"

માલતી આશ્ચર્યપૂર્વક બોલી: "અહો પ્રભુ ! એમ હશે ખરૂં ? કદાચ ખરૂં હશે. કેમકે તે ઘરની ગૃહિણીએ અમને કહ્યું હતું કે 'જેમને મોટી સાવધાનીપૂર્વક પ્રવાસ કરવાનો છે, એવા તમારા જેવા બીજા પ્હેરોણા પણ આજે અમારે ત્યાં આવેલા છે !' એ

જ્યારે મેં સાંભળ્યું ત્યારે જો મારા મનમાં શંકા આવી હોત અથવા સ્હેજ ગંધ પણ આવી હોત તો મારા પ્રાણથી પણ અધિક વ્હાલી ઈંદિરાને હું મારી ગોદમાં ચાંપીને કોટી કરી શકત !"

વિશ્વદત્તઃ "એવી રીતે આપણે બધાં એક જ સમયે એક જ મકાનમાં આવીને ઉતર્યા. છતાંએ આપણો મેળાપ ન થયો એ પણ એક ઇશ્વરી સંકેત જ સમજવો !"

છેવટે જયચંદ્ર બોલ્યોઃ "મિત્રો ! આ સ્થળે બે ઘડી વિશ્રાંતિ લેવામાં કશી હરકત હોય એવું મને લાગતું નથી. અહીં ઘાસ પુષ્કળ છે અને પાણી પણ ઉત્તમ છે. એટલે ઘોડાને ચરવા મૂકી દો, પછી આ બે રમણીઓને મુખેથી તેમને લગતી જાણવા જેવી હકીકત આપણે સાંભળીએ."

## પ્રકરણ ૨૦ મું.

### સ્નેહલતાની મુક્તિ.

જયચંદ્રની આ સુચના સર્વને પસંદ પડી. તેના સેવકો તમામ ઘોડાને નજીકમાં ચરવાને માટે લઇ ગયા. જયચંદ્ર, વિશ્વદત્ત, શ્રીપતરાય, સ્નેહલતા અને માલતી, એ પાંચ જણાં એક વૃક્ષની છાયા નીચે બેઠાં.

પછી સ્નેહલતાએ પોતાની હકીકત કહેવાનો પ્રારંભ કર્યો. તે બોલીઃ "મહારાજ ! આપને વિલાસિની અને સત્યસાગરના માણસોએ ઘેરી લીધા તે વખતે સુર્પણખા મને ઉચકીને લઇ જતી હતી એ આપના સ્મરણમાં હશેજ. એ રાક્ષસીને હું સારી રીતે પિછાનું

છું. કારણ કે પૂર્વે મને પણ તે રાક્ષસીજ આ વિલાસિનીના રત્નમંદિર રૂપી તુરંગમાં લાવી હતી. એ બલાઢ્ય સુર્પણખાએ મને જોરપૂર્વક દબાવી હતી તો પણ હું મોટેથી બૂમો પાડીને તમને ન્હાસવાની સૂચના આપતી હતી. તે બહેરી અને મૂંગી હોવાથી હું શું બોલું છું એ સમજી શકતી ન હતી. પણ મારા હોઠ હાલતા હોવાથી, હું બૂમો પાડતી હોઇશ એવું તેના મનમાં આવ્યું અને તેણે મારૂં મુખ દબાવ્યું. તે વખતે જાણે એકાદા ઝેરી સર્પે મારા શરીરની આસપાસ ભરડો લીધો હોય એમ મને થયું. તે વેળાએ મને એટલી બધી વેદના થતી હતી કે આ ક્રૂર રાક્ષસીના હાથમાં સપડાવા કરતાં તો એકદમ પ્રાણ જાય એ વધારે સારૂં, એમ મારા મનને થયું. તેના હાથમાંથી છૂટવાને મેં ઘણુયે ધમપછાડા માર્યા. પણ એ હિડંબાની પાસે મારૂં શું ચાલે? મને ધમપછાડા કરતી જોઇને તે વધારે જોરપૂર્વક મને દબાવવા લાગી. એથી શ્વાસ લેતાં પણ મને શ્રમ પડવા લાગ્યો. હું બિલકુલ હતાશ બની ગઇ. તેના હાથમાંથી હું કેવી રીતે છૂટી શકું? હવે તેણે મને પોતાની પીઠ પર નાખી, અને તે એકદમ દાદર પર ચડીને બીજા માળ ઉપર ગઇ. મને રાત્રીએ જે ઓરડીમાં પૂરી રાખવામાં આવતી હતી તે ઓરડીમાં આવતાંજ તેણે મને બિછાના ઉપર નાખી—એમ કહું તો ચાલે કે ફેંકી! એથી હજી પણ મારૂં અંગ દુઃખે છે."

જયચંદ્ર બોલ્યો: "પ્રિયે! તને આટલું બધું દુઃખ ભોગવવું પડશે એવું જો હું જાણતો હોત તો તને પાછી જવા દેત નહિ."

"તો પણ મેં થોડા સમયમાંજ એ સુપર્ણખા ઉપરનું મારૂં વેર લીધું હતું."

"એ કેવી રીતે?" જયચંદ્રે પૂછ્યું.

"એજ હું કહું છું." સ્નેહલતા કહેવા લાગી: "તે રાક્ષસી મને મારા બિછાના ઉપર નાખીને ક્રોધપૂર્ણ નેત્રોથી મારી સામે જોઇ રહી. તેણે મને ઇશારતથી એવી સૂચના કરી કે હવે હું બૂમો પાડીશ તો તે મને આથી પણ વધારે કડક શિક્ષા કરશે. તેની એ ભયંકર મુદ્રા જોઇને મને તેના ઉપર અત્યંત ગુસ્સો ચડયો. મારા અંગમાં જાણે એક વાઘણના જેટલી શક્તિ એકાએક આવી હોય એમ મને લાગ્યું. હું મોટા આવેશપૂર્વક બિછાના ઉપરથી ઉઠીને ઊભી થઇ અને હું શું કરવાની છું એની તેને કલ્પના આવે તે પહેલાંજ હું તેના તરફ કૂદી અને બે હાથે તેની ગળચી પકડીને જોરથી દબાવી. એ સાથેજ અમે બન્ને જમીન ઉપર પડયાં. જમીન ઉપર પત્થરની લાદી સાથે તેનું માથું અફળાવાથી તે અવાક બની ગઇ. એ વખતે તે મૂર્છિત બની ગઇ છે કે મરી ગઇ છે એ મારા લક્ષમાં આવી શકયું નહિ. તથાપિ તે મરી ગઇ હોય તોપણ સારૂં જ છે એમ મને લાગ્યું. આ ધડપડનો અવાજ સાંભળીને બાજુની ઓરડીમાં આ માલતીબાઇ હતાં તે મારી પાસે આવ્યાં. 'તમે આપેલી સૂચનાનો કશો ઉપયોગ થયો નથી. હવે તો એ સરદાર બંધુ પોતાના શૌર્યથી જ આ પ્રસંગમાંથી મુક્તિ મેળવી શકે તેમ છે. જો તેમ નહિ બને તો જરૂર તેઓ મરણને શરણ થશે.' મેં તેમને કહ્યું. જ્યારે સુર્પણખા દાદરપર ચડીને મને ઉપર લાવતી હતી ત્યારે મેં શસ્ત્રોનો ખણખણાટ સાંભળ્યો હતો; પરંતુ અત્યારે બધું સુમસુમાકાર બની ગયું હતું. મારા મનને થયું કે નીચે જઇને શી સ્થિતિ છે તે જોવું. પણ નીચે જવાની મારી હિમ્મત ચાલતી ન હતી. મેં ક્રોધાવેશમાં સુર્પણખા ઉપર હલ્લો કર્યો હતો ખરો, પરંતુ અત્યારે મારો શક્તિપાત થયો હતો. અમે અર્ધ ઘટિકાપર્યંત શાંત રહ્યાં, પરંતુ

પછી એવી સ્થિતિમાં રહેતાં અમને કંટાળો આવ્યો છેવટે અમે બન્નેએ નીચે જવાનો વિચાર કર્યો. આ વખતે અમે બહાર ઝરૂખામાં ઊભાં હતાં. માલતીબાઇ મારી ઓરડીમાં સુર્પણખાની શી સ્થિતિ છે તે જોવાને ગયાં. હજી તે મૂર્છિત છે એવું તેમના મુખેથી સાંભળતાં, મારા હાથે તે મરણ પામી નથી એ જાણીને મારા મનને એક પ્રકારનો સંતોષ થયો."

"એવી ભયંકર સ્ત્રી જો કદાચ તે વખતે તારા હાથથી મૃત્યુ પામી હોત તોપણ એથી તને લેશ પણ પાપ થાત નહિ; અને કોઇ પણ સમજુ માણસ તને દોષ દેત નહિ." જયચંદ્ર બોલ્યોઃ "વારૂ, પછી ?"

"ત્યારપછી અમે બન્ને દાદરપરથી નીચે આવ્યાં." સ્નેહલતાએ જવાબ આપ્યોઃ પરંતુ દાદરનો દરવાજો બંધ હતો અને બહારથી સાંકળ વાસેલી હતી. હવે શું કરવું ? અમે તે સ્થળે વિચાર ગ્રસ્ત સ્થિતિમાં સ્તબ્ધપણે ઊભાં રહ્યાં. એટલામાં બહાર દશ-બાર માણસો મોટી ત્વરાથી જતા હોય એવો ધ્વની અમારા કાને પડયો."

"અમારી જડતી લઇને અમને બહાર લઈ જતી વખતે અમારી આસપાસ નવ માણસોનો ઘેરો હતો. તેમનાં પગલાંનો અવાજ તમારા સાંભળવામાં આવ્યો હશે ?" શ્રીપતરાયે કહ્યું.

"બહાર જે ચાલી રહ્યું હતું તેની અમને બરોબર કલ્પના નહિ આવી શકવાથી અમારૂં મન સાશંક બન્યું હતું." સ્નેહલતાએ જવાબ આપ્યોઃ "બહાર કાંઇ પણ અનિષ્ટ પ્રકાર બન્યો હશે એવું અમારા મનને થયું. એટલામાં કોઇનો પાદધ્વની અમારા સાંભળવામાં આવ્યો. પેલી સુર્પણખા અહીં આવતી હશે એમ મને લાગ્યું, અને મેં ચમકીને પાછળ દૃષ્ટિ કરી. પણ ત્યાં તો

દાદરનો દરવાજો ખૂલ્યો અને ક્રોધપૂર્ણ મુદ્રાવાળી વિલાસિની અમારી સામે આવીને ઉભી રહી."

જયચંદ્ર એ સાંભળીને ઉત્સુકતાપૂર્વક બોલ્યોઃ "વાહવાહ! હવે તારી વાતમાં રંગ આવ્યો ખરો! વારૂ, પછી શું થયું?"

સ્નેહલતા બોલીઃ "એ વિલાસિની તે વખતે એકાદી રાક્ષસીના જેવી દેખાતી હતી. તે અત્યંત ગુસ્સે થયેલી જણાતી હતી, તથાપિ તેની મુદ્રાપરથી એટલું તો સ્પષ્ટ થતું હતું કે તેના અંતરમાં એક પ્રકારનો સંતોષ હતો. મારી સામે જોઇને દાંતવડે હોઠ ચાવતી તે ક્રોધપૂર્વક બોલીઃ "નીચ છોકરી! તું પેલા બળવાખોરોને ન્હસાડી મૂકતી હતી, કેમ? પણ તારૂં મારી પાસે કશું ચાલનાર નથી. એ હરામખોરોને બરોબર ચમત્કાર બતાવ્યો છે. અર્ધી ઘટિકામાં તો તેમને ફાંસીએ લટકાવ્યાની બાતમી તારા સાંભળવામાં આવશે.' તેનું એ ભાષણ સાંભળીને માલતીબાઇ અને મારાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. અમારા મનની એવી સ્થિતિ જોઇને એ ડોકરીને અત્યાનંદ થયો; અને તે કટાક્ષપૂર્વક અને ઉદ્દેશીને બોલીઃ 'છોકરી! તું જો કે નિમકહરામ થઇ છે, છતાં દેવી ઇન્દિરાવતીએ તારા ઉપરથી મહેરબાની ઉતારી નાખી નથી. તેમણે તારે માટે વર મોકલી આપ્યો છે, અને પહેલા મુહૂર્તેજ તેની સાથે તારાં લગ્ન થનાર છે.'"

જયચંદ્ર સંતપ્ત હૃદયે બોલ્યોઃ "રાણીએ એવી યુક્તિ કરી એમ? ઠીક છે, વખત આવે હું જોઇ લઇશ!"

પોતાના પ્રિયકરના સામર્થ્ય ઉપર વિશ્વાસ હોવાથી જયચંદ્રના પ્રસ્તુત શબ્દોથી સ્નેહલતાના મનનું સમાધાન થયું અને તે બોલીઃ "સત્યસાગરને રાણીએ એટલા માટેજ અહીં મોકલ્યો છે, અને તેને રાણીએ પુષ્કળ દ્રવ્ય આપવાનું પણ કહ્યું છે એમ એ ડોકરી-

એ મને જણાવ્યું; તેના એ શબ્દો સાંભળતાં મને અતિશય સંતાપ થયો. એ ડોકરી તો શું પરંતુ રાણી પોતે પણ એ વખતે મારી સામે હોત—"

"જ્યારે મનુષ્ય એક વખત ચીડાય છે ત્યારે તેના મનની સ્થિતિ કેવી થાય છે એ મને જણાવવાની જરૂર નથી." જયચંદ્ર વચ્ચે બોલ્યો: "વારૂ, પછી શું થયું ?"

"પછી વિલાસિની આ માલતીબાઇ તરફ વળી," સ્નેહલતા કહેવા લાગી: "અને બોલી: 'માલતી ! તને આ નીચ છોકરીની સોબત મળશે એમ જો તું ધારતી હોય તો એ આશા છોડી દેજે. થોડા વખતમાંજ તને એકાંતવાસનું સુખ (!) પ્રાપ્ત થશે. આ મંદિરમાં એકંદરે કેવા પ્રકારની વ્યવસ્થા હોય છે તે આ કુલટા પાસેથી જાણી લે. એટલે પછી તને અહીં રહેવામાં અગવડ લાગશે નહિ. કાં ? આવી મૂઢ જેવી કેમ દેખાય છે ? મને તોબરો ચડાવેલું માણસ પસંદ નથી.' એ પ્રમાણે એ ડોકરીની ચર્પટપંજરીકા ચાલતી હતી તે વખતે મારા મનમાં જુદોજ વિચાર ચાલતો હતો. એક વાર મારા મનનો વિચાર સિદ્ધ થશે કે નહિ, એવી મને શંકા આવી. પરંતુ છેવટે એ વિચારને અમલમાં મેલવાનો મેં ઠરાવ કર્યો. પેલા મૂઆ સત્યસાગર સાથે મારૂં લગ્ન થશે એ કલ્પનાથી હું મારા જીવ ઉપર ઉદાર બની હતી. પેલી સુર્પણખાની ખબર લેવા જેટલી મારામાં શક્તિ હશે, એવું મને કદી સ્વપ્નમાં પણ લાગ્યું નહતું. તથાપિ એ પ્રસંગ થોડા સમય પહેલાંજ બનેલો હોવાથી મારી શકિતના સંબંધમાં મારા મનમાં યોગ્ય કલ્પના આવી, અને મેં એકદમ વિલાસિની ઉપર હલ્લો કરીને તેની ગળચી પકડી. તેમાં વળી આ વખતે તો માલતીબાઇની પણ સહાય મળી. અમે બન્નેએ મળીને તેને

જમીન ઉપર નાખી. એ ડોકરી કાંઇ પેલી સુર્પણખાની માફક એકદમ બેશુદ્ધ બની ગઇ ન હતી. મેં તેના મ્હોંમાં તેની સાડીના છેડાનો ડુચો કરીને ખોસ્યો, અને નજીકની ખીંટી ઉપર એક લાંબી દોરી હતી તેનાથી તેના હાથ પગ બાંધી દીધા તથા સાડીવતે મ્હોં પણ બાંધી દીધું. એ કૃત્ય ચાલતું હતું તે વખતે તેની કમરે ખોસેલી એક ચાવી મારી દૃષ્ટિએ પડી, એ ચાવી બાગમાંથી બહાર પડવાના દરવાજાની છે એમ હું તુરત જાણી ગઇ. તે ચાવી મેં કાઢી લીધી. હવે અમને એટલી તો ખાત્રી હતી કે કોઇ અહીં આવીને આને છોડશે નહિ ત્યાં સુધી તે કશી પણ ગડબડ કરી શકે તેમ નથી. એટલું થયા પછી જરૂર પુરતાં બબે વસ્ત્રો અમે અમારી સાથે લીધાં અને અમે બાગમાં આવ્યાં. રસ્તામાં અમને એક પણ માણસ મળ્યું નહિ. એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થયું, અને એક બીજી કલ્પના મારા મનમાં આવી. પ્રથમ બાગનો દરવાજો ખોલીને હું સીધી તબેલા તરફ ગઇ. ત્યાં આગળ બે ઘોડા, સામાન ચડાવીને તૈયાર ઊભેલા જોઇને તો મારા આશ્ચર્યનો પારજ રહ્યો નહિ."

વિશ્વદત બોલ્યોઃ "ઉપાહાર કર્યાં પછી અમે તુરતજ નિકળવાના છીએ એવું અમે તે બાઇને જણાવેલું હોવાથી જ્યારે તે ફળો લાવવાને માટે બાગમાં ગઇ ત્યારે તેણે ખાસદારને કહીને અમારા અશ્વો ઉપર સામાન ચડાવરાવ્યો હશે. કારણ કે ગઇ કાલે અમે મણિપુરથી જે ઘોડાપર આવ્યા હતા, તેજ ઘોડા અત્યારે તમારી પાસે છે."

"હવે સમજાયું." સ્નેહલતા બોલીઃ "આ બધો યોગાયોગ એટલો જલ્દીથી બની આવ્યો કે મને તો કશી સમજણ પડી નહિ. પછી બિલકુલ વિચાર નહિ કરતાં કિંવા ઢીલ નહિ કરતાં અમે બન્ને એ બે

ઘોડાપર બેસીને બગીચા તરફ જવા લાગ્યાં. બગીચાની જમીન રેતાળ હોવાથી ઘોડાના ડાબડાનો બિલકુલ અવાજ થતો ન હતો; અને કદાચ થયો હોત તો પણ તે સાંભળવાને માટે એ વખતે આખા રત્નમંદિરમાં ચાર-પાંચ માણસો પણ હતાં કે નહિ તેની શંકા હતી! અમે નિર્વિઘ્ને બગીચાના દરવાજામાંથી બહાર પડયાં. સુદૈવે અમને ઘોડા ઉપર બેસતાં સારી રીતે આવડતું હોવાથી અમે ઘોડાને મોટા વેગપૂર્વક દોડાવ્યા. અમે બંદીવાસમાંથી મુક્ત થયાં છીએ, હવે આખી રાત્રી આપણે જ્યાં જવું હશે ત્યાં જઇ શકીશું, એ વિચાર મનમાં આવતાં અમને અત્યંત સંતોષ અને શાન્તિ થયાં. રાત્રીએ જે ગામમાં અમે આવીને મુકામ કર્યો હતો ત્યાં અમે પહોંચ્યાં ત્યાં-સુધીમાં માર્ગમાં કોઇ પણ સ્થળે રોકાયાં ન હતાં. ગામમાં આવીને અમે ઉતરવાને માટે સગવડવાળી જગ્યાની તપાસ કરવા માંડી. અમે પ્રથમ એક કણબીને ઘેર ગયાં. પરંતુ તેના મકાનમાં અમારા બેની સગવડ થઇ શકે એટલી જગ્યા ન હતી. એમ છતાં તેના ઘરમાં બેઠાબેઠ રહીને પણ અમે રાત્રી મોટા આનંદપૂર્વક પસાર કરી હોત. પરંતુ એ કણબી અમને ગ્રામાધીપના મકાન સુધી આવીને પહોંચાડી ગયો. એ ગ્રામાધીપ અને તેની સ્ત્રી બન્ને સારા સ્વભાવનાં અને માયાળુ હોવાથી તેમણે અમારી પરોણાચાકરી સારી રીતે કરી હતી. એટલુંજ નહિ પંતુ અમે ગુપ્તપણે પ્રવાસ કરીએ છીએ એવું અમે તેને કહેવા છતાં તેમણે કશી પણ શંકા નહિ લાવતાં, કદાચ કાંઇ સંકટ આવે તો અમને સૂચના કરી દેવાનું કબૂલ કર્યું હતું. તેના જ મુખેથી અમારા જાણવામાં આવ્યું હતું કે બીજા પ્રવાસીઓ ગુપ્તપણે પ્રવાસ કરે છે અને તેઓ પણ અત્યારે તેના મકાનમાં વિશ્રાંતિ લે છે."

"એ પ્રવાસીઓ કોણ છે, એ જો તેજ સમયે અમારા જા-

ણુવામાં આવ્યું હોત તો અમને કેટલો બધો આનંદ થાત ? " માલતી બોલી.

"કામસેન અને ઇન્દિરાવતી એ વખતે ત્યાં હશે, એવી તમારા મનમાં શંકા પણ આવી નહિ ?" વિશ્વદત્તે પૂછ્યું.

"એવી શંકા પણ મારા મનમાં ન હોવાથીજ ત્યાંથી ગુપ્તપણે પસાર થઇ જવાનો પૂર્ણ નિશ્ચય કર્યો હતો." માલતીએ જવાબ આપ્યો: "'એ પ્રવાસીઓની સાથે તમે જશો ?' એવો પ્રશ્ન ગ્રામાધીપતી પત્નીએ મને કર્યો હતો. પણ મેં તેને નકારમાં જવાબ આપ્યો હતો."

"એ બાઇએ આગ્રહ કરીને અમને ખાવાનું આપ્યું." સ્નેહલતા કહેવા લાગી: "અમે થોડુંક ખાઇને વિશ્રાંતિને માટે એક ઓરડામાં ગયાં અને સૂવાની તૈયારી કરતાં હતાં ત્યાં એ બાઇ અમારી પાસે આવી, અને રાણીના સેવકો આવ્યા છે એવું તેણે અમને કહ્યું. એ સાંભળતાં જ અમારાં ગાત્ર શિથિલ બની ગયાં. અમે કોઇ પણ રીતે ત્યાંથી અમને પસાર કરી દેવાની તેને વિનતિ કરી. અમારી દયા આવવાથી પેલો ગ્રામાધીપ તમને અમુક સમય કોઇ પણ રીતે બહાર અટકાવી રાખવાને માટે મેડી ઉપર આવીને તમારી સાથે વાત કરવા લાગ્યો."

"તેણે મને બહાર ઘણો સમય રોકી રાખ્યો હતો." જયચંદ્રે કહ્યું.

"જો એ વખતે મેં આપનો શબ્દ સાંભળ્યો હોત તો તો મેં આપને તુરત ઓળખી લીધા હોત." સ્નેહલતા બોલી: "હજાર માણસોના અવાજમાંથી પણ મેં આપનો અવાજ પિછાની લીધો હોત! પણ બહાર ચાલતી વાતચીત અમારા સાંભળવામાં બિલકુલ આવતી ન હતી. એટલે પેલી બાઇએ અમને સૂચના કરતાંજ અમે

ચમક્યાં. તે બાઇએ જણાવ્યું કે બીજા પ્રવાસીઓ પણ અમારી પાછળજ નિકળનાર છે. એટલે મેં તેને જણાવ્યું કે અમે જમણી બાજુના માર્ગે જનાર છીએ. માટે તમારે તેમને ડાબી બાજુનો માર્ગ લેવાની સૂચના કરવી. અમે એ મકાનમાંથી બહાર પડયાં અને અંધારામાં પ્રવાસ કરતાં કેટલાક કોસના અંતરે આવી પહોંચ્યાં. એટલામાં ઝમઝટ વર્ષાદ પડવા લાગ્યો તેને પરિણામે અમને જે ત્રાસ પડયો એ વર્ણન કરવાનું કામ કઠણ છે. ”

એ રીતે સ્નેહલતાએ પોતાની હકીકત કહી. એ શ્રવણ કરીને માત્ર જયચંદ્રને જ નહિ પરંતુ તેની સાથેના બે સરદાર બંધુઓને પણ આશ્ચર્ય થયું. અત્યારસુધી લીધેલી વિશ્રાંતિ પૂરી છે, એમ માનીને તેમણે આગળ પ્રવાસ કરવાનો પ્રારંભ કર્યો. જયચંદ્ર અને સ્નેહલતા સહુની આગળ, બે સરદાર બંધુ અને માલતી તેમની પાછળ અને જયચંદ્રના બે સેવકો સહુની પાછળ એ પ્રમાણે તેઓ પોતાના અશ્વો ચલાવવા લાગ્યા. પાંચ દિવસ પહેલાં વસંત–મંદિર પાસેથી માલતી અને આ સરદાર બંધુ જુદા પડયાં હતાં. ત્યારપછી જે કાંઇ હકીકત બની હતી તે માલતી અને સરદાર બંધુઓએ પરસ્પર કહી સંભળાવી. એ ત્રણ જણાં પોતપોતાની હકીકત જણાવે છે તે દરમિયાન તેમનાથી થોડેક દૂર આગળ ચાલતાં જયચંદ્ર અને સ્નેહલતા વચ્ચે થતું ભાષણ આપણે સાંભળીશું.

સ્નેહલતા બોલી: “ મારે પેલા રત્નમંદિરમાં બીજા કેટલાક દિવસ રહેવું એવી આપની ઇચ્છા હતી. આપે એ પ્રમાણે મને કહ્યું પણ હતું. પરંતુ આપના કથન તરફ દુર્લક્ષ કરીને આવી રીતે એ બંદીવાસમાંથી હું પલાયન થઇ આવી એથી આપને મારા પર ગુસ્સો તો થયો નથી ને ? ”

" એ માટે મને ગુસ્સો શાનો થાય ?" જયચંદ્રે કહ્યું: " કાલે મેં તને કેટલાક દિવસ રત્નમંદિરમાં રહેવાની સૂચના કરી હતી તે વખતે તને ત્રાસ આપવાને રાણી સત્યસાગર સાથે તારૂં લગ્ન કરી દેવાની યુક્તિ કરશે એવી તો મને કલ્પના પણ ન હતી. જો એ વાતની થોડી ઘણી પણ મને બાતમી મળી હોત તો ગઈ કાલેજ મેં તને મારી સાથે લીધી હોત. પછી ગમે તે થાત તોયે તેની હું પરવા કરત નહિ ! એ સત્યસાગર રાણીના કહેવાથી તારી સાથે લગ્ન કરવા આવે છે એ જાણ્યા પછી હું તને એક ક્ષણને માટે પણ એ બંદીવાસમાં રહેવા દઉં એ બનેજ કેમ ? "

" આપનું આ ભાષણ સાંભળીને મારા મન ઉપરનો મોટો બોજો દૂર થયો છે અને હવે મારૂં મન તદ્દન શાંત થઇ ગયું છે. " સ્નેહલતા આનંદપૂર્વક બોલી.

" પ્રિયે ! " જયચંદ્રે જવાબ આપ્યો: " શું તું એમ સમજે છે કે મારી દૃષ્ટિ સમક્ષ સર્વદા રાજકીય બાબતોજ રહ્યા કરે છે અને પ્રેમની મને કીમત નથી ? મેં તને પૂર્વેજ નહોતું કહ્યું કે હવે આપણે એક બીજાને છોડીશું નહિ ? "

" પણ મારે લીધે આપને અધિક સંકટ તો નહિ પડે ? " સ્નેહલતાએ પ્રેમપૂર્વક પ્રશ્ન કર્યો: " આપની અત્યારે શી સ્થિતિ છે એ જૂઓ. રાણીની ઇચ્છા વિરૂદ્ધ હું બંદીવાસમાંથી નહાસી આવેલી છું અને આપની સાથે છું, તથા અત્યારે આપ જેમની સાથે પ્રવાસ કરો છો તેઓ પણ રાણીની દૃષ્ટિએ ઘોર અપરાધી છે. એવી સ્થિતિમાં જો કોઇ આપને જૂએ તો—"

જયચંદ્ર વચ્ચે બોલ્યો: " આ લોકોની સાથે પ્રવાસ કરવામાં જોખમ છે એ હું જાણું છું. પણ મેં એમની સાથે મિત્રત્વના સોગન

લીધા છે. મારો પ્રાણ જાય તો ભલે, પરંતુ હું તમને છોડનાર તો નથીજ ! ”

સ્હેજ વિચાર કરીને ઉદારઅંતઃકરણ વાળી સ્નેહલતા બોલીઃ “ પ્રિયકર! આ સરદાર બંધુ આપની સાથે હોવાથી આપને ભીતિ છેજ, અને તેમાં વળી રાણીના દોષને પાત્ર બનેલી અમે બે સ્ત્રીઓનો ઉમેરો થાય છે. એ કરતાં તો અમારૂં ગમે તે થાઓ, પણ–”

“ પ્રિયે ! ” જયચંદ્રે પૂછ્યુંઃ—“ તારી આ સખી રાણીના રોષને પાત્ર થવાનું કારણ તારા જાણવામાં આવ્યું છે ? જે સ્ત્રીએ રાજમહેલમાંથી રાજમુદ્રિકા ચોરી લીધી હતી તે આ માલતીજ હોવી જોઇએ એવી મારી કલ્પના છે. ”

સ્નેહલતાએ જવાબ આપ્યોઃ “ અમારા બન્નેના ઉપર એકજ પ્રકારનું સંકટ હોવાથી અમે બન્ને જીવજાન સખીઓ બનેલ છીએ. અમે એકબીજાથી કશું પણ ગુપ્ત રાખ્યું નથી. અમે બન્ને જાણે સગી બ્હેનો હોઇએ એમ અમને લાગે છે ! તેણે પોતાની તમામ હકીકત મને કહી છે. એ પરથી તેના સંબંધમાં રાણીનું વર્ત્તન અત્યંત ચમત્કારિક દેખાય છે, અને કાંઇક વિલક્ષણ કલ્પના મનમાં આવે છે.”

“ પ્રિયે ! તેની તમામ હકીકત તું મને જણાવીશ ? ” જયચંદ્રે પૂછ્યું.

સ્નેહલતા વિચારમાં પડી ગઇ. થોડી વારે તે બોલીઃ “ આપ આ માલતીને પણ મદદ કરશો ખરા ? મને લાગે છે કે તેની સાંપ્રત સ્થિતિમાં તેને કોઇ મજબૂત સહાયકર્ત્તાની જરૂર છે. ”

“ પ્રિયે ! મેં તારી રૂબરૂજ તેને વચન આપ્યું છે કે હું તને ( માલતીને ) અને તારા સંબંધીઓને સહાય કરવામાં એક મનુષ્યથી બની શકે તેટલું કરવામાં પાછી પાની નહિ કરૂં. વળી જ્યારે

તેની અને તારી વચ્ચે સગી બ્હેનો જેટલો પ્રેમ બંધાયો છે ત્યારે તો તેને મદદ કરવી તે મારી ફરજ છે. એટલા માટેજ હું તેની હકીકત તને પૂછું છું."

સ્નેહલતા બોલી: "આપના સ્વમુખેથી આટલું વચન મળ્યા પછી બીજું શું જોઇએ ? હવે તેની પાસેથી જેટલી હકીકત મારા સાંભળવામાં આવી છે એ તમામ આપને હું જણાવીશ."

બાદ તેણે માલતીના ચરિત્રમાંની તમામ હકીકત જયચંદ્રને વિસ્તારપૂર્વક જણાવી. એ સાંભળીને જયચંદ્રને માત્ર આશ્ચર્યજ થયું એટલું નહિ, પણ કોઇ કોઇ હકીકત સાંભળતાં તે અત્યંત વિચારણીય છે એમ પણ તેને લાગ્યું.

માલતીની હકીકત જણાવ્યા પછી સ્નેહલતા બોલી: "પ્રિયકર ! તેની હકીકત અત્યંત વિલક્ષણ છે ખરીકે નહિ ? અને આ બધી વાત ઉપરથી રેણુકાબાઇને અમુક ગુપ્ત વાર્ત્તાની માહિતી છે અને તે અત્યંત મહત્ત્વની છે એવું આપને નથી લાગતું ?"

જયચંદ્ર પ્રશાંત, ગંભીર અને પ્રતિભાપૂર્ણ મુદ્રાપૂર્વક બોલ્યો: "હા, આ હકીકત અત્યંત વિલક્ષણ છે ખરી ! આ સઘળી વાત પરથી મારા મનમાં એક શંકા આવે છે. જો એ શંકા કિંવા કલ્પના ખરી ઠરે તો પછી રાણી ઇંદિરાવતીનું મારી પાસે કશું પણ ચાલી શકે તેમ નથી. એટલુંજ નહિ પણ જો તે ઝાઝી તીનપાંચ કરે તો તેને સિંહાસન છોડવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થવાનો ! જો આ ગુપ્ત વાર્ત્તાનું મારી કલ્પના પ્રમાણે સ્ફોટન થાય તો આ રાજ્યમાં સંપૂર્ણપણે મારૂં ચલણ રહેવાનું, એમાં લેશ માત્ર પણ શંકા નથી."



# પ્રકરણ ૨૧ મું.

## કામસેન પુનઃ સપડાયો.

હવે આપણે કામસેનની મુલાકાત લઇએ. કામસેન પોતાના અશ્વ સાથે નદીમાં અદૃશ્ય થઇ ગયો. એ જોઇને ઇંદિરાવતીના મુખમાંથી એક ચિતકાર સરી પડ્યો. એ સાંભળતાંજ **સહદેવ** અને **નકુલ** ત્વરાથી કિનારાપર .આવી પહોંચ્યા. આટલી હકીકત અમે અગાઉ જણાવી ગયા છીએ. હવે તે પછી શું થયું એ અમે જણાવીશું.

ઇન્દિરાવતી અને કામસેને લાંબો વિચાર નહિ કરતાં પોતાના અશ્વોને પાણીમાં ઉતાર્યાં હતા ખરા, પણ થોડેક આગળ જતાં આ સ્થળે પ્રવાહનું જોર અધિક છે એવું તેમના ધ્યાનમાં આવ્યું. કામસેન ઇન્દિરાવતીને સાવધ કરતો હતો એવામાં પોતાના ઘોડાનો પગ લપસ્યો હોય એમ તેના ધ્યાનમાં આવ્યું. તેણે ઘોડાને સમાલી લેવાનો મોટી કુશળતાપૂર્વક પ્રયત્ન કર્યો. પરંતુ તે વ્યર્થ ગયો. પ્રવાહના વેગથી ઘોડાનો પગ લપસ્યો અને તે સ્વારની સાથે પાણીમાં ડૂબ્યો! એ દૃષ્ટિએ પડતાં ઇન્દિરાવતીએ બૂમ પાડી હતી અને એ બૂમ સાંભળીને **સહદેવ** તથા **નકુલ** કિનારા પર આવી લાગ્યા હતા.

કોઈ કોઇ પ્રસંગે એક પળ પણ એક યુગ સમાન ભાસે છે. કામસેન અદૃશ્ય થયા પછી તેનું મસ્તક પુનઃ બહાર દેખાયું ત્યાંસુધીમાં જેટલી પળો ગઇ તેટલી એ ત્રણેને કેટલાયે યુગ જેટલી ભાસી.

કામસેન તે સમયે ડૂબી ન ગયો એ એક આશ્ચર્યજ હતું. કારણ કે ઘોડો ડૂબ્યો તે વખતે કામસેનના બન્ને પગ પેગડામાં ભરાવેલા હતા. ઘોડાની સાથે ડૂબતાં દર ક્ષણે મૃત્યુ પોતાની નજીક ને નજીક આવતું જાય છે એમ લાગતાં છતાંયે, એવી સ્થિતિમાં પણ ગમે તેમ કરીને મહા પ્રયત્ને કામસેને પોતાના બન્ને પગ પેગડામાંથી છૂટા કરી દીધા, અને ઉપર ઉછાળો મારીને તેણે પોતાનું મસ્તક એક વાર પાણીની બહાર કાઢયું. પોતાનાં નેત્રો સમક્ષ રાતાં પીળાં દેખાતાં હતાં, મગજ ભમતું હતું અને કાળજું ધડકતું હતું. એવી સ્થિતિમાં તે ઉપર આવ્યો હતો. પરંતુ ખૂલ્લી હવામાં એક-બે શ્વાસોચ્છ્વાસ લેતાંજ તેને જરીક શક્તિ પ્રાપ્ત થઇ. એ જોઇને ઇન્દિરાવતીને આનંદ થયો. તે આ વખતે પોતાના ઘોડાને બરોબર ચીટકીને બેઠી હતી અને તેનો ઘોડો પણ મોટી સાવધાનીથી એકેક પગલું આગળ વધતો હતો. આ બાજુએ આ બન્ને વફાદાર સેવકોએ પણ પોતાના ઘોડાને નદીમાં લીધા અને તેઓ બૂમો પાડીને પોતાના માલિકને ધીરજ આપવા લાગ્યા.

એવીજ સ્થિતિમાં કામસેને ઇન્દિરાવતીને કહ્યું: "પ્રિયે! સ-માલજે—તારા અશ્વને ધ્યાન આપીને ચલાવજે!" અત્યારે તેનો થાક ઉતરી ગયો હતો અને તે નિર્ભયપણે ઇન્દિરાવતીને સૂચના આપતો હતો: "પ્રિયે! હવે મારી ચિંતા કરીશ નહિ. સંભાળીને ઘોડા ઉપર બેસી રહેજે અને નદીની પાર થઇ જજે!"

આ વેળાએ કામસેન એક સરખો તરતો હતો. પરંતુ નદીનો પ્રવાહ અત્યંત જોરદાર હોવાથી તે પ્રવાહની સામે થઇને નદીને સામે કિનારે જવાનું કઠણ હતું. રાત્રીએ વર્ષાદ જોરથી પડેલો હોવાથી આ ન્હાના પટવાળા વ્હેળામાં આટલા જોરથી પાણી આવ્યું હતું, અને તેની ન્હાની નદીજ બની ગઈ હતી! કામસેન કિનારે જવાનો શક્ય તેટલો

પ્રયત્ન કરતો હતો. પરંતુ ઉત્તરોત્તર તેની શક્તિ ઓછી થતી જતી હતી. એથી તે પ્રવાહની સાથે તણાવા લાગ્યો! પોતાનો માલિક અત્યારે મોટા સંકટમાં છે એવું પેલા સેવકો તુરત જાણી ગયા. કામસેન મોટા કષ્ટપૂર્વક તરતો હતો. છતાં એ અવારનવાર પાછળ દૃષ્ટિ કરીને ઇન્દિરાવતી તરફ નજર કરતો હતો. તેના મનમાં એમજ થયા કરતું હતું કે 'જો હું તેને મારી નજરથી ધીરજ નહિ આપું તો તે ગભરાઇ જશે અને ઘોડા ઉપરથી પડી જઇને મારી માફકજ નદીમા તણાશે!' પણ ઇન્દિરાવતીને સામે કિનારે પહોંચી ગયેલી જોઇને કામસેનનું મન કિંચિત્ પ્રસન્ન બન્યું. પરંતુ–પરંતુ–તેજ સમયે તે પુનઃ અદૃશ્ય બની ગયો!

કામસેન દૃષ્ટિએ પડતો નથી એ લક્ષમાં આવતા ઇન્દિરાવતીએ પુનઃ બૂમ પાડી. કામસેન અત્યારે કેવા પ્રકારના સંકટમાં છે તેની તેને કલ્પના ન હતી. તે સહજગતિએ તરે છે એમજ તે માનતી હતી. તેને ઉત્તેજન આપવાના હેતુથી તે પોતાના અશ્વને પુનઃ પાણીમાં ધકેલવાને ઉધુક્ત બની. પરંતુ હમણાંજ આ બાજુએ આવી પહોંચેલા નકુલે એકદમ ઇન્દિરાવતીના અશ્વની લગામ પકડી રાખી અને તેને પુનઃ નદીમાં જવા દીધા નહિ. તેજ વેળાએ સહદેવ ઘોડાપરથી કૂદીને નદીમાં પડયો તથા પોતાના માલિકને મદદ કરવાને તેની પાસે તરતો તરતો જવા લાગ્યો.

નકુલ ઇન્દિરાને વિનવતાં કહેવા લાગ્યોઃ "બાઇ સાહેબ! આવું સાહસ આપ ન કરો!" પરંતુ તેની એ વિનતિ ઇન્દિરાને કાને ગઇ હશે કે નહિ તેની શંકા છે. કેમકે દુઃખાતિરેકથી તેને મૂર્ચ્છા આવી હતી અને તે પોતાના ઘોડાપરથી નીચે પડતી હતી. પરંતુ નકુલે તેને સમાલી લીધી અને ઘોડાપરથી પડવા દીધી નહિ.

નકુલે તેને ઉચકીને કિનારા ઉપર એક ઉંચા અને કોરા સ્થળે મૂકી અને તે મોટી ત્વરાથી પાણીમાં દાખલ થયો. હજી પણ કામસેન ક્યાંય દેખાતો નહિ હોવાથી તે પાણીમાં ડૂબી ગયો હશે એવી કલ્પનાથી તેણે પણ પાણીમાં ડૂબકી મારી.

* * * *

હવે આપણે પુનઃ બીજી હકીકત તરફ વળવાની જરૂર છે.

પૂર્વે સહદેવ અને નકુલે જે ચાર સ્વારોની ટોળી જોઇ હતી અને તેમની ખબર કરીને કામસેનને સાવધ કર્યો હતો તે જગદેવની ટોળી હતી. કામસેન અને ઇન્દિરાવતી ડુંગર ઉતરવા લાગ્યાં એ વખતે જગદેવની નજર તેમના તરફ ગઈ હતી; અને તેમની પાછળ પાછળ સહદેવ તથા નકુલને પણ નીચે ઉતરતા તેણે જોયા હતા. અત્યારે જગદેવની ટોળી જે સ્થળેથી નદીની સામે પાર જતી હતી તેનો પટ પહોળો હોવાથી ત્યાં પાણીનું તાણ ઓછું હતું તેમ ઊંડાણ પણ વધારે ન હતું. તેઓ કશી પણ મુશ્કેલી વગર નદીને સામે કિનારે પહોંચી ગયા. આજ નદી આગળની બાજુએ સાંકડી હશે અને તેના પ્રવાહનો વેગ અત્યંત જોરદાર હશે એવી તેમને શંકા પણ ન હતી.

નદીના સામે કિનારે આવી પહોંચતાં પોતાના સેવકો આવી પહોંચ્યા કે નહિ એ જોવાને માટે જગદેવે પાછળ નજર કરી. તે ચમક્યો અને તેણે બૂમ પાડી: “ અરે, પણે કોણ છે ? ”

તેની સાથેજ તેનો એક સિપાહી બોલ્યો: “ કોઇ માણસ ડુબતો હોય એમ લાગે છે. ”

જગદેવે કહ્યું: “ આપણે જોયા હતા તેમાંનો જ કોઇ હશે. ચાલો, જલદી કરો, તેને બહાર કાઢો. ”

આ વખતે પેલો માણસ નદીમાં તરતો હતો. તેમની મદદ સિવાય જ તે કિનારા પાસે આવ્યો. આ સ્થળે ઉંચી ભેખડો હતી. તે ભેખડો ઉપર ઉગેલાં છોડ તેણે પકડયા. એટલામાં જગદેવે તેના પાસે પહોંચી જઇ તેનો હાથ ખેંચીને તેને ઉપર લીધો. એ મનુષ્ય બિલકુલ થાકી ગયો હતો. તે જમીન પર આવતાં તદ્દન નિર્બળ બની ગયો. તેણે એક વખત નેત્રો ખોલીને સ્વાર તરફ જોયું. બીજી જ પળે પુનઃ નેત્રો બંધ કરી દીધાં. તેના મુખમાંથી અસ્પષ્ટ શબ્દો બહાર પડયા અને લાગલો જ તે મૂર્છિત બની ગયો.

જગદેવ તેની તરફ દૃષ્ટિ કરતો બોલ્યો: "અરે! ઘણું કરીને તો આ માણસ મરણને શરણ થયેલો હોવો જોઇએ." ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરતો તે પુનઃ બોલ્યો: "તેના એકંદર સ્વરૂપ ઉપરથી તે કામસેન હોય એમ લાગે છે. વીશ–એકવીશ વર્ષની ઉમર, બારિક કોમળ કેશ, સુંદર ચ્હેરો, અંગે પાતળો પરંતુ મજબુત બાંધો અને આ બારિક પણ ઝોંકદાર મૂછો—"

એક સિપાહી બોલ્યો: "પણ આ કામસેન જ છે. તે એક વખત રાણી સાહેબની સેવામાં હતો. તે વખતે ઘણી વાર મેં તેને જોયો હતો. એ વખતે તે ન્હાનો છોકરો હતો. તથાપિ તે સમયના અને અત્યારના તેના ચ્હેરામાં વિશેષ અંતર પડયો નથી. એથી આ કામસેન છે એવી મારી તો ખાત્રી જ છે!"

"વારૂ, પણ આ ખરેખર મરણ પામ્યો છે કે કેમ?" જગદેવ તેના અસ્તવ્યસ્ત પડેલા દેહ તરફ દૃષ્ટિપાત કરતો બોલ્યો: "હા, મરણ પામેલોજ હોવો જોઇએ! અરેરે! આપણે આટલી ત્વરાથી તેનો પીછો પકડયો. પરંતુ છેવટે તેનું પ્રેતજ આપણે હાથ લાગ્યું. એ જોઇને મને ઘણોજ ખેદ થાય છે."

"અહો જમાદાર સાહેબ! એમાં ખોટું શું થયું છે? આ રાજ્યદ્રોહી માણસ પોતાના માર્ગમાંથી દૂર થવો જોઇએ એવી સરકારની ઇચ્છા હતી તે આપોઆપ જ પૂર્ણ થઇ છે! આ માણસ નદીમાં ડૂબીને મરી ગયો તોયે શું, અથવા ફાંસીએ લટકીને મૂઓ હોત તોયે શું?"

"તારો લખારો બંધ કરી દે!" ક્રોધપૂર્વક જગદેવે કહ્યું: "રાજ્યદ્રોહીઓને કેવી શિક્ષા થાય છે એ લોકોને પ્રત્યક્ષ બતાવી આપવું એવી આપણાં દયાળુ રાણી સરકારની ઇચ્છા હતી. પરંતુ તે ઇચ્છા પૂર્ણ થઇ નહિ એથી મને ખેદ થાય છે. લોકોની મોટી મેદની મળી હોય અને તે વખતે તેમની સમક્ષ તેને મોટા ઠાઠમાઠપૂર્વક ફાંસીએ ચડાવ્યો હોત તો એ ઘણું જ ઉત્તમ હતું! મને લાગે છે કે આ બળવાખોર આવી રીતે નદીમાં ડૂબીને મરણ પામ્યો છે એ જાણીને રાણીના મનને ચોક્કસ અસંતોષ થયા સિવાય રહેશે નહિ."

પેલો સિપાહી બોલ્યો: "અરેરે! દેવીની એવી ઇચ્છા હોવા છતાં આ માણસ નદીમાં ડૂબીને મૂઓ એ કાંઇ સારૂં થયું નહિ."

બીજો સિપાહી બોલ્યો: "અહો, જમાદાર સાહેબ! આ સ્થળે વાતો કરવામાં સમય ગાળવાને બદલે આ માણસને નજીકના ગામડામાં લઇ જઇને તેને સાવધ કરવાને માટે કાંઇક ઉપચાર થાય તો સારૂં. જો એ જીવન્ત હશે તો તેને દેવી સમક્ષ હાજર કર્યાથી આપણને શાહબાસી મળશે."

"તારૂં એ કથન મને પણ યોગ્ય લાગે છે." જગદેવ બોલ્યો: "ચાલો, ત્વરાથી એને નજીકના ગામડામાં લઇ જઇએ અને તે જીવતો છે કે મૂએલો એ નક્કી કરીએ."

તેનું એ કથન સાંભળીને એ સિપાહીઓ નીચે ઉતર્યા. તેમણે નિશ્ચેષ્ટ પડેલા આ સરદારના શરીરને ઉપાડીને, એક સિપાહીના ઘોડા ઉપર આડું મૂકીને તેની સાથે બાંધી દીધું. નજીકમાં જ એક ગામ હતું. ત્યાં પહોંચતાં તેમને વિશેષ સમય લાગે તેમ ન હતું. તો પણ જગદેવ ઉતાવળ કરવા લાગ્યો.

બીજા એક સિપાહીએ પ્રશ્ન કર્યો: "જમાદાર સાહેબ! આ બળવાખોર સાથે બીજા માણસો હતાં તેમનો પિછો લેવાની જરૂર નથી?"

"શું!" જગદેવે જવાબ આપ્યો: "ઇન્દિરાવતીનો પિછો લેવો! છટ, સ્ત્રીઓની પાછળ પડવું તે આપણા જેવા વીર પુરુષોના શૌર્યને ઉચિત નથી. તેના પ્રિયકરનો અંત આવેલો તેના જાણવામાં આવશે, એટલી શિક્ષા પણ તેને માટે પૂરતી છે. માટે ચાલો, નકામો સમય ન ગૂમાવો!"

"પણ પેલા સહદેવ અને નકુલે મણિપુરમાં આપણી સાથે લબાડી કરી હતી તેમને પણ જવા દેવા છે?" ત્રીજો સિપાહી બોલ્યો.

"એ હરામખોરો ક્યાં જવાના છે?" જગદેવ બોલ્યો: "હાં-હાં કરતામાં આપણે તેમને પકડી પાડીશું. પરંતુ પ્રથમ આપણે આ ગામમાં જઇને આ બળવાખોરને સાવધ કરવાનો પ્રયત્ન કરીએ. ચાલો, જલ્દી કરો."

આ ભાષણ ચાલતું હતું તે વખતે તેમનો પ્રવાસ પણ ચાલુ જ હતો, પણ ઘોડા જરી ધીમાધીમા ચાલતા હતા. એ જોઇને જગદેવ બોલ્યો: "ઘોડાને ત્વરાથી ચલાવો. નહિ તો આ હરામખોર

આવી સ્થિતિમાં લાંબો વખત રહેવાથી કદાચ જીવતો હશે તો પણ મરી જશે !"

બીજો સિપાહી બોલ્યોઃ "આમ ઉલટું કેમ બોલો છો ? જો તે જીવતો હશે તો ઘોડાને દોડાવવાથી તેના શરીરને હડદો લાગવાથી તે ઉલટો મરણ પામશે !"

જગદેવ ગુસ્સાપૂર્વક ગર્જ્યોઃ "તારૂં ડહાપણ બંધ કર ! હું કહું છું તે પ્રમાણે કરો. પછી જે થવાનું હશે તે થશે. કેમ, નાયક! આ માણસ જીવન્ત છે એમ તને લાગે છે ?" છેલ્લો પ્રશ્ન તેણે જે સિપાહીએ કામસેનને ગામડામાં લઇ જવાની સલાહ આપી હતી તેને કર્યો હતો.

નાયકે જવાબ આપ્યોઃ "છટ ! આનો પ્રાણ તો ક્યારનોયે ગયો હોવો જોઇએ ! હવે તો સો વૈદ્યો એકઠા મળીને મહેનત કરે તો પણ મને નથી લાગતું કે આ માણસ પુનઃ બેઠો થાય."

"તારૂં એમ માનવું છે ?" જગદેવે બેદરકારીપૂર્વક પૂછ્યું.

"માનવું છે શું, પણ મારી ખાત્રી છે." નાયકે કહ્યું.

"તો પછી આ માણસને આ ગામમાં લઇ જઈ કોઇ સ્થળે રાખીને પંચનામું કરવું જોઇએ અને આ ભયંકર અપરાધી ગૃહસ્થ દુનિયાથી પાર થયો છે, એવો પંચનો પૂરાવો મેળવીને તે રાણી સરકારને બતાવવો જોઇશે. આપણે એટલું કામ કરીને પછી પેલા હરામખોર સહદેવ અને નકુલની પાછળ પડીશું. જો તેઓ પકડાય પણ એ કરતાંયે જો પેલા સત્યવર્માના બે ભાઇઓ પકડાય તો બહુ જ ઉત્તમ—"

એટલામાં એક ખેડુત જગદેવની દૃષ્ટિએ પડયો. એથી તેણે પોતાનું વાક્ય અધવચથી છોડી દઈને પેલા ખેડુત સાથે વાત કરવાનો પ્રારંભ કર્યોઃ "એય ! આ ગામમાં ઘર કેટલાં છે ?"

" હશે, પંદર-વીશ-પચીશ-ત્રીશ ! " ખેડુતે જવાબ આપ્યો: " પણ આપના જેવા મોટા માણસોને ઉતરવાને માટે તો અહીં માત્ર એક ગ્રામાધિપતિનું જ મકાન છે. "

" ત્યારે તું આગળ થા અને મને રસ્તો બતાવ. " જગદેવે નમ્ર સ્વરે કહ્યું: " પણ તમારા ગામમાં કોઇ સારો વૈદ્ય હશે કે ?"

ખેડુત સ્હેજ અભિમાનપૂર્વક બોલ્યો: " છે-છે ! માત્ર તે નામના જ વૈદ્ય છે એમ નહિ, પણ સારા વિદ્વાન્ અને કુશળ છે, તેમનું નામ અશ્વનીકુમાર છે. "

" નામ તો દેવોના વૈદ્યનું જ ધારણ કર્યું છે ! " જગદેવ સ્હેજ હસતો બોલ્યો: " વારૂ, ત્યારે એ વૈદ્યને બોલાવી લાવવાનું કાર્ય પણ હું તનેજ સોંપું છું. પ્રથમ અમને ગ્રામાધિપતિને ત્યાં લઇ જા, અને પછી આ વૈદરાજ્યને બોલાવી લાવ ! "

ખેડુત બોલ્યો: " ભલે, એ ગ્રામાધિપતિના ઘરથી વૈદ્યનું ઘર કાંઇ દૂર નથી. વળી વૈદ્ય પણ ઘેર જ છે. કારણ કે ગામમાંથી બહાર આવતાં હું તેમના ઘર પાસે થઇને નિકળ્યો હતો. તે વખતે કશીક દવાની ગોળીઓ બનાવતા હતા. "

---

## પ્રકરણ ૨૨ મું.

---

### કામસેન શુદ્ધિમાં.

જગદેવ અને તેની સાથેના સ્વારોને ગામમાં આવેલા જોઇને ગામના લોકો ગભરાઇ ગયા. તેમાં પણ એક ઘોડા ઉપર આડા બાંધેલા કામસેનના શરીરને જોઇને તો

તેમને અત્યંત આશ્ચર્ય થયું. થોડી વારમાં જ જગદેવ ગ્રામાધિ
પતિના ઘર પાસે પહોંચી ગયો. પોતાના દ્વાર પાસે ઘોડેસ્વારને આવે
જોઇને ગ્રામાધિપતિ પણ ઘરમાંથી બહાર આવ્યો. તેને જોઇ
જગદેવ આઢયતાપૂર્વક બોલ્યો: "અમે ખુદ રાણી સરકારના અંગર
ક્ષક સૈન્યના સૈનિકો છીએ, એ અમારા પોશાક પરથી આપ જાણ
ગયા હશોજ ! રાણી સરકારના નામથી હું તમને હુકમ ફરમા
છું કે અત્યારે અમારે જે મદદ જોઇએ તે કશી પણ આનાકાની નહિ
કરતાં તમારે કરવી."

રાણી સરકારના અંગરક્ષક સૈન્યની સર્વત્ર ભીતિ પ્રસરી રહ
હતી. તેમાં પણ ગામડાના લોકો તો તેનાથી બહુજ ડરતા. કેમ
તે સૈનિકોની ઇચ્છા વિરૂદ્ધ કશું પણ થયું તો તેઓ આખા ગામડાં
ખેદાનમેદાન કરી મૂક્યા સિવાય રહે નહિ, અને પછી તે ગામડીય
ફરિયાદ કરવા જાય તો પણ તેમની દાદ કોઇ લે તેમ ન હતું
એટલે તેમની મરજી પ્રમાણે વર્ત્તીને સમય પસાર કરી દેવામાં
ડહાપણ હતું. ગ્રામાધિપતિ એ જાણતો હોવાથી એકદમ આગ
આવ્યો અને જગદેવને વિનયપૂર્વક નમન કરીને બોલ્યો: "શ
આજ્ઞા છે ? આપની સાથેના કોઇ મનુષ્યને ઇજા થઇ છે કે શું ?

જગદેવે જવાબ આપ્યો: "આ એક રાજ્યદ્રોહી અપરાધ
છે. તે અહીંથી નજીકમાં જે નદી છે તેમાં ડુબીને મરણ પામેલ
હોવો જોઇએ, એવી અમારી કલ્પના છે."

ગ્રામાધિપતિ બોલ્યો.: "અરેરે ! ગરીબ બિચારો ! આટલે
તરૂણ, નાજુક, દેખાવડો હોવા છતાં એ રાજદ્રોહી છે ? આવે
માણસ રાજદ્રોહી હોય એ કેમ મનાય ?"

"મહેરબાન !" જગદેવ સ્હેજ ઉચ્ચ સ્વરે બોલ્યો: "આ

બોલતાં ઊભા રહેવાથી કશું વળે તેમ નથી. અમારે ઘોડા ક્યાં બાંધવા, અમારે ઉતારો ક્યાં કરવો, અને આ પ્રેત–હા, તેને પ્રેત જ કહેવું જોઇએ—એને ક્યાં મૂકવું ? એ બધી વ્યવસ્થા ત્વરાથી કરો. ”

“ ના ના, આ માણસ હજી મરી ગયો નહિ હોય.” ગ્રામાધિપતિએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો: “ હજી પણ જો યોગ્ય ઉપાય કરવામાં આવે તો તે સારો થાય ખરો. ”

“ તમારા વૈદ્યરાજને બોલાવવાને એક માણસને મોકલ્યો છે. એટલે વૈદ્યરાજ પણ હમણાં જ આવશે, ” જગદેવે કહ્યું:

“ ભલે, આ માણસને રાખવાને માટે એક ઓરડી છે. તે ઓરડી આજે ખાલી છે. એને ઉંચકો અને ધીમે ધીમે મારી પાછળ આવો, ધીમેથી–ધીમેથી, સંભાળજો-દરવાજા સાથે માથું ન ભટકાય. ઉતાવળા ન ચાલો, હા, આ ઓરડીમાં લાવો, આ ગોદડી પર સૂવાડો. ” એમ કહેતાં તેણે એક ગોદડી જમીનપર પાથરી.

પેલા નાયક અને તેની સાથેના સિપાહીએ કામસેનને ઉચક્યો હતો. તેમણે તેને ઓરડીમાં મૂકયા પછી બીજા સિપાહીએ નાયકને પૂછ્યું: “ કેમ, નાયક ! આ માણસ જીવન્ત હશે ? મને તો એમાં કશો અર્થ દેખાતો નથી. ”

“ પણ હવે પેલો વૈદ્ય અહીં આવીને શું કરવાનો છે તે હું પણ સમજી શકતો નથી. ” નાયક બોલ્યો; અને એ પ્રમાણે વાતો કરતા એ બન્ને બહાર નિકળ્યા.

તેઓ બહાર ગયા પછી એક મધ્યમ ઉમરની સ્ત્રી એ ઓરડીમાં આવી. તેણે કામસેન તરફ નિહાળીને જોયું. આ સ્ત્રી ગ્રામાધિપતિની પત્ની હતી. તે માંદા માણસોની સુશ્રુવા કરવામાં કુશળ હતી. તેણે કામસેનનો સ્પર્શ કર્યા સિવાય નજરથીજ માત્ર તેની

તપાસ કરી. કામસેનનું શરીર ભીનાં વસ્ત્રોથી ઢંકાયેલું હતું. એથી શ્વાસોચ્છવાસ થતાં તેનું પેટ હાલે છે કે નહિ એ તે બાલિકાઇથી જોતી હતી. દશ પળમાં ચાર-પાંચ વાર તેનું પેટ હાલ્યાનો તેને ભાસ થયો. અર્થાત્ તે હજી જીવે છે એવી તેની ખાત્રી થઇ. એટલે તેણે વિશેષ વિચાર નહિ કરતાં કામસેનના શરીરપરથી ભીનાં વસ્ત્રો કાઢી નાખ્યાં. જે એકદમ નિકળી શક્યાં નહિ તે તેણે ફાડી નાખ્યાં. કામસેનનાં વસ્ત્રો દૂર થતાંજ તેના શરીરમાં જીવ આવ્યો. કામસેનનું શરીર એકદમ શીતળ બની ગયું હતું. તેને ગરમ કરવાને માટે રસોડામાંથી તે એક માટીની શગડીમાં કોલસા લઇ આવી. એ શગડીને ઓરડીમાં રાખીને તેનું દ્વાર બંધ કર્યું તથા તેણે કામસેનના શરીરને શેકવાનો પ્રારંભ કર્યો.

એટલામાં તેના પતિનો સ્વર સંભળાવાથી તે બહાર ગઇ. જગદેવ તથા તેની સાથેના સિપાહીઓ જમવાના છે, એવું તેના પતિએ તેને કહ્યું. અર્થાત હવે આ દરદીની સુશ્રુષા કરવી કે રસોઇ તૈયાર કરવી એ બાબતનો તેને વિચાર થઇ પડયો-તથાપિ પ્રાણસંકટમાં આવી પડેલા માણસને સહાય કરવી એ પોતાનુ કર્ત્તવ્ય છે એમ માનીને તેણે પ્રથમ તેની તરફ જ લક્ષ આપવાનો નિશ્ચય કર્યો.

પુનઃ તે ઓરડીમાં આવી અને કામસેનની સામે જોવા લાગી. આ વખતે તેનો શ્વાસોચ્છવાસ સારી રીતે શરૂ થયો હતો. તે હવે થોડા સમયમાં જ શુદ્ધિમાં આવશે એમ લાગવાથી આ બાઇને આનંદ થયો. કામસેનનું પેટ ઊંડું ઉતરી ગયા જેવું લાગતું હતું એટલે એને ભૂખ લાગી હશે, એવી કલ્પના કરીને એ માયાળુ સ્ત્રીએ ઘરમાં જઇ થોડું ગરમ દુધ લાવીને તેના મુખમાં ચમચાવતે રેડવા માંડયું. દુધના બે-ત્રણ ઘુંટડા પેટમાં જતાં જ કામસેનનો

શ્વાસોચ્છવાસ વિશેષ જોરથી શરૂ થયો અને તેનાં નેત્રો ફરકવા લાગ્યાં.

કામસેન પાણીમાં ડૂબ્યો હતો ખરો, પરંતુ તેના પેટમાં પાણી ગયું ન હતું. તેને પ્રવાસનો વિશેષ શ્રમ પડયો હતો અને તેમાં વળી તરવાનો શ્રમ કરવો પડયો હતો. ઘણો સમય પાણીમાં રહેવાથી તેનું અંગ અકડાઇ ગયું હતું. એ બધાં કારણોથી તેને પ્રબલ મૂર્છા આવી હતી. વળી શરીર ઉપરનું તંગ અંગરખું પાણીમાં ભીંજાવાથી શરીર સાથે ચોટી ગયું હતું. આ બધી અડચણો જેમ જેમ દૂર થતી ગઇ તેમ તેમ તે અધિકાધિક સાવધ થતો ચાલ્યો. ગરમ દુધ તેના પેટમાં જવાથી તેનામાં વિશેષ હૂશિયારી આવી અને તે આંખો ખોલીને આસપાસ જોવા લાગ્યો.

એ જોઇને ગ્રામાધિપતિની પત્નીને ઘણોજ આનંદ થયો. તે દયાળુ અંતઃકરણની સ્ત્રી હતી. અત્યારે જોકે આ માણુસનો પ્રાણ બચ્યો છે તો પણ થોડા સમયમાં જ તેને દેહાન્તશિક્ષા ભોગવવાનો પ્રસંગ આવશે એ તે જાણતી હતી. તો પણ તે ઉદાર અંતઃકરણની સ્ત્રીએ કામસેનને ધીમા સ્વરે કહ્યું: " છોકરા ! તું બ્હીશ નહિ. તું અત્યારે કેવી સ્થિતિમાં છે તેનો વિચાર કર. તારૂં મન શાંત બનાવ. મારા હાથે તને જેટલી મદદ થઇ શકે તેમ હશે તે હું અવશ્ય કરીશ. "

તેનું એ ભાષ્ણ સાંભળીને કામસેને કેવળ દષ્ટિથીજ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો. પુનઃ તે નેત્રો બંધ કરીને સ્વસ્થ પડયો રહ્યો. અત્યારે તે બરોબર સાવધ થઇ ગયો છે અને તેના મનમાં કશાક વિચારો ચાલ્યા કરે છે, એવું તેની મુદ્રા ઉપરથી પેલી હૂશિયાર સ્ત્રી સમજી શકી. થોડી વારે કામસેને પુનઃ નેત્રો ઉઘાડયાં.

એ જોઇને તે સ્ત્રી બોલીઃ " તરૂણ છોકરા ! તું હમણાં કયે

સ્થળે છે એ હજી તારા ધ્યાનમાં આવ્યું લાગતું નથી. એટલે તને હું જણાવું છું કે રાણીના અંગરક્ષક સૈનિકોએ તને નદીમાંથી ડૂબતો બચાવીને અહીં લાવીને રાખ્યો છે ! ”

“ હા, એ મને યાદ છે. ” કામસેન બોલ્યોઃ “ મને પેલા જગદેવે—”

“ હા, એ જગદેવેજ તને નદીમાંથી બહાર કાઢ્યો હતો, એમ તેના સિપાહીઓ કહેતા હતા. ” તે સ્ત્રીએ જવાબ આપ્યો.

“ એ પરથી હવે મને લાગે છે કે હું બરોબર શુદ્ધિમાં આવી ગયો છું. ” કામસેન બોલ્યોઃ “ પણ તે સિપાહીઓ—”

“ એ લોકો બહાર ઓશરીમાં ગપાં મારતા બેઠા છે. છોકરા ! તારા સંબંધમાં તેમના ઉદ્ગારો મારા કાને પડયા છે. તે યાદ કરતાં મારા શરીરમાં કમકમાં આવી જાય છે. ” આ વખતે પણ તે સ્ત્રી ખરેખર કમ્પતી જ હતી.

કામસેને કહ્યુંઃ “ બાઇ ! બ્હીશો નહિ, આજ સુધીમાં અનેક વાર મેં મૃત્યુની સાથે લડાઇ કરી છે. મને મરણની લેશ પણ બીતિ લાગતી નથી. હું અત્યારે સંપૂર્ણ શુદ્ધિમાં આવી ગયો છું અને મારૂં મન ઠેકાણે છે. હું રાજ્યદ્રોહી છું અને મને ફાંસીએ લટકાવવામાં આવશે કિંવા મારો શિરચ્છેદ કરવામાં આવશે, એવી વાતો તેઓ કરતા હોવા જોઇએ ! ”

“ હા, તેઓ એમ કહેતા હતા ખરા. પરંતુ હું પણ કાંઇ બ્હીકણ નથી. તારા બચાવને માટે—”

કામસેન બોલ્યોઃ “બાઇ ! તમે એક વાર મારો પ્રાણ બચાવ્યો છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો. પણ બાઇ ! મારો પ્રાણ બચાવતાં તમારો જીવ જોખમમાં ન નાખશો ! ”

પેલી સ્ત્રી ઉત્સાહપૂર્વક બોલી: "તમારા બચાવની એક યુક્તિ મારા મનમાં આવી છે. ઇશ્વરકૃપાથી એ યુક્તિ સિદ્ધ થવાનો સંભવ છે."

કામસેને પૂછ્યું: "પરંતુ બાઇ! પ્રથમ હું આપને પ્રશ્ન કરૂં છું કે એક સ્ત્રી અને બે તરૂણ સેવકો એમ બીજાં ત્રણ માણસો આ સિપાહીઓને હાથ લાગ્યાં છે કે નહિ?"

"હાથ લાગ્યાં હોય એમ દેખાતું નથી." તે સ્ત્રીએ જવાબ આપ્યો: "કારણ કે એ ત્રણ જણાં છટકી જવાને લીધે આ લોકો પોતપોતાના ઉપર તપી રહ્યા છે. એ બે નોકરોનું નામ તો સહદેવ અને નકુલ, ખરૂંને?"

"હા, એજ!" કામસેન આનંદપૂર્વક બોલ્યો: "ખરેખર, ઇશ્વરની કૃતિ વિચિત્ર છે. જ્યારે પાણીના વમળમાં હું સપડાઇને ડૂબવા લાગ્યો ત્યારે મને જણાયું હતું કે એ સ્ત્રી તો સામે કિનારે પહોંચી ગઇ છે. વળી સહદેવ અને નકુળ પણ સુખરૂપ કિનારે પહોંચી ગયા લાગે છે." આ શબ્દો બોલતાં આ ઉદાર અંતઃકરણના કામસેનને અત્યંત સંતોષ થયો હોય એમ તેની મુદ્રાપરથી સ્પષ્ટ દેખાતું હતું

સ્ત્રી બોલી: "છોકરા! બ્હીશ નહિ, ઉતાવળો થઇશ નહિ. હમણાં જ હું પાછી આવું છું. ત્યાં સુધી સ્વસ્થ પડયો રહેજે."

ગ્રામાધિપતિની સ્ત્રી ઓરડીમાંથી બહાર નિકળીને પરશાળમાં આવી. તે સ્થળે જગદેવ અને તેના સ્વારો આનંદપૂર્વક ગપ્પાં હાંકતા તેની દૃષ્ટિએ પડયા. તેણે પ્રથમ ઘરમાં જઇને એક મોટા થાળમાં ત્રણ–ચાર રોટલા અને એક તાંસળામાં દહીં લાવીને જગદેવ પાસે મૂકયું. ત્રણ તાંસળાં ખાલી લાવીને મૂક્યાં. ગ્રામાધિપતિએ

જગદેવને થોડું શિરામણ કરી લેવાનો આગ્રહ કર્યો. પેલી બાઈએ પણ જણાવ્યું કે " આ મનુષ્ય મરણ પામ્યો છે કે કેમ એની ખાત્રી થયા સિવાય રસોઇ કેવી રીતે થઇ શકે ? કેમકે રસોઈ કર્યા પછી, આ માણસ મરણ પામ્યો છે એવું નક્કી થાય તો બધી રસોઇ બગડે; એટલે એક વખત વૈદરાજ આવી ગયા પછી હું રસોઇ કરવા માંડીશ." એ પ્રમાણે પેલા સ્વારો સાંભળે તેમ તેણે પોતાના પતિને કહ્યું હતું. તે મકાનના દ્વાર પાસે ગઇ અને વૈદરાજ આવે છે કે કેમ તે જોવાને તેણે દૂર સુધી દૃષ્ટિ પહોંચાડી. પરંતુ વૈદરાજ નજરે પડયા નહિ. એટલે તે પુનઃ ઘરમાં ગઇ.

તે કામસેન પાસે આવીને બોલીઃ " છોકરા ! હું તારી સાથે આટલો બધો પરિચય દર્શાવું છું, એથી તારે મારાપર ગુસ્સો ન કરવો. હું જાણું છું કે તું કોઇ જાગીરદારના કુમાર જેવો છે. પરંતુ કોણ જાણે શાયે કારણથી તું મને મારા છોકરાઓના જેટલો જ વ્હાલો લાગે છે. મારે તારી જ ઉમરના બે છોકરા છે."

" મા ! " કામસેન બોલ્યોઃ " આજે તમે ખરેખર એક માતા કરતાં પણ મારી અધિક સુશ્રુષા કરી છે. મારી મા મને ન્હાનો મૂકીને મરણ પામી હતી. આજે ઘણાં વર્ષે મને માતાના વાત્સલ્યસુખનો અનુભવ થયો છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો. "

" હવે આપણે નિરર્થક વાતોમાં સમય ગૂમાવવો નહિ જોઇએ. વારૂ, પણ હવે તો તને સારૂં છેને ? "

" સારૂં છે ! અરે અત્યારે તો હું પૂર્ણપણે સાવધ બની ગયો છું. મારી પૂર્વની શક્તિ મારા અંગમાં કાયમ છે. વારૂ, પણ પલાયનનો કાંઇ ઉપાય ? " કામસેન બોલ્યો.

" હા છે, પણ આમ દરવાજા સામે દૃષ્ટિ ન કરીશ. પણે

ઓશરીમાં સ્વારો બેઠા છે. જો તેમને કોઇ પણ કારણથી—પણ રહે, મારા મનમાં એક કલ્પના આવી છે."

"શી કલ્પના આવી છે ? કહો જોઈ." કામસેને ત્વરિતપણે પૂછ્યું.

"પેલા સ્વારોને તો એમ જ લાગે છે કે તું જીવન્ત નથી." પેલી બાઈએ કહ્યું: "તેમણે અહીંના વૈદ્યને તથા પાંચ પંચને બોલાવેલ છે. તે લોકો થોડા સમયમાં જ આવી પહોંચશે. આપણે પંચની સાથે કશું પણ કર્ત્તવ્ય નથી. માત્ર આપણે વૈદ્યરાજના સંબંધમાં જ વિચાર કરવાનો છે." એટલું કહીને તે બાઇએ કામ. સેનને જલ્દીથી પરંતુ સ્પષ્ટપણે કેટલીક સૂચનાઓ કરી. તેણે એ સુ. ચનાઓ લક્ષપૂર્વક સાંભળી લીધી. એ બાઇની સુચનાઓ સાંભળ- વાથી કામસેનને આનંદ અને આશ્ચર્ય બન્ને થતાં હતાં અને એ બાઇના ચાતુર્યનું તે કૌતુક કરતો હતો.

એટલામાં તે સ્ત્રીની તપાસ કરતો ગ્રામાધિપતિ અંદર આવ્યો. તેણે વૈદ્યરાજ આવ્યાના વર્ત્તમાન તેને કહ્યા. એ વખતે તે સ્ત્રી દ્વાર પાસે ઊભેલી હોવાથી કામસેન ગ્રામાધિપતિની દૃષ્ટિએ પડયો નહિ. ગ્રામાધિપતિ ગયા પછી એ બાઇ ઓરડીમાં આવીને બોલીઃ "છોકરા ! સૂઇજા–બરોબર, આ હાથ આમ પડેલા રહેવા દે–હં અને આંખો અર્ધ મીંચેલી રાખ–મ્હોં સ્હેજ વાંકુ રાખ–શ્વાસો- ચ્છવાસ બહુજ ધીમેધીમે લે–ઠીક છે. હવે સાવધાની રાખજે અને પ્રસંગ આવે કાર્યસિદ્ધિ કરજે." એટલું કહીને તે ચાલી ગઇ.

તે આગલી ઓશરીમાં આવી ત્યારે વૈદ્યરાજ જગદેવ સાથે કાંઇ બોલતા હતા. તેમને ઉદ્દેશીને તે બોલીઃ "વૈદ્યરાજ ! હવે કાંઈ વિશેષ ઉતાવળ કરવાની જરૂર નથી. તેનો પ્રાણ ગયાને ઘણો

સમાન થયો હોય એમ લાગે છે, તેના હાથ પગ પણ ઠંડા પડી ગયા હોય એમ જણાય છે."

"તો પછી મારૂં કામ જલ્દી પૂરૂં થઇ જશે." વૈદ્યે કહ્યું: "હું બે-ત્રણ જરૂરી કામ પડતાં મૂકીને અહીં આવ્યો છું."

"પણ તે મરી ગયો છે એવો પૂરાવો આપ ક્યારે આપશો?" જગદેવે પૂછ્યું.

"જો તે ખરેખર મરણ જ પામ્યો હશે તો તેનો પૂરાવો લખી આપવામાં કાંઇ વિશેષ સમય લાગવાનો નથી. પણ એક વખત હું તેને તપાસી જોઉં. એટલે મારી ખાત્રી થાય." એમ કહીને જ્યાં કામસેનને રાખવામાં આવ્યો હતો તે ઓરડી તરફ વૈદ્યરાજ ગયા.

## પ્રકરણ ૨૩ મું.

### વૈદ્યરાજ અશ્વનીકુમાર.

વૈદ્યરાજ અશ્વનીકુમારનું વય કાંઇ વિશેષ ન હતું. માત્ર પચીશેક વર્ષનું હશે. તે શરીરે પાતળા પરંતુ બાંધે મજબૂત હતા અને તેમની ઉંચાઇ મધ્યમસરની હતી. તથાપિ તે જે વિચિત્ર પોષાક ધારણ કરતા હતા તે ઉપરથી તેમનો દેખાવ વિલક્ષણ લાગતો હતો. તે મસ્તક ઉપર ગોળ રેશમી ચક્રી પાઘડી નાખતા હતા. તેમની એ પાઘડી સમળીના માળા કરતાં ન્હાની ન હતી. પોતાના શરીર પર ઠેઠ પગના ઘુંટણ સુધી પહોંચે એટલું લાંબુ અંગરખું પહેરતા હોવાથી

બીજાં તમામ કપડાં એ અંગરખા નીચે ઢંકાઈ જતાં હતાં; અને ખેશને બદલે આજે સ્હેજ ઠંડી હોવાથી લાલ રંગની કાશ્મીરી શાલ ખેશની માફક વિંટાળી હતી. તેમના પોશાકમાં ટાપટીપ બિલકુલ ન હતી. પાઘડીના એક-બે છેડા છૂટી ગયા હતા અને ગળામાં નાખેલી શાલનો એક છેડો પાછળ જમીન સુધી લંબાઈને સાવરણીનું કામ સારતો હતો. તેનો પોશાક જો કે આવો ગામડીયાના જેવો હતો તો પણ તેનો ચ્હેરો ગંભીર અને પ્રતિભાશાળી દેખાતો હતો. આ વૈદ્ય આ ગામમાં થોડા સમયથીજ આવેલો હતો. એથી ગામમાં તેને લોકો સાથે વિશેષ પરિચય થયો ન હતો. તથાપિ તેના વિચિત્ર પોશાક પરથી તે સર્વ લોકોમાં ચર્ચાનો વિષય થઇ પડયો હતો.

એવા પ્રકારના બાહ્ય સ્વરૂપવાળો વૈદ્ય કામસેનની ઓરડીમાં દાખલ થયો. અંદર જતાં જ તેણે હમેશના રીવાજ મુજબ પોતાની પાઘડી અને શાલ કાઢીને એક ખીટીએ મૂકયાં; અને પછી તે દરદી તરફ જોવા લાગ્યો.

તે દરદીની તપાસ કરતો સ્વગત બોલવા લાગ્યો: "તમામ બાહ્ય લક્ષણો ખરાબ દેખાય છે ખરાં; તો પણ આનો પ્રાણ ગયો હોય એવી મારી ખાત્રી થતી નથી. નાડીના ધબકારા આટલા સરખા પ્રમાણમાં થવા છતાંયે આ મનુષ્યને આમ બેશુદ્ધ અવસ્થામાં પડેલો જોઇને મને આશ્ચર્ય થાય છે." તેણે કામસેનની છાતી, હૃદય વગેરે તપાસવા માંડયાં. તે પુનઃ બોલ્યો: "કદાચિત તેના મસ્તકમાં રક્તસંચય થયો હશે અને એથી તેને મૂર્ચ્છા આવી હશે. તેના શરીરમાંથી થોડું રક્ત કાઢી નાખવામાં આવે તો તે એકદમ શુદ્ધિમાં આવી જાય."

એમ બોલીને તેણે પોતાનો વાટવો ખોલ્યો, અને તેમાંથી એક

તિક્ષ્ણ ધારનું નસ્તર બહાર કાઢયું. વૈદ્યનું આ કાર્ય ચાલતું હતું એવામાં આંખ બંધ કરીને ખોલીએ તે કરતાં પણ ઓછા સમયમાં, અથવા તો વિજળીનો ચમકારો થાય એટલા અવકાશમાં કામસેન ઉઠીને બેઠા થયો. એ જોઇને વૈદ્ય આશ્ચર્યચકિત થાય તે પહેલાં જ તેણે વૈદ્યનો હડીયો પકડયો.

કામસેને અત્યંત ધીમા પરંતુ તિક્ષ્ણ સ્વરે વૈદ્યને કહ્યું: "અહો વૈદ્યરાજ ! મ્હોંમાંથી શબ્દ કાઢશો તો શબ્દ નિકળતાંની સાથેજ આપનો પ્રાણ પણ નિકળશે. મારી જગ્યાએ આ પથારીમાં સુઇ જાઓ." વૈદ્ય ખરેખરો ગભરાઇ ગયો હતો. એટલે કામસેનના ફરમાન મુજબ તે પથારીમાં લાંબો થઇને પડયો. તેના મનની ખાત્રી થઇ ચુકી હતી કે જો આ માણસ સ્હેજ જોરથી પોતાનો હડીયો દબાવે તો પ્રાણુને નિકળી પડતાં વાર લાગે તેમ નથી.

અશ્વનીકુમાર દયામણે ચ્હેરે કામસેનના ચ્હેરા સામે જોઇ રહ્યો હતો. કામસેને તેને કહ્યું: "હું હવે તમારા ગળા ઉપરનું દબાણ થોડું ઓછું કરૂં છું. પણ સ્મરણમાં રાખજો કે જો તમે બૂમ પાડ• વાનો પ્રયત્ન કરશો તો તમારો પ્રાણ લેવામાં હું એક ક્ષણનો પણ વિલંબ કરનાર નથી. મેં મારો એક હાથ લઇ લીધો છે, તો પણ બીજો હાથ તો અહીંજ છે. આ એક હાથથી પણ આ સ્થળે જોરપૂર્વક દાબવામાં આવે તો તેનું પરિણામ શું આવે તે આપના જેવા વૈદ્યરાજને સમજાવવું પડે તેમ નથી."

કામસેન બોલતો સ્હેજ અટકી ગયો, કેમકે વૈદ્ય પોતાની તરફ દીન મુદ્રાથી જૂએ છે એમ તેને લાગ્યું. વૈદ્યના હોઠ કિંચિત્ હાલતા હતા અને પોતે કશી પણ ગડબડ કરશે નહિ એવું કહેવાની વૈદ્યના મનમાં ઇચ્છા છે એમ દેખાતું હતું. તથાપિ તેને બોલવા દેવો તે

કામસેનને ઇષ્ટ લાગ્યું નહિ. કારણ કે કદાચ તેને બોલવાની તક આપવામાં આવે અને તે માત્ર એકજ બૂમ મોટેથી પાડે તો તે બૂમ સાંભળતાં પોતાના શત્રુઓ દોડી આવીને તેજ પળે પોતાનો પ્રાણ લે એવી કામસેનને ભીતિ હતી. એટલે તેણે નજીકમાં પડેલાં પોતાનાં વસ્ત્રોમાંથી એક વસ્ત્ર લઇને તેને એક છેડેથી ધીમે ધીમે વૈદ્યના મ્હોંમાં ખોસવા માંડયું. વૈદ્યનું મ્હોં ભરાઇ ગયું એટલે એક લાંબી ચીંદરડી ફાડીને તે વૈદ્યના મુખની આસપાસ જોરથી કસકસાવીને બાંધી દીધી.

વૈદ્યથી બૂમ પાડી શકાય તેમ નહિ હોવાથી તેના ગળા પર હાથ રાખવાની જરૂર રહી ન હતી. એટલે પેલી પટી કસકસાવીને બાંધતાં કામસેને પોતાના બન્ને હાથનો ઉપયોગ કર્યો હતો. તથાપિ તે વખતે બે પગના ઢીંચણ નીચે વૈદ્યના બન્ને હાથ દબાવી રાખ્યા હતા. એટલું થયા પછી પુનઃ તેને ધમકી આપતો કામસેન બોલ્યોઃ “ હું અત્યારે કેવી સ્થિતિમાં છું એ તો તમારા ધ્યાનમાં આવ્યું જ હશે. હું પણ હવે તો જીવ ઉપર આવ્યો છું. જો તમે સ્હેજ પણ ધમપછાડ કરી તો હું તમારો અવશ્ય પ્રાણ લઇશ. કેમકે તે સિવાય બીજો ઉપાય જ નથી. ”

કામસેને વૈદ્યના હાથમાંથી પડી ગયેલું તિક્ષ્ણ ધારવાળું નસ્તર ઉચકી લીધું. એ નસ્તર વૈદ્યના ગળા પાસે રાખીને–માત્ર ક્ષણાર્ધમાંજ વૈદ્યનો પ્રાણ લેવાનું સાધન સજ્જ કરીને તેણે વૈદ્યને ઉઠવાનો હુકમ કર્યો. કારણ કે કામસેનને તે વૈદ્યનાં કપડાંની જરૂર હતી. તેણે વૈદ્યનું અંગરખું અને ધોતીયું કઢાવ્યું. ત્યારબાદ પોતાના ફેંટાવડે તેણે વૈદ્યને એવી રીતે બાંધી લીધો કે તે બીજાની મદદ સિવાય અથવા તો પુષ્કળ સમય સુધી પ્રયત્ન કર્યા સિવાય મુક્તતા મેળવી શકે નહિ.

પ્રસ્તુત કાર્ય કરવામાં બિલકુલ વિલંબ લાગ્યો ન હતો. આ સર્વ ઉદ્યોગ તેણે એટલી હુશિયારી, ચપળતા અને ધૈર્યપૂર્વક સિદ્ધ કર્યો હતો કે તે કાર્ય ચાલતું હતું તે દરમિયાન વૈદ્યને એકાદા શબ્દનો ઉચ્ચાર કરવાની કિંવા થોડીક હીલચાલ કરવાની પણ ફુરસદ મળી ન હતી. વળી વૈદ્યરાજ સ્વભાવે અત્યંત બ્હીકણ હતા. તેમની ખાત્રી થઇ ચૂકી હતી કે પોતે જો સ્હેજ પણ ગડબડ કરશે તો આ જીવ ઉપર ઉદાર બનેલો તરૂણ પોતાનું ગળું દાબીને અથવા તો ગળાની આસપાસ નસ્તર ફેરવીને આપેલી ધમકીને ખરી કરવામાં બિલકુલ સંકોચ દર્શાવશે નહિ.

વૈદ્યરાજને કસકસાવીને બાંધ્યા પછી કામસેને તેમનો પોશાક ધારણ કરી લીધો, હવે તે રાજદ્રોહી સરદાર કામસેનને બદલે આબેહૂબ વૈદ્ય અશ્વનીકુમારના જેવો દેખાવા લાગ્યો. તેનો પાતળો બાંધો અને ઉંચાઇ વૈદ્યના જેટલાં જ હતાં. વળી વૈદ્યનો પોશાક પણ તેને બરોબર બંધ બેસતો થઇ ગયો હતો. હવે એક વખત છેવટનો પ્રયત્ન કરીને આ આફતમાંથી મુક્ત થવાના ઇરાદાથી તે ઓરડીમાંથી બહાર પડ્યો. પરંતુ બહાર નિકળ્યા પહેલાં એક વખત તેણે વૈદ્યનો બંધ તપાસી જોયો અને કોઇપણ માણસ આવીને તેને છોડે તે સિવાય તે મુક્ત થાય એમ નથી એવી પોતાની ખાત્રી કરી લીધી. પછી તેણે વૈદ્યને કહ્યું: "વૈદ્યરાજ! આપની સાથે આવું વર્તન ચલાવવા માટે મને ઘણોજ ખેદ થાય છે, પણ હું શું કરૂં? અત્યારે મારી સ્થિતિ એવી છે કે આ પ્રમાણે કર્યા સિવાય બીજો ઉપાય જ નથી. અત્યારે મારી પાસે એક પાઇ સરખી પણ નથી. જે કાંઇ હતું તે પેલા સ્વારોએ લૂંટી લીધું છે. તો પણ હું તમને વચન આપું છે કે આ સ્થિતિમાંથી મારૂં રક્ષણ થશે અને મારો

સારો દિવસ આવશે તો આજે તમને આપેલા શ્રમનો બદલો હું ઉદારતાપૂર્વક વાળી આપીશ.!"

તે ઓરડીનું દ્વાર બંધ કરીને બહાર આવ્યો એટલે તેને ગ્રામાધિપતિની સ્ત્રી મળી. તે દરવાજાની આડે રહીને ત્યાંથી કામસેનનું તમામ ચરિત્ર નિહાળતી હતી, અને તે સાથે બહારથી કોઇ આવી ન ચડે એ બાબતની તપાસ પણ રાખતી હતી. તે બોલીઃ "વાહ! ખૂબ કરી? તું બરોબર વૈદ્યરાજના જેવો જ દેખાય છે. હવે લેશ પણ ભય રાખ્યા સિવાય એકદમ અહીંથી ચાલતો થઇ જા. આ શાલવડે તારૂં મ્હોં ઢાંકી દે, અને પાઘડી જરીક કપાળ તરફ ઢળતી રાખ, એટલે કપાળનો કેટલોક ભાગ ઢંકાઇ જાય. વળી તું પેલા સ્વારોની દૃષ્ટિએ ન પડે એવો ઉપાય હું કરૂં છું. હું પ્રથમ બહાર જાઉં છું અને આ ભીનું કપડું છે તે ખીંટીએ સૂકવવાનો દેખાવ કરૂં છું. હું મોટેથી કશો અવાજ કરૂં એટલે મારો અવાજ સાંભળતાં તું બહાર નિકળજે અને આગળ પાછળ દૃષ્ટિ કર્યા સિવાય નિઃસંકોચપણે બહાર ચાલ્યો જજે."

તે સ્ત્રી બહાર ગઇ. ચાર-પાંચ પળ થઇ નહિ હોય ત્યાં તે કોઇ ચાકરને હાકલ કરતી હોય એમ કામસેનના સાંભળવામાં આવ્યું. એ વખતે તે ચતુર સ્ત્રીએ એક ભીનું કપડું લઇને તેનો એક છેડો ખીંટીએ બાંધી બીજો પોતાના હાથમાં રાખ્યો હતો અને તે બીજો છેડો બીજી ખીંટીએ બાંધવાનો તેનો ઇરાદો હોય એવો તેણે ડોળ કર્યો હતો. એથી ત્યાં બેઠેલા સ્વારોના આડો તેણે પડદો ધર્યો હોય એવું થઇ રહ્યું હતું. તેનું મુખ સ્વારો તરફ હતું અને જે બાજુએ થઇને કામસેન જનાર હતો એ તરફ પીઠ હતી. પાછળથી પોતાના ઉપર શંકા ન આવે તે માટે તેણે આ સાવચેતી રાખી હતી. કામ-

સેન ઘરમાંથી ઓશરીમાં આવીને સીધો આંગણા તરફ ચાલ્યો. તે આગળ નિકળી ગયા બાદ તેના અંગરખાનો કેટલોક ભાગ જગદેવની દૃષ્ટિએ પડવાથી તે બોલ્યોઃ "કોણ વૈદ્યરાજ? અરે વૈદ્યરાજ! અહીં આવો. આમ એકદમ ક્યાં ચાલ્યા?"

જગદેવના આ શબ્દો સાંભળતાં પેલી સ્ત્રીએ ખીંટીએથી લૂંગડું છોડીને હાથમાં લીધું અને તે આગળ જઇને બોલીઃ અરે વૈદ્યરાજ! જમાદાર સાહેબ આપને બોલાવે છે? શું કહ્યું? કાંઇ ભૂલી ગયા છો? વારૂ-વારૂ!"

"વૈદ્યરાજ એમ ઉતાવળા કેમ ચાલ્યા ગયા?" જગદેવે તે સ્ત્રીને પ્રશ્ન કર્યો.

"કશીક વસ્તુ ભૂલી ગયા હોય એમ દેખાય છે. અમુક વિસરી ગયો છું તે લઇ આવું છું, એમ તેમણે કહ્યું ખરૂં!" પેલી સ્ત્રીએ જવાબ આપ્યો.

"તો પણ તે અમને કેમ ન કહેતા ગયા? તમારા આ વૈદ્ય પણ મોટા ચમત્કારિક માણસ દેખાય છે." જગદેવ સ્હેજ ગુસ્સા પૂર્વક બોલ્યો.

"હા, વૈદ્યરાજ સ્વભાવે ધૂની છે." ગ્રામાધિપતિની સ્ત્રી બોલીઃ "પણ તે પોતાના ધંધામાં અત્યંત કુશળ છે. તેઓ હમણાં જ પાછા આવશે. હું ધારૂં છું કે હવે રસોઇ કરવામાં હરકત નથી. કેમકે પેલો દરદી મરણ પામેલો હોય એમ લાગતું નથી. જો મરણ પામ્યો હોત તો વૈદ્યરાજે તુરત જ પોતાનો અભિપ્રાય દર્શાવી દીધો હોત." એટલું કહી, પેલું ભીનું કપડું ખીંટીએ ટાંગીને તે ઓરડામાં ચાલી ગઇ.

* * * * *

હવે આપણે જગદેવને ગ્રામાધિપતિને ત્યાં રાખીને કામસેનની સાથે સાથે જઇએ. ઝપાઝપ પગલાં ભરતો તે ગામના મધ્યવસતિના ભાગમાં આવ્યો. રસ્તાની બન્ને બાજુએ આવેલાં વૃક્ષોની પેલી મેર ઝુપડાંઓમાં રહેતા ખેડુતો તેને જોઇને તેને માટે જે ઉદ્‌ગારો કાઢતા હતા તે કામસેનના સાંભળવામાં આવતા હતા. ગામ ન્હાનું હોવાથી કોઇ રાજ્યદ્રોહી સરદાર નદીમાં ડૂબીને મરી ગયાના તથા તેના પ્રેતને ગામમાં લાવ્યાના સમાચાર આખા ગામમાં પ્રસરી રહ્યા હતા; અને વૈદ્યરાજ ત્યાં ગયા હતા એમ પણ ગામના લોકોના જાણવામાં આવ્યું હતું. કેટલાક લોકો મૂએલા સરદારનું વર્ણન કરતા હતા, કોઇ જગદેવની તારીફ કરતા હતા, તો કોઇ વૈદ્યરાજના સામર્થ્યની પ્રશંસા કરતા હતા. કામસેને આ વખતે પોતાના મુખને શાલથી ઢાંકયું હતું અને તે મોટા ઝપાટાથી ગ્રામાધિપતિની સૂચના મુજબ વૈદ્યરાજનું ઘર જે દિશાએ આવ્યું હતું તે દિશા તરફ ચાલતો હતો. તેના અંગ ઉપરના વિચિત્ર વેશને લીધે તેના સંબંધમાં કોઇને પણ શંકા આવી ન હતી.

તે થોડોક આગળ ગયો એટલે એક સાઠ વર્ષની વૃદ્ધા અને જર્જરિત બનેલી સ્ત્રી તેની દૃષ્ટિએ પડી. તેની અને આપણા કથાનાયકની દૃષ્ટાદૃષ્ટ થતા તે બાઇએ હાકલ મારી: "અહો વૈદ્યરાજ! હું આપને એક જ વાત પૂછું છું. તેનો જવાબ આપીને પછી આગળ વધો!"

આવી રીતે સમક્ષ આવેલી આ વૃદ્ધા પાસેથી છટકી જવું એ કામસેનને ઠીક લાગ્યું નહિ. કારણ કે આજુબાજુના લોકોનું લક્ષ તેના તરફ હતું. તેથી જો તે એ પ્રમાણે જવાબ આપ્યા સિવાય ચાલ્યો જાય તો તેનું એ વર્ત્તન લોકોને ચમત્કારિક અને વિચિત્ર

લાગે અને એથી કદાચિત પોતાના માટે તેમના મનમાં શંકા પણ આવે. એવી કલ્પના ક્ષણ માત્રમાં જ કામસેનના મનમાં આવી ચૂકી હતી. તેથી તે ઊભો રહ્યો. પોતાના મ્હોં આડી શાલ રાખીને તથા અવાજને ઘોઘરો બનાવીને તે બોલ્યો: "શું કહે છે, બાઇ?"

ડોશી બોલી: "પણે પેલા વડના ઝાડની જમણી બાજુએ જે ઘર છે તેમાં એક બાઇ રહે છે. તે ઘર અત્યંત જૂનું છે. સો વર્ષનું હશે કે બસો વર્ષનું તેની કશી—"

કામસેન વચ્ચે બોલ્યો: "અહો, બાઇ! અત્યારે એવી વાત સાંભળવા માટે મને ફુરસદ નથી. તારે જે કહેવું હોય તે તું ટુંકામાં કહીશ તો હું સાંભળીશ."

ડોશી બોલી: "હું તો મારા ન્હાનકાના દરદના સંબંધમાં પૂછતી હતી. પણ ખરે, તમને ઘણોજ ત્રાસ પડયો લાગે છે. કહે છે કે પેલો તરૂણ સરદાર ગોરો અને દેખાવડો—"

"વારૂ વારૂ, એ સંબંધમાં તું મારે ઘેર આવીને પૂછજે." વૈદ્યે ટુંકેથી પતાવ્યું.

તે આગળ ચાલવા લાગ્યો, પણ ડોસીએ તેને રોક્યો. તે બોલી: "વૈદ્યરાજ! એમ ઉતાવળ ન કરો. માત્ર એટલું કહો કે જે ઔષધ લાવ્યા છીએ તે ખાવાનું છે કે ચોપડવાનું છે."

"તે ઉપર ચોપડવાનું છે, ખાવાનું નથી." વૈદ્યરાજે વિના વિલંબે ઉત્તર આપ્યો. કારણ કે અશ્વનીકુમારે આપેલું ઔષધ કદાચ વિષારી હોય તો પણ તેને ઉપર ચોપડવામાં વાંધો નહિ એવો કામસેને વિચાર કર્યો હતો.

ડોશીએ પુનઃ પૂછયું: "બીજા ઔષધનું શું કરવાનું છે?"

કામસેને જવાબ આપ્યો: "અત્યારે મને સમય નથી. હું

હમણાં જ પાછો આવું છું, ત્યાંસુધી એ છોકરાને કશું ઔષધ આપશો નહિ."

"છોકરો !" ડોશી આશ્ચર્યપુર્વક બોલીઃ "છોકરો શાનો ? વૈદ્યરાજ આમ દિવાના જેવા કેમ બની ગયા છો ? મારા ધણીનું નામ ન્હાનકો છે એ પણ ભૂલી ગયા કે શું ?" એમ કહીને તે ડોશી ખડખડાટ હસી પડી.

તેનું એ હાસ્ય સાંભળીને આસપાસના લોકો તેની સામે જોવા લાગ્યા. એ ધ્યાનમાં આવતાં જ કામસેન ત્યાંથી ગચ્છન્તિ થઇ ગયો. તથાપિ એ ડોશીના નીચેના ટીકાત્મક શબ્દો તેના કાને પડયાઃ "ગ્રામાધિપતિને ત્યાં જે માણસનું પ્રેત લાવ્યા છે તે પ્રેત જોઇને વૈદ્યરાજનું ફટકયું હોય એમ લાગે છે. આજે તેમનું મગજ ઠેકાણે નથી."

થોડી વારે કામસેન ગામના વસતિના ભાગને પાછળ મૂકીને ખુલ્લી જગ્યામાં આવ્યો, એટલે તેને શાંતિ થઇ. કારણ કે ગામમાંથી આવતી વખતે દરેક માણસની દૃષ્ટિ તેની તરફ લાગી હતી. એથી પોતાનો ઢોંગ કયારે બહાર પડશે અને ક્યારે ફજેતી થશે એ કાંઇ નક્કી ન હતું; અને તે કારણથી તેનો જીવ પણ ઉપર–નીચે થતો હતો. હવે પોતે શું કરવું ? ઇન્દિરાવતી કયે સ્થળે મળશે ? પોતાના વિશ્વાસુ સેવકો ક્યાં હશે ? તેમની માહિતી પોતાને કેવી રીતે મળી શકશે ? પોતાને માટે તેમને કેટલી ચિંતા થતી હશે ? એવા અનેક પ્રશ્નો તેના મનમાં એક પછી એક આવતા હતા. અત્યારે કામસેન એટલો બધો ગભરાઇ ગયો હતો, તેનું ધૈર્ય એટલું બધું ઘટીધું ગયું હતું અને એટલું દુઃખ થતું હતું કે આજ સુધીના તેના કષ્ટમય જીવનમાં આવી સ્થિતી કદી પણ થઇ ન હતી. તેના

મનમાં એક વાત એક સરખી રીતે ઘોળાયા કરતી હતી. તે એ કે એક વખત આ ગામમાંથી બહાર પડવું અને એકાંત મળતાં વૈદ્યના વેશનો ત્યાગ કરવો ! પણ એ કાર્ય સિદ્ધ કેવી રીતે કરવું ?

છેવટે તેણે વિચાર કર્યો કે અહીંથી નદી તરફ જતો રસ્તો પકડવો. જો ઇન્દિરાવતી અને તેના સેવકોનો ભેટો થવાનો હશે તો એ નદી ઉપર થશે, અથવા તેમનો પત્તો પણ લાગશે. એવા વિચારથી તે નદી તરફ જતા રસ્તે આગળ જવા લાગ્યો.

## પ્રકરણ ૨૪ મું.

### આમંત્રણ.

તે થોડાક આગળ ગયો અને પછી તેણે ચોતરફ દૃષ્ટિ કરી. રહવારે જે જગ્યાએથી ઉતરીને પોતે આ નદી તરફ આવ્યો હતો અને જ્યાં પોતાના સેવકોની સૂચના પોતાના કાનપર આવી હતી તે જગ્યા તેની દૃષ્ટિએ પડી. એ જગ્યા જોતાં આટલામાં જ કયાંય પણ પોતાની પ્રિયા અને પોતાના ઇમાની સેવકોનો પત્તો લાગશે એમ માનીને તે ત્વરાથી ચાલવા લાગ્યો. રાજમાર્ગ પર જવાને બદલે જ્યાં માણસોનો અવરજવર ઓછો હોય એવા રસ્તા પર જવું સારૂં એમ વિચારીને તે રસ્તાની બાજુએ ઉતરીને એક પગથી પર ચાલવા લાગ્યો. એમ કરતાં તે નદીને કિનારે આવી પહોંચ્યો. ત્યાં બેસીને થોડી વિશ્રાંતિ લેવાનો વિચાર કરીને નદી કાંઠે એક પ્રશસ્ત શીલાપર જઇને તે બેઠો. ત્યાં બેઠાને

વધુ સમય થયો નહિ હોય, એટલામાં પાછળથી કોઇનાં પગલાંનો અવાજ કર્ણગોચર થયો. પોતાને જોઇને પોતાની પ્રિયા તથા સેવકો તો અહીં આવ્યા નહિ હોય, એવી શંકા તેના મનમાં આવી અને તે ઉત્સુકતાથી પાછળ જોવા લાગ્યો. પણ તે નિરાશ થયો! પોતાની પ્રિયા અને સેવકોને બદલે તદ્દન અપરિચિત એવા બે માણસો તેની દૃષ્ટિએ પડયા.

તેમાંનો એક કણબી હોવો જોઇએ, એમ તેના શરીરપરનાં વસ્ત્ર ઉપરથી કલ્પના થઇ શકતી હતી. તેનું શરીર કદાવર હતું અને તે ગડદીયા જેવો હતો. બીજા મનુષ્યનાં વસ્ત્રો પેલા કણબીનાં વસ્ત્રો કરતાં સારાં હતાં. તથાપિ તે કાંઇ મોટો શ્રીમંત હોય એમ લાગતું ન હતું.

આ અજાણ્યા માણસોને જોઇને કામસેન ચમકયો. તે ઊભો થઇ ગયો અને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. આ બાજુએ પેલા બે અજાણ્યા ગૃહસ્થો પણ તેને જોઇને તેની પાસે આવીને ઊભા રહ્યા.

તે બેમાંથી જેણે સારાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં તે કામસેન પાસે ઊભો રહી, નમન કરીને બોલ્યોઃ "મને લાગે છે કે જેમને વૈદ્યરાજ અશ્વનીકુમાર કહે છે તે આપ પોતે જ!"

જાણે પોતાની ચોક્કસ ખાત્રી થઇ ચૂકી હોય એવા સ્વરે પેલો કણબી બોલી ઉઠયોઃ "અરે આ પોતેજ વૈદ્યરાજ છે. મારી ચોક્કસ ખાત્રી છે."

કામસેન બોલ્યોઃ "વારુ, તમે આ ગામમાં જ જતા હો એમ લાગે છે. ભલે, તમે જાઓ, હું તમારી પાછળ આવું છું."

સારા વસ્ત્રવાળો માણસ કણબીને ઉદ્દેશીને બોલ્યો: " મેં જો કે આમને કદી પણ જોયા ન હતા, તો પણ એકદમ ઓળખી લીધા ને ?"

" અને મેં પણ કે દા'ડે જોયા હતા ?" કણબી બોલ્યો: " તેમ છતાંયે મને પણ ઓળખતાં કાંઇ વાર લાગી ? અરે આ વૈદ્યરાજની લીલી પાઘડીને જોતાંજ રસ્તે જતો ચોર પણ તેમને ઓળખી લે ! "

તેમના આ ભાષણ ઉપરથી કામસેન એટલું તો સમજી શકયો કે આ લોકોએ અશ્વકુમાર કાળો છે કે ગોરો તે કદી નજરે જોયેલ નથી. એટલે પોતે વૈદ્ય છે એમ જાહેર કરવામાં કશો વાંધો આવે તેમ નથી, એવો વિચાર કરીને તે બોલ્યો: "ભાઈઓ! તમારે શું કહેવું છે ?"

બીજા ગૃહસ્થે જવાબ આપ્યો: "વૈદ્યવર્ય ! અમે આપને બોલાવવાને માટે આવ્યા છીએ."

કણબી બોલ્યો: " માટે વૈદ્યરાજ ! તમે અમારી સાથે ચાલો."

કામસેન નિશ્ચયપૂર્વક બોલ્યો; "બાપુ! અત્યારે મને વખત નથી. તમે પાછા જાઓ. ખાસ જરૂર હોય તો સ્હાંજે મારી પાસે આવજો."

" અરે વૈદ્યરાજ ! ના શા માટે કહો છો ?" બીજો ગૃહસ્થ બોલ્યો: "તમે ત્યાં આવશો તો તમને નુકસાન જાય તેમ નથી. બે પૈસાની પ્રાપ્તી પણ થશે !"

કામસેન સ્હેજ ગુસ્સાપૂર્વક બોલ્યો: " હું દ્રવ્યની બિલકુલ દરકાર કરતો નથી. મેં એક વખત કહ્યું કે હું નથી આવવાનો ! પછી તમારે આગ્રહ શા માટે કરવો ? મારે અહીં ઘણું કામ છે."

બીજો ગૃહસ્થ બોલ્યોઃ "આપના જેવા વિદ્વાન્ વૈદ્ય જો રોગી પાસે આવવાની આનાકાની કરે તો પછી આપના જ્ઞાનથી લોકોને લાભ શો? વળી લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જનાર વૈદ્ય તો મારા જન્મારામાં મેં આજે જ જોયો."

"બાપુ! મને તમે નકામા સતાવો છો." કામસેન ત્રાસિક સ્વરે બોલ્યોઃ "મેં તમને હમણાંજ કહ્યું કે મારે બીજે સ્થળે જવાનું છે."

બીજો ગૃહસ્થ જરી નમ્રતાથી બોલ્યોઃ "અહો વૈદ્યરાજ! આપને પુષ્કળ કામ હશે. હું કાંઇ ના પાડતો નથી. પણ પ્રસંગ જોવો જોઇએ. આપને બીજા અનેક રોગીઓને તપાસવાના હશે, અમે કાંઇ ના કહેતા નથી પણ તેમની પાસે આપ જરા મોડા જશો તો ચાલશે. અમારૂં કામ અત્યંત જરૂરનું છે."

"ભલે ત્યારે તમે અહીં રોકાઓ. હું હમણાંજ એક દરદીને જોઇને અહીં આવું છું." કામસેને છટકવાની યુક્તિ શોધી.

પેલો લટ્ઠેશ્વર કણબી બોલ્યોઃ "વૈદ્યરાજ! એવી લટપટ ચાલવાની નથી. તમારે અમારી સાથે આવવુંજ જોઇશે." એમ કહીને તેણે એકદમ હાથ પકડ્યો.

કામસેન એકાદા સનાતક બ્રાહ્મણના જેવો દંભ કરતો બોલ્યોઃ "અરે ગર્ધભપુત્ર! મારો સ્પર્શ કેમ કર્યો? હવે મારે પુનઃ સ્નાન કરવું પડશે!"

કણબી મોટેથી હસતો બોલ્યોઃ "સમજ્યો—સમજ્યો! આપને પુનઃ સ્નાન કરવું પડે તે માટે ના પાડતા હતા? પણ હવે તેનું શું છે? વારૂ, હવે મૂંગા મૂંગા અમારી સાથે ચાલો. નહિતો તમને જોરજબરીથી લઈ જવા પડશે."

બીજો ગૃહસ્થ બોલ્યો: " અહો વૈદ્યવર્ય ! આપને અમારી સાથે લઇ આવવા એવો અમારા સરદારનો સખ્ત હુકમ છે. અમે જો આપને લીધા સિવાય પાછા જઇએ તો સરદાર સાહેબ અમારા ઉપર ઘણાજ ગુસ્સે થાય. એટલે તેમના ગુસ્સા કરતાં આ-પનો ગુસ્સો સહન કરવાને અમે તૈયાર છીએ. માટે તમે સરલતાથી આવો તો સારૂં; નહિ તો અમે તમને ઉપાડીને પણ લઇ ગયા સિવાય રહેનાર નથી."

હવે વિશેષ આનાકાથી નહિ કરતાં આ લોકોની સાથે જવામાં જ ડહાપણ છે, એવો કામસેને વિચાર કર્યો. પોતાના નસીબમાં જે માંડયું હોય તે ભોગવવું એવો વિચાર કરીને તેણે આ લોકોની સાથે જવાનું કબૂલ કર્યું. સારાં કપડાંવાળો ગૃહસ્થ આગળ, કામસેન વચ્ચે અને કણબી પાછળ એમ તેઓ ચાલવા લાગ્યા.

થોડુંક ચાલ્યા પછી કામસેન બોલ્યો: " પરંતુ તમે મને લઇ જાઓ છો કયાં એ મારે જાણવું જોઇએ ના ?"

" જૂઓ પેલા સામે ટેકરા ઉપર કિલ્લો દેખાય છે ત્યાં !" કણબીએ જવાબ આપ્યો.

જાણે એ કિલ્લાની પોતાને માહિતી હોય એમ દર્શાવતો કામસેન બોલ્યો: "અહો એ કિલ્લામાં જવું છે ? ત્યાં કોણ માંદું છે ?"

" કોણ માંદું છે અને શો મંદવાડ છે એ કહેવાનો અમને હુકમ નથી." કણબીએ જવાબ આપ્યો: " તમે ત્યાં આવશો એટલે બધું સમજાશે. એટલું માત્ર ખરૂં કે તમને ત્યાં સારી પ્રાપ્તી થાય તેમ છે."

એવી રીતે ઝપાટાબંધ પગ ઉપાડતા તેઓ કેટલેક દૂર ગયા પછી કામસેન પુનઃ બોલ્યો: " જરી ઉભા રહો !"

આગળ ચાલતો ગૃહસ્થ ઉભો રહ્યો અને પાછળ ફરીને બોલ્યો: "કેમ શું છે ?"

કામસેન બોલ્યો: "એક માણુસ આગળ અને એક પાછળ, તેની વચ્ચે મારે ચાલવું એ મોટું અપમાનકારક છે."

કણબીએ કહ્યું: "વૈદ્યરાજ ! જો તમે મૂંગા મૂંગા અમારી સાથે ચાલવાને તૈયાર થયા હોત તો અમારે આટલું કરવું ન પડત. પણ પહેલાં તમે એટલું શા માટે કર્યું ?"

કામસેન હાસ્ય કરતો બોલ્યો: "દરેક મનુષ્યમાં અભિમાન હોય છે તે પ્રમાણે ખરૂં કહું તો હું પણ સ્હેજ અભિમાની છું. મને કોઇ આમંત્રણ કરવાને આવે તો તેના અત્યાગ્રહ સિવાય હું તેની સાથે જવાનું પસંદ ન કરૂં. એવો નિયમ છે કે આગ્રહ સિવાય પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થતી નથી !"

કણબી ખડખડાટ હસી પડયો અને બોલ્યો: "વૈદ્યરાજ ! તમે પણ મોટા ગમતી માણુસ છો. તમારો આ સ્વભાવ મને બહુ જ ગમે છે."

"ત્યારે હું કહું એમ કરો." કામસેને કહ્યું: "કાં તો તમે બન્ને મારી પાછળ ચાલો, અથવા તો બન્ને મારી આગળ ચાલો. એક પાછળ અને એક આગળ, અને વળી બંને જણા મારી લગોલગ ચાલો છો એ મને ઠીક લાગતું નથી. જો કોઇ માણુસ આવી સ્થિતિમાં મને જૂએ તો તે મારે માટે કેવો અભિપ્રાય બાંધે ?"

"વૈદ્યરાજ ! એ વાત બોલશો નહિ." કણબી બોલ્યો: "આપની યુક્તિ હું સમજી ગયો છું. અમને હાથતાલી આપવાનો આપનો વિચાર જણાય છે ?"

"છિઃ ! છિઃ ! હું કાંઇ ન્હાસી જવાનો નથી."

પરંતુ એ પ્રયત્નમાં તેને યશ મળ્યો નહિ. માત્ર એટલે ફેરફાર થયો કે બન્ને જણા આગળ પાછળ ચાલવાને બદલે કામસેનની બાજુએ ચાલવા લાગ્યા અને તે કદાચ ન્હાસી જાય તો, એવી કલ્પના કરીને પેલા કણબીએ જોરથી તેનો હાથ પકડયો. માર્ગમાં ચાલતાં કામસેનના મનમાં પણ અનેક પ્રકારના વિચારો ચાલી રહ્યા હતા. તો પણ બાહ્યતઃ તેણે શાંત મુદ્રા રાખવાનો પ્રયત્ન કર્યો હતો અને પોતાના ભાગ્યપર વિશ્વાસ રાખીને તાત્કાલિક જે સૂજે તે કરવું, એવો તેણે નિશ્ચય કર્યો હતો.

તેઓ એક ટેકરાપર જઇ પહોંચ્યા. ત્યાં વૃક્ષઘટાની વચ્ચે એક ન્હાનો કિલ્લો કામસેનની દૃષ્ટિએ પડયો. તે કિલ્લો ન્હાનો હોવા છતાં ભવ્ય હતો અને તેની અંદરનો ભવ્ય અને ઉંચો પ્રાસાદ પણ દૃષ્ટિગોચર થતો હતો. તેણે ચોપાસ દૃષ્ટિ કરી, તો સ્હવારે ભયંકર પ્રસંગ જે સ્થળે ઉપસ્થિત થયો હતો તે સ્થળ પણ દેખાયું. તેને લાગ્યું કે એ સ્થળ આ ટેકરાથી અર્ધ કોશ દૂર છે. એ સ્થળ દૃષ્ટિએ પડતાં જ પોતાની પ્રિયા તથા સેવકો આટલામાં ક્યાંય દૃષ્ટિએ પડે છે કે કેમ એવા વિચારથી તેણે દૂર દૂર સુધી દૃષ્ટિ કરી. પરંતુ એ વિષયમાં તો તેને બિલકુલ નિરાશા પ્રાપ્ત થઇ. પોતાની સાથે ચાલનારા આ બે જણાને સ્હવારના ભયંકર પ્રસંગના સંબંધમાં કશી બાતમી મળી છે કે કેમ એ જાણવાના ઉદ્દેશથી કામસેને પુનઃ તેમની સાથે ભાષણનો પ્રારંભ કર્યો.

"આ નદીએ એક ભોગ લીધો ! ઘણું જ ખરાબ થયું !" તે બોલ્યો.

"હા, ઘણુંજ ખરાબ થયું. અમારા સરદાર સાહેબને પણ સામા ગામના ગ્રામાધિપતિ તરફથી માણુસ બોલાવવાને આવ્યો હતો."

" તમારા માલિકને શા માટે બોલાવવા આવ્યા હતા ? " કામસેને પૂછ્યું.

" વાહ ! તમે નથી જાણતા કે સામા ગામ ઉપર હકુમત અમારા સરદાર સાહેબની છે ? "

" હું હજી થોડા દિવસથી જ અહીં આવેલો હોવાથી મને માહિતી નથી. "

" વારૂ, અમારા સરદાર જાગીરદાર છે. જાગીરમાં આ ગામ તથા પેલી મેર દેખાય તે ગામ મળી બે ગામ તેમને મળેલાં છે. એટલે આ ગામમાં કશી પણ ભાંજગડ ઉત્પન્ન થાય તો તેની તપાસ કરવાનું કામ અમારા સરદાર સાહેબનું છે. એટલે પછી આવું કાંઇ પણ બને તો તેમણે ત્યાં જવું જ જોઇએ." બીજા ગૃહસ્થે કહ્યું.

તેનું આ ભાષણ સાંભળીને કામસેન ચમક્યો. પોતે વાઘની ગુફામાં પ્રવેશ કરે છે એમ તેને લાગ્યું. તથાપિ પોતાનું મન શાંત રાખીને તે બોલ્યોઃ "હું હમણાંજ એ ગ્રામાધિપતિને ત્યાં ગયો હતો. તે વખતે ત્યાં થતી વાત મારા સાંભળવામાં આવી હતી. એ વાતમાં એક સ્ત્રી અને બે સેવકોનાં નામ અનેક વાર આવતાં હતાં."

તટસ્થપણાનો દેખાવ કરીને જાગીરદારનો સેવક બોલ્યોઃ "આપને પણ એ બાતમી મળી છે કે શું ? "

પરંતુ કામસેનને તે સેવકનો સ્વર આ વખતે અત્યંત ચમત્કારિક લાગ્યો. તેથી તેણે પૂછ્યુંઃ " એ સ્ત્રી અને બે સેવકોનું શું થયું એ કોઇના જાણવામાં આવ્યું નથી. તમને તેની માહિતી છે?" એટલો પ્રશ્ન કરીને તેણે બન્ને સેવકો તરફ દૃષ્ટિ કરી.

એ વખતે ઉભય સેવકોએ પરસ્પર નેત્રસંકેત કર્યો. એ કામસેનના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ. તેને પણ અત્યંત આશ્ચર્ય

થયું. તે બીજા પ્રશ્નો કરત; પરંતુ એ વખતે તેઓ દરવાજા પાસે આવી પહોંચ્યા. કણબીએ દરવાજા ઉપર અવાજ કર્યો. એટલે એક માણસે અંદરથી દરવાજાની બારી ખોલીને તે ત્રણેને અંદર લીધા.

દરવાજામાં થઇને કિલ્લાની અંદર દાખલ થતાં મધ્યમાં એક ભવ્ય મકાન દૃષ્ટિગોચર થયું. તે મકાનના આંગણામાં એક વૃદ્ધ મનુષ્ય ઊભો હતો. આ ત્રણ જણાને જોતાંજ તે પુરુષ બોલ્યો: "વૈદ્યરાજ આવ્યા! બહુ સારૂં થયું, વૈદ્યરાજ! આજે આપના દર્શનનો યોગ આવ્યો એ ઘણું જ ઉત્તમ થયું. આપ થોડા દિવસો થયા જ આ ગામમાં આવ્યા લાગો છો. પણ આ શું?"

તેના બન્ને નોકરોએ વૈદ્યરાજને એકકો હસ્ત પકડયો હતો, એ જોઇને તે પુરુષના મુખમાંથી છેવટનો ઉદ્દગાર નિકળ્યો.

કણબીએ જવાબ આપ્યો: "આ વૈદ્યરાજને અહીં સુધી લઈ આવવામાં અમને ઘણોજ પ્રયાસ કરવો પડયો હતો. એ નહોતા આવતા–અમે પરાણે લઇ આવ્યા છીએ. આપની આજ્ઞા હતી."

અર્ધો ગુસ્સે થઇને તથા અર્ધો હસીને સરદાર બોલ્યો: "આવી રીતે વૈદ્ય મહાશયને પકડીને લાવવા પડ્યા એ જરી ચમત્કારિક તો ખરૂં જ. વૈદ્યવર્ય! આ બાબત આપ ક્રોધ નહિ કરશો એવી હું આશા રાખું છું. કારણ કે જે રોગીને આપ જોવાના છો તે એકદમ અસ્વસ્થ છે."

"એમ છે?" કામસેન બોલ્યો. તથાપિ આ સમયે પણ તે પોતાની આસપાસ દૂર સુધી જોતો હતો કારણ માત્ર એટલું જ કે પ્રસંગ આવતાં અહીંથી કયે રસ્તે પલાયન થઈ શકાય એ અગાઉથી નક્કી કરી રાખ્યું હોય તો સારૂં.

"ચાલો, ત્યારે જલ્દી કરો." એટલું કહીને સરદારે કામસે-

નનો હસ્ત પકડયો અને તેને મકાન તરફ લઇ જતો તે બોલ્યોઃ "એક તરૂણ અને સુંદર સ્ત્રી અત્યારે મોટા પ્રાણસંકટમાં આવી પડી છે. અમુક કારણને લઇને તેના મન ઉપર મોટો આઘાત થયો છે. પરંતુ, વૈદરાજ આ રોગીના સંબંધમાં અત્યંત ગુપ્તતા રાખવાની છે."

એ સાંભળીને કામસેનનું મન આનંદિત અને ઉત્સુક બન્યું. તે બોલ્યો "ગુપ્તતા રાખવી એ વૈદ્યનું કર્ત્તવ્ય છે પણ રોગીની હકીકત શી છે તે જણાવો."

સરદાર બોલ્યો : "એ તરૂણી હમણાં જ આપની દૃષ્ટિએ પડશે. તેને ઉપચાર કર્યા પછી આપ અહીંથી જાઓ ત્યાં સુધીમાં તેના સબંધમાં થોડી ઘણી વાત પણ આપના કાને આવવાની. તે વેળાએ આપે આપના કર્ત્તવ્યને સ્મરીને એ તરૂણીના સંબંધમાં મૌન્યજ ધારણ કરવું; સમજ્યા ?"

"એ કાંઇ કહેવાની જરૂર ન હોય." કામસેને કહ્યું: "વૈદ્યોની પાસે અનેક ગુપ્ત રહસ્યો પ્રકટ થાય છે. એ બધાં તેઓ પ્રકટ કરે તો દુનિયાપર મોટો અનર્થ જ વર્ત્તી રહે; માટે એ બાબત કશી પણ સૂચના કર્યા સિવાય દરદી પાસે ચાલો; મારે હજી ઘણું કામ છે."

"વારૂ, હું આપના ઉપર વિશ્વાસ રાખું છું. ચાલો." સરદાર બોલ્યો.

કામસેન મોટી ઉત્સુકતાપૂર્વક તેની સાથે જવા લાગ્યો. અત્યાર સુધી તેના મનમાં જે શંકા હતી તે ખરી ઠરશે, એમ તેનું મન તેને કહેવા લાગ્યું. અત્યારે તેનું હૃદય જોરથી ધબકતું હતું. આશા નિરાશા, આનંદ, દુઃખ, ભીતિ, પ્રેમ આદિ વિકારો તેના મનમાં રમખાણ મચાવી રહ્યા હતા. તેઓ મકાનમાં પ્રવેશ કરી, એક બે ચોક ઓળંગીને એક ઓરડી પાસે આવી પહોંચ્યા. ત્યાં આ-

વીને સરદારે પોતાની પત્નીને કહ્યું: " આ વૈદરાજ આવ્યા છે !"

" એમ ! ત્યારે એમને અંદર લાવો." સરદારપત્નીએ જવાબ આપ્યો.

" ત્યારે હું હવે ગ્રામાધિપતિને ત્યાં જાઉં છું. પેલા સરદારનું પંચનામું કરવાનુ છે." સરદાર બોલ્યો.

સરદાર ચાલ્યો ગયો. એટલે વૈદ્ય ત્વરાથી ઓરડીમાં ઘુસ્યો. તેના એ વર્ત્તનથી સરદારપત્નીને આશ્ચર્ય થયું. કામસેન એકદમ બિછાના પાસે ગયો. તેણે બિછાનાપર સૂતેલ રોગી તરફ દૃષ્ટિ કરી. "અરે પ્રભુ ! આ મૃત્યુ તો નહી પામી હોય ?" એવો શબ્દો તેના મુખમાંથી સરી પડયા. તે અત્યંત ગભરાયેલો હોય એવો દેખાતો હતો. તેના એકંદર વર્ત્તનથી સરદારપત્નીના આશ્ચર્યનો પાર રહ્યો ન હતો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### સરદારપત્ની.

ઇન્દિરાવતી—લક્ષ્મીધન શેઠની કન્યા કાંઇ મરણ પામી ન હતી. પોતાના પ્રિયકરનો પરિચિત અને આનંદપ્રદાયક સ્વર કાને પડતાં જ તે એકદમ શુદ્ધિમાં આવી ગઇ. એ લક્ષમાં આવતાં જ કામસેને તેને બાહુપાશમાં લઇને દ્રઢ આલિંગન આપ્યું. કામસેનનો વિચિત્ર વેશ હોવાથી ઈન્દિરાવતીને તેને પિછાનતાં સ્હેજ વાર લાગી. આ વેળાએ સરદારપત્ની પણ આ-

શ્ચર્યથી સ્તબ્ધ બની ગઇ હતી. પરંતુ કામસેનના મુખમાંથી બહાર પડેલા પ્રેમોદ્દગારથી ખરો પ્રકાર તે એકદમ સમજી ગઇ. આ ગૃહસ્થ અશ્વનીકુમાર વૈદ્ય નહિ પરંતુ કામસેન છે, એ બાબતમાં તેને વિશેષ વિચાર કરવો પડયો નહિ. કારણ કે ઈન્દિરાવતી સાથે પ્રવાસ કરતાં કામસેન નદીમાં ડૂબી ગયો હતો, એ હકીકત તેના જાણુવામાં આવી હતી.

આમ અકલ્પિત રીતે કામસેનનું દર્શન થવાથી ઇન્દિરાવતીને જે આનંદ થયો હતો તે વ્યક્ત કરવાનું સામાર્થ્ય મારી આ 'ફાઉન્ટન પેન'માં નથી. કેટલોક સમય તો ઈન્દિરાવતીને આ બધો બનાવ સ્વપ્ના સરખોજ ભાસ્યો. કામસેન તો નદીમાં ડુબીને મરણ પામ્યો હતો. તે પુનઃ જીવન્ત ક્યાંથી થાય અને પ્રત્યક્ષ આ સ્થળે આવા વિચિત્ર વેશે પોતાની સમક્ષ આવીને પોતાને આલિંગન શી રીતે આપે ? એ ઉભય પ્રેમળ સ્રીપુરુષ પોતાનુ દેહભાન પણ પૂર્ણપણે વિસરી ગયાં હતાં. પોતે અત્યારે કયે સ્થળે છે, કેવા સંકટમાં છે, પોતાની પરિસ્થિતિમાં કશા પણ પ્રકારનો ફેરફાર ન થતાં અત્યારે અગાઉ કરતાં પણ વિશેષ સંકટ હોવાનો સંભવ છે એ વાત તે બન્ને બિલકુલ વિસરી ગયાં હતાં ! એવી સ્થિતિમાં થોડો સમય પસાર થયા બાદ તેમની સામે જોઇ રહેલી સરદારપત્ની આગળ આવી અને સહાનુભૂતિદર્શક મુદ્રાથી તેણે પ્રશ્ન કર્યો: " આપ જ સરદાર કામસેનને ?"

" પ્રિયકર ! તમે લેશ પણ બીતી રાખશો નહિ." ઇન્દિરાવતી એ કહ્યું: " આ બાઇ આપણને વિશ્વાસઘાત કરશે નહિ એવી મારી ખાત્રી છે."

ત્યાર પછી કામસેને ગ્રામાધિપતિને ત્યાં બનેલી તમામ હકી-

કત ટુંકામાં કહી સંભળાવી. પોતે વૈદ્યને બાંધીને તેનાં કપડાં ધારણ કરીને ત્યાંથી પસાર થઇ ગયો, એ હકીકત તેણે જણાવી, એ સાંભળીને તે બન્ને જણી હસી પડી.

"આપનું મૃત્યુ થયું છે એમ જાણીને પંચનામું કરવાને માટે એ ત્યાં ગયા છે." સરદારપત્નીએ કહ્યું.

"જ્યારે ખરી હકીકત તેમના જાણવામાં આવશે ત્યારે મારી તપાસને માટે જલ્દીથી તેમને અહીં આવવું પડશે. તે આ ગામના જાગીરદાર હોવાથી મને પકડીને સરકારના સ્વારોને આધિન કરવો એ તેમની ફરજ છે. તેમનાથી મારૂં રક્ષણ થઇ શકે તેમ નથી." કામસેન બોલ્યો.

"તો પછી આપણે અહીંથી વિના વિલંબે પલાયન થઇ જઇએ." ઇન્દિરાવતીએ સૂચવ્યું. "જેમણે આપણા પર આટલો બધો ઉપકાર કર્યો છે તેમને આપણે ખાતર સંકટ વેઠવું પડે એ તો ઘણું જ ખરાબ!"

"પણ મારા સહદેવ અને નકુલ ક્યાં છે?" કામસેને પૂછ્યું.

"તેઓ સુખરૂપ છે અને અહીં જ છે." ઇન્દિરાવતીએ જવાબ આપ્યો.

સરદારપત્ની બોલીઃ "જો કદાચિત પેલા રાણીના સૈનિકો અહીં આવી ચડે તો તમારા સેવકો તેમની દૃષ્ટિએ ન પડે એવા સ્થળે મેં તેમને ગુપ્તપણે રાખ્યા છે. પણ સરદાર સાહેબ! મારા પતિ અહીં આવે અને આપ કોણ છો, એ તેમના જાણવામાં આવે તો પણ આપને તેમના તરફથી લેશ માત્ર ઇજા થવાની નથી. તેમના સ્વભાવની ઉદારતાની મને ખાત્રી છે. માત્ર એક મુશ્કેલી છે. આપ વૈદ્યના વેશમાં ગામમાં થઇને આવેલ હોવાથી ઘણા લોકોએ

આપને જોયલ હશે તેથી આપ અમારે ત્યાં આવેલ છે। એવી માહિતી તે લોકો તરફથી રાણીના સૈનિકોને મળે તો જરી મુસ્કેલી ખરી."

"તો પછી અમે અહીંથી એકદમ રવાના થઇ જઇએ." ઇન્દિરાવતી બોલી.

"દીકરી ! એકદમ રવાના થવાની વાત કરે છે ખરી, પરંતુ પ્રવાસ કરવા જેટલી તારા શરીરમાં શક્તિ છે ? થોડી વાર પહેલાં જ તને ચક્કર આવતાં હતાં અને તું બેભાન બની જતી હતી; એનો તો વિચાર કર !"

"અત્યારે હું સારી રીતે સાવધ થઇ ગઇ છું, એટલું જ નહિ પણ આ અકલ્પિત મેળાપથી મારા શરીરમાં બમણી શક્તિ આવી છે." ઇન્દિરાવતીએ કહ્યું.

"તો ભલે." સરદાર પત્ની બોલીઃ "હવે આપણે તમારા પ્રવાસની તજવીજ કરીએ. વારૂ, દીકરી ! હું દાસીની સાથે થોડુંક ખાવાનું મોકલું છું. તે સાથે બાંધી લેજે. સરદાર સાહેબ ! તમે મારી સાથે આવો." એમ કહીને તે કામસેનને પોતાની સાથે લઇને ત્યાંથી બહાર નિકળી અને એક બીજી ઓરડીમાં જઇને તેણે કહ્યું: "મારો દીકરો બરોબર તમારા જેટલી જ ઉમરનો છે, તેનાં કપડાં તમને બેસતાં આવી જશે."

તે એક પેટીમાંથી એક બંડી, અંગરખું, દુપટો, શેલું, અને મસ્તક પર ધારણ કરવાનો ફેંટો—એટલાં વાનાં કાઢીને કામસેનની સમક્ષ મૂકતી બોલીઃ "ઇશ્વરની કૃપાથી અમારે ત્યાં કાંઇ અન્નવસ્ત્રોનો તુટો નથી. મારા દીકરાને આ સિવાય પણ બીજાં પુષ્કળ વસ્ત્રો છે. તમારો આ વિચિત્ર પોશાક કાઢીને નવીન વસ્ત્રો ધારણ કરી લ્યો. ત્યાં સુધીમાં હું તબેલામાં જઇને ઘોડા તૈયાર કરાવું છું."

આવી રીતે બીજાએ આપેલાં વસ્ત્રો સ્વીકારવાનો કામસેનને તેના આખા જન્મારામાં આ પહેલો જ પ્રસંગ હતો. તેના મનને ખોટું તો લાગ્યું. પણ કરવું શું ? તેણે મૂંગા મૂંગા એ નવીન વસ્ત્રો ધારણ કરી લીધાં. તે મનોગત બોલ્યોઃ "ઇશ્વરનો વિચાર મારૂં રક્ષણ જ કરવાનો હોય એમ દેખાય છે. અત્યારે મારા માર્ગમાંથી એક પછી એક મુશ્કેલીઓ દૂર થતી જાય છે; એ પરથી કહેવું જોઇએ કે ઇશ્વરની મારા ઉપર કૃપા જ છે."

સરદારપત્ની ત્યાંથી નિકળીને પ્રથમ જ્યાં સહદેવ અને નકુલ બેઠા હતા ત્યાં આવી. પોતાનો માલિક નદીમાં ડૂબીને મરણ પામ્યો છે, એવી તેમને ખાત્રી હોવાથી તેઓ ખિન્ન વદને લમણે હાથ દઇને બેઠા હતા. સરદારપત્નીએ તેમની પાસે જઇને કામસેનના આગમનની આનંદદાયક વાર્તા તેમને જણાવી. એ સમાચાર કાને પડતાંજ તે બન્ને જણાએ સરદારપત્નીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. આનંદથી તેમનાં અંતઃકરણ ઉછળવા લાગ્યાં. સરદારપત્નીએ તેમને તબેલામાં જઇને તેમના ઘોડાને તૈયાર કરવાનું જણાવ્યું; અને પોતાના દીકરાના એક શ્રેષ્ટ અશ્વ ઉપર જીન નાખીને તેને તૈયાર કરવાની પોતાના એક નોકરને આજ્ઞા કરી.

પ્રસંગ એવો હતો કે એક પળ પણ નકામી જવા દેવાય તેમ ન હતું. તેથી સરદારપત્નીએ પ્રવાસની તૈયારી અત્યંત ત્વરાથી કરી હતી તે જણાવવાની આવશ્યકતા નથી; તેમજ કામસેન અને ઇન્દિરાવતીએ પોતાના ઉપર ઉપકાર કરનાર, પોતાને મૃત્યુમુખમાંથી ઉગારનાર આ સરદારપત્નીનો કેટલો આભાર માન્યો એ જણાવવાનું પણ ખાસ પ્રયોજન નથી.

સર્વ તૈયારી થઇ ગઇ અને એ ચારે જણાં ઘોડાપર બેસવા

લાગ્યાં. એ જોઇને સરદારપત્ની બોલીઃ "ઇન્દિરાવતી ! બ્હેન-આવજે, અમારી ઓળખાણ રાખજે. આવા પ્રસંગે તને સહાય કરવી એ અમારૂં કર્ત્તવ્ય છે. તારા પિતાએ પૂર્વે અમારા ઉપર જે ઉપકારો કર્યા છે તે અમે કદી પણ વિસરનાર નથી."

એ ચારે જણાં ઘોડાપર બેઠાં અને સરદારપત્નીની રજા લઇને માર્ગે લાગ્યાં. અમુક સમય પર્યંત મોટી ત્વરાથી પ્રવાસ કરવાનું જરૂરનું હોવાથી પરસ્પર વાતચીત નહિ કરતાં ઘોડાને દોડાવે રાખ્યા. બે-ત્રણ ઘટિકા પછી ઇન્દિરાવતીએ પોતાના ઘોડાના વેગને સ્હેજ કમી કર્યો અને પોતાની હકીકત સાંભળવાને ઉત્કંઠિત બનેલા કામસેનને એ હકીકત કહેવાનો પ્રારંભ કર્યો. કામસેનને ડૂબતો જોતાં ઈન્દિરાવતી પણ આ બાજુએ મૂર્ચ્છિત બની ગઇ હતી, એ તો વાચકોને યાદ હશેજ. કામસેનની શોધ કરવાને માટે સહદેવ અને નકુલ નદીમાં ધુસ્યા અને તેમણે આમતેમ અનેક વાર ડૂબકીઓ મારીને શોધ કરી. પરંતુ કશો પણ પત્તો લાગ્યો નહિ. છેવટે અત્યંત શ્રમથી હાંફતા અને નિરાશ બનેલા તેઓ ઈન્દિરાવતી પાસે આવ્યા. આ વેળાએ પોતાના પ્રિયકરનો પત્તો લાગતો નથી એટલું સાંભળવા પૂરતી માત્ર તે શુદ્ધિમાં આવી હતી. પ્રથમ તો એ વાત તેને ખરી લાગી નહિ. પરંતુ જ્યારે તેણે સહદેવ અને નકુલના દુઃખી અને નિરાશ ચ્હેરા જોયા ત્યારે તેની ખાત્રી થઇ. એટલે તે બોલીઃ "હાય ! હવે મારે જીવીને શું કરવું છે ? હા, એક કર્ત્તવ્ય છે. હું મારા પિતાજીને પૂછ્યા સિવાય ગૃહમાંથી બહાર નિકળી છું. તેથી એ મારા ઉપર ગુસ્સે થયા હશે. માટે તેમની ક્ષમા માગવી જોઇએ. બીજું; મારા પ્રિયકરની છેવટની વ્યવસ્થા યોગ્ય રીતે થઇ છે કે નહિ તે પણ મારે જોવું જોઇએ. એ બે કાર્ય સિદ્ધ થાય એટલે બસ !"

આ પ્રસંગ જે સ્થળે બન્યો હતો ત્યાંથી થોડાજ અંતર પર સરદારનો કિલ્લો હતો. ત્યાં જઇને જે કોઇ માણસ મળે તેને વિનવીને કામસેનની શોધ કરવામાં તેની સહાય લેવી, એવો તેણે મનમાં વિચાર કર્યો. પછી એ ત્રણે જણાં સરદારને ત્યાં પહોંચ્યાં. સરદારને ત્યાં ગયા બાદ ઇન્દિરાવતીએ તેને પોતાની હકીકત કહેવાનો પ્રારંભ કર્યો. પરંતુ તે પુનઃ મૂર્છિત બની ગઇ. આવી સ્થિતિમાં પ્રથમ ઇન્દિરાવતીની સુશ્રુષા કરવી આવશ્યક ધારીને સહદેવ તથા નકુલે સરદારની પ્રાર્થના કરી. પોતે કોણ છે, ક્યાં જાય છે, કેવા પ્રસંગમાં છે, વગેરે હકીકત તેમણે જણાવી નહિ પરંતુ સરદારે ઇન્દિરાવતીને જોતાંજ તે લક્ષ્મીધન શેઠની કન્યા છે એમ તુરત જાણી લીધું. એ જોઇને આ બન્ને સેવકોને અત્યંત આશ્ચર્ય થયું.

આ પ્રમાણેની હકીકત પોતાના પ્રિયકરને કહેતી ઇન્દિરાવતી બોલીઃ " જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે હું એક ઉત્તમ બિછાનાપર સુતી હતી, અને મારી પાસે બે સ્ત્રીઓ બેઠેલી હતી. મને સાવધ થયેલી જોઇને સરદારપત્નીએ તેઓ મને તથા મારા પિતાને સારી રીતે પિછાને છે એમ જણાવ્યું. તેણે પોતાના પતિનું નામ પણ મને કહ્યું. એ ઉપરથી મારા લક્ષમાં આવ્યું કે આ સરદારને પોતાની જાગીરના સંબંધમાં કશીક ભાંજગડ ઉપસ્થિત થઇ હતી; અને તેનો છેવટનો નિકાલ લાવવાને માટે તે રાણી સરકાર પાસે ગયો હતો. એ વખતે તે મારા બાપુજીના કોઇ પિછાનવાળા ગૃહસ્થનો મારા બાપુજી ઉપર ભલામણપત્ર લાવ્યો હતો. એથી મારા બાપુજીએ શ્રમ લઇને તેના લાભમાં નિકાલ લાવી આપ્યો હતો. જો તેનો નિકાલ તેની વિરૂદ્ધમાં આવ્યો હોત તો અત્યારે કદાચ તેને અન્ન ને કાંલાંલે વેર હોત. એ પ્રસંગે સરદારનું વસંત–મંદિરમાં અનેક વાર આવવું જવું

થયેલું હોવાથી તેણે મને જોઇ હતી. એથી તે સ્હવારે એકદમ મને ઓળખી ગયો હતો. આપણે ઘોડાપર બેસતાં હતાં તે વખતે જ—મારા બાપુજીનો પોતાના ઉપર ઉપકાર છે, એવું સરદારપત્ની જે બોલી હતી તેનું કારણ મેં જણાવ્યું તેજ."

કામસેન પૂર્ણ ગંભીરપણે બોલ્યો: "પ્રિયે ! ખરી વાત તો એ છે કે અત્યારે ઇશ્વરની આપણા ઉપર સંપૂર્ણ કૃપા છે."

ઇન્દિરાવતી બોલી: "ઇશ્વરની કૃપા સિવાય આમ એક પછી એક સંકટમાંથી પાર કેવી રીતે પડી શકાય ? કાલ રાત્રીની જ વાર્ત્તા જૂઓને ! પેલો ગ્રામાધિપતિ તમારો પરિચિત નિકળ્યો, એટલે જ કાલનો પ્રસંગ ટળી ગયો !"

"પણ આ સરદારને તાબડતોબ વૈદ્યને બોલાવવાની જરૂર લાગી, એ પરથા એમ લાગે છે કે તારી પ્રકૃતિ વિશેષ બગડેલી હોવી જોઇએ."

પોતાના પ્રિયકર તરફ મોટી ઉત્કંઠાપૂર્વક જોતી ઇન્દિરાવતી બોલી: "પ્રિયકર ! મારી પ્રકૃતિ બગડે નહિ તો શું થાય ? પ્રથમની મૂર્છામાંથી સાવધ થતાં મને આપનું સ્મરણ થયું, અને પુનઃ મારા મજ્જાતંતુ ઉશ્કેરાવાથી હું બેભાન બની ગઇ. એ પ્રમાણે એક સરખી રીતે ચાલ્યા કરતું હતું. મારી એવી અવસ્થા જોઇને સરદાર તથા માયાળુ સરદારપત્ની—એ બન્ને જણાં ગભરાઇ ગયાં. તેમણે તુરતજ વૈદ્યને બોલાવવાનો નિશ્ચય કર્યો. તથાપિ વચ્ચે વચ્ચે મારા મુખમાંથી જે ઉદ્દગાર નિકળ્યા હતા તે ઉપરથી આપણી પાછળ સરકારની વાર ચડેલી છે એ વાત તે ચાણાક્ષ દંપતીના જાણવામાં આવી ગઇ હતી. એથી વૈદ્યને લાવતાં તથા લાવ્યા પછી પણ બન્ને એટલી ગુપ્તતા રાખવાનો તેમણે નિશ્ચય કર્યો હતો."

કામસેન બોલ્યોઃ "હવે બરોબર! સરદારના સેવકો મને વૈદ્ય સમજીને તેને ત્યાં લઇ જતા હતા તે વખતે આ બાબતના સંબંધમાં હું કશું પણ જાણી ન શકું એવી સાચવેતી રાખતા હતા. વચ્ચે વચ્ચે તેઓ પરસ્પર નેત્રસંકેત કરતા હતા તેનું કારણ હવે સમજાય છે."

તે બન્ને જો કે આવા દુઃખદાયક પ્રસંગની ચર્ચા કરતાં હતાં તો પણ જ્યારે કામસેને પોતે વૈદ્યરાજ થયા પછી તથા માર્ગમાં પેલી વૃદ્ધાની મુલાકાત થતાં પોતાની જે સ્થિતિ થઇ હતી તેની હકીકત ઈન્દિરાવતીને જણાવતાં તે બન્ને જણાં હસ્યા સિવાય રહ્યાં નહિ. વળી સરદારના સેવકો પોતાને પકડીને લાવેલા હોવા છતાંયે તે તેમના ઉપર ગુસ્સે કેમ ન થયો તેનું કારણ હવે કામસેનના સમજવામાં આવ્યું હતું.

ઈન્દિરાવતી બોલીઃ "જે બધું બન્યું છે તે પરથી મને નથી લાગતું કે સરદાર પાછો આવ્યા બાદ આપણને પલાયન થવામાં કરેલી સહાય માટે પોતાની પત્ની ઉપર ગુસ્સે થાય."

કામસેન બોલ્યોઃ "પણ હવે પેલા જગદેવની શી સ્થિતિ હશે? આટઆટલો પ્રયાસ કર્યા પછી હાથમાં આવેલો શિકાર પલાયન થઇ ગયેલો જોઇને તેનું મન તો તલપાપડ બની ગયું હશે! હું મૂએલો જીવતો થઇને ન્હાસી ગયો, એ જોઇને તે મોટી ત્વરાથી મારી પાછળ પડશે. માટે આપણે પણ જલ્દીથી પ્રવાસ કરવો જોઇએ."

બીજા એક પ્રહર સુધી તેમણે મોટા સપાટાથી પ્રવાસ કર્યો. પછી કોઇ સ્થળે રોકાઇને વિશ્રાંતિ લેવાની તેમને આવશ્યકતા જણાઇ. બધા કરતાં ઇન્દિરાવતી વિશેષ થાકી ગઇ હતી. તે પોતાની આસપાસ જોવા લાગી તો રસ્તાની બાજુએ થોડે દૂર એક ન્હાનું ગામડું

તેની દૃષ્ટિએ પડ્યું. એ ગામડા પાસે આવતાં એક ધર્મશાળા તેમના જોવામાં આવી. એ ધર્મશાળામાં કેવી સગવડ છે તે જોવાને માટે તેમણે એક સેવકને મોકલ્યો. ધર્મશાળા ખુલ્લી છે અને તેના પાછળના ભાગમાં સારી સગવડ છે એમ તે સેવકે જણાવતાં તે બધાં એ ધર્મશાળા પાસે ગયાં. તેમણે ઘોડાને બાંધીને ઘાસીયા પાથર્યાં, ત્યાં ઘોડાના ડાબલાનો ખડખડાટ તેમના કાને પડયો. એટલે તેઓ સ્તબ્ધ બનીને એક બીજાની સામે જોઇ રહ્યા. પુનઃ ઘાસીયા ઉપાડીને ઘોડા પાસે જતાં હતાં એવામાં સ્વારોની એક ટોળી ધર્મશાળામાં દાખલ થઇ. એ સ્વારો કોણ છે તે જાણવાને માટે સહદેવ તથા નકુલ જરીક આગળ થયા હતા. " એ કોણ છે? " કામસેને તેમને સવાલ કર્યો.

" એ તો એજ! શ્રીપતરાય અને વિશ્વદત્ત—સરદાર બંધુ! " સહદેવે જવાબ આપ્યો.

" ત્યારે હવે બ્હીવાનું કશું કારણ નથી. " ઇન્દિરાવતી આનંદપૂર્વક બોલી અને તેણે ઘાસીઓ નીચે મૂકી દીધો.

નવીન આવેલ સર્વ મનુષ્યો ઘોડાપરથી નીચે ઉતર્યાં. એ બન્ને સરદારબંધુની સાથે એક મોટો ગૃહસ્થ, બે સ્ત્રીઓ અને બે સેવકો કામસેન અને ઇન્દિરાવતીની નજરે પડયાં. તેમાંની એક સ્ત્રીને ઓળખતાં ઇન્દિરાવતીને કેટલો આનંદ થયો હશે? તે કેટલા મોટા સ્વરે બૂમ પાડી ઉઠી હશે? વાચક! એ બન્નેની દૃષ્ટોદૃષ્ટ થતાં તે બન્ને મોટા વેગપૂર્વક પરસ્પર તરફ દોડી; ઇન્દિરાવતી અને માલતીએ પરસ્પર મોટા પ્રેમપૂર્વક દૃઢાલિંગન આપ્યું!

---

# પ્રકરણ ૨૬ મું.

## રાજવૈદ્યનું રુગ્ણાલય.

જે રુગ્ણાલયનું અમે વર્ણન કરવા ઇચ્છીએ છીએ તે વિલાસપુરની સમીપના ભાગમાં આવલું હતું. તેનો આકાર અમુક વિશિષ્ટ પ્રકારનો ન હતો. કારણ કે પ્રથમ તે મકાન બાંધ્યા પછી ધીમે ધીમે જેમ અધિકાધિક સગવડની જરૂર લાગતી ગઈ તેમ તેમ મુખ્ય ઇમારતની સાથે બીજી ન્હાની ઇમારતો જોડાતી ચાલી હતી. આ મકાનમાં અનેક પ્રકારના રોગગ્રસ્ત મનુષ્યોને રાખવામાં આવતા હતા. રોગીઓના મુખ્યતઃ બે ભેદ કરવામાં આવતા હતા. એક ભયંકર રોગી અને બીજો સામાન્ય રોગી. જે રોગીના સંસર્ગથી બીજાને ઉપદ્રવ થવાનો સંભવ હોય તે એટલે કે પત, કોઢ, ગંડમાળ, ક્ષય, મહામારી વગેરેથી પિડાતા રોગીઓને, કિંવા ગાંડપણ લાગુ થવાથી જેમનું મસ્તક ફરી ગયું હોય અને તે કારણે જેનાથી બીજાને ઉપદ્રવ થવાનો સંભવ હોય તેવા રોગીઓને ભયંકર રોગી સમજીને મોટા બંદોબસ્તપૂર્વક ત્યાં રાખવામાં આવતા હતા. રુગ્ણાલયમાં રાખવામાં આવતા રોગીઓ પોતાની ખુશીથી જે દ્રવ્ય આપે તો લેવામાં આવતું હતું. પરંતુ એટલી છૂટ રાખવાથી તે સ્થળે શ્રીમંત અને ગરીબ એવો ભેદ નિર્માણ થયો હતો, અને તેથી 'અતિ લોભ તે પાપનું મૂળ' એ કહેવતનો અનુભવ આ કેવળ પવિત્ર સંસ્થામાં પણ થયા સિવાય રહેતો નહિ. આ સંસ્થાના મુખ્ય વૈદ્ય તરીકે કોઇ અનુભવી અને વૈદ્યક શાસ્ત્રમાં પારંગત મનુષ્યની નીમણૂક સરકાર તરફથી થતી હતી; અને તેને રાજવૈદ્યની

પદવી આપવામાં આવતી હતી. તદુપરાંત તેને ત્યાં દ્રવ્યપ્રાપ્તિ પણ સારી રીતે થતી હતી. રાજ્ય તરફથી વર્ષાસન મળતું તે તો જુદું; પરંતુ તે સિવાય રોગીઓ તરફથી અને તેમને જોવા આવનારા ગૃહસ્થો તરફથી પણ તેને પુષ્કળ દ્રવ્ય મળતું હતું. આ રુગ્ણાલય એક ન્હાનું સંસ્થાન હતું એમ કહીએ તો ચાલે. કારણ કે તે જેના તાબામાં હતું તે વૈદ્યરાજનો ત્યાં તમામ પ્રકારનો અધિકાર હતો. જો કોઇ એકાદા રોગીને મળવાને એ રુગ્ણાલયમાં જાય તો પ્રથમ તેને વૈદ્યરાજની પરવાનગી લેવી પડે. વૈદ્ય જો લોભી હોય તો તે આ મુલાકાત કરાવવામાં પોતાના ગજવાને સુવર્ણમુદ્રાની મુલાકાત કરાવ્યા સિવાય રહે નહિ. પણ વૈદ્ય જો સારો હોય, તો શું કામ છે, એ બાબત પૃચ્છા કરીને પોતાને યોગ્ય લાગે તો મળવાની રજા આપે. આ પરવાનગીનો નિયમ રાખવાનું કારણ માત્ર એટલું જ હતું કે બહારથી આવનારાઓને રોગીઓના રોગનો ચેપ લાગે નહિ, કિંવા દ્વેષને લીધે કોઇ મનુષ્ય એકાદા રોગીને પિડા કરી શકે નહિ. પરંતુ અત્યારના જેવા રાજવૈદ્યના અધિકાર નીચે એ રુગ્ણાલય હોય તો રોગીઓની મુલાકાતે આવનારા પાસેથી પૈસો પેદા કરવામાં તે કચાશ રાખે નહિ.

એક દિવસે ત્રીજા પહોરે એક કુલિન સભ્ય ગૃહસ્થ ઘોડાપર બેસીને એક સેવકની સાથે રુગ્ણાલયની પાસે આવ્યો. અત્યારે આ ગૃહસ્થનો પોશાક જો કે સાદો હતો અને તેના શરીરપર વિશેષ અલંકાર પણ નહતા. તથાપિ તેના એકંદર બાહ્ય સ્વરૂપ પરથી તે ગૃહસ્થ મોટા કુળમાં જન્મ પામેલો હોવો જોઇએ એમ સહજ દેખાઇ આવતું હતું. રુગ્ણાલયના દરવાજા પાસે આવતાં જ તે ગૃહસ્થ ઘોડાપરથી નીચે ઉતર્યો અને તેણે દરવાજા પર થાપ મારી. તે સાથે

જ પહેરેગીરે દરવાજો ઉઘાડયો. આ પહેરેગીરનો ચ્હેરો બોથડ જેવો અને તેની શરીરયષ્ટિ લટ્ઠ હતી. તેના હાથમાં પંદર–વીશ કુંચીઓનો ઝુમખો હતો અને કેડે લાંબી તલવાર લટકતી હતી. પહેરેગીરે દરવાજો ખોલીને નવીન ગૃહસ્થને પ્રશ્ન કર્યો :" મહેરબાન! આપ કોણ છો ? આપને અહીં શું કામ છે ? "

નવીન ગૃહસ્થે સ્હેજ દમામથી જ જવાબ આપ્યો : " અહીં એક રોગીને મારે મળવું છે ! "

આ ઉત્તર પરથી સાદો દેખાતો મનુષ્ય કોઈ મોટો શ્રીમંત હોવો જોઇએ એમ પેલા પહેરેગીરને લાગ્યું. તેણે પૂછયું: " મહારાજ ! આપને કયા રોગીને મળવું છે ? "

" મારે લક્ષ્મીધન શેઠની બ્હેન રેણુકાને મળવું છે. " તે ગૃહસ્થ બોલ્યો.

તેની સાથે આપની મુલાકાત થાય એ શક્ય લાગતું નથી. " પહેરેગીરે કહ્યું.

પેલો ગૃહસ્થ પહેરેગીર તરફ તુચ્છતાથી જોતો બોલ્યોઃ " શું! તે બાઇની સાથે મારી મુલાકાત થઇ શકે તેમ નથી એમ કહે છે ? "
" હા, મહારાજ ! " પહેરેગીરે જવાબ આપ્યો " આપની અને તે બાઇની મુલાકત થાય એ શક્ય નથી એમજ હું કહુ છું. "

બીજા ભાગના એટલે કે સાધારણ રોગીઓમાંના કોઇની જો આ ગૃહસ્થને મુલાકાત કરવાની હોત તો તેની પાસેથી પૈસા લઇને પહેરેગીરે એ મુલાકાત કરાવી આપી હોત; પરંતુ આ કામમાં કશો લાભ થવાનો સંભવ નથી એમ જાણીને પહેરેગીર દરવાજો બંધ કરવા લાગ્યો.

એ જોઇને નવીન ગૃહસ્થ બોલ્યોઃ " રહે, મને એમ જણાવ-

વામાં આવ્યું છે કે અહીં રહેતા કોઈ પણ રોગીને મળવાની તેના આપ્તજનને પરવાનગી આપવામાં આવે છે. ”

પહેરેગીરે જવાબ આપ્યોઃ “ કદાચ એવો નિયમ હોય તો પણ એ કાંઇ તમામ દરદીઓને લાગુ પડતો નથી.” એટલું કહીને તે નવીન ગૃહસ્થના મુખ સામે જોતો ઊભો રહ્યો. તેની સાથે કડક વર્ત્તન રાખવું કે નમ્રતાભર્યું રાખવું એનો પહેરેગીર મનમાં વિચાર કરતો હતો.

“ ત્યારે જે રોગીઓને મળી શકાતું નથી તે વિભાગમાં રેણુકા-બાઇ છે, એમ કે ?” નવીન ગૃહસ્થ બોલ્યો; અને પછી ખીસા-માંથી એક મહોર બહાર કાઢીને તેણે કહ્યુંઃ “ જો તું એ બિચારી બાઈની સાથે મારી મુલાકાત કરાવી આપ તો–જો ! ”

પેલી સુવર્ણમુદ્રા તરફ ઉત્કંઠાથી જોતો પરંતુ લેવાની હિમ્મત નહિ ચાલવાથી હાથ આગળ કર્યા સિવાય જ પહેરેગીર બોલ્યોઃ “ હું ઘણોજ દિલગીર છું કે હું તેની સાથે આપની મુલાકાત કરાવી શકું તેમ નથી.”

બીજી એક મહોર કાઢીને નવીન ગૃહસ્થ બોલ્યોઃ “ અરે ગરીબ માણસ ! ના શા માટે કહે છે ?”

“ મારી નોકરી ઘણી જ સારી છે. તે ગૂમાવવાની—”

પહેરેગીરને આગળ બોલતો અટકાવીને આ ગૃહસ્થે કહ્યું: “જો તને તારી નોકરી જવાની ભીતિ ન હોય તો તું તેની અને મારી મુલાકાત કરાવી આપે ખરો ?”

“ મહારાજ ! હું રહ્યો ગરીબ માણસ ! એક નોકરી જાય તો બીજી તૈયાર ક્યાંથી હોય ?”

“ એટલું જ ને ?” પેલા ગૃહસ્થે માયાળુ દૃષ્ટિથી પહેરેગીર સામે

જોતાં કહ્યું: "ચિંતા તો એજ છે ને? અરે, આના કરતાંયે ઉત્તમ નોકરી હું તને અપાવીશ. વારૂ, પણ મને જરીક અંદર તો આવવા દે; પછી આપણે શાંતિથી એ સંબંધમાં વાત કરી શકીએ." પછી પોતાના સેવકને ઉદ્દેશીને પેલા ગૃહસ્થે કહ્યું: "ગદાધર! મારા ઘોડાને જરા પેલી મેર ઊભો રાખ. બની શકે ત્યાં સુધી તે કોઇની પણ નજરે પડવો જોઇએ નહિ."

પહેરેગીરે તે ગૃહસ્થને અંદર લીધો અને દરવાજો બંધ કરીને તે તેને પોતાની સાથે રુગ્ણાલયની એક ઓરડીમાં લઇ ગયો ત્યાં ગયા પછી પેલો ગૃહસ્થ બોલ્યો: "ભલા માણસ! આ બે મહોરો પહેલાં લે. મારૂં કામ થયા પછી હું તને બીજી બક્ષિશ આપીશ એ વળી જુદી. અરે લે લે-હા ના શાને માટે કરે છે? કદાચ મારી મુલાકાત થવામાં બીજું કશું નવીન વિઘ્ન આવશે તો પણ આ મહોરો હું તારી પાસેથી પાછી માગવાનો નથી. વારૂ, પણ આ બાઇને તેના આપ્તજનો સાથે પણ ન મળવા દેવી, એટલો બધો કડક બંદોબસ્ત છે?"

સુવર્ણમુદ્રાના સ્પર્શથી નરમ બનેલો પહેરેગીર બોલ્યો: "હા, મહારાજ! તેની પાસે કોઇને પણ જવા નહિ દેવાની સખ્ત આજ્ઞા છે."

પેલો ગૃહસ્થ સ્હેજ ક્રોધમુદ્રાથી બોલ્યો: "એટલે? તેના આપ્તને-તેના ભાઇને-લક્ષ્મીધન શેઠને પણ—"

"લક્ષ્મીધન શેઠ પોતે જો કદાચ અહીં આવે તો તેમને પણ મળવા ન દેવા એવી કાંઇ આજ્ઞા નથી. પણ એ અહીં શામાટે આવે? ઘણા મોટા ગૃહસ્થ."

"હા, એ વાત તો ખરી." નવીન ગૃહસ્થ બોલ્યો.

"તેમના ઉપર અત્યારે ચોતરફથી સંકટો આવ્યાં છે, તેમની

દીકરી–ઘણું કરીને તેનું નામ ઇન્દિરાવતી છે–તે એક ચાંચીયાની સાથે ન્હાસી ગઇ છે. કોઇ કહે છે કે એ લૂચ્ચો તેને જોરજૂલ્મથી ઉપાડી ગયો છે."

"એ છોકરી પેલા લૂચ્ચા માણસ સાથે ન્હાસી ગઇ છે એમ પણ લોકો કહે છે ને?" નવીન ગૃહસ્થ બોલ્યોઃ "લોકોના મ્હોઢે કાંઇ તાળાં વસાય છે? વારૂ, પણ એક વાર રેણુકાબાઇ સાથે મારી મુલાકાત કરાવી આપ."

પહેરેગીર નિરાશાથી મસ્તક હલાવતો બોલ્યોઃ "આ રુગ્ણાલયના રાજવૈદ્ય માત્ર તેની પાસે જાય છે. અહો મહારાજ! એ બાઇના સંબંધમાં આપણાં રાણી સરકાર પણ અત્યંત કાળજી રાખે છે. એમ કહેવાય છે કે તે બાઇ રાજમહેલમાં હતી તે વખતે એકાએક તેને દરદ લાગુ પડયું હતું.

"એ હું જાણું છું." પેલા ગૃહસ્થે કહ્યુંઃ "વારૂ, રાજવૈદ્ય તો તેને દરરોજ મળે છે ને?"

"હા, હમેશાં તેની તપાસ લે છે. એક પણ દિવસ પડતો નથી. પણ, મહારાજ! આપ જેવા મોટા ગૃહસ્થ સાથે હું સરખાપણાના નાતાથી વાત કરૂં તો તેથી આપને ગુસ્સો તો નહિ ચડે ને? આપ એ બાઇના કોઈ આપ્ત લાગો છો?"

"હા, હું તેનો નજીકનો આપ્ત છું; અને કદાચ તારા મુખમાંથી એકાદો શબ્દ વધુ ઓછો નિકળી જાય તો પણ હું તારાપર ગુસ્સે થવાનો નથી. ગરીબ માણસોની સાથે ગાઢા પરિચયમાં આવવાનો મારો સ્વભાવ છે." એમ કહેતાં તે ગૃહસ્થે ગજવામાંથી સોના મહોરની કોથળી પહેરેગીરની દૃષ્ટિએ પડે એવી રીતે થોડીક બહાર

કાઢી. પુનઃ તે કોથળી ગજવામાં સરકતાં અંદર સોનામહોરોનો અવાજ થયો.

એ સુવર્ણનાદથી મોહિત બનેલો પહેરેગીર બોલ્યોઃ " હું એમ કહેવા માગતો હતો કે એ બાઇને ગાંડપણ લાગુ પડયું છે. તેથી તે ધૂની અને હઠીલી બની ગઇ છે."

" ભાઇ! આવી સાચી વાતથી મારે ગુસ્સે શા માટે થવું જોઇએ? હું પણ અત્યારે તેની સ્થિતિ કેવી છે એ જોવાને માટે જ અહીં આવ્યો છું. એટલા માટે જે ખરી હકીકત હોય તે મારે જાણવી જ જોઇએ. માત્ર તું જે કાંઇ કહે તે સાચેસાચું કહેજે, એટલે બસ." નવીન ગૃહસ્થ બોલ્યો.

પહેરેગીરે જવાબ આપ્યોઃ " તેની મોટામાં મોટી હઠ એ છે કે તે વૈધરાજનું કશું પણ ઔષધ લેતી નથી. આ સ્થળે આટલા બધા રોગીઓ છે, પરંતુ વૈધરાજ જાતે કાંઇ બધાને તપાસતા નથી કિંવા દવા આપતા નથી. સઘળા રોગીઓની વ્યવસ્થા તેમના શિષ્યો અને માણસો કરે છે; જ્યારે આ બાઇને રાજવૈધ પોતે દવા આપતા છતાંયે તે લેતી નથી. એ તેની હઠ નહિ તો બીજું શું? વળી અહીં રહેવામાં તેને કશું દુઃખ નથી. અહીં તેની તબીયત એટલી બધી જાળવવામાં આવે છે કે એટલી તાબેદારી તો તેના ભાઇને ત્યાં તેના નોકરો પણ નહિ ઉઠાવતા હોય. આટઆટલું કરવા છતાં પણ તે જો વૈધરાજની દવા ન લે તો પછી તેને હઠીલી અને ધૂની કહેવામાં ખોટું શું છે? વૈધરાજ પણ કોણ જાણે તેનું આ વર્ત્તન કેમ સહન કરે છે?"

" શું એ બિલકુલ ઔષધ લેતી નથી?" નવીન ગૃહસ્થે પૂછ્યું.

પહેરેગીરે કહ્યુંઃ " હા, એક–બે વખત–બરોબર બે વખત તો

વૈદ્યરાજે તેને જમીન ઉપર પાડીને પરાણે તેનું મુખ ખોલીને પણ તેને ઔષધ આપવાનો પ્રયત્ન કરી જોયો હતો. વૈદ્યરાજે તો આ બધું તેના કલ્યાણને માટે કર્યું હતું. પરંતુ એ વિચિત્ર સ્ત્રીએ તમામ ઔષધ થુંકી નાખ્યુ. તેનું એક ટીપું પણ પોતાના પેટમાં જવા દીધું નહિ."

ગૃહસ્થ બોલ્યો: "એમાં તેને પણ દોષ દઇ શકાય નહિ. કેમકે ગમે તેમ તોયે એ તો બિચારી દિવાની-એને ભાન શાનું હોય?"

"એ વાત પણ ખરી છે." પહેરેગીર બોલ્યો: "તે દિવાની હોવાથી ગમે તેમ બકે તો પણ તેના તરફ બિલકુલ લક્ષ આપવું નહિ એવી સર્વ પરિચારકોને સખ્ત આજ્ઞા કરવામાં આવી છે."

નવીન ગૃહસ્થે પૂછ્યું: "પણ તેનું ગાંડપણ કેવા પ્રકારનું છે? તે શો લવારો કરે છે? તેને શી બાબતનો ભ્રમ થયો છે?"

"તે એમ કહે છે કે તેને દેવી ઇન્દિરાવતીના સંબંધમાં કેટલીક ગુપ્ત હકીકતની માહિતી છે." પહેરેગીરે કહ્યું: "પણ મને આશ્ચર્ય થાય છે કે આપ તેના આપ્ત હોવા છતાં એ વાતની આપને માહિતી નથી?"

"હું આટલા દિવસ પરદેશમાં હોવાથી આ બાબતની મને ખબર ન હતી." ગૃહસ્થે ખુલાસો કર્યો. પુનઃ તેણે ખીસામાંના દ્રવ્યનો ધ્વની પહેરેગીરના કાને પાડતાં તેને પૂછ્યું: "શું તેને અમુક મહત્વની ગુપ્ત વાર્તાની માહિતી છે એવો તેને ભ્રમ છે? વારૂ, તે સિવાય બીજું કાંઇ તે લવે છે ખરી?"

દ્રવ્ય-નાદથી લુબ્ધ બનેલો પહેરેગીર બોલ્યો: "આ ગાંડપણમાં એક વખત ધૂન આવતાં એ બાઇ દેવીના ચરણ પાસે જઇને

બડબડવા લાગી કે 'મને આપની ગુપ્ત વાર્તાની માહિતી છે. જો તે હું ગુપ્ત રાખું એવી આપની ઇચ્છા હોય તો આપ મને મોટી જાગીર આપો, પાંચ લાખ મહોરો આપો અને એવી બીજી મારી સામાન્ય માગણીઓ પૂરી કરો. જો આપ મારી માગણી પૂરી પાડશો તો હું આપની ગુપ્ત વાર્તા પ્રકટ કરીશ નહિ.' એ પ્રમાણે તે બાઇ બોલી હતી."

"અરેરે! ગરીબ બિચારી. તેને પણ વૃદ્ધાવસ્થામાં આ કેવી ઘેલછા લાગુ પડી છે!" નવીન ગૃહસ્થે લાગણી પૂર્વક ઉદ્‌ગાર કાઢયો.

"હા," પહેરેગીરે કહ્યું: "પરંતુ આપણાં રાણી સરકાર કેટલાં બધાં દયાળુ છે? જૂઓ, એ વૃદ્ધાએ પોતાની સમક્ષ આવી ને પોતાને આટલો ત્રાસ આપ્યો તેમ છતાંયે તેના પર ગુસ્સે નહિ થતાં દેવીએ ખુદ રાજવૈદ્યને આજ્ઞા કરીને તેનું મગજ ઠેકાણે લાવવાને ઔષધની વ્યવસ્થા કરી છે. ખરેખર દેવીનું અંતઃકરણ અત્યંત દયાળુ છે!"

ગૃહસ્થ બોલ્યો: "દેવીનું અંતઃકરણ માયાળુ છે એ વાતનો તો મને પણ અનેક વાર અનુભવ થયો છે! પરંતુ આ બધી વાર્તા તારા જાણવામાં કેવી રીતે આવી?"

"એ મેં ખુદ વૈદ્યરાજના મુખેથી સાંભળી હતી." પહેરેગીરે જણાવ્યું: "આ રુગ્ણાલયના અન્ય પરિચારકો તથા હું એક વખત એકત્ર બેઠા હતા તે વખતે વૈદ્યરાજે અમારી પાસે આવીને આ બાઇને લગતી વિલક્ષણ હકીકત અમને જણાવી હતી. એ સાંભળીને અમારાં તો હસતાં હસતાં પેટ દુઃખવા આવ્યાં હતાં. અમારા વૈદ્યરાજનો સ્વભાવ મળતાવડો છે. ખરેખર તે પરોપકારી અને સુસ્વભાવી ગૃહસ્થ છે."

" હોવા જ જોઇએ. તે વિના રાજવૈદ્યની પદવી ક્યાંથી મળે ? " નવીન ગૃહસ્થે અનુમોદન આપ્યું.

પહેરેગીરે જણાવ્યું: " આ વૃદ્ધાને અહીં લાવવામાં આવી તેના બીજા જ દિવસે વૈદ્યરાજે તેના સંબંધમાં અમને અનેક રમુજી વાતો કહી હતી, અને આ રુગ્ણાલયમાં જેટલા નોકરો હતા તે તમામને તેમણે પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું. એ દ્રવ્ય રાણીએ જ મોકલાવ્યું હતું."

" ત્યારે તો એ બાઇના અત્ર આવવાથી તમને ઠીક લાભ થયો ! " ગૃહસ્થ સ્મિત કરતો બોલ્યો: " વારૂ, પણ એ ખાય છે પીએ છે ખરી કે નહિ ? "

" એ બાબતમાં પણ વૈદ્યરાજની પરોપકારિતા જણાઇ આવે છે. " પહેરેગીરે જવાબ આપ્યો: " દિવસમાં બે વખત તેને ઉત્તમ સુગ્રાસ અન્ન પહોંચાડવામાં આવે છે. "

" વારૂ, પણ તમારા બોલવા ઉપરથી એમ લાગે છે કે એ બાઇને ખાસ સ્વતંત્ર ઓરડીમાં રાખવામાં આવતી હોવી જોઇએ." ગૃહસ્થે પૂછ્યું.

" હા, તેને માટે સ્વતંત્ર ઓરડી રાખવામાં આવી છે." પહેરેગીરે જવાબ આપ્યો: " તેનું બિછાનું, ઓઢવાનું વગેરે પણ બધું સર્વોત્તમ છે. ખરૂં પૂછાવો તો તેના ભાઈ નગરશેઠ લક્ષ્મીધનને ત્યાં પણ જેટલી તેની સગવડ નહિ જળવાતી હોય તેટલી સગવડ અહીં જાળવવામાં આવે છે. મને લાગે છે કે તેની અહીં આટલી બધી તાબેદારી ઉઠાવવામાં આવે છે એવું જો લોકોમાં જાહેર થયું તો પછી બીજી સ્ત્રીઓ પણ આ રુગ્ણાલયમાં પ્રાપ્ત થતા સુખની આશાથી દેવીશ્રી પાસે જઇને આ બાઇની પેઠે ધમકી આપવા લા-

ગશે! પણ કોણ જાણે આ બાઇ એટલી વિચિત્ર છે કે તે ખોરાકમાં માત્ર થોડા ભાત અને રોટલી સિવાય બીજા કશા પણ પદાર્થને સ્પર્શ સુદ્ધાંત કરતી નથી."

"એ એમ શા માટે કરે છે?" નવીન ગૃહસ્થે પૂછ્યું.

પહેરેગીરે જવાબ આપ્યો: "એ સમજાતું નથી. અમારા વૈદ્યરાજ આટલા માયાળુ અને સાધુ પુરુષ છે, છતાં તે બાઇના આ વિચિત્ર વર્ત્તનથી તેમને પણ ગુસ્સો ચડી આવે છે."

"વારુ, પણ જો આજે એ બાઈ સાથે મારી મુલાકાત થાય તો જો–" એમ કહીને નવીન ગૃહસ્થે ગજવામાંથી બે મહોરો કાઢી.

પહેરેગીર બોલ્યો: "મહારાજ! મારી નોકરી જવાની ભીતિ ન હોત તો મોટા આનંદપૂર્વક મેં આપનું આટલું કામ કર્યું હોત. આપને તેની મુલાકાતે લઇ જવા માટે રાજવૈદ્યની પરવાનગી જોઇએ. આજે કદાચ હું એમ કહું કે આપે રાજવૈદ્યની પરવાનગી મેળવી છે. પરંતુ આવતી કાલે વાત જાહેર થતાં મારૂં પોગળ ફુટે અને મારે કડક શિક્ષા સહન કરવી પડે."

"પણ મને કહે, મેં પરવાનગી મેળવી હતી કે નહિ, એવું વૈદ્યને કોણ કહે?" ગૃહસ્થે પૂછ્યું.

"બીજું તો કોણ કહે? અત્યારે જે પરિચારિકા એ બાઇ પાસે હોય તે." પહેરેગીરે જવાબ આપ્યો.

"તેના સિવાય બીજું કોઇ તારી વાત જાહેર નહિ કરે એવી તારી ખાત્રી છે?" ગૃહસ્થે બીજો પ્રશ્ન કર્યો.

"હા," થોડી વાર વિચાર કરીને પહેરેગીરે જવાબ આપ્યો: "તેના સિવાય બીજા કોઇની મારફત આ વાત પ્રકટ થવાનો સંભવ નથી."

નવીન ગૃહસ્થ આ પહેરેગીરની બિલકુલ નજીક જઇને જાણે તેની સાથે પોતાને ગાઢ પરિચય હોય એવા સ્વરથી કહેવા લાગ્યો: "વારૂ, મને કહે, અહીં કેટલાનાં ખીસાં ગરમ થાય તો આ કામ થઇ શકે ? એ પરિચારિકાનું મુખ બંધ કરવાને માટે બીજી કેટલી મહોરો જોઇશે ? લે, આ દશ મહોરો તને આપું છું. તેની તને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કર. હું તેનો તારી પાસે હિસાબ માગવાનો નથી. મેં કહ્યું તે સમજ્યો ને ?"

"ત્યારે હું એક વખત જઇને પ્રયાસ કરી જોઉં." પહેરેગીરે કહ્યું.

"એમ નહિ, આ દ્રવ્ય લે અને મને પણ તારી સાથે જ લઈ જા. અહીં એકલા ઊભા રહેવું તે મારા જેવા ગૃહસ્થને માટે યોગ્ય નહિ."

એક પછી એક એમ અનેક ઓરડીઓ વટાવતા અને અનેક પ્રકારના રોગીઓ તરફ દૃષ્ટિ કરતા એ બન્ને ઇષ્ટ સ્થળે જવા લાગ્યા. છેવટે જ્યાં કડક બંદોબસ્તપૂર્વક દિવાના દરદીઓને રાખવામાં આવતાં હતાં ત્યાં તેઓ આવી લાગ્યા.

તે સ્થળે ઊભો રહીને પહેરેગીર બોલ્યો: "તમે અહીં ઊભા રહો. હમણાં પેલી પરિચારિકાને અહીંથી જતી આપે જોઇ તેજ રેણુકાબાઇની તહેનાતમાં છે. તેને મળીને નક્કી કરી આવું છું."

એમ કહીને એ પહેરેગીર ત્યાંથી ચાલ્યો ગયો; અને નવીન ગૃહસ્થ તેના પાછા ફરવાની રાહ જોતો ત્યાંજ ઉભો રહ્યો. લગભગ પાએક ઘટિકા થઇ હશે. પહેરેગીર પાછો આવ્યો અને બોલ્યો: "મહારાજ ! આપની ઇચ્છા પૂર્ણ થઇ શકશે. મારી સાથે ચાલો."

પછી તે બન્ને એક ચાલીમાં થઇને આગળ વધ્યા. તે ચાલીની

બન્ને બાજુએ ઓરડીઓજ હતી. તેમાંની એક છેવટની ઓરડીના દ્વાર પાસે પહેરેગીર ઊભો રહ્યો અને બોલ્યો: " આ છેવટની ઓરડી દરેક રીતે સગવડવાળી હોવાથી તેમાં એ બાઇને રાખવામાં આવી છે. આપ અંદર જઇને તે બાઇને મળી આવો. પણ તુરત બહાર આવજો. ઢીલ કરતા નહિ, નહિતો કદાચ વાંધો આવી જશે. "

એમ કહેતાં તેણે ઓરડીનું દ્વાર ખોલ્યું અને પેલો ગૃહસ્થ રેણુકાબાઇ સમક્ષ ઊભો રહ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.

### રેણુકાબાઇ.

પહેગીરના જણાવવા મુજબ આ ઓરડી એક શ્રીમંતને રહેવા યોગ્ય હતી. તેની ત્રણે બાજુએ બારીઓ હોવાથી ખુલ્લી હવા અને પ્રકાશ પુષ્કળ પ્રમાણમાં આવતાં હતાં; અને જે જે વસ્તુની જરૂર પડે તે તે તમામ વસ્તુ ત્યાં હાજર હતી. રેણુકાબાઇ મૂળથીજ શરીરે કૃશ તો હતીજ; તેમાં પણ અહીં આવ્યા પછી તે વિશેષ કૃશ બનીને અત્યારે તેનું શરીર હાડપિંજરના જેવું જણાતું હતું. પરંતુ તેની મુદ્રા અત્યારે પણ નિર્વિકારી દેખાતી હોવાથી તેની મુદ્રા પરથી તે અહીં સુખી છે કે દુઃખી તેનું અનુમાન થઈ શકે તેમ ન હતું.

નવીન ગૃહસ્થ અંદર ગયો, તે વખતે રેણુકાબાઇ બિછાના પર પડેલી હતી. તેની શૂન્ય દૃષ્ટિથી તે વિચાર નિમગ્ન બનેલી દેખાતી હતી. હમેશાં આવ-જા કરનાર પરિચારિકા માંહેની કોઇએ પોતાની

ઓરડીનું દ્વાર ખોલ્યું હશે એમ લાગવાથી તેણે આ ગૃહસ્થ તરફ દૃષ્ટિ પણ કરી નહિ. તથાપિ પુનઃ દ્વાર બંધ થવા છતાંયે આ માણસ પાછો ગયો નહિ એ લક્ષમાં આવતાં તેણે તેના તરફ દૃષ્ટિ ઉંચી કરીને જોયું. પરિચારિકાને બદલે કોઇ અજાણ્યા ગૃહસ્થને પોતાની સામે ઊભેલો જોવાથી તે બિછાનામાં બેઠી થઇ ગઇ.

એ જોઇને પેલો નવીન ગૃહસ્થ બોલ્યોઃ "બાઇ ! હું કાંઈ તમારા શત્રુ પક્ષનો નથી. તમારો મિત્ર છું."

તેના તરફ સંશયાત્મક દૃષ્ટિથી જોતી રેણુકા પટપટીઃ "કદાચ મિત્ર હશો! જો ઇશ્વરે મારો ત્યાગ નહિ કર્યો હોય તો તે મિત્ર પણ મોકલશે !"

"બાઇ! નવીન ગૃહસ્થ બોલ્યોઃ "તમને જે જે મનુષ્યો પ્રિય છે તેમાંથી ઘણાખરાનો સ્નેહ મેં સંપાદન કરેલો છે."

"પરંતુ આપનું નામ પ્રથમ જણાવો." રેણુકાએ કહ્યું.

"રણવીર જયચંદ્ર!" નવીન ગૃહસ્થે પ્રત્યુત્તર કર્યો.

"શું કહો છો?" રેણુકા અત્યંત આશ્ચર્યપૂર્વક બોલીઃ "વિલાસપુર રાજ્યના ભૂષણ–ભૂત રણવીર જયચંદ્ર તે આપ પોતે જ? પ્રથમ જે રાણીના કૃપાને પાત્ર થયા હતા, પરંતુ પાછળથી જેમના પર રાણીની અવકૃપા થયેલી—"

"હા, તેજ હું. હવે હું પુનઃ રાણીની કૃપાને પાત્ર થયો છું." જયચંદ્રે જવાબ આપ્યો.

એ સાંભળતાં ત્રિલક્ષણ મુદ્રા કરીને રેણુકા બોલીઃ "પણ આપને અહીં શું કામ છે? જો આપ પૂર્વ પ્રમાણે જ રાણીની અવકૃપાને પાત્ર હોત તો કદાચિત્ આપનું આગમન મિત્રત્વનું છે એમ હું માનત. પરંતુ હવે તો આપ પોતેજ જણાવો છો કે આપ તેની કૃપાને પાત્ર થયેલા છો. છતાં પણ એ દુષ્ટ રાણીએ જેને હેરાન

કરવાનો નિશ્ચય કર્યો છે તેની સાથે મિત્રભાવનાથી વર્ત્તવાનો દંભ કરો છો. એ કોઇ પણ માની શકે ખરૂં ?"

ઉદાર દિલનો જયચંદ્ર બોલ્યોઃ "તમને હેરાન કરવાને માટે રાણી તરફથી લેવામાં આવતા ઉપાયો વિષેની હકીકત મારા જાણવામાં આવી છે; અને એથી મને ખરેખર અત્યંત ખેદ થાય છે. એટલું જ નહિ પણ એક મનુષ્યે કેવળ અધિકારના જોર ઉપર બીજાને ત્રાસ આપવો એ અત્યંત હલકાપણાનું કાર્ય છે એવું મારા મનને થાય છે; અને એથી મારૂં મન એક સરખું બળ્યા કરે છે."

"આપને મારા જેવી એક સામાન્ય વૃદ્ધાની દયા આવવાથી આપ અહીં મારી ખબર કાઢવા આવ્યા, તે માટે ઇશ્વર આપનું કલ્યાણ કરો. આપની આ પરોપકારિતાનો બદલો માત્ર એક ઇશ્વર જ આપી શકે તેમ છે." રેણુકા બોલી. જયચંદ્રના શબ્દોની અસર તેના મનપર થઇ હતી.

"રેણુકાબાઇ ! મને મારા શ્રમનો બદલો તો હું ત્યારેજ મળેલો ગણું કે જ્યારે તમે આ સ્વર્ગ સમા દેખાતા નરકાગારમાંથી મુક્ત થઇને પુનઃ તમારા વિયોગથી દુઃખી થતાં તમારાં પ્રિય આપ્તજનોને પ્રાપ્ત થાઓ !" સરદાર જયચંદ્રે પોતાની ઇચ્છા પ્રકટ કરી.

રેણુકાએ પૂછ્યુંઃ "આપ જ્યારે મિત્રતાપૂર્વક મને મળવાને આવ્યા છો ત્યારે તો મારાં આપ્તજનોની માહિતી આપને હશે. મારો ભાઇ–લક્ષ્મીધન એટલો શાંત અને એટલો દયાળુ છે કે કોઇના ઉપર અમસ્થો હાથ ઉગામવાની પણ તે ઇચ્છા કરે નહિ. છતાં પણ મારા સાંભળવામાં આવ્યું છે કે તેણે રાણીના એક સિપાહીનો જાન લીધો છે એવો તેના ઉપર આરોપ મૂકીને તેને પણ હેરાન કરવા માંડયો છે."

" પરંતુ તમારા બોલવા ઉપરથી જણાય છે કે તમારા બંધુનું નિરપરાધીપણું સિદ્ધ થયાની વાત તમારા જાણવામાં આવી લાગતી નથી. " જયચંદ્રે કહ્યું.

" આ વાત સાચી છે ? " અત્યાનંદપૂર્વક તેની સામે જોતી રેણુકા બોલી: " જો આપ મને આવી આનંદની વાત કહેવાને આવ્યા હો તો–"

જયચંદ્રે જવાબ આપ્યો: " હા, બાઇ ! એ વાત સાચી છે. એમાં જરીક ગેરસમજ થઇ હતી. એ સિપાહી સત્યવર્માની તલવારનો ભોગ થઇ પડયો હતો. "

" ત્યારે રાણીએ મારા બંધુને તુરંગમાં નાખીને તેનું અપમાન કર્યું નહિ હોય ? " રેણુકાએ પૂછયું.

જયચંદ્ર બોલ્યો: " કેટલીક ઘટિકાપર્યંત લક્ષ્મીધનને અટકમાં રાખવામાં આવ્યા હતા. જગદેવે પ્રથમ લક્ષ્મીધન અને તેમના સેવક બલદેવ ઉપર ખૂનનો ભયંકર આરોપ મૂકીને તેમને પકડયા હતા. પરંતુ થોડા સમયમાં જ સત્યવર્મા પકડાવાથી તેના હાથે પેલા સિપાહીનું ખૂન થયાની વાત જાહેર થઇ. પોતાના ઉપર આવો અપમાનાસ્પદ પ્રસંગ આવવાથી લક્ષ્મીધન શેઠને ખેદ થવાથી મૂર્છા આવી હતી. વૈદ્યે સ્હેજ રક્તમોક્ષ કર્યા પછી તે સાવધ થયા. હવે તે ખુશીમાં છે. પરંતુ આ બધી હકીકત તમારા જાણવામાં કેમ ન આવી, એ બાબતનું મને આશ્ચર્ય થાય છે ! "

" મહારાજ ! આપનું આ ભાષણ મારે માટે તો પ્રત્યક્ષ આકાશવાણી રૂપ જ છે. " રેણુકા આનંદપૂર્વક બોલી: " આપે ખરેખર આ આનંદવાર્તા મને જણાવી છે. ઇશ્વરને મારી પ્રાર્થના છે કે તે સદૈવ આપનું કલ્યાણ કરે. "

" તમારા બંધુના સંબંધમાં આ લોકોએ તમને આવી રીતે અનિશ્ચિતતામાં રાખવાં જોઇતાં ન હતાં. પરંતુ આમ કરવાનું કારણ શું તે સમજાતું નથી. "

" તેનું કારણ સ્પષ્ટ જ છે. " રેણુકાએ જણાવ્યું: " મારી સાથે શત્રુત્વ કરનાર રાણીની ઇચ્છા એવી છે કે મારૂં મસ્તક ફરી જઇને હું ગાંડી બની જઉં! એથી મારૂં મન પ્રસન્ન થાય એવી કશી પણ વાત મને કરવી નહિ એવી 'રાણીએ રાજવૈદ્યને ખાસ આજ્ઞા કરેલી હોવી જોઇએ. "

" ત્યારે તો આપને મારે પુષ્કળ હકીકત જણાવવી પડશે. " જયચંદ્રે કહ્યું.

" પણ પ્રથમ મને મારા ભાઇને લગતા પૂરેપૂરા સમાચાર જણાવો. " રેણુકા બોલી.

જયચંદ્ર બોલ્યો: " બાઈ આપના બંધુના સંબંધમાં હું આથી વિશેષ કશું જણાવી શકું તેમ નથી. "

" પરંતુ એ જીવન્ત તો છે ને ? દુષ્ટ રાણીએ તેનો પ્રાણ તો લીધો નથી ને ? "

" ના, તે જીવન્ત છે. " જયચંદ્રે ઉત્તર આપ્યો: " એટલું જ નહિ પરંતુ તેમની કન્યા ઇન્દિરાવતી તેમને મળવાથી હવે તેમની તબીયત અગાઉ કરતાં ઘણી જ સુધરી ગઇ છે. "

" શું ! ઇન્દિરાવતી પાછી આવી ? આ વિશેષ આનંદદાયક વર્તમાન. " રેણુકાએ ઉદ્દગાર કાઢયો.

" ઇન્દિરાવતી સુખરૂપ પાછી આવીને તેના પિતાને મળી છે." જયચંદ્રે જણાવ્યું: " વળી વિશેષ આનંદ વર્ત્તમાન એ છે કે કામ-

સેન અત્યારે હયાત છે અને તેજ ઇન્દિરાવતીને અહીં વિલાસપુર લાવ્યો છે."

ઉત્તરોત્તર આનંદદાયક સમાચાર મળવાથી રેણુકા તો આશ્ચર્યચકિત બનીને બે ચાર પળ જયચંદ્રની સામેજ જોઇ રહી. તેની સ્થિતિ અત્યારે અત્યંત વિલક્ષણ બની ગઇ હતી. પોતે જણાવેલા સમાચારથી તેને આટલો આનંદ થયેલો જોઇને જયચંદ્રને પણ સંતોષ થયો.

થોડી વારે રેણુકા બોલીઃ "આજ સુધી મારા ઉપર એક પછી એક આવી પડેલાં સંકટો જોઇને મને તો એમ જ થતું હતું કે મારા પૂર્વજન્મના સંસ્કારથી ઇશ્વરની મારા ઉપર અવકૃપા જ થઇ છે; પણ નહિ, ઇશ્વર કાંઇ અમને વિસરી ગયો નથી. આપ મને આ આનંદવર્ત્તમાન જણાવવાને અહીં આવ્યા છો એ આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. જાણે ઇશ્વરે જ માનસિક યાતનામાંથી મારો ઉદ્ધાર કરવાને પોતાના દૂતને આજે અહીં મોકલ્યો હોય, એવું મારા મનને થાય છે! પણ મારી માલતીની શી ખબર છે?"

"તે પણ અત્યારે કુશળ છે અને રાણીના જૂલ્મમાંથી મુક્ત થઇ ગઇ છે." જયચંદ્રે જવાબ આપ્યોઃ "પરંતુ તે વસંત–મંદિરમાં નથી. તે કયે સ્થળે છે એ જો રાણીના જાણવામાં આવે તો તે પુનઃ પણ માલતીને હેરાન કર્યા સિવાય રહે નહિ. એથી તેના હિતચિંતકોએ તેને વિલાસપુરમાં જ કોઇ સ્થળે ગુપ્ત રાખી છે."

"એ સુખરૂપ હોવાનું જાણીને મને અત્યંત આનંદ થાય છે. પરંતુ તે જે સ્થળે છે ત્યાંના લોકો તો વિશ્વાસુ છે ને?" રેણુકાએ પ્રશ્ન કર્યો.

"તે મારા સાસરા ચંદ્રશેખરને ઘેર છે. ગઇ કાલે જ મેં

તેમની કન્યા સ્નેહલતાની સાથે લગ્ન કરેલ છે." જયચંદ્રે કહ્યું.

"એ લગ્ન આપને સુખદાયક થાઓ." રેણુકાએ આશીર્વાદ આપ્યો: "વારૂ, પણ લક્ષ્મીધન અને ઇન્દિરાવતી ક્યાં છે ?"

"તે બન્ને વસંત-મંદિરમાં જ છે." જયચંદ્રે જવાબ આપ્યો: "ઇન્દિરાવતી આવ્યા પછીથી લક્ષ્મીધનની પ્રકૃતિ ઘણી જ સુધરી ગઇ છે."

રેણુકા બોલી: "ઇન્દિરાવતી કામસેનને મુક્ત કરવાને માટે ગઇ હતી. જો તેની સહાયથી કામસેન મુક્ત થયો હશે, તો રાણી ઇન્દિરાને પણ હેરાન કર્યા સિવાય રહેશે નહિ. પણ કદાચિત્ રાણીએ કામસેનને ક્ષમા કરી હશે !"

"ના, તેને હજુ ક્ષમા કરી નથી." જયચંદ્રે ઉત્તર આપ્યો: "મારી ખાત્રી છે કે તેને તથા બીજાઓને ક્ષમા મળી શકે તેમ છે; પરંતુ રેણુકાબાઇ ! એ બધું તમારા હાથમાં છે."

"શું ! મારા હાથમાં છે ?" રેણુકાએ આશ્ચર્યસહ પૂછયું.

"હા, બાઇસાહેબ ! તમારા જ હાથમાં છે." જયચંદ્રે જવાબ આપ્યો: "એ સંબંધમાં જ તમારી સાથે વાત કરવાને હું અહીં આવ્યો છું. પણ તે પહેલાં એટલું જણાવવાની જરૂર છે કે મણિપુરમાં કામસેનની થયેલી મુક્તતાના સબંધમાં ઇન્દિરાવતી ઉપર કશું પણ સંકટ આવનાર નથી. રાણી એમ માને છે કે વસંત-મંદિરના મનુષ્યોને પોતે જે કષ્ટ આપ્યું છે તે જ ઇન્દિરાવતીને શિક્ષા પૂરી છે. એટલે હવે લક્ષ્મીધન શેઠ અને તેમની કન્યાને વિશેષ હેરાન કરવાની રાણીની ઇચ્છા નથી."

"વારૂ, પણ કામસેન ગુપ્તપણે વસંત-મંદિરમાં તો રહ્યો નથી ને ? નહિ તો વળી એને ખાતર મારા બંધુ લક્ષ્મીધન ઉપર પાછું

નવીન સંકટ આવશે!" રેણુકાએ ચિંતાપૂર્ણ સ્વરે કહ્યું.

જયચંદ્રે ઉત્તર આપ્યો: "કામસેન, શ્રીપતરાય અને વિશ્વદત્ત, એ ત્રણે જણા અન્ય સ્થળે અતિ ગુપ્તપણે નિવાસ કરી રહ્યા છે."

"અને સત્યવર્માનું શું થયું?" રેણુકાએ પ્રશ્ન કર્યો.

"તે માત્ર હજી બંધીખાનામાં છે." જયચંદ્રે કહ્યું: "પરંતુ તેના સંબંધમાં પણ થોડા સમયમાં આનંદપ્રદ વર્તમાન જણાવવાનો પ્રસંગ આવશે. તેના સંબંધમાં રાણીને મોટો વિચાર થઇ પડયો છે."

રેણુકાને જાણે કાંઇક યાદ આવ્યું હોય એવા ભાવપૂર્વક તે બોલી: "અને વસંતિકાબાઇનું શું થયું? એ પણ રાણીના જુલ્મનો ભોગ થઈ પડી હતી. એ છોકરી બિચારી માયાળુ છે."

"એ વાત સાચી છે. રાણીએ તેને તથા પ્રદ્યુમ્નરાયના દીકરા સૂર્યદત્તને પણ કેદ કર્યાં હતાં. કારણ કે એ બન્ને તમારી મુક્તતાને માટે પ્રયત્ન કરતાં હતાં, એમ રાણીના જાણવામાં આવ્યું હતું." જયચંદ્ર બોલ્યો.

રેણુકા દીર્ઘ નિઃશ્વાસ નાખતી બોલી: "અરેરે! મારે ખાતર એ બિચારાંને એટલું દુઃખ સહન કરવું પડયું!"

"પણ હવે તેમના સંબંધમાં ચિંતા કરવાની જરૂર નથી." જયચંદ્રે કહ્યું: "તેઓ હવે દુઃખમાં નથી. પ્રદ્યુમ્નરાય મરણ પામ્યા છે. એટલે સૂર્યદત્ત પોતાના જાગીર સંભાળવા અને પિતાની ઉત્તર-ક્રિયા કરવાને ગયો છે. વસંતિકાને પણ તેના અપરાધની રાણીએ ક્ષમા કરી છે. સુર્યદત્ત તેના વડિલના ક્રિયામાંથી પરવાર્યા પછી વસંતિકા સાથે લગ્ન કરનાર છે."

"એ બન્ને જણાં એકદમ મુક્ત થઈ ગયાં એ જાણીને મને આનંદ થાય છે. પ્રભુ તેમનું પણ કલ્યાણ કરો."

જયચંદ્ર થોડી વાર મૌન રહ્યો. ત્યારપછી અત્યંત ગંભીર મુદ્રા ધારણ કરીને તે જે કાર્યને માટે અહીં આવ્યો હતો એ મહત્ત્વના કાર્યની પ્રસ્તાવના કરતો બોલ્યો: "રેણુકાબાઇ! હવે આપણે તમારા સંબંધમાં વાત કરીએ. એ તો સ્પષ્ટ જ છે કે તમારે અહીં વિપત્તિમાં દિવસો પસાર કરવા પડે છે."

"મારી શત્રુ હું ગાંડી છું એમ કહે છે. પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને માટે મને ખરૂં ગાંડપણ લાગુ પાડવાનો તેનો વિચાર છે. પણ મારો પ્રાણ જાય તો ભલે પરંતુ હું તેનું ઔષધ તો કદી પણ લેનાર નથી. તેઓ ગમે તે ઔષધ આપીને મને ગાંડપણ લાગુ કરવાનાં છે! બિચારી વસંતિકાએ મને વખતસર સુચના આપવાથી જ મારો બચાવ થયો છે. નહિ તો મૂઆ વૈદ્યે કયારનીયે મને ગાંડી બનાવી મેલી હોત." રેણુકાએ પોતાની હકીકત જણાવી.

જયચંદ્ર બોલ્યો: "તમે ઔષધ લેતાં નથી એ એક પહેરેગીરના મુખથી મારા જાણવામાં આવ્યું છે પણ તમે ભાત અને રોટલી સિવાય બીજું કાંઇ ખાતાં નથી તેનું કારણ શું?"

"એનું કારણ એ છે કે જો તે ઔષધમાં કશો સ્વાદ હોય તો તે ભાત અને રોટલીમાં નાખવામાં આવ્યાથી જણાઇ આવ્યા સિવાય રહે નહિ. એટલા માટે હું ભાત અને રોટલી જ ખાઉં છું. કેમકે દાળ શાકમાં તે ઔષધ નાખી દે અને તેનો સ્વાદ ન વર્તાય તો ઉપાધિ થાય! આટલા દિવસ તો મેં તેનું ઔષધ પેટમાં જવા દીધું નથી. પણ છેવટ સુધી એ પ્રમાણે રહી શકશે કે કેમ એ બાબત મને શંકા છે." રેણુકાએ જણાવ્યું.

"તમે જો તમારો નિશ્ચય આ પ્રમાણે જ રાખશો અને આવી જ સાવધાનતા રાખશો તો મારી ખાત્રી છે કે તેમની ઇચ્છા પૂર્ણ

થઇ શકશે નહિ. આ બાબતમાં રાણીનો હેતુ શો છે તે હું સમજી ગયો છું. તે તમારા કલ્યાણને માટે બધી વ્યવસ્થા રાખે છે એવો લોકોને ભાસ કરાવવાનો તેનો હેતુ છે. એટલે સ્વતંત્રતા સિવાય તમને કોઇ પણ પ્રકારની હરકત દેખાવી ન જોઇએ, તે માટે તો તો ખાસ રાજવૈદ્યે જ તમારી સારવાર કરવી એવી રાણીએ સૂચના કરેલી છે. તમારી તબીયત સારી રહે અને તમને સારી રીતે ભૂખ લાગે એટલા માટે તો આ ખૂલ્લી હવાવાળી અને દરેક જાતની સગવડવાળી ઓરડી તમને આપી છે."

"અને એટલા માટે જ મારી સામે દરરોજ અનેક પ્રકારનાં પકવાન્નો મૂકવામાં આવે છે." રેણુકા બોલી: "હું પકવાન્નના સ્વાદથી લલચાઇને તે ખાવા માંડું તો પછી એક રોજ તેમાં પેલું ઔષધ નાખીને મને દિવાની બનાવી દેવાનો તેનો ચોક્કસ ઇરાદો છે!"

"પરંતુ એટલી તો મારી ખાત્રી છે કે અગાઉ તમને દવા આપવાને માટે તમારા ઉપર એક–બે વખત જેવો જૂલ્મ કરવામાં આવ્યો હતો તેવો જૂલ્મ હવે કરવામાં આવશે નહિ. કારણ કે તમારા ઉપર જૂલ્મ થાય તો એ વાત અહીંના નોકરો દ્વારા બહાર ગયા સિવાય રહે નહિ. લોકોના જાણવામાં એવી વાત આવે તે રાણીને કોઇ રીતે પસંદ નથી." જયચંદ્ર બોલ્યો.

"પણ આ બંધીવાસમાંથી મારી મુક્તતા થવાને માટે કશો માર્ગ છે કે નહિ?" રેણુકાએ પૂછ્યું.

"બાઇ સાહેબ! હું જે કહું તે ધ્યાન આપીને સાંભળી લ્યો." જયચંદ્ર બોલ્યો: "તમને મુક્ત કરાવવાના ઉદ્દેશથી તો આજે અહીં હું તમારી પાસે આવ્યો છું. મારે અનેક બાબતો સિદ્ધ કરવાની છે. એક

તો એ કે અહીંથી આપને મુક્ત કરાવવાં; બીજી વાત સત્યવર્મા અને તેના ભાઈઓને કરવામાં આવેલી શિક્ષા રદ કરાવવી; કામસેન અને તમારી ભત્રીજી ઇન્દિરાવતીનાં લગ્ન કરવાને માટે કામસેનનું નિર-પરાધીપણું સાબિત કરાવવું એ ત્રીજી વાત; અને ચોથી બાબત એ કે માલતીને રાણી તરફથી વિશેષ હેરાનગતિ વેઠવી ન પડે એવો ઉપાય યોજવો. એ સિવાય બીજી પણ કેટલીક બાબતો મારે સિદ્ધ કરવાની છે."

"ખરૂં છે, આ બધી બાબતો અવશ્ય થવી જ જોઈએ." રેણુકા આનંદપૂર્વક બોલી.

"પણ એ બાબતો માત્ર તમારી સહાયથી જ બની શકે તેમ છે. તે સિવાય બીજો એકે માર્ગ દેખાતો નથી." જયચંદ્ર હવે મુખ્ય મુદ્દા ઉપર આવ્યો.

આ વેળાએ અત્યંત ગાંભિર્ય ધારણ કરીને રેણુકા બોલી: "અહો, સરદારસાહેબ ! આપના આ ભાષણનો અર્થ મારા સમજવામાં આવતો નથી."

જયચંદ્રે પણ એટલા જ ગાંભિર્યપૂર્વક કહ્યું: "બાઈ-સાહેબ ! હું સ્પષ્ટ શબ્દોમાં બોલીશ. રાણીના સુખનો કિંવા કીર્તિનો નાશ થાય એવી અમુક ગુપ્ત વાર્તા તમારા જાણવામાં છે."

રેણુકા ગાંભિર્યપૂર્વક પરંતુ પોતાના ચ્હેરા ઉપર સારો કે નરસો કશો પણ ફેર પડવા દીધા સિવાય બોલી: "એ કેવી રીતે આપના જાણવામાં આવ્યું ?"

જયચંદ્રે જવાબ આપ્યો: "માલતીએ મને જે હકીકત કહી છે તેનો તથા રાણીએ માલતી અને તમારી સાથે ચલાવેલા વર્ત-

નનો વિચાર કરી જોતાં મેં જે અનુમાન કાઢયું છે તે ખરૂં છે એવી મારી પક્કી ખાત્રી છે."

"ત્યારે જે વાત મારા જાણવામાં છે તે આપને જણાવવી એવી માલતીની ખાસ ઇચ્છા છે?" રેણુકા બોલી:

"હા, છે." જયચંદ્રે કહ્યું.

"પણ એ બાબત મારી ખાત્રી શી રીતે થાય? કદાચિત્ મને અધિક સંકટમાં નાખવાને માટે–" રેણુકાએ બોલી.

પરંતુ તેને આગળ બોલતી અટકાવીને જયચંદ્ર કહેવા લાગ્યો: "હું કાંઇ કાચો માણસ નથી. હું જાણતો જ હતો કે તમને આવી શંકા આવશે. તેથી તમારો સંશય દૂર કરવાનાં સાધનો હું મારી સાથે લાવ્યો છું. આ જયચંદ્રના શબ્દો પર દરેકનો વિશ્વાસ બેસવો જ જોઇએ એવો આજ સુધીનો આ જયચંદ્રને અનુભવ છે. તેમ છતાં પણ તમારા ઉપરના બે પત્રો-એક માલતીનો અને એક તમારી ભત્રીજી ઇન્દિરાવતીનો હું મારી સાથે લાવ્યો છું."

રેણુકાએ એ બન્ને પત્રો એક પછી એક વાંચી જોયા. પત્રો વાંચ્યા પછી તે બોલી: "અહો, જયચંદ્ર! હું આટલું સાવધપણું રાખું છું તે માટે આપે માઠું લગાડવું નહિ. મેં આ જગતની લબાડીનો એટલો અનુભવ મેળવેલો છે કે જો સાક્ષાત્ બ્રહ્મદેવ આવીને પણ મારી સામે ઊભા રહે, તો પણ મને ફસાવીને સંકટમાં નાખવા માટે મારા શત્રુનો ગુપ્ત જાસુસ આવ્યો છે એમ હું માનું! તથાપિ હું હવે આપને તમામ હકીકત જણાવીશ. જે વાત આજે વીશ વર્ષ થયાં હું મારા હૃદયમાં રાખી રહી છું તે આજે બહાર કાઢું છું. આ વાત જો બીજા કોઇ આપસ્વાર્થી માણસના જાણવામાં હોત તો તેણે એ હકીકતની મદદથી પોતાનો ફાયદો કરી લીધો

હોત. મેં એવું કર્યું નથી. એટલું જ નહિ પણ એ બાબતનો રાણીને મેં ઇશારો પણ કર્યો નહતો. મારા એ સદ્દવર્ત્તનનું મને કેવું ફળ મળ્યું છે એ તો તમે જૂઓ છો! મેં તેની આબરૂને જગજાહેર ન કરી તેના બદલામાં મને આ બંધીવાસ!"

એ પ્રમાણે ભાષણ કર્યા પછી પોતે ખરેખર બંધનમાં છે એવી પોતાના મનની અધિક ખાત્રી કરવાને માટે તેણે પોતાની આસપાસ દૃષ્ટિ ફેરવી. તેને અત્યંત માઠું લાગ્યું અને તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. જયચંદ્ર પણ દયાર્દ્ર દૃષ્ટિથી તેની સામે જોતો હતો. તથાપિ રેણુકાએ પોતાના હૃદયની વ્યથાને દબાવવાનો યત્ન કરતાં રાણીને લગતી ગુપ્ત હકીકત કહેવાનો પ્રારંભ કર્યો.

રેણુકા જે હકીકત કહેતી હતી તે જયચંદ્ર એકાગ્ર ચિત્તે શ્રવણ કરતો હતો. એ હકીકત શ્રવણ કરતાં તેના મનમાં ઉદ્વેગ, તિરસ્કાર, ભીતિ અને દયા, એ વિકારોની એક સરખી ચલવિચલ થયા કરતી હતી. રેણુકાબાઇએ રણવીર જયચંદ્રને જણાવેલી હકીકત અત્યારે જ વાચકોને જણાવવાની અમારી ઇચ્છા નથી. તે કથાનુરોધે આપોઆપ વાચકના જાણવામાં આવશે. અત્યારે માત્ર એટલું જ કહેવાની જરૂર છે કે જયચંદ્રે રુગ્ણાલયમાંથી વિદાય થતા પહેલાં પોતાનાં તમામ ગજવાં ખાલી કરીને પહરેગીર તથા પરિચારિકાઓને વશ કરી લીધાં અને તેમની મદદથી રેણુકાબાઇ તથા તેનાં આપ્તજનોની અવારનવાર મુલાકાત થવા લાગી. એ રીતે જો તેના ઉપર કશો નવીન જૂલ્મ કરવામાં આવનાર હોય તો તેના સમાચાર પોતાને વખતસર મળી જાય એવી ગોઠવણ જયચંદ્રે કરી હતી.

પરિચારિકા અને પહેરેગીરને વશ કરી લઇને જયચંદ્ર રુગ્ણાલયમાંથી બહાર પડયો. બહાર જતો જતો તે સ્વગત બોલ્યોઃ

"હવે મારે એકદમ ચંદ્રરાયને મળીને પછી કામસેનને મળવું જોઇએ. રસ્તો તો બધો સારો ઉતરે છે. આ વૃદ્ધા પાસે મેં જે આશા પ્રકટ કરી હતી તે તો પૂર્ણ થશે જ; પરંતુ હવેથી ભવિષ્યમાં પણ અમારી ઇચ્છા વિરૂદ્ધ પોતાનું વર્ત્તન રાખવાની રાણીની હિમ્મત ચાલશે નહિ! આ જૂલ્મી સ્ત્રીનો જૂલ્મ હવે લુપ્તપ્રાયઃ બની જશે અને તે અમારા તંત્ર પ્રમાણે નાચ કરતી પુતળીના જેવી બની જશે!"

## પ્રકરણ ૨૮ મું.

### શ્રીનગરમાં પ્રવાસ.

જયચંદ્ર રુગ્ણાલયમાંથી બહાર આવી, પોતાના મૂલ્યવાન્ અશ્વપર સ્વાર થઇને સીધો ચંદ્રરાયને ત્યાં ગયો. ત્યાં બન્ને જણાએ એક પ્રહરભર મસલહત ચલાવી. તે પૂરી થયા પછી જયચંદ્ર ત્યાંથી વિદાય થઇને પંચતિર્થમાં ગયો. તે વખતે સંધ્યાકાળ થયો હતો અને માણસનું મ્હોં સ્પષ્ટ ન દેખાય એટલું અંધારૂં થયું હતું. જયચદ્ર એક નિર્મિત સ્થળે જઇને ઊભો રહ્યો. તેણે પોતાની પાસેના ચકમક અને ગજવેલની સહાયથી દેવતા તૈયાર કર્યો અને તે એક સ્હેજ ઉંચી જગ્યાએ લઇ જઇને મૂક્યો. એટલું કર્યા પછી તે કેટલોક સમય સ્વસ્થ ઊભો રહ્યો. એટલામાં જેનું સર્વાંગ વસ્ત્રથી ઢંકાયેલું છે એવો એક પુરુષ ત્યાં આવેલા ઝુંપડાઓમાંના એકમાંથી બહાર પડીને આ સ્થળે આવી પહોંચ્યો. આ પુરૂષના સંબંધમાં વાચકોને વિશેષ ઇન્તેજાર નહિ બનાવતાં

અમે સ્પષ્ટપણે જણાવીશું કે તે અમારી કથાનો નાયક સરદાર કામસેન હતો. જયચંદ્રે અગ્નિ પ્રદીપ્ત કરીને કરેલા સંકેત અનુસારે તે જયચંદ્રને મળવાને માટે આવ્યો હતો. બન્નેએ એક બીજાને ઓળખ્યા પછી કામસેન બોલ્યોઃ " કેમ, સરદારસાહેબ ! શી ખબર છે ? "

જયચંદ્રે જવાબ આપ્યોઃ " બધી વાત મારી કલ્પના પ્રમાણે બની આવી છે. મેં એ બાઇની મુલાકાત લીધી હતી."

" ત્યારે શું આપની કલ્પના ખરી—" કામસેને ઉત્સુકપણે પ્રશ્ન કર્યો.

" હા, સોળ વાલને એક રતિ." જયચંદ્રે જણાવ્યુંઃ " જે ગુપ્ત વાર્ત્તા મારા જાણવામાં આવી છે તેની સહાયથી આપણી સર્વ ઇચ્છા પૂર્ણ થઇ શકશે. આપણો તમામ બેત પૂર્ણપણે સિદ્ધ થશે."

" વાહવાહ ! બહુ જ આનંદની વાત. આ વર્ત્તમાન શ્રીપતરાય અને વિશ્વદત્તના જાણવામાં આવતાં તેમને પણ મારા જેટલો જ આનંદ થશે. વારૂ, પણ એ ગુપ્ત વાર્ત્તા—"

જયચંદ્રે રેણુકાના મુખેથી સાંભળેલી હકીકતમાંથી મહત્ત્વની બાબત કામસનને ટુંકામાં જણાવી. જયચંદ્ર અને કામસેન વચ્ચે આ પહેલાં જે ભાષણ થયું હતું તે વખતે તેમના મનમાં જે કલ્પના આવી હતી તેના કરતાં અનેક વિચિત્ર બાબતો આ વખતે તેના જાણવામાં આવ્યાથી તેને અતિશય આશ્ચર્ય થયું.

જયચંદ્રના મુખેથી સર્વ હકીકત જાણી લીધા પછી કામસેન બોલ્યોઃ " જ્યારે રાણી આવી રીતે આપણા સકંજામાં આવી છે ત્યારે આપણું કાર્ય સિદ્ધ કરવામાં હવે વિશેષ વિલંબ લાગશે નહિ."

"એમ નહિ, હજુ થોડી વાર છે." જયચંદ્રે કહ્યું: "કશું પણ કાર્ય ઉતાવળથી કરીએ તો તે કાચું રહે છે. કામસેન! તમારી સ્થિતિનો વિચાર કરતાં, તમે આટલા ઉત્સુક બનો એ સ્વાભાવિક છે એમ લાગે છે. તે માટે હું તમને દોષ દેતો નથી. તથાપિ સુરંગમાં ચીણુગારી મૂકતાં પહેલાં તે બરોબર ફુટશે કે નહિ તેનો પૂર્ણ વિચાર કરવો જોઇએ. આપણી સુરંગ હજી અર્ધી લગભગ તૈયાર થઇ છે. એટલામાં જો તેમાં ચીણીગારી મૂકીએ તો આપણું કાર્ય સિદ્ધ નહિ થતાં ઉલટું આપણા ઉપર સંકટ આવી પડે!"

કામસેન સ્હેજ નિરાશાપૂર્વક બોલ્યો: "આપ જે કહો છો તે મારાથી બરોબર સમજાતું નથી."

"જુઓ ત્યારે હું તમને સમજાવું. એટલું તો ચોક્કસ છે કે રેણુકાબાઇને ગાંડી ઠરાવીને રુગ્ણાલયમાં રાખવામાં આવી છે." જયચંદ્ર કહેવા લાગ્યો.

"હા, એ જુલ્મી રાણીએ તેને એ પ્રમાણે હેરાન કરવાનું ધાર્યું છે." કામસેન બોલ્યો.

"પરંતુ રાણીએ બહારથી દેખાવ કેવો રાખ્યો છે, એનો પણ આપણે વિચાર કરવો જોઇએ. તે ગાંડી છે એવું રાણીએ સર્વત્ર જાહેર કરેલું છે. વળી વસંત-મંદિરમાં થોડા સમયના અવકાશમાં જે બનાવ બની ગયો છે, તે ઉપરથી આ વૃદ્ધાને ગાંડપણ લાગુ પડે એ પણ કાંઇ અસ્વાભાવિક તો નથી જ. એથી સોએ નવાણું માણસો તેને ખરેખરી ગાંડી માને એવો સંભવ છે." જયચંદ્રે સમજાવ્યું.

"હા, આપ કહો છો તે ખરૂં છે." કિંચિત્ વિચાર કરીને કામસેન બોલ્યો.

"એટલા માટે હું કહું છું કે આપણે તે બાઇના મુખેથી જે

હકીકત સાંભળી છે તેનો પ્રત્યક્ષ પુરાવો આપણી પાસે ન હોય ત્યાં સુધી કેવળ ગાંડી મનાતી સ્ત્રીના કથન ઉપર આપણે આધાર રાખી શકીએ નહિ. આપણે પ્રથમ પ્રત્યક્ષ પુરાવો મેળવવાની ખટપટ કરવી જોઇએ. અત્યારે જો આપણે આ વાત પ્રસિદ્ધ કરીએ તો દિવાનીના મુખેથી સાંભળેલી હકીકત ઉપર વિશ્વાસ રાખવા માટે આપણે મૂર્ખ જ ઠરીએ." જયચંદ્રે એકદમ પગલું ભરવામાં રહેલી મુશ્કેલી રજુ કરી.

"આપનું કથન સર્વથા સત્ય છે. આ વિચાર મારા મનમાં ન આવ્યો. પણ હવે તો તમે જ તમારા ચાતુર્યથી કશીક યુક્તિ યોજીને આપણું કામ સિદ્ધ થાય એવી ખટપટ કરો." કામસેને કહ્યું.

"હું એ જ ખટપટમાં છું." જયચંદ્ર બોલ્યો: "તમને ટુંકામાં જ કહી દઉં. આપણી તમામ મસલહત સિદ્ધ કરવાને માટે તમારે એક વખત શ્રીનગર જવાની જરૂર છે."

"મારી તૈયારી છે. મારો એક પગ અત્યારે વૌકામાં છે એમ સમજજો." કામસેન ઉત્સાહપૂર્ણ સ્વરે બોલ્યો.

"તમારૂં નામ શ્રીનગરમાં સારી રીતે પ્રસિદ્ધ થયાનું મારા સાંભળવામા આવ્યું છે." જયચંદ્રે પ્રશ્ન કર્યો.

"જ્યારે આપ પ્રશ્ન કરો છો ત્યારે મારે સ્વમુખે આત્મશ્લાઘા કરવી પડે છે." કામસેન બોલ્યો: "ત્રણ વર્ષ પહેલાં મેં શ્રીનગરના સૈન્યમાં નોકરી કરી હતી અને કેટલીક લડાઇઓમાં વિજય સંપાદન કરીને શ્રીનગર રાજ્યનું હિત કર્યું હતું. હું વિલાસપુર રાજ્યનો સરદાર છું એ વાત શ્રીનગરના રાજાના જાણવામાં નથી. તેને તો માત્ર એવો જ ખ્યાલ હતો કે હું એક સહાસિક ગૃહસ્થ છું અને તલવારના જોર ઉપર મારા પ્રારબ્ધને ઉદયાચળ પર લાવવાને શ્રીનગરમાં આવ્યો છું. મારી સેવાની કદર કરીને રાજાએ મારૂં અભિનંદન કરતાં એક હજાર સૈનિકોનું આધિપત્ય આપીને મને

'સહસ્રાધિપ' ની પદવી પણ આપી હતી. વળી ઇન્દિરાવતી રાણીએ શ્રીનગરના રાજા પાસે વિલાસપુર રાજ્યના કોણ કોણ માણસો શ્રીનગરના સૈન્યમાં છે, તેમનાં નામની માગણી કરી હતી ત્યારે શ્રીનગરના સેનાધિપતિએ તે નામોની યાદીમાં મારૂં નામ સન્માન પૂર્વક પ્રથમ દાખલ કર્યું હતું."

"એ તો ઘણું જ સારૂં." જયચંદ્ર બોલ્યો: "કારણ કે શ્રીનગર રાજ્યમાં તમારૂં વજન હોવાથી જે કાર્ય સિદ્ધ કરવાને માટે તમે જાઓ છો તે જલ્દીથી સિદ્ધ થવાનો સંભવ છે. વારૂ, ત્યારે હવે હું જે કહું તે ધ્યાન આપીને સાંભળી લ્યો."

તે પછી જયચંદ્રે કામસેનને કેટલીક સૂચનાઓ કરી. એ સૂચનાઓ આપોઆપ જ વાચકના જાણવામાં આવનાર છે. જયચંદ્રનું તમામ ભાષણ સાંભળીને કામસેનને અત્યંત આશ્ચર્ય થયું. પરંતુ એક સંશય મનમાં આવવાથી તેણે પૂછ્યું: "વારૂ, તે જીવન્ત છે એમ માનીને આપણે આ કારસ્થાન રચ્યું છે. પરંતુ તે જીવન્ત ન હોય તો?"

"તેનું વય અત્યારે ચુમાળીશ વર્ષનું હશે. એટલે વાસ્તવિક રીતે જોઇએ તો આટલી ન્હાની ઉમરમાં તે કુદરતી રીતે મરણને શરણ થાય નહિ." જયચંદ્રે જવાબ આપ્યો.

"તો પણ સમય ઘણો પસાર થઇ ગયો છે." કામસેન બોલ્યો.

"ગમે તેમ હોય તો પણ એક વખત આ બાબતની પૂરતી તપાસ કરવાની જરૂર છેજ." જયચંદ્રે કહ્યું: "ઇશ્વરની કૃપાથી જો તે જીવન્ત હોય, અને તેની સહાયથી આપણું કારસ્થાન સિદ્ધ થાય તો એને પરિણામે રાણીના જૂલ્મી વર્ત્તન ઉપર અંકુશ પડવાથી રાજ્યનું હિતજ થવાનું છે."

" જયચંદ્ર જેવા અનેક પ્રકારના કારસ્થાનમાં ભાગ લઇને અનુભવી બનેલા પુરુષ સાથે પોતાના જેવા તરૂણે વાદવિવાદ કરવો તે યોગ્ય નહિ એવો વિચાર કરીને કામસેન બોલ્યોઃ " તે જીવન્ત હશે, અને આપણી ઇચ્છા પૂર્ણ થશે એમજ આપણે સમજવું! મારા સંબંધમાં કહેતા હો તો મારી ખાત્રી છે કે મને સોંપવામાં આવેલું કાર્ય હું મોટા ઉત્સાહપૂર્વક પાર પાડીશ. પણ એમ માનો કે મારા કાર્યમાં મને યશ ન મળે, અથવા એ બાઇ મરી ગઇ—"

" હોય, તોપણ આપણો હેતુ સિદ્ધ કર્યા સિવાય હું રહેનાર નથી." જયચંદ્રે વાક્ય પૂર્ણ કર્યું: " કેમ કે તે માટેનાં બીજાં સાધનો પણ મેં યોજી રાખ્યાં છે. તમે શ્રીનગર જઇને તમારૂં કાર્ય સિદ્ધ કરી આવો તે દરમિયાન અહીં હું પણ બીજી તૈયારી કરી રાખું છું. હું મારા એક વિશ્વાસુ માણસને સુવર્ણપુર મોકલીને ત્યાંથી જે બાતમી મળે તે હાથ કરવાનો યત્ન કરવાનો છું. વારૂ, લ્યો આ પત્ર. તેને બરોબર સંભાળજો; ચંદ્રરાયે શ્રીનગરના અમાત્ય ઉપર એ પત્ર લખેલો છે. તેમાં તમારૂં નામ અશોકરાય અને તમારા સેવકોનાં સહદેવ અને નકુલના નામ અનુક્રમે દીર્ઘબાહુ અને શ્વેતબાહુ લખેલાં છે. આ બીજો અભયપત્ર છે. તેની જરૂર પડે ત્યારે જ તેનો ઉપયોગ કરવો. ખર્ચને માટે આ દ્રવ્યની થેલી. તેમાં સોના-મહોરો છે અને તે ઉપરાંત તે રકમ પુરી થઇ જાય તો જરૂરના પ્રસંગે વેચી શકાય તેવાં થોડાંક રત્નો છે."

એ પ્રમાણે બન્ને વચ્ચે સંભાષણ થયા પછી જયચંદ્રે મોટા પ્રેમપૂર્વક કામસેનની રજા માગી. બાદ એક ઘટિકા પછી વેશાંતર કરેલા ત્રણ મનુષ્યો પંચતિર્થમાં આવેલા એક ઝુંપડામાંથી બહાર પડયા. એ ત્રણ જણા એટલે કે કામસેન અને તેના વફાદાર સેવકો

સહદેવ અને નકુલ હતા. તેઓ પંચતિર્થના બંદર ઉપર ગયા અને ત્યાં તૈયાર રહેલી એક ન્હાની નૌકામાં બેસતાં નૌકા ચાલવા લાગી. એ નૌકાને વાયુ અનુકુળ હોવાથી તે જલ્દીથી શ્રીનગર પહોંચી ગઇ. શ્રીનગરમાં પ્રવેશ કર્યા પછી કામસેનને વેશાંતરની જરૂર નહતી. ' સહસ્ત્રાધિપતિ ધીરસેન 'ના નામથી તે શ્રીનગરમાં પુષ્કળ પ્રસિદ્ધિને પામ્યો હતો; અને તેના સેવકો પણ તેની સાથેના સાથે જ હોવાથી તેમને પણ ગામના લોકો સારી રીતે પિછાનતા હતા.

શ્રીનગરમાં પ્રવેશ કર્યા પછી એક દિવસ વિશ્રાંતિ લઇને બીજે દિવસે કામસેને પોતાના એક સેવક સાથે શ્રીનગરના અમાત્ય ઉપર પત્ર લખીને તેમાં તેના દર્શને સહસ્ત્રાધિપતિ ધીરસેન આવવાને ઇચ્છે છે એમ જણાવ્યું. અમાત્યે મોટા આનંદપૂર્ક તેની મુલાકાતનો સ્વીકાર કર્યો, અને તેજ દિવસે સ્હાંજે મુલાકાતે આવવાનો સમય મુકરર કરવામાં આવ્યો-તે સમયે કામસેન અમાત્યને ઘેર ગયો. અમાત્યે તેનું આનંદપૂર્વક સ્વાગત કર્યું. અમાત્ય જ્ઞાનશર્મા મધ્યમ વયનો અને સ્થૂલ બાંધાનો ભવ્ય પુરુષ હતો. તેની ગંભીર મુદ્રાપરથી તેના સ્વભાવની કલ્પના થઇ શકે તેમ ન હતું. તેનાં નેત્રો પાણીદાર અને ભાલપ્રદેશ અત્યંત વિશાળ હતો. ઓષ્ટ કાયમ બંધ રહેતા હતા. માત્ર બોલતી વખતે જ સ્હેજસ્હાજ હાલતા હતા. તે સિવાય હસતાં પણ તે એક બીજાથી વિભક્ત થતા ન હતા. પોતાની તિક્ષ્ણ નજર બીજાપર વેધીને તેના મનમાં શું ચાલી રહ્યું છે, એ જાણી લેવાની કળામાં તે કુશળ હતો. એથી તેની સાથે બોલવામાં દંભ રાખવાનું અત્યંત મુસ્કેલ થઇ પડતું હતું.

એવા પ્રકારના આ અમાત્ય જ્ઞાનશર્માની સમક્ષ જતાં જ કામસેને પોતાના દેશની પદવી બાજુએ રાખીને પોતે ધારણ કરેલા

નામને શોભે એવી રીતે તેને પ્રણામ કર્યા. પરંતુ એ અમાત્યે બહુમાન પૂર્વક તે પ્રણામને સ્વીકાર કર્યો. એ ઉપરથી સમજી શકાતું હતું કે કામસેનને માટે જ્ઞાનશર્માના મનમાં માન હતું.

"ધીરસેન! આવો બેસો." અમાત્ય બોલ્યો: "તમે અમારા રાજ્યની નોકરી વફાદારી પૂર્વક કરતાં જે પરાક્રમ કરેલ છે તે અમને વારંવાર યાદ આવે છે. તમને અમારા સૈન્યમાં સહસ્ત્રાધિપતિ બનાવવામાં આવ્યા હતા. પરંતુ કેટલાક 'મહિના પહેલાં તમે એકાએક નોકરી છોડીને કશું પણ કારણ નહિ જણાવતાં સ્વદેશ પાછા ચાલ્યા ગયા, એથી અમને ઘણું જ આશ્ચર્ય થાય છે."

"મહારાજ! એ વખતે સ્વદેશમાં અમુક જરૂરી કાર્ય હોવાથી મારે ત્યાં જવું પડયું હતું. તથાપિ હજુ કાંઇ આ રાજ્ય સાથેનો શારો સંબંધ તુટી ગયો નથી." કામસેને જવાબ આપ્યો.

"વારૂ, પણ આજે તમે ચંદ્રરાય તરફથી કાંઇક રાજકીય મહત્ત્વના ગુપ્ત કામ માટે આવ્યા હો, એમ તમોએ મારાપર લખેલ પત્ર ઉપરથી લાગે છે." જ્ઞાનશર્માએ પ્રારંભ કર્યો.

"હાજી, મેં એ આપને પત્ર લખીને જણાવ્યું હતું." કામસેને કહ્યું.

"તમે શા કાર્ય માટે આવેલા છો તે જણાવો તો સારૂં." જ્ઞાનશર્મા બોલ્યો.

"હું વિશેષ પ્રસ્તાવના નહિ કરતાં મુદ્દાની હકીકત જ જણાવીશ." કામસેને જવાબ આપ્યો: "વિલાસપુરના મંત્રીમંડળના જાણવામાં આવ્યું છે કે શ્રીનગરના મહારાજાની ઇચ્છા પડોશનાં રાજ્યો સાથે તહ કરવાની છે."

કામસેન જરીક થોભ્યો. પરંતુ પેલા મહા મુત્સદ્દીએ કશો પણ

જવાબ આપ્યો નહિ, કિંવા તેણે પોતાની મુદ્રા ઉપરથી પણ આ આ ભાષણની તેના મન ઉપર શી અસર થઈ છે તે, તેમજ પોતે જણાવેલી વાત સાચી છે કે ખોટી, એ બાબતનો કામસેનને કશો પણ પત્તો લાગવા દીધો નહિ.

કામસેન આગળ બોલ્યો: "વિલાસપુરના રાજકર્ત્તા અને શ્રીનગરના રાજકર્ત્તા વચ્ચે અગાઉ થયેલ તહની શરતોને અનુસરીને હાલમાં જો આપના રાજાસાહેબ બીજા કોઇ રાજકર્ત્તા સાથે તહ કરે તો અત્યારે વિલાસપુરની ગાદીપર રહેલાં મહારાણીશ્રી ઈન્દિરાવતીની તેમાં સંમતી લેવી જોઇએ."

"એમ સમજો કે તમારૂં એ કથન બરોબર છે. પણ પછી તમારે શું કહેવું છે?" અમાત્યે કહ્યું.

"ઇન્દિરાવતી દેવી એમ કહે છે કે 'શ્રીનગરના રાજકર્ત્તા જે તહ કરનાર છે તેને હું સંમતી આપીશ નહિ.' પરંતુ સર્વ મંત્રીમંડળનું મત એવું છે કે આવી રીતે જો તહ થાય તો તે આપના રાજ્યને તેમ અમારા રાજ્યને પણ હિતાવહ છે." કામસેને જણાવ્યું.

"જો એમ છે તો એ તહને સંમતી આપવાના સંબંધમાં તમારૂં મંત્રીમંડળ તમારી રાણીને આગ્રહ શા માટે કરતું નથી?" અમાત્ય બોલ્યો.

કામસેને જવાબ આપ્યો: "મહારાજ! દેવી ઇન્દિરાવતીનો સ્વભાવ કેટલો દ્રઢ નિશ્ચયી છે, તેનો જો આપ વિચાર કરો તો તે પ્રધાનમંડળનું કથન કબૂલ કરે એવી કલ્પના પણ આપના મનમાં આવશે નહિ. કોઇ પણ વાત એક વખત દેવીના મનમાં દાખલ થઇ એટલે પછી તે ત્યાંથી ખસવી મુશ્કિલ."

જ્ઞાનશર્મા બોલ્યો: "એના કરતાં થોડા અને સ્પષ્ટ શબ્દોમાં બોલતાં તમે અચકાઓ છો, એટલે હું જ કહું છું કે દેવી ઇન્દિરાવતી દુરાગ્રહી, જૂલ્મી અને અભિમાની છે, એથી મંત્રીમંડળનો અભિપ્રાય ગમે તેવો ઉત્તમ હોય, છતાંયે જો એક વખત તેનો સ્વીકાર નહિ કરવાનો દેવીએ નિશ્ચય કર્યો તો પછી તમારા મંત્રીઓ તેની પાસે ગૌઆં!"

"આપનું કથન કબૂલ કરવાની મને ફરજ પડે છે." કામસેન બોલ્યો: "મંત્રીમંડળની એવી ઇચ્છા છે કે આવી ઉદ્ધત રાણીના વર્ત્તન ઉપર કોઇ પણ રીતે અંકુશ મૂકાવાની જરૂર છે. એથી કોઇ પણ યુક્તિથી ઈન્દિરાવતી રાણીને શેહ આપવાનો ચંદ્રરાયનો ઇરાદો છે."

"ઠીક છે, ચંદ્રરાય જે માર્ગ યોજે તે ડહાપણ ભરેલો અને દીર્ઘદર્શિતાયુક્ત જ હોવો જોઇએ." અમાત્યે ચંદ્રરાયની પ્રશંસા કરી.

"તેમણે એક યુક્તિ યોજી છે. પરંતુ તે સફળ થવામા આપના મહારાજાની મદદની વિશેષ અપેક્ષા છે." કામસેને જણાવ્યું.

એ શબ્દો સાંભળતાં ચતુર મુત્સદી નિશ્ચિત દૃષ્ટિથી કામસેન તરફ જોવા લાગ્યો. અત્યારસુધી થયેલા ભાષણપરથી પોતાના રાજાને લાભ થશે એમ તેને લાગ્યું હતું. પરંતુ તેની મુદ્રા ઉપરથી કામસેન કશો તર્ક કરી શક્યો નહિ.

કામસેન પુનઃ બોલ્યો: "આ કરતાં પણ સ્પષ્ટ શબ્દોમાં હું આપને જણાવું. અમારે જોઇએ છે તે એક ન્હાનું સાધન જો આપ અમને આપો, તો ચંદ્રરાયની ખાત્રી છે કે એ સાધનની સહાયથી તે પોતાની રાણી પાસે તહનામા ઉપર ચોક્કસ સહી કરાવી શકશે."

મુત્સદી અમાત્ય પોતાની તિક્ષ્ણ દૃષ્ટિ કામસેન તરફ રાખીને બોલ્યો: "એનો અર્થ માત્ર એટલો જ કે રાણીને બ્હીવરાવીને તમે તેને તમારા મત પ્રમાણે વર્ત્તવાની ફરજ પાડનાર છો."

તેની વેધક દૃષ્ટિની દરકાર કર્યા સિવાય કામસેન બોલ્યો: "બેશક! તેને બ્હીવરાવીને અમે આ તહ સિદ્ધ કરવા માગીએ છીએ."

જ્ઞાનશર્માએ કહ્યું: "તમે આટલી સ્પષ્ટતાથી મારી સાથે ભાષણ કરો છો તે ઉત્તમ છે. વળી તમારા આ સ્પષ્ટ ભાષણથી તમારી યુક્તિ સિદ્ધ થવાની તમને ખાત્રી લાગે છે એ પણ ખુલ્લું દેખાઈ આવે છે. એટલે હું પણ તમને અમારા મહારાજાની વતી વચન આપું છું કે એ યુક્તિ સિદ્ધ થવાને માટે અમારા તરફથી જે મદદ તમને જોઇતી હશે તે આનંદપૂર્વક આપવામાં આવશે."

"અમારા મહામાન્ય મંત્રીમંડળે સ્વીકારેલો માર્ગ આપને પણ પસંદ પડેલો જોઇને મને આનંદ થાય છે." કામસેન બોલ્યો: "હવે અમારે જે સાધન જોઇએ છે તે આપવાનું આપના હાથમાં છે કે નહિ એ જોઇએ."

"પરંતુ એ સાધન કયું છે, તે મારા જાણવામાં આવ્યું નથી." અમાત્યે પૂછ્યું.

"એ સાધન નિર્જીવ નહિ પણ સજીવ છે. અમારે એક માણુસની જરૂર છે." કામસેને જવાબ આપ્યો.

"સમજ્યો," ચાણાક્ષ જ્ઞાનશર્મા બોલ્યો: "તમારી આ યુક્તિ સિદ્ધ થવામાં અમુક મનુષ્યે આગળ આવીને અમુક ગુપ્ત હકીકત પ્રકટ કરવી એવી તમારી ઇચ્છા હોય એમ લાગે છે."

"હાજી," કામસેને જવાબ આપ્યો: "આપના રાજ્યમાં એક

સ્ત્રી છે, તેની અમારે જરૂર છે. તે જીવન્ત છે અને અમુક સ્થળે છે એવું જો આપના જાણવામાં હોય તો તો ઘણું જ સારૂં. પરંતુ જો એમ ન હોય તો આપ એ સ્ત્રીની શોધ કઢાવશો અને આ રાજકારણને સિદ્ધ કરાવશો એવી અમને આશા છે."

"વારૂ, પણ એ બાઇનું નામ શું?" અમાત્યે પૂછ્યું.

"અમારો તર્ક એવો છે કે તે સ્ત્રી જીવન્ત છે અને આજે લગભગ બાવીશ–ચોવીશ વર્ષથી આજ રાજ્યમાં કોઇ સ્થળે કેદમાં હોવી જોઇએ. જો કે તે જીવન્ત છે કે મરી ગઇ છે એ અમે ખાત્રીથી કહી શકીએ તેમ નથી." કામસેને જણાવ્યું.

"આપણે એવી કલ્પના કરીએ કે તે સ્ત્રી અહીંજ છે અને કેદમાં છે. પછી તમારે શું કહેવું છે?" અમાત્ય જ્ઞાનશર્મા બોલ્યો.

"તેને આપે મુક્ત કરવી જોઇએ." કામસેન ધીમેથી બોલ્યો.

"પણ જો તેને એકાદા ઘોર અપરાધને માટે શિક્ષા કરવામાં આવી હોય તો?" અમાત્યે પૂછ્યું.

"અમારી ખાત્રી છે કે માત્ર રાણીના દ્વેષથી અને તેના હુકમથીજ તે કેદમાં પડેલી છે. તેનો કશો પણ અપરાધ નથી." કામસેને જવાબ આપ્યો.

"જો એમ હોય તો તેને છોડી દેવા માટે રાણી ગુસ્સે નહિ થાય?" અમાત્યે એક મુશ્કેલી રજુ કરી.

"એ વાત બરોબર છે. પરંતુ તેની મુક્તતાને પલાયનનું રૂપ આપવાથી એ મુશ્કેલી ટળી જાય છે." કામસેને માર્ગ સૂચવ્યો.

અમાત્ય જ્ઞાનશર્માએ કેટલોક સમય વિચાર કરીને જણાવ્યું: "ઠીક છે, જો એક સ્ત્રીની મુક્તતાથી બે રાષ્ટ્રોને લાભ થતો હોય

તો તેને મુક્ત કરવામાં હરકત નથી. વારૂ, પણ એ સ્ત્રીને ક્યારે કેદ કરવામાં આવી હતી, એ તમારા જાણવામાં છે ?"

"બરોબર ચોક્કસપણે માહિત નથી. પરંતુ એ વાતને ત્રેવીશ વર્ષ થયાં હોવાં જોઇએ." કામસેને પણ સ્હેજ વિચાર કરીને જવાબ આપ્યો.

અમાત્યે પોતાના એક ચાકરને બોલાવ્યો અને એક ચીઠી લઇને તે એ ચાકરની સાથે કિલ્લેદાર ઉપર મોકલી. તે આવ્યો ત્યાં સુધી આ બે જણા રાજ્યકારસ્થાનને લગતી આડી અવળી વાતો કરવા લાગ્યા. પરંતુ તેને પ્રસ્તુત કથાનક સાથે સંબંધ નહિ હોવાથી તે અત્રે આપવાની જરૂર નથી.

થોડી વારે કિલ્લેદાર પોતાની સાથે કાગળોનું દફતર લઇને અમાત્ય સન્મુખ હાજર થયો. ત્યાર પછી અમાત્યે અત્યારે કિલ્લામાં જે કેદીઓ હતા તેમની યાદી હાથમાં લીધી અને કામસેનને પ્રશ્ન કર્યો: "ધીરસેન! તેનું નામ શું ?"

"મંદાકિની!" કામસેને જવાબ આપ્યો.

એક યાદીમાં જોઇને અમાત્ય બોલ્યો: "મને જણાવતાં આનંદ થાય છે કે 'મંદાકિની' નામની એક સ્ત્રી અત્યારે અહીં કેદમાં છે ખરી. પરંતુ તમારે જેની જરૂર છે તેજ મંદાકિની આ કે નહિ, તેની તમારે ખાત્રી કરી લેવી જોઇએ. કિલ્લેદાર! જૂઓ જોઇ—આ બાઇને શા માટે કેદમાં રાખવામાં આવી છે ?"

કિલ્લેદારે પ્રથમ હાલમાં કિલ્લામાં રહેતા કેદીઓની સાદી યાદી હાથમા લીધી અને તેને કયારે કેદમાં નાખવામાં આવી હતી તે શોધી કાઢયું. ત્યારપછી એ વર્ષની કેદીની યાદી કાઢીને તેનાં પાનાં એક પછી એક ફેરવીને જે લેખની જરૂર હતી તે શોધી કાઢયો અને

અમાત્યને બતાવ્યો. એ પુસ્તકમાં નીચેની હકીકત લખેલી હતી:-

" મંદાકિની-વિલાસપુરની રહીશ-વિધવા-ઉમર આશરે બાવીશ-શ્રીમન્મહારાજા ધીરાજ શ્રીનગરાધીશની આજ્ઞાથી તેને કેદમાં રાખવામાં આવી છે. તેણે શો અપરાધ કર્યો હશે એ જાણ-વામાં નથી. તથાપિ શ્રીમતી વિલાસપુર ભૂપાલિકા મહારાણી દેવી ઇન્દિરાવતીની ઇચ્છા પરથી આ બાઇને અહીં રાખવામાં આવી છે. આ બાઇની ચહેરાપટી નીચે જણાવ્યા મુજબની છેઃ-ઉંચાઇ સા-ધારણ; શરીરે કૃશ; કેશ અને નેત્ર કૃષ્ણવર્ણ; ભાલપ્રદેશ સ્હેજ સાંકડો; નાસિકા સરલ; મુખ ન્હાનું; અંગવર્ણ ફીકકો અને પીળાશ પડતો; ગાલ ઉપર તલ; હડપચી ઉપર એક છુંદણું. તેને ક્યારે છોડી મૂકવી તેની મુદત જણાવી નથી, તથાપિ બની શકે તેટલી દયાપૂર્વક તેની સાથે વર્ત્તવાની રાજાધિરાજની ઇચ્છા છે. "

કામસેન અત્યાનંદ પૂર્વક બોલ્યો: " અહાહા પરમેશ્વર! તારી કૃતિ અગાધ છે. અમાત્ય! આજ એ મંદાકિની! "

કિલ્લેદારને રજા આપીને અમાત્ય બોલ્યો: " ધીરસેન! આપ-ની ઇચ્છા પૂર્ણ થશે. હું પોતે રાજાધિરાજની મુલાકાત લઇને તેને મુક્ત કરવાની આજ્ઞા મેળવું છું. આવતી કાલે સ્હવારે તમે અહીં આવજો અને તેની મુક્તતાની તેને હકીકત જણાવવાને તમે પોતેજ કિલ્લામાં જજો! "



# પ્રકરણ ૨૯ મું.

## પ્રવાસ.

બીજે દિવસે સ્હવારે કામસેન અમાત્યનો લેખી હુકમ લઈને દિલ્લામાં આવ્યો અને તેણે મંદાકિનીબાઈની મુલાકાત લીધી. સતત ત્રેવીશ વર્ષના તુરંગનિવાસથી તેને અકાળે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ હતી. તેના શરીરપર કરચલીઓ પડેલી દેખાતી હતી, તેના કેશ દુધના જેવા શ્વેત બની ગયા હતા. તેના અંગ ઉપર મલિન વસ્ત્રો હતાં. અલંકારનો તો અભાવજ હતો. તેના મનને તો એવીજ ખાત્રી હતી કે આ બંધીખાનામાંથી તેનો જીવનપર્યંત છૂટકો થાય તેમ નથી. એથી તેની મુદ્રા ઉપર નિરાશાને લીધે ઉત્પન્ન થયેલા એક પ્રકારના સંતોષની છટા સ્પષ્ટ દેખાતી હતી. કામસેનને ભીતિ લાગી હતી કે જો આ બાઈને તેની મુક્તતાના સમાચાર એકદમ જણાવવમાં આવશે તો કદાચ આનંદાતિરેકને લીધે તે મરણ પામશે! એથી તેણે ધીમે ધીમે અનેક વાતો કર્યાં પછી છેવટે આનંદદાયક વર્ત્તમાન જણાવ્યા. એમ છતાં પણ તેને મૂર્છા તો આવ્યા સિવાય રહી નહિ જ. તે શુદ્ધિમાં આવી એટલે તેને એક વાહનમાં બેસારીને કામસેન પોતાના મકાનપર લાવ્યો. મંદાકિનીબાઇને અત્યાનંદ થયેલો હોવાથી વારંવાર મૂર્છા આવતી જ હતી. પરંતુ શ્રીનગરના એક કુશળ વૈદ્યની મદદથી અનેક ઉપચારો વડે કામસેન એ બાઇની મનઃસ્થિતિને ઠેકાણે લાવ્યો. વૈદ્યે એવું મત આપ્યું હતું કે ચાર-આઠ દિવસ વિશ્રાંતિ લીધા સિવાય

તેનાથી સમુદ્ર ઉપર પ્રવાસ કરી શકાશે નહિ. એટલે કામસેને ચાર દિવસ વિશ્રાંતિ લઇને પાંચમે દિવસે પગરસ્તે પ્રવાસ શરૂ કર્યો. વિ-લાસપુરની સરહદ સુધી પગરસ્તે પ્રવાસ કરીને પછી જળમાર્ગે વિલાસપુર જવાનો તેણે વિચાર રાખ્યો હતો. તેણે મંદાકિનીબા-ઇની વ્યવસ્થાને માટે એક દાસીને પણ નોકરીમાં રાખી લીધી હતી.

ચાર–પાંચ દિવસમાં જ મંદાકિનીની તબિયત સુધરી ગઇ અને સ્વદેશ જવાની તેના મનમાં પણ ઉત્કંઠા હોવાથી તે પ્રવાસ કરવાને તૈયાર થઇ હતી. કામસેને અમાત્ય જ્ઞાનશર્માને મળી, તેની રજા લઇને પ્રવાસનો આરંભ કર્યો હતો.

લગભગ આઠ–દશ દિવસમાં બની શકે તેટલી ઉતાવળથી પ્રવાસ કરીને કામસેન વિલાસપુરની હદમાં આવેલા એક બંદરે આવી પહોં-ચ્યો. વાયુ અનુકુળ હોવાથી વહાણમાં માત્ર એક જ દિવસમાં વિલાસપુર પહોંચી શકાશે એમ તેને લાગતું હતું. તેણે બંદર પર જઇને વહાણની તપાસ કરી. પરંતુ વિલાસપુર જનારૂં વહાણ તેના જોવામાં આવ્યું નહિ. એટલે તે નિરાશ થઇને પાછો આવ્યો. કામસેન જે ગૃહસ્થને ત્યાં ઉતર્યો હતો તેને તેણે આ વાત કહી અને પોતાને માટે એકાદા વહાણનું નક્કી કરવા માટે તેને વિનતિ કરી.

સ્હાંજે તે ગૃહસ્થ કામસેનને મળ્યો અને બોલ્યો: “ મહા-રાજ ! હમણાં હું બંદર ઉપર ગયો હતો. તે વખતે મારો ઓળખીતો એક તાંડેલ મને મળ્યો હતો. તે કહે છે કે જો નોર આપનાર મળે તો આજે ભરતી ચડતાં જ વહાણ હંકારવાને તે તૈયાર છે. ”

“ આજે ભરતી ક્યારે ચડશે ? ” કામસેને પૂછ્યું.

"મધ્યરાત્રી બાદ બે ઘટિકાએ." ઘરધણીએ જવાબ આપ્યો.

કામસેને મંદાકિનીબાઈને પૂછ્યું: "આજે રાત્રીએ પ્રવાસ કરવામાં આપને કશી હરકત નથી ને?"

ઘરધણી બોલ્યો: "વહાણુવાળો કહે છે કે જો વ્હાણુ હંકારીશ તો આજેજ; નહિ તો પછી નહિ. કેમકે જો મોડું થાય તો અમુક દિવસે તેને સૂર્યપુર પહોંચવાનું છે ત્યાં પહોંચાય નહિ."

"તો પછી હું તો તૈયાર જ છું." મંદાકિની બોલી: "મારે માટે ચાર–પાંચ દિવસ ખોટી થઈ રહેવાની જરૂર નથી."

કામસેન બોલ્યો: "ભલે ત્યારે તમે જઈને નોર ઠરાવો અને મને જણાવો. એટલે જે ઠરાવ કર્યો હશે તેટલી રકમ હું તમને આપી દઈશ."

ઘરધણીએ કહ્યું: "તે એકંદરે દશ મહોર માગે છે. તેમાંથી પાંચ મહોર અગાઉથી અને પાંચ વિલાસપુર પહોંચ્યા પછીથી આપવાની છે."

"વારૂ, આ પાંચ મહોરો લ્યો અને વહાણનું નક્કી કરો. અમે બરોબર મધ્ય રાત્રીએ તૈયાર રહીશું. આ સામાનસુમાન લેવાને તે વખતે ખલાસીઓ અહીં આવે તેમ કરજો." કામસેને જણાવ્યું.

ઘરધણી એ તજવીજ કરવાને માટે ગયો. ત્યાર પછી મંદાકિની બોલી: "સરદાર સાહેબ! મને એમ થાય છે કે ક્યારે હું સ્વદેશમાં જઈ પહોંચું! કારણ કે છેલ્લાં ત્રેવીશ વર્ષથી મને મારાં આપ્તજનની કશી પણ ખબર મળી નથી. આટલા લાંબા સમય દરમિયાન કાળના હસ્તમાંથી જે કોઈ મુક્ત રહ્યું હોય તે ખરૂં!"

કામસેન બોલ્યો: "તમે એકાએક ગૂમ થઈ ગયાં એ જોઈને

તમારા દિયરે તમારી તપાસ કેમ ન કરી ? તે સ્વસ્થ કેમ બેસી રહ્યા ?"

મંદાકિનીએ જણાવ્યું: "જ્યારે આ હકીકત બની ત્યારે મારા દિયર તો અજ્ઞાત જ હતા; અને વળી જે પ્રકાર કેવળ લૂચ્ચાઇ-પૂર્વક કરવામાં આવ્યો હતા તેનો પત્તો કેવી રીતે લાગી શકે ? હું રાણી સરકારની પાસે જ રહેતી હતી એ તમે જાણો છો. તે વખતે મારી સાથેજ રાણીની પાસે ચિત્રાંગદા નામની બીજી પણ એક બાઈ હતી. તે એકાએક મરી ગઇ. રાણીની ગુપ્ત હકીકત તેના પણ જાણવામાં હતી. તે એકાએક મરણ પામવાથી મારા મનમાં શંકા ઉત્પન્ન થઇ. કદાચિત્ તેની માફક મારો પણ ઘાત થશે એવી ભીતિ ઉત્પન્ન થવાથી હું શ્રીનગર ગઇ. ત્યાં ગયા બાદ કેટલાક દિવસો પસાર થયા પછી ત્યાંની એક સરદારિણી સાથે મારી પિછાન થઇ. હું તેને ત્યાં જવા આવવા લાગી. એક દિવસે તેને ત્યાંથી એક માણસ મને બોલાવવાને આવ્યો. મારા મકાનના આંગણામાં રથ તૈયાર હતો. તે રથમાં હું બેઠી, અને રથ વેગપૂર્વક ચાલવા લાગ્યો.

"તે થોડીવારમાં જ કિલ્લા પાસે જઇ પહોંચ્યો. કિલ્લેદાર રથ પાસે આવ્યો અને તેણે મને અંદર આવવાનું કહ્યું. હું કિલ્લામાં દાખલ થઇ તે થઇ. ત્યારપછી લગભગ ત્રેવીસ વર્ષે હું કિલ્લામાંથી બહાર પડી. હું કેદમાં પડી તે પછી બે વર્ષે પેલા કિલ્લેદારની ત્યાંથી બદલી થઇ. તે દયાળુ સ્વભાવનો હતો. તેને મેં વિનતિ કરીને મારા વર્તમાન મારા દિયરને જણાવવાનું કહ્યું. તેણે એ વર્તમાન મારા દિયરને મોકલાવ્યા હતા. એથી હું શ્રીનગરના કિલ્લામાં બંધીવાન છું એવું મારા આપ્તઇષ્ટોના જાણવામાં આવ્યું હતું. પરંતુ એટલામાં હમણાં મેં જણાવ્યું તે પ્રમાણે એ કિલ્લેદાર બદલાઇ ગયો અને

નવો આવ્યો. તે મારી સાથે કશા પણ કારણ સિવાય શત્રુત્વથી વર્ત્તવા લાગ્યો. ત્યારબાદ અનેક વાર મેં મારા છૂટકારાને માટે પ્રયત્ન કર્યાં. પરંતુ મારા નસિબમાં નિરાશા જ હતી."

મંદાકિનીની દાસીએ આવીને જમવાની વરધી આપી. ભોજન પછી તેમણે થોડી વાર વિશ્રાંતિ લીધી. મધ્યરાત્રીને સુમારે ઠરાવ મુજબ તેમનો સામાન લેવાને માટે ખલાસીઓ આવ્યા. તેમની સાથે કામસેન, સહદેવ, નકુલ, મંદાકિની અને તેની દાસી એ પાંચ જણ અંદર ઉપર ગયાં.

વહાણપર ચડીને કામસેને પોતાનો સામાન વ્યવસ્થિત રીતે ગોઠવ્યો, અને તે પોતાને બેસવાને માટે સારી જગ્યા જોવા લાગ્યો. કારણ કે મંદાકિનીની પ્રકૃતિ ઘણી અશક્ત હતી. વહાણ ચાલુ થાય એટલે સુસવાટા મારતો પવન તેને ન લાગે તથા સમુદ્ર તેની દૃષ્ટિએ ન પડે એવી વ્યવસ્થા કરવાની જરૂર હતી. તેણે વહાણમાં ચોતરફ દૃષ્ટિ કરી તો તેના મનમાં કશીક વિલક્ષણ શંકા ઉદ્દભવી. એટલામાં વહાણ ઉપરના તાંડેલનો શબ્દ તેના કાને પડયો. એ અવાજ તેનો ઓળખીતો હોય એમ તેને લાગ્યું. જરીક લક્ષપૂર્વક તેનો અવાજ સાંભળતાં જ તે ચેતી ગયો કે આ તાંડેલ બીજો કોઇ નહિ પણ પોતાનો પૂર્વ પરિચિત ચંદ્રગુપ્ત છે!

પોતે અગાઉ જે નૌકા ઉપર પ્રવાસ કર્યો હતો એ જ આ નૌકા નહિ હોય? એવી શંકા તેના મનમાં આવી. તેણે પુનઃ નૌકામાં ચોતરફ નજર ફેરવી. એ પરથી આ નૌકા પણ અગાઉની 'સરસ્વતી' નૌકાના જેવી જ છે એમ તેને લાગ્યું. પરંતુ આ નૌકાને માત્ર બે જ ડોલકાઠી હતી અને તેના આકારમાં પણ થોડો ફેર હતો. તથાપિ 'સરસ્વતી' નૌકાની માફક આ નૌકાને પણ બે માળ હતા.

આ વખતે નૌકા ચાલુ હતી; અને પવન અનુકુળ હોવાથી સઢ ઊભા કરવામાં આવતા હતા. હવે પોતાનાથી પાછું જઇ શકાય તેમ નથી એવું મનમાં આવતાં કામસેન નીચલા માળમાં ગયો. ત્યાં તેણે મંદાકિનીબાઇ માટે વ્યવસ્થા કરી. પુનઃ તે ઉપર આવ્યો; અને તાંડેલ તરફ જોવા લાગ્યો. આ તાંડેલ ચંદ્રગુપ્ત છે એવી તેની ખાત્રી થઇ. વળી પૂર્વના પરિચિત દુલભ અને વલભ નામના બે ખલાસીઓ પણ વહાણ ઉપર તેના જોવામાં આવ્યા. હવે તેના મનમાં કશો સંશય રહ્યો નહિ.

આ કેવો વિલક્ષણ યોગાયોગ ? દુર્દૈવનો ખેલ છે કે ઇશ્વરની કૃપા છે ? એ બાબતનો કામસેનથી કશો પણ નિશ્ચય થઇ શક્યો નહિ. તેના મનમાં એવી પણ કલ્પના ઉદ્‌ભવી કે ' મારા હાથમાં લીધેલું કાર્ય સિદ્ધ થવાની અણી ઉપર છે; ત્યાં મારૂં દુર્દૈવ આડું આવીને કદાચ મને શત્રુના હાથમાં મૂકશે તો ? ' આ કલ્પનાથી તેને ખેદ પણ થયો. પરંતુ તેજ પળે બીજો વિચાર તેને ઉદ્‌ભવ્યો: ' આવી અકલ્પિત રીતે મારા વૈરીની મુલાકાત મારી સાથે કરાવીને તેનું મારે હાથે પારિપત્ય થાય એવી તો ઇશ્વરની ઇચ્છા નહિ હોય ? ' એ વિચારથી તેના મનનું સ્હેજ સમાધાન થયું. એવી રીતે તેનું મન દ્વિધા બન્યું હતું ખરૂં, પરંતુ તે તલ માત્ર પણ બ્હિનો ન હતો. આજ સુધીમાં તેના જીવનમાં સાહસના પુષ્કળ પ્રસંગો આવેલા હોવાથી તેના મનમાંથી ભીતિનો વિકાર તો કેવળ નષ્ટ જ બની ગયો હતો.

તેણે નૌકાના એક છેડાથી બીજા છેડા સુધી સ્વસ્થપણે નજર ફેરવી લીધી, અને નૌકાનું સુક્ષ્મપણે નિરીક્ષણ કરી લીધું. પોતે વેશાંતર કર્યો હતો ખરો, પરંતુ ચાણાક્ષ ચંદ્રગુપ્ત એથી કાંઇ ફસાઇ જાય

તેમ ન હતું. અર્થાત્ હવે પોતાનો સમય નકામો ન ગૂમાવતાં કશી પણ યુક્તિ યોજી રાખવાનો દ્રઢ નિશ્ચય કરીને તે એ સંબંધમાં વિચાર કરવા લાગ્યો. અત્ર એટલું કહેવાની જરૂર છે કે સહદેવ તથા નકુલે આ તાંડેલની નૌકા ઉપર કદી પણ પ્રવાસ કર્યો ન હતો. કારણ કે પ્રથમ જ્યારે કામસેન લક્ષ્મીધન શેઠની સહાયથી દેશમાંથી ન્હાસી ગયો ત્યારે તે એકલો જ ગયો હતો: અને કેટલાક મહિના પહેલાં તે સૂર્યપુરના બંદરેથી 'સરસ્વતી' નૌકામાં બેઠો હતો તે વખતે પણ એકલો જ હતો. તેના નોકરો સહદેવ તથા નકુલ શ્રીનગરમાં તેની પાછળ રોકાયેલા હોવાથી તે વિલાસપુર આવી પહોંચ્યો ત્યારપછી કેટલાક દિવસે આવ્યા હતા. એથી સહદેવ તથા નકુલ પોતાના નોકરો છે એવું ચંદ્રગુપ્ત જાણતો નહિ હોય એમ કામસેને ધાર્યું. આ બે નોકરો પોતાના માલિકથી અમુક અંતરે ઊભા હતા અને અંદર અંદર વાર્ત્તાલાપ ચલાવી રહ્યા હતા. કામસેનના મનમાં ચાલી રહેલા વિચારની કલ્પના તેમને ક્યાંથી આવી શકે ?

પોતાના સેવકોને અગાઉથી સૂચના આપીને સાવધ કરી રાખવાના ઇરાદાથી કામસેન પોતેજ તેના સેવકો પાસે ગયો અને બોલ્યો: "હું તમને એક વિલક્ષણ વાત કહેવા માગું છું. એ સાંભળીને ચમકશો નહિ કિંવા તમને આશ્ચર્ય થયું હોય એવું ચિહ્ન તમારા ચ્હેરાપર પ્રકટ કરશો નહિ. અત્યારથી સાવધ રહેજો. કારણ કે આ નૌકા ચાંચીયા લોકોની "સરસ્વતી" નૌકાના જેવી છે, અને પેલો ચંદ્રગુપ્ત આ નૌકાનો તાંડેલ છે."

કામસેને તેના સેવકોને પ્રથમથી સાવધ કરીને પછી આ વાત જણાવી તે ઠીક કર્યું, નહિ તો આ પ્રસંગે પ્રસ્તુત નામ સાંભ-

જોતાં એ બન્ને જણાએ ચમકીને બૂમ પાડી હોત. તેમને પોતાની મુદ્રા સ્થિર રાખવામાં મોટો પ્રયાસ કરવો પડયો. પછી કામસેન પુનઃ બોલ્યો: "તમે એક સરખું મારા ઉપર લક્ષ રાખજો; અને તમારી તલવારોનાં બંધ પણ છોડી રાખજો."

સહદેવ તથા નકુલે નેત્રસંકેતથી જ પોતાની તત્પરતા દર્શાવી. ત્યાંથી પછી કામસેન સુકાન પાસે ગયો. આ વખતે નૌકા સમુદ્રમાં દાખલ થઇને મોટા ઝપાટા પૂર્વક ચાલતી હતી એમ તેની દૃષ્ટિએ પડયું. ત્યાં ઊભા રહીને તેણે આ નૌકાપર કેટલા ખલાસીઓ છે તેની ગણતરી કરવા માંડી. પ્રથમ તેને એવું લાગ્યું હતું કે પાંચ–છજ માણસો હશે. પણ બરોબર લક્ષ આપીને ગણતરી કરતાં ચંદ્રગુપ્તની સાથે બાર કરતાં ઓછા માણસો નથી એવી તેની ખાત્રી થઇ. 'અમે માત્ર ત્રણ અને શત્રુ બાર! અમારા કરતાં ચારગણા શત્રુઓની સામે આવા સ્થળે હલ્લો કરવાનું બની શકે તેમ નથી.' એમ પોતાના મન સાથે બડબડતો તે વિચારમાં નિમગ્ન બની ગયો અને એક લાંબા દોરડાનું ગુંચળું પડયું હતું તેનાપર બેઠો.

થોડી વારે તે ત્યાંથી ઉઠયો. મંદાકિનીબાઇ તથા તેની દાસીને પણ સૂચના આપવાની જરૂર છે એમ તેને લાગવાથી તે નીચેના માળામાં જવા લાગ્યો. પરંતુ 'જો આ ચાણાક્ષ ચંદ્રગુપ્તે મને ઓળખ્યો હશે તો હું નીચે જતાં તુરત જ તેના હાથમાં સપડાઇ જઇશ–તે દાદરનું દ્વાર બંધ કરી દેશે તો હું અંદર પરહેજ બની જઇશ.' એવો વિચાર આવવાથી તેણે પ્રથમ સહદેવ–નકુલને સાવધ રહેવાની અને ચંદ્રગુપ્તની હીલચાલપર લક્ષ આપવાની સૂચના કરી. પછી તે નીચે ઉતર્યો.



# પ્રકરણ ૩૦ મું.

## ચાંચીયા લોકો.

કામસેન નૌકાના નીચેના માળમાં ગયો. આ માળમાં કેટલીક કોટડીઓ હતી. તેમાંની એક કોટડીમાં મંદાકિની હતી. તે કોટડીના દ્વાર ઉપર તેણે ધીમેથી અવાજ કર્યો. એ સાંભળીને દાસીએ દ્વાર ઉઘાડયું. પછી કામસેને મંદાકિનીને કહ્યું: " આપણે ચાંચીયા-લોકોની નૌકા ઉપર છીએ. કદાચિત્ આ નૌકા સરલતાપૂર્વક વિલાસપુર જશે, કિંવા કદાચિત્ તેઓ આપણને નૌકા ઉપર જ ત્રાસ આપશે. કયારે શો ત્રાસ પડશે તેનો નિયમ નહિ. "

મંદાકિની અને તેની દાસી આ વર્ત્તમાન સાંભળીને ગભરાયાં, તથાપિ કામસેને તેમને ધીરજ આપીને કહ્યું કે "અત્યારનો સમય મોટો અડાકડીનો છે. આ વખતે આપણે ધૈર્યને ધારણ કરવું જોઇએ. આપણે ક્યહીનાં છીએ કિંવા આપણને કશી પણ શંકા આવી છે એવું આપણા શત્રુઓના જાણવામાં આવ્યું તો આપણો આ વખતે જ નાશ થવાનો સંભવ છે. તે માટે આપણે શાંત રહેવું અને આપણી મુદ્રા ઉપર ભીતિનું ચિહ્‌ન દેખાવા દેવું નહિ."

છેવટે " હું ગમે તેમ કરીને પણ આવેલા સંકટમાંથી તમને મુક્ત કરીશ. " એમ કહી, એ બન્ને જણીઓને હિમ્મત આપીને તે બહાર આવ્યો. બહાર આવીને તેણે નિચેના ભાગનું અવલોકન કરવાનો વિચાર કર્યો. પ્રથમ તેણે દાદરની પાસે જે કોટડી હતી તેનું

દ્વાર ખોલ્યું. તે કોટડીમાં દાખલ થઇને તે જોવા લાગ્યો તો અંદર એક બીજું દ્વાર દૃષ્ટિએ પડયું. તેને બહારથી સાંકળ વાસેલી હોવાથી અંદર કોઇ માણસ નથી એવું સહજ જ સમજાયું. તે સ્થળે પ્રકાશ ન હતો. એટલે કામસેન પુનઃ મંદાકિનીની કોટડીમાં ગયો, અને તેણે ત્યાંનું ફાનસ લઇને પોતાનાં વસ્ત્રોમાં એવી રીતે છૂપાવ્યું કે તેનો પ્રકાશ બહાર દેખાય નહિ. દ્વાર સ્હેજ ઉઘાડું રાખીને તેણે ફાનસ ઉપરનું વસ્ત્ર લઇ લીધું તો એ કોટડીમાં તેને અહીં તહીં અનેક પ્રકારનાં શસ્ત્રો વ્યવસ્થિત રીતે મૂકેલાં દૃષ્ટિએ પડયાં. તલવાર, ભાલા, બંધૂક, તમંચા, બરછી, કટાર, વગેરે અનેક પ્રકારનાં આયુદ્ધ તેના જોવામાં આવ્યાં. આ શસ્ત્રો સાફસુફ કરીને વ્યવસ્થાપુરઃસર ગોઠવવામાં આવ્યા હતાં. એ જોઇને કામસેનને આશ્ચર્ય થયું. આપણે આ કોટડીને શસ્ત્રાગાર કહીશું. વળી આ સ્થળે દારૂ ગોળો પણ ભરપૂર છે એમ તે જોઇ શકયો. હાથ–દોઢ હાથ લંબાઇની અને પહોળા મ્હોંની બે તોપો પણ ત્યાં હતી.

આ શસ્ત્રાગાર દૃષ્ટિએ પડતાં કામસેનની ખાત્રી થઇ ગઇ કે હજી પણ આ લોકોએ ચાંચીયાનો ધંધો ચાલુજ રાખ્યો છે. તથાપિ બરોબર યોગ્ય સમયે આ શસ્ત્રાગાર પોતાની દૃષ્ટિએ પડવાથી તેને ખાસ આનંદ થયો. હવે પોતે શો માર્ગ લેવો તેનો તેણે ક્ષણાર્ધમાં જ વિચાર કરી લીધો. આ શસ્ત્રાગારમાં આવવાનો બીજો માર્ગ છે કે નહિ તેની તેણે તપાસ કરી તો એક બીજો માર્ગ તેની દૃષ્ટિએ પડયો. આ માર્ગનો બંદોબસ્ત કરવાની જરૂર હતી. પરંતુ એ બંદોબસ્ત કરતાં પહેલાં એક વખત ઉપર શું ચાલી રહ્યું છે તે જોવું જોઇએ; એવો વિચાર કરીને તેણે પેલું ફાનસ પુનઃ વસ્ત્રમાં છૂપાવી દીધું. અને દાદરનાં બે ત્રણ પગથીયાં ચડીને તેણે ઉપર ડોકીયું કર્યું

તો ઉપરના માળ ઉપર સર્વત્ર શુમશુમાકાર હતું. પવન છૂટયો હતો અને નૌકા મોટા વેગપૂર્વક જતી હતી. સહદેવ તથા નકુલ બહારથી શાંતપણે ગપાં હાંકતા બેઠા હતા, પરંતુ ખરી રીતે તેઓ સંપૂર્ણ સાવધ હતા એમ કામસેનના જોવામાં આવ્યું.

"ઠીક છે, હવે મારે મારો ઉદ્યોગ ચલાવવો !" એમ મનોગત બોલતો તે પુનઃ નીચે ઉતર્યો અને શસ્ત્રાગારમાં ગયો. અંદર જઇને તેણે ત્યાં જે તોપો હતી તે ભરેલી છે કે કેમ તેની તપાસ કરી. તોપો ખાલી હતી. એ તેણે ભરી લીધી. પરંતુ તેમાં મોટા ગોળા નાખવાને બદલે બંધૂકની ગોળીઓ ભરી. આ તોપોને ન્હાનાં ન્હાનાં પૈડાં રાખવામાં આવ્યાં હતાં. એથી તે એકલોજ એક સ્થળેથી બીજે સ્થળે ફેરવી શકે તેમ હતું. તેમાંની એક તોપનું તેણે દાદરના દરવાજા તરફ મુખ રાખીને તથા બીજી તોપનું શસ્ત્રાગારમાં આવવાના બીજા માર્ગ તરફ મુખ રાખીને ગોઠવી. એ પ્રમાણે બન્ને તોપોની વ્યવસ્થા કરી. પછી કેટલીક બંધૂકો અને તમંચા ભરીને તે મંદાકિનીની કોટડીમાં લઇ જઇને રાખ્યાં. તદુપરાંત તોપને બત્તી મૂકવાનાં સાધન પણ તેણે તૈયાર રાખ્યાં.

એટલી તૈયારી કરવામાં આશરે દોઢ ઘટિકા પસાર થઇ ગઇ. પછી તોપને બાંધેલી દોરીનો છેડો હાથમાં રાખીને તે ઉપર આવ્યો અને તુરત હાથમાં આવી શકે એવી રીતે તે દાદરના સહુથી ઉપલા પગથીયા ઉપર એ છેડો રાખીને તે પોતાના સેવકો પાસે ગયો.

પોતાના માલિકને જોતાં સહદેવ બોલ્યોઃ "ચંદ્રગુપ્તનો બેત ચાલી રહ્યો હોય એમ લાગે છે."

"શા ઉપરથી ?" કામસેને પૂછ્યું.

" હમણાંજ તાંડેલ પોતાના બધા માણસોને એકઠા કરીને તેમને કાંઇક ધીમે ધીમે કહેતો હતો." સહદેવે ઉત્તર આપ્યો.

કામસેને તેને આગળ બોલતો અટકાવ્યો અને તે તાંડેલના તરફ જોવા લાગ્યો. હજી પણ એ લોકો ધીમે ધીમે વાતો કરતા હતા. એટલે તેની ખાત્રી થઇ કે એ લોકો પોતાના સંબંધમાં જ કશી મસલહત ચલાવતા હોવા જોઇએ. આથી તેણે અગાઉથીજ બધી તૈયારી કરી રાખેલી હોવાથી તેને વિશેષ આનંદ થયો. " જો હું ચેત્યો ન હોત તો આજે મારાં સોએ વર્ષ પૂરાં થઇ જાત!" તે સ્વગત બોલ્યો.

પછી તેણે પોતાના સેવકોને કહ્યું: " મારા વફાદાર સેવકો! આપણે આપણા આખા જન્મારામાં જોયો નહિ હોય એવો વિકટ પ્રસંગ આજે ઉપસ્થિત થયો છે. આ વખતે આપણે પૂર્ણપણે પ્રસંગાવધાન રાખવાની જરૂર છે; અને સમય આવતાં આપણું હસ્તકૌશલ્ય બતાવવામાં પણ પાછી પાની કરવાની નથી. 'अर्थं वा साधयेत् देहं वा पातयेत्.' એવા પ્રકારનો આ પ્રસંગ છે."

પોતે યોજેલી યુક્તિ તેણે પોતાના સેવકોને ટુંકામાં સમજાવી દીધી. સહદેવ અને નકુલ બધુંયે સમજી ગયા અને તેઓ મોટી શિતાપીથી અને નિર્ભયપણે પોતાના માલિકને સહાય કરવાને તત્પર બની ગયા.

કામસેન બોલ્યો: " સાવધ રહેજો! અડાફડીનો સમય હવે જ છે. મારા ઉપર એક સરખું ધ્યાન આપ્યા કરજો. જો સ્હેજ પણ ભૂલ થઇ તો મારો જીવ જવાનો સોદો છે. એ લોકો મારા પ્રાણુ ઉપર ગીધડાની માફક ટાંપી રહ્યા છે. કેમકે ચંદ્રગુપ્તનો દીકરો મિત્રગુપ્ત હજી કેદમાં છે."

બીજી બે ઘટિકા જેટલો સમય પ્રસાર થઇ ગયો. ઉષઃકાળ થયો. નક્ષત્રો અપ્રકાશિત થવા લાગ્યાં. એ વખતે તાંડેલ ચંદ્રગુપ્ત પોતાની જગ્યાએથી ઉઠીને નાળા તરફ જવા લાગ્યો. રસ્તામાં તાંડેલ અને કામસેન એક બીજાને ભેટી ગયા. ઉપહાસયુક્ત સ્મિત કરતો તાંડેલ કામસેનને ઉદ્દેશીને બોલ્યોઃ " કાં, ધીરસેનજી! ઠીક છોના?"

કામસેન બોલ્યોઃ " હા, વાયુ ઘણો સારો છે. નૌકા એકદમ વિલાસપુર પહોંચી જશે એમ લાગે છે."

એટલામાં ચંદ્રગુપ્તે દુલભને હાકલ મારીને સુકાન ઉપર બેસવાનું કહ્યું. હુકમ મુજબ દુલભ સુકાન તરફ ગયો. પરંતુ જતાં જતાં તેણે કામસેન તરફ જોઇને ચમત્કારિક હાસ્ય કર્યું. એ હાસ્ય કામસેનના ધ્યાન બહાર રહ્યું નહિ.

કામસેન મનોગત બોલ્યોઃ " મેં જો કે વેષાંતર કર્યો છે ખરો, તો પણ મારી ખાત્રી છે કે આ લોકો મને ઓળખ્યા સિવાય રહ્યા નથી."

" અહો ધીરસેનજી !" તાંડેલ બોલ્યોઃ " મને લાગે છે કે તમે કશાક ગુંચવારામાં પડી ગયા છો."

" ના ના, એવું કશું નથી." કામસેને જવાબ આપ્યો.

" આ નૌકા કોની છે તે હજી સુધી આપના જાણવામાં આવ્યું હોય એમ લાગતું નથી." ચંદ્રગુપ્તે કહ્યું.

" એવો પ્રશ્ન તમે શા માટે કરો છો ?" જાણે પોતે કશુંય જાણતો ન હોય તેવા ભાવપૂર્વક કામસેન બોલ્યો.

" આપણે બન્ને એક બીજાને ઓળખી ગયા છીએ. તો પછી હવે એક બીજાથી ભેદ રાખવાની શી જરૂર છે." તાંડેલ બોલ્યોઃ " મણિપુરમાં નાશ પામેલી ' સરસ્વતી ' નૌકાનો માલિક હું ચંદ્ર-

ગુપ્ત છું અને આ મારી 'વિજયા' નામની નૌકા છે. તેનો દેખાવ પણ લગભગ 'સરસ્વતી' ના જેવો જ છે. તમે વેશાંતર કર્યો છે ખરો, તોપણ હું તો તમને પૂરેપૂરો ઓળખી ગયો છું."

"વારૂ, હવે તારે શું કહેવું છે?" કામસેને પૂછ્યું.

"મારે જે કહેવું છે તે વગર કહેજ તમે સમજી શકો તેમ છો. તમારો જીવ અત્યારે મારા હાથમાં છે. હું કહું તે પ્રમાણે વર્તવાનું જો તમે વચન આપો–"

તાંડેલને બોલતાં બોલતાં અટકી ગયેલો જોઇને કામસેને કહ્યું. "એમ અટકી ન જાઓ; જે કહેવું હોય તે સ્પષ્ટ કહી નાખો."

ચંદ્રગુપ્ત કહેવા લાગ્યો: "હું આજે કેટલાક દિવસથી એવી ઇચ્છા રાખતો હતો કે વિલાસપુરનો કોઇ ગૃહસ્થ મારા હાથમાં આવે તો સારૂં. મારો દીકરો આજે વિલાસપુર રાજ્યમાં કેદમાં છે. તેના બદલામાં વિલાસપુરના એકાદા સુખવસ્તુ ગૃહસ્થને પકડીને તેને કબજામાં રાખવો, અને મારા દીકરાની મુક્તતા થાય એટલે તેને મુક્ત કરવો એવો મારો ઇરાદો છે. પરંતુ અત્યારસુધીમાં એવો કોઇ ગૃહસ્થ હાથ લાગ્યો ન હતો. ગઇ કાલે સંધ્યાકાળે તમે બંદર ઉપર આવીને મારા વહાણના સંબંધમાં તપાસ કરી તે જ વખતે મેં તમને ઓળખ્યા હતા અને તમે તે ગામમાં કયે સ્થળે ઉતારો કર્યો છે તે જાણવાને માટે એક ખલાસીને મેં તમારી પાછળ મોકલ્યો હતો. તમે મને ઓળખી જશો એવી મારી ખાત્રી હોવાથી તમારી સાથે રૂબરૂમાં વાત નહિ કરતાં તમે જેને ત્યાં ઉતર્યા હતા તે ઘરધણીની સાથે મેં વાત કરીને મારી નાકા તમને ભાડે આપી. હવે હું વિલાસપુરની ખાડી પાસે લઇ જઇને મારી નૌકાને ઉભી રાખીશ. જો આવો ને આવો પવન રહેશે તો ચારેક ઘટિકામાં નૌકા ખાડીમાં દાખલ થશે. પછી હું તમને નૌકામાં પરહેજ રાખીશ. જો તમે આઠ દિવસની અંદર

તમારા સ્નેહીની મારફત મારા દીકરાને મુક્ત કરાવવાનું મને વચન આપશો તો હું આઠ દિવસ તમને મારી નૌકા ઉપર પૂરતા માન સાથે રાખીશ. પરંતુ જો મારી ખાત્રી થશે કે તમે મારા દીકરાને છોડાવી શકો તેમ નથી, તો પછી હું તમને વિલાસપુર લઇ જઇને રાણીની સામે હાજર કરીશ અને તમને સરકારને સ્વાધીન કરવાના બદલામાં બક્ષિસ તરીકે મારા દીકરાને મુક્ત કરવાની માગણી કરીશ. આ મારો ચોક્કસ નિશ્ચય છે. તેમાં કશો પણ ફેરફાર થનાર નથી."

"જાણે તારૂં કામ પૂર્ણપણે સિદ્ધ થઇ ગયું હોય એવા ઘમંડ પૂર્વક તું આ ભાષણ કરે છે !" કામસેન શાંતપણે બોલ્યો.

"હા હા, મારો તમામ બેત સિદ્ધ થઈ જ ચૂક્યો છે. કોની તાકાદ છે કે આ કામમાં મને હરકત કરે ?" ચંદ્રગુપ્તે ગર્વપૂર્વક કહ્યું.

"પણ મને પરહેજ કર્યા પહેલાં આ નૌકા ઉપર જ શો બનાવ બનશે તેનો તેં વિચાર કર્યો છે ખરો ?" કામસેને પૂછ્યું.

"તમારૂં મારી પાસે કશું પણ ચાલે તેમ નથી." તાંડેલે કહ્યું: "આ નૌકા ઉપર બાર જુવાનો છે. તેઓ મારા એક શબ્દની સાથે તમને ત્રણેને જમીનદોસ્ત કરી દેશે."

"હજી એમ થવાને વાર છે." નેત્રોમાંથી વીરશ્રીને ચમકાવતો કામસેન બોલ્યો.

"મૂર્ખ છોકરા ! તને હજી તારા બળનું ઘમંડ છે ! તારા ટુકડેટુકડા થઇ જશે. અમારી સાથે વેર કરીને તું ક્યાં જનાર છે ?"

"એ તો હજી હવે જણાશે." કામસેને ધીટતાપૂર્વક ઉત્તર આપ્યો.

"કેવી રીતે ?"

" એ તો તું પ્રત્યક્ષ જોઇશ ત્યારેજ તને ખબર પડશે. " એમ કહેતાંની સાથે જ તેણે જોરપૂર્વક ચંદ્રગુપ્તની છાતીમાં મૂક્કી મારીને તેને નીચે નાખી દીધો.

જ્યારે ચંદ્રગુપ્ત કામસેનની સાથે ભાષણ કરતો હતો ત્યારે સહદેવ અને નકુલની નજર એક સરખી તેમના ઉપર જ હતી. કામસેને ચંદ્રગુપ્ત ઉપર હલ્લો કર્યો તે જોતાં જ આ બે જણાએ જીના ઉપર રાખેલી રસી હાથમાં પકડી અને તે ખેંચીને રસીની સાથે બાંધેલી તોપને તેઓ ઉપર લાવ્યા. કામસેનના હાથમાં એક સળગાવેલો કાકડો ચમકવા લાગ્યો.

" નકુલ ! ચાલ જલ્દી કર, નીચે જા. " કામસેને તેને આજ્ઞા કરી.

નકુલ એકદમ જીના વાટે નીચે ઉતરીને શસ્ત્રાગારમાં ગયો. તેણે પણ બીજો કાકડો પોતાના હાથમાં રાખ્યો હતો. તે શસ્ત્રાગારના દરવાજા તરફ મૂખ રાખીને ઉભી કરવામાં આવેલી તોપ પાસે જઇને ઊભો રહ્યો.

પોતાના માલિકને જમીન ઉપર નાખી, હાથમાં સળગતા કાકડા સાથે કામસેન તોપ પાસે ઉભો છે, એ દૃષ્ટિએ પડતાં જ નૌકા ઉપરના ખલાસીઓમાં ગભરાટ ફેલાઇ રહ્યો. તેઓ કામસેન ઉપર હલ્લો કરવાનો વિચાર કરીને આગળ વધ્યા. તેમને જોઇને કામસેન બોલ્યોઃ " જો એક પણ ડગલું આગળ વધશો તો જાનથી જશો. આ તોપ ભરેલી છે. માત્ર ચીણગારી મૂકવાની જ વાર છે. તોપમાંથી ગોળો છૂટતાં તેનું પરિણામ કેવું આવશે તેનો વિચાર તમે પોતે જ કરી લ્યો. "

તેનું એ ભાષણ સાંભળતાં " ઘાત ! ઘાત ! ઘાત ! " એવો એકજ ધ્વની નૌકાપર થઇ રહ્યો.

" ચાલો, આ બાજુએ થઇને શસ્ત્રાગારમાં જઇએ. " એમ બોલતાં ખલાસીઓ પોતાના પગ નીચેનાં એક–બે પાટીયાં કાઢીને તે માર્ગેથી નીચે જવા લાગ્યા.

એ જોઇને કામસેને બૂમ પાડીઃ " નકુલ ! સાવધાન ! ! "

" સરદાર સાહેબ ! હું તૈયાર જ છું. તેઓ અહીં આવશે કે તોપ લાગી જ સમજો. " એ પ્રમાણે તે બોલતો હતો ત્યાં શસ્ત્રાગારનો દરવાજો ખૂલ્યો. દુલભ અને વલભ સહુની મોખરે હતા. અને બીજા ખલાસીઓનું ટોળું તેમની પાછળ હતું. તેમને જોઇને નકુલ બોલ્યોઃ " હરામખોરો ! જો આગળ વધ્યા તો મૂઆ સમજજો ! "

આ પ્રકાર જોતાં ખલાસીઓ હેબતાઇ ગયા. તેઓ તદ્દન નિરાશ બની ગયા. નકુલનો ચ્હેરો વિરશ્રીથી ભયંકર દેખાતો હતો. તેની સામે જોવાની પણ ખલાસીઓની હિમ્મત ચાલતી નહતી. તેઓ પાછા ફરીને પુનઃ ઉપર આવ્યા.

કામસેનની મૂક્કીથી બેભાન બનીને ચંદ્રગુપ્ત કામસેનના પગ પાસે પડયો હતો. નાળા તરફની બાજુએ સર્વ ખલાસીઓ એકઠા થયા હતા. સહદેવના હાથમાં વહાણનું સુકાન હતું. કારણ કે કામસેને મૂક્કી મારીને ચંદ્રગુપ્તને નીચે પાડયો ત્યારે દુલભ સુકાન છોડીને દોડતો આગળ આવ્યો હતો. સહદેવ અને નકુલ તોપને ઉપર લાવ્યા અને કામસેને કાકડો સળગાવ્યો, તે દરમિયાન દુલભ આ લોકોની વચ્ચેથી પસાર થઇને બીજા ખલાસીઓને મળી ગયો હતો. ત્યારપછી જે બન્યું હતું તે અમે ઉપર જણાવી ગયા છીએ. આ સાહસનું લગભગ છેવટ આવી ગયું હતું. એ નૌકા ઉપર અત્યારે કામસેનની

સત્તા હતી. તેણે અત્યારે અંગબળથી નહિ પરંતુ બુદ્ધિબળથી વિજય મેળવ્યો હતો. કેમકે બન્ને પક્ષમાંથી કોઇના પણ રક્તનું એક બિન્દુ સરખું શરીરમાંથી બહાર પડ્યું ન હતું.

આવી રીતે બીજા એક પ્રહર સુધી એ નૌકા વેગથી ગતિ કરી રહી. વાયુ ઘણોજ અનુકુળ હોવાથી તે ખાડીના મુખ પાસે આવી પહોંચી. તે વખતે તાંડેલ પણ સાવધ બન્યો. પોતાના લોકોની સ્થિતિ તેના ધ્યાનમાં આવતાં તેણે જરી નરમાશથી બોલવાનો પ્રારંભ કર્યો. પરંતુ કામસેને તેના કથન ઉપર કાન દીધો નહિ.

"તમારી જગ્યાએથી એક પણ પગલું આગળ વધશો તો તોપ સળગાવીને તમારા ચુરેચુરા ઉડાવી દઇશ-મને જરીએ દયા નહિ આવે." એવી ધમકી તે અવારનવાર ખલાસીઓને આપ્યા જ કરતો હતો. સહદેવે પણ હૂશિયારીપૂર્વક સુકાન ઉપર કાબૂ રાખ્યો હતો. તેણે નૌકાને ખાડીમાં લીધી.

નૌકા ખાડીમાં દાખલ થતાં તેને મળતો અનુકુળ વાયુ બંધ થઇ જવાથી તે હવે ધીમે ધીમે ચાલવા લાગી. આ નૌકાને વિલાસપુરના બંદરે લઇ જવાની કામસેનની ઇચ્છા ન હતી. કારણ કે ખાડીમાં નૌકાને આગળ લેવાને માટે ભરતીની જરૂર હતી, અને તેને હજી એક-બે પ્રહરનો સમય લાગે તેમ હતું. એટલા સમય સુધી તે નૌકાને પોતાના કબજામાં રાખી શકશે એવી તેને ખાત્રી ન હતી. વળી વિલાસપુરના બંદરે ઉતરતી વખતે આ નૌકાના લોકો ધાંધલ કરીને પોતાને સરકારને હવાલે કરશે એવી પણ તેને ભીતિ હતી. એટલે તેણે એવો વિચાર કર્યો કે નૌકાને ખાડીની અંદર બની શકે તેટલે સુધી લઇ જઇ, કોઇ સગવડવાળી જગ્યા જોઇને ત્યાં નીચે ઉતરી પડવું. તેણે સહદેવને સુકાન છોડીને પોતાની પાસે આ-

સુચના કરી, અને શસ્ત્રાગારનાં તમામ શસ્ત્રો ખાડીમાં ફેંકી આજ્ઞા કરી. તે પ્રમાણે સહદેવે શસ્ત્રાગારમાંથી દરેકેદરેક હ- અને દારૂગોળો ખાડીમાં ફેંકી દીધાં. બાદ કામસેને જે શસ્ત્રો કેનીની કોટડીમાં રાખ્યાં હતાં તે લાવવાની સહદેવને આજ્ઞા સહદેવ, નકુલ અને કામસેન દરેકે બબે તમંચા કમરમાં ખોસ્યા અકેકી બંધુક હાથમાં રાખી. એ પ્રમાણે સશસ્ત્ર બન્યા પછી ને પુનઃ સહદેવને સુકાન ઉપર મોકલ્યો અને નૌકાને ખાડીના લાવવાને કહ્યું. નૌકા કિનારાપર આવ્યા બાદ પ્રથમ બન્ને ાને નીચે ઉતારી. તેઓ સુખરૂપ નીચે ઉતર્યા બાદ કામસેને ે નીચેની તોપને સળગાવવાનો હુકમ કર્યો. તે સાથેજ મોટા ર થયો અને નૌકાના નાળા તરફના ભાગમાં મોટું ગાબડું નકુલ ઉપર આવ્યો. તે તથા સહદેવ જરૂર જોગો સામાન નીચે ઉતરી પડયા. તેઓ કિનારાપર ગયા પછી પોતે એકદમ શકે એવી વ્યવસ્થા કરીને કામસેન એક પછી એક પાછળ મૂકતો, તોપને પણ ઘસડીને પોતાની સાથે લઇ જવા લાગ્યો. ોના હાથમાં સળગતો કાકડો તો હતો જ. એવી રીતે પાછળ જતાં નૌકામાંથી નીચે ઉતરીને પેલી તોપ પણ તેણે પાણીમાં દીધી. નાકા ઉપરના ખલાસીઓ નિરાશ બનીને નિસ્તેજ આ બધી ક્રિયા જોઇ રહ્યા હતા.

છેવટે કામસેન તથા આજ ત્રેવીશ વર્ષ તુરંગમાં રહેલી મંદા- મે વિલાસપુરના કિનારા ઉપર પગ મૂક્યો. ચંદ્રગુપ્ત તથા ીઓ પોતાની નૌકાને ડૂબતી બચાવવાના પ્રયત્નમાં લાગ્યા. તોપના ગોળાના આઘાતથી પડેલા ગાબડામાંથી જોરથી પાણી આવતું હતું.

---

# પ્રકરણ ૩૧ મું.

## શરતનું મેદાન.

પાછલા પ્રકરણમાં વર્ણવેલી ઘટના બની ગયા પછી કેટલાક દિવસે વસંત પંચમીને રોજ પ્રાતઃકાળે વિલાસપુર નગરમાં મોટી ગડબડ મચી રહી હતી. લોકના થોકના થોક ઉત્તમ વસ્ત્રો ધારણ કરીને પોતપોતાના ઘરમાંથી બહાર પડતા હતા. રસ્તાપર સ્થળે સ્થળે લોકોની ગરદી જામી હતી; અને તે બધા માણસો નગરના ઉત્તર દિશાના દરવાજા તરફ જતા હતા. આ લોકો શામાટે અને કયાં જાય છે તે હમણાં જ વાચકોના જાણવામાં આવશે.

વિલાસપુર નગરની ઉત્તર દિશાએ બહાર એક મોટું વિસ્તીર્ણ મેદાન હતું. એ મેદાનમાં ઘોડદોડની શરતો થતી હોવાથી તેને લોકો શરતના મેદાન તરીકે ઓળખતા હતા. વળી વિલાસપુરના શ્રીમંત લોકો હમેશાં પોતાના અશ્વોને લાવીને આ મેદાન ઉપર ગોળ ચક્રરમાં ફેરવતા હતા. ગરીબ લોકો પોતાના પગને છૂટા કરવાને માટે અહીં ફરવાને આવતા તથા સ્વચ્છ હવાનો ઉપભોગ કરતા. અત્યારે આ મેદાન તરફ લોકોનાં ઝુંડનાં ઝુંડ જતાં હતાં. આ મેદાનની એક બાજુએ એક મોટો વસ્ત્રવેશ્મ ( તંબુ ) ઉભો કર્યો હતો. તે તંબુની પડોશમાં બે–ત્રણ જગ્યાએ મોટા મંડપો બાંધ્યા હતા. તે મંડપમાં લોકોને બેસવાને માટે એકથી એક ઉંચાં એવાં આસનો એકેકની પાછળ માંડયાં હતાં. મોટો તંબુ ખુદ રાણી સરકારને માટે અને તેની આસપાસના મંડપો સરદાર, જાગીરદાર, તેમની સ્ત્રીઓ અને તેમનાં આપ્તજનોને માટે ઉભા કર્યા હતા. તે સિવાય મેદાનની આસપાસ

સાહુકાર અને સુખવસ્તુ લોકોનાં પણ પુષ્કળ તંબુ ઉભા થયેલા દેખાતા હતા આ તંબુની વચ્ચે જે ખૂલ્લી જગ્યા હતી ત્યાં નાગરિકોનો સમુહ ક્યારનો એકઠો થવા લાગ્યો હતો. આ મેદાનમાં આજે મર્દાનગીના ખેલ થનાર હતા. એથી તે જોવાને માટે લોકોની ગરદી થઇ હતી. પોતાને સારી જગ્યા મળી શકે તે માટે લોકો વ્હેલા વ્હેલા ત્યાં આવ્યા હતા. કેટલાક તો પોતાનાં ન્હાનાં બાળકોને પણ સાથે લાવ્યા હતા.

ખેલ શરૂ થવાને વાર હોવાથી મેદાનમાં અહીંતહીં ગરબડાટ મચી રહ્યો હતો અને ત્યાં એકઠા થયેલા લોકો પાસેથી પોતાને થોડીઘણી પણ પ્રાપ્તિ થશે એવી આશાથી મદારી, વાદી, બજાણીયા વગેરે ત્યાં આવ્યા હતા. કોઇ પોતાના પહાડી સૂરે વીરરસ પરિપૂર્ણ કવિત લલકારતા હતા, કોઈ પોતાના સર્પને નચાવતા હતા, મદારી એકના બે, બેના ચાર ને ચારના બાર લખોટા બનાવી લોકોનાં મન રંજન કરતા હતા; બજાણીયા લોકો અંગ કસરતના ખેલોથી પ્રેક્ષકોને હેરત પમાડતા હતા. એક સ્થળે એક તરૂણી પોતાની બે બાર–બાર વર્ષની છોકરીઓની સાથે શૃંગારરસ પ્રધાન લાવણીઓ ગાતી ખંજરીના તાલ ઉપર નૃત્ય કરતી હતી. એ પ્રમાણે તે મેદાનમાં જ્યાં ત્યાં આનંદઆનંદ જ નજરે પડતો હતો.

આ મેદાનમાં આજે શાના શાના ખેલ થનાર છે તેની સ્પષ્ટ માહિતી ઘણા થોડા લોકોને જ હતી. અહીં અમુક મર્દાનગીના ખેલ થનાર છે અને જયચંદ્ર પોતે જાતે અમુક દાવ પેચ બતાવનાર છે એવું ઘણા લોકોનું માનવું હતું. અર્થાત્ ખરો પ્રકાર શો છે તે જાણવાને લોકો ઉત્કંઠિત બની રહ્યા હતા. એટલે તેમને જો એમ લાગે કે અમુક ગૃહસ્થ ખરી હકીકતની માહિતી ધરાવે છે તો તેને મળીને એ

માહિતી મેળવવાનો યત્ન કરતા હતા. પ્રિય વાચક ! ચાલો, આપણે પણ પેલી બાજુએ ઊભેલા લોકોના સમુહમાં મળી જઇએ, એટલે આપણને પણ આજે આ મેદાનમાં શું થનાર છે તેનું જ્ઞાન થશે.

એક ગૃહસ્થ પોતાના મિત્રને ઉદ્દેશીને બોલ્યોઃ " અહો, પેલી બાજુએ જરીના સાફાવાળા જે ગૃહસ્થ છે તેમની સાથે મારે સારી પિછાન છે. તે રાજખર્ચ ખાતામાં હોવાથી તેને રાજમહેલમાં હમેશાં જવું આવવું પડે છે. તેને પૂછવાથી બધી હકીકત આપણા જાણવામાં આવશે." જરીના ફેંટાવાળો નજીક આવ્યો એટલે તેને ઉદ્દેશીને બોલ્યોઃ " નમસ્કાર, મહારાજ ! નમસ્કાર."

"નમસ્કાર !" ફેંટાવાળાએ જવાબ આપ્યોઃ " પણ આજે દુકાન છોડીને આટલા વ્હેલા વ્હેલા આપ અહીં કેમ પધાર્યા છો ?"

દુકાનદારે કહ્યું; " નગરમાંથી તમામ લોકો અહીં આવીને એકઠા થયા છે. ત્યારે પછી અમારે માલ વેચવો કોને ? એટલે દુકાન બંધ કરીને હું પણ અહીં આવ્યો છું. પણ કેમ, આજે અહીં શું થનાર છે ?"

ફેંટાવાળાએ કહ્યું: " આજે વસંત-પંચમી હોવાથી દર સાલના રીવાજ મુજબ કુસ્તી, કસરતો, નિશાનબાજી, સૈનિકોમાં દ્વંદ્વયુદ્ધ વગેરે તો જાણે કે થનાર છેજ. પરંતુ તદુપરાંત આજે એક મહત્વનું યુદ્ધ પણ થનાર છે."

દુકાનદાર બોલ્યોઃ " મેં સાંભળ્યું છે કે આજે રણવીર જયચંદ્ર મેદાનમાં ઉતરનાર છે; અને તેટલા માટે જ હું અહીં આવ્યો છું."

" તમે સાંભળ્યું છે તે સાચું છે." ફેંટાવાળાએ જવાબ આપ્યોઃ " તે હકીકત ઘણી લાંબી છે. જગદેવરાયના હાથ નીચેના એક સૈનિક સાથે મારે ગાઢો સંબંધ હોવાથી તેના મુખેથી આ

માહિતી મને મળી છે. ચાર દિવસ પહેલાં આ સૈનિક રાણી સરકારના મંત્રણાગૃહમાં પહેરા ઉપર હતો. એથી તેણે પોતાના કાનો કાન સાંભળેલી હકીકત મને જણાવેલી હોવાથી તેમાં અસત્યનો લવલેશ પણ નથી."

"એ હકીકત શી છે વારૂ ? અમને જણાવો તો ખરા." દુકાનદાર ઉત્સુકતાપૂર્વક બોલી ઉઠયો.

"એમ ઉતાવળ ન કરો, હું સર્વ હકીકત કહું છું. ચાર દિવસ પહેલાં મંત્રણાગૃહમાં સર્વ મંત્રીઓ એકત્ર થયા હતા. સરદાર ઉગ્રવર્મા, સરદાર વીરભદ્ર, અમાત્ય ચંદ્રરાય, સેનાપતિ દિવ્યશક્તિ, દંડનાયક જયચંદ્ર, કોશાધ્યક્ષ સુવર્ણગુપ્ત વગેરે મંત્રીમંડળ એકત્ર થયું હતું. દેવી ઇન્દિરાવતી સિંહાસન ઉપર આરૂઢ થયાં હતાં."

"આટલાં બધાં નામ તમારા ધ્યાનમાં કેવી રીતે રહે છે ?" પેલા દુકાનદારના એક મિત્રે પૂછયું.

ફેંટાવાળાએ જવાબ આપ્યો: "એમાં કઠણ શું છે ? અમારે રોજ રાજમહેલમાં જવું આવવું થાય એટલે રોજ આ નામો અમારા કાન ઉપર પડે. તેથી તે સહજજ ધ્યાનમાં રહે છે. વારૂ હું શું કહેતો હતો ? હં યાદ આવ્યું; સર્વ મંત્રીઓ રાણી સરકારની સાથે કશી મંત્રણા કરી રહ્યા હતા; તે વખતે સુર્યપુરના રાજાનો વકીલ આવ્યો. તેની સાથે થોડું ઘણું ભાષણ થયું ત્યાં શ્રીનગરના મહારાજ ઉગ્રસેનનો વકીલ આવી લાગ્યો. તેની પાછળ પાછળ કુલશપુરાધિપતિનો વકીલ પણ આવ્યો. એ બધાની સાથે રાણી સરકારનું સંભાષણ ચાલતું હતું તે દરમિયાન ભાસ્તીકૃષ્ણ નામનો કુલશપુરનો ગૃહસ્થ પોતાની સાથે દશબાર જુવાનોને લઇને રાજમહેલના આંગણામાં ઊભો રહ્યો. તેણે રાણી સરકારને મળવાની પોતાની

ઇચ્છા છે એવી વરધી મોકલાવી. તે વરધી લઇને કંચુકી મંત્રણાગૃહમાં ગયો. ભારતીકૃષ્ણનું નામ કર્ણગોચર થતાં જયચંદ્ર અને દિવ્ય શક્તિએ એક બીજા સામે દૃષ્ટિ કરી. એ દેવી ઇન્દિરાવતીના ધ્યાનમાં પણ આવ્યું. તે વખતે જયચંદ્રે જે હકીકત કહી તે સાંભળીને ભારતીકૃષ્ણની મુલાકાત લેવાનું રાણીને અગત્યનું લાગવાથી તેણે ભારતીકૃષ્ણને લઇ આવવાનો હુકમ કર્યો."

"એ ભારતીકૃષ્ણ શા માટે આવ્યો હશે?" દુકાનદારે પૂછ્યું.

"અરે એટલા બધા ઉતાવળા શા માટે થાઓ છો? હું બધું જણાવું છું." ફેંટાવાળા ગૃહસ્થે જવાબ આપ્યો: "રાણીની આજ્ઞા પ્રમાણે કંચુકીએ પેલા કલશપુરના ભારતીકૃષ્ણને મંત્રણાગૃહમાં હાજર કર્યો. આ ભારતીકૃષ્ણની ઉમર લગભગ ચાળીશ-પીસ્તાલીશ વર્ષની છે. તે શરીરે હૃષ્ટપુષ્ટ છે. તેની સાથે સર્વ જુવાનો પણ અલમસ્ત જેવા હતા અને તેમણે પોતાના દેશના ઘાટનો ઉત્તમ પોશાક ધારણ કર્યો હતો. દેવીના પ્રજાજનો પૈકી બે ગૃહસ્થોએ વિના કારણ પોતાને ત્રાસ આપેલો તથા અત્યંત નુકસાન કરેલું હોવાથી તે બાબત ન્યાય માગવાને માટે તે દેવી પાસે આવ્યો હતો. તેને ત્રાસ આપનારનાં નામ દેવીએ પૂછ્યાં; એટલે જયચંદ્ર અને દિવ્યશક્તિ તરફ આંગળી કરીને ભારતીકૃષ્ણ કહેવા લાગ્યો: 'આ બે ગૃહસ્થોએ મારી નૌકાપર હલ્લો કરીને તેને લૂટી હતી અને મારી નૌકાના ખલાસીઓનો નાહક પ્રાણ લીધો હતો.' એ પ્રમાણે તેણે આ બે ગૃહસ્થો ઉપર આરોપ મૂકયો હતો. આ વાત આશરે દોઢબે વર્ષ પહેલાં બની હતી. અરે, પણ આ કોણ આવે છે? એ રાણી સરકારના અંગરક્ષકમાંનો સ્વાર દેખાય છે. હવે મારે સરકારના તંબુમાં જવું જોઇએ, એટલે હું ટુંકેથી જ પતાવું છું. આજે આ બે-

દાન ઉપર જયચંદરાય અને પેલા ભારતીકૃષ્ણ વચ્ચે દ્વંદ્વયુદ્ધ થનાર છે. જો આ યુદ્ધમાં જયચંદનો પરાભવ થાય તો દિવ્યશક્તિએ ભારતીકૃષ્ણ સાથે યુદ્ધ કરવું એમ ઠર્યું છે. હવે મને વખત નથી. જૂઓ, દેવીના સ્વાર તંબુમાં દાખલ થયા."

એમ કહીને તે ફેંટાવાળો ગૃહસ્થ ત્યાંથી ચાલતો થયો. તે પછી દુકાનદારને તેના મિત્રે પૂછ્યું: "જયચંદ અને પેલા ભારતીકૃષ્ણ વચ્ચે આટલો દ્વેષ ઉત્પન્ન થવાનું કારણ જાણવામાં આવ્યું નહિ. જો તમારો આ ફેંટાવાળો ગૃહસ્થ થોડી વાર રોકાયો હોત તો તેની પાસેથી કેટલીક મહત્ત્વની હકીકત આપણા જાણવામાં આવત."

વાચક! આપણે પણ જો બીજી તરફ જઇશું તો આ તથ્યનું મૂળ આપણા સમજવામાં આવશે. ફેંટાવાળો ગૃહસ્થ જે સ્વારને જોઇને ચાલ્યો ગયો તે સ્વાર રાણીના અંગરક્ષક માંહેનો હતો અને રસ્તાપરની ગરદી ઓછી કરવાને માટે આગળ થયો હતો. આ સ્વારોનો મુખ્ય જમાદાર વાચકોનો પરિચિત જગદેવ હતો. તે અત્યારે મણિપુરના અધિકારી જગતપ્રસાદની સાથે વાત કરતો ઊભો હતો. જગતપ્રસાદ આજે જ પોતાના ખાનગી કામ માટે વિલાસપુર આવ્યો હતો. ત્યાં આવ્યા પછી આ દ્વંદ્વયુદ્ધને લગતી હકીકત તેના જાણવામાં આવી હતી. એટલે તે પણ અહીં શરતના મેદાનમાં આવ્યો હતો. બન્ને એક બીજાને મળતાં નમનવિધિ થયા પછી પ્રથમ મણિપુરમાં બનેલી ઘટના સંબંધી તેમની વચ્ચે થોડું સંભાષણ થયું. ત્યારપછી જગતપ્રસાદે જગદેવને આ દ્વંદ્વયુદ્ધના સંબંધમાં પ્રશ્ન કર્યો. જગદેવે મોટા ઉત્સાહપૂર્વક જગતપ્રસાદને તમામ હકિકત જણાવવાનો આરંભ કર્યો. તેમાંની ફેંટાવાળા ગૃહસ્થે જણાવેલી હકીકત ઉપરાંત વિશેષમાં જગદેવે જે જણાવ્યું તેજ અત્ર અમે તેના શબ્દોમાં રજુ કરીશું.

જગદેવે કહ્યું: " આ ભારતીકૃષ્ણ કલશપુરનો મોટો શ્રીમાન સરદાર હોય એમ જણાય છે. વળી તેનો વ્યાપાર પણ મોટો ચાલે છે. તે પોતાની સરકારની પરવાનગી મેળવીને બે મોટી લડાયક નૌકાઓ લઇને પશ્ચિમ કિનારા ઉપરનાં મોટાં મોટાં બંદરોએ વ્યાપાર કરે છે. આશરે બે વર્ષ પહેલાં કલશપુરના રાજ્યમાં મોટી લડાઇ થઇ હતી, તે વખતે શ્રીનગરના રાજા ઉગ્રસેને દેવી પાસે સહાય માગી હતી. પરંતુ કેટલાંક રાજકીય કારણોને લીધે રાણીએ પોતાનું સૈન્ય મદદમાં મોકલ્યું નહતું. માત્ર જયચંદ્ર અને દિવ્યશક્તિ એ બે જણા પચીશ લડાયક નૌકાઓ લઇને શ્રીનગર રાજ્યના રક્ષણને માટે દેવીની આજ્ઞાથી ગયા હતા. આ નૌકાઓ અને ભારતીકૃષ્ણની નૌકાઓની એક સ્થળે મુલાકાત થઇ હતી. તે વખતે ભારતીકૃષ્ણની નૌકા ઉપર કલશપુરના રાજ્યનું નિશાન હતું. એ જોઇને જયચંદ્રે પોતાની નૌકા ઉપરની તોપો એ નૌકા ઉપર તાકી. ભારતીકૃષ્ણે પણ તે પ્રમાણે આપણી નૌકા ઉપર નિશાન તાકયું. બન્ને નૌકાપરની તોપોમાંથી ગોળા છૂટવા લાગ્યા. લગભગ એક ઘટિકા પર્યંત એક બીજાની તોપો ઉપર ગોળાનો વર્ષાવ ચાલુ રહ્યો. જયચંદ્રે પોતાની બે-ત્રણ નૌકા જોરપૂર્વક આગળ કરીને ભારતીકૃષ્ણની નૌકાપર ધસારો કર્યો. પોતાનો વિનાશ થશે એમ ધારીને ભારતીકૃષ્ણે પોતાની નૌકાપરથી કલશપુરનું નિશાન ઉતારીને શ્રીનગરનું નિશાન ચડાવ્યું. એ જયચંદ્રની નજરે પડતાં આગળ તેણે શું કર્યું હશે તેની તમે કલ્પના કરી શકો છો ? "

" તે વખતે જયચંદ્ર લડાઇ બંધ નહિ કરતાં હલ્લો કરેલો હોવો જોઇએ." જગતપ્રસાદે જવાબ આપ્યો: " કારણ કે પહેલું નિશાન ઉતારીને બીજું નિશાન ચડાવવામાં ભારતીકૃષ્ણનો હેતુ

પોતાને ફસાવવાનો હોવો જોઇએ, એવું જયચંદ્રના મનમાં આવે તે સ્વાભાવિક છે. તેની જગ્યાએ હું હોત તો હું પણ તેમજ કરત."

" તદ્દન બરોબર છે. " જગદેવ બોલ્યો: " જયચંદ્ર અને દિવ્યશક્તિની તે વખતે એવીજ કલ્પના થઇ હતી; અને તેથી તેમણે શ્રીનગરના નિશાન તરફ બિલકુલ લક્ષ નહિ આપતાં જોરપૂર્વક મારો ચલાવ્યો. પુનઃ બન્ને પક્ષ વચ્ચે લડાઇ જોરથી શરૂ થઇ અને ભારતીકૃષ્ણની એક નૌકામાં ગાબડું પડયું. એથી બીજી નૌકાએ શરણે આવવાનું નિશાન ઊભું કરતાં લડાઇ બંધ પડી ગઇ. આપણા બન્ને વીરોએ ડૂબતી નૌકાને મદદ કરીને તે પરના ઘણા ખલાસીઓના પ્રાણ બચાવ્યા અને તેમાંનો માલ પોતાની નૌકાપર ઉતારી લીધો. ભારતીકૃષ્ણે પોતાની નૌકાને છોડી દેવાની માગણી કરી કારણ કે પોતે કલશપુરનો રહેવાસી હોવા છતાં શ્રીનગરાધીશની આજ્ઞાથી પોતે પોતાની નૌકા ઉપર યુદ્ધ સામગ્રી રાખેલી છે એવું તેનું કહેવું હતું. વળી એમ પણ તે બોલ્યો કે વિલાસપુર અને શ્રીનગરની વચ્ચે સ્નેહ-સંબંધ હોવાથી જયચંદ્રને પોતાની નૌકાને પકડવાનો અધિકાર નથી."

" એકંદરે જોતાં આ પ્રશ્ન મોટી ભાંજગડવાળો છે ખરો. વારૂ, પછી શું થયું ?" જગતપ્રસાદે પૂછ્યું.

જગદેવ બોલ્યો: " એ ઉપરથી જયચંદ્રે પૂછ્યું: ' જો તારી નૌકા શ્રીનગરની હતી તો પછી તેં એક ઘડીભર પણ કલશપુરનું નિશાન નૌકાપર રાખીને ગોળીબહાર કેમ કર્યો ? ' ભારતીકૃષ્ણે જવાબ આપ્યો કે ' તમારી નૌકાપરથી ગોળા છૂટવા લાગ્યા એટલે અમને પણ આત્મરક્ષણને માટે ગોળા છોડવાની ફરજ પડી હતી. તમારી નૌકા દૂર હોવાથી તેના ઉપરનું નિશાન અમારા જોવામાં આવ્યું ન હતું. જ્યારે તમારી નૌકાપર વિલાસપુરનું નિશાન છે

એવું અમારા જાણવામાં આવ્યું ત્યારે અમે કુલશપુરનું નિશાન ઉતારીને શ્રીનગરનું નિશાન ઊભું કર્યું. એમાં અમે કશો પણ અપરાધ કર્યો નથી.' ભારતીકૃષ્ણના કથનનો જયચંદ્રે એવો ઉત્તર આપ્યો કે 'અમારે અને શ્રીનગરને મિત્રત્વ છે અને અત્યારે કુશલપુર તથા શ્રીનગર વચ્ચે યુદ્ધ ચાલતું હોવાથી કુશલપુરના નિશાન નીચે તમારો અમારી સાથે બે હાથ કરવાનો વિચાર હતો. પરંતુ તમે અમારી સામે ટકી નહિ શકો એમ તમને લાગ્યું એટલે પહેલા અપરાધમાંથી નિકળી જવાને માટે તમે શ્રીનગરનું નિશાન ચડાવ્યું હતું. માટે તમારી નૌકાને પકડવાનો મને સંપૂર્ણ અધિકાર છે. તથાપિ હું તમને કિંવા તમારા ખલાસીઓને કેદમાં રાખવા નથી ઇચ્છતો. કોઇ પણ એકાદ સારૂં બંદર આવશે એટલે તમને ત્યાં ઉતારી દઇશ. માત્ર તમારી નૌકા જપ્ત કરી લઇશ.' જયચંદ્રે પોતે બોલ્યો હતો તે પ્રમાણે કર્યું. તેણે કલ્યાણપુરના બંદરે તે બન્ને નૌકાને લઇ જઇને ત્યાં તમામ ખલાસીઓને ઉતારી મૂકયા અને નૌકાપરનો માલ સરકારજમા કર્યો."

"આ સર્વ પ્રકાર ઉપરથી જયચંદ્રનો કશો દોષ હોય એવું મને લાગતું નથી. પણ હવે આ ભારતીકૃષ્ણ શું કહે છે ?" જગતપ્રસાદે પૂછ્યું.

"ભારતીકૃષ્ણે આ બાબત પ્રથમ કલશપુરના રાજા પાસે ફરિયાદ કરી." જગદેવે જવાબ આપ્યો: "પરંતુ ત્યાંના રાજાએ આ ફરિયાદ તરફ લક્ષ આપ્યું નહિ એટલે તેણે ઉગ્રસેન પાસે પ્રયત્ન કરી જોયો તે પણ નિષ્ફળ ગયો. એટલે હવે તે આપણે ત્યાં દાદ માગવાને માટે આવ્યો છે. તે જયચંદ્ર ઉપર ચાંચીઆગીરીનો આરોપ મૂકે છે. તેણે આ પ્રકરણનો નિકાલ દ્વંદ્વયુદ્ધથી લાવવાનો

નિશ્ચય કર્યો છે. પોતાનો પ્રતિપક્ષી પોતાને દ્વંદ્વયુદ્ધને માટે બોલાવતો હોય તો પછી કયો વીર પાછું પગલું લે ? જયચંદ્રે પણ તેની સાથે યુદ્ધ કરવાનું તત્કાલ કબૂલ કર્યું; અને દર સાલ વસંત-પંચમીને રોજ મર્દાનગીના ખેલ થાય છે તેની સાથે સાથે આ દ્વંદ્વયુદ્ધ કરવાનું ઠરાવ્યું છે." એટલું કહીને જગદેવ બોલ્યોઃ "બીજા સમાચાર આપના જાણવામાં આવ્યા હોય એમ લાગતું નથી. મણિપુરમાં જે ચાંચીયા લોકોનું વહાણ ડૂબી ગયું હતું તેના જ જેવું અને તેજ તાંડેલનું બીજું એક વહાણ વિલાસપુરની ખાડીમાં આવીને ડૂબી ગયું છે."

એ પ્રમાણે ભાષણ થતું હતું ત્યાં લોકોએ ઉચ્ચારેલો વિજયધ્વની તેમના કાન ઉપર પડયો. તે સાંભળીને જગદેવ બોલ્યોઃ "મહારાજ ! દેવી આવ્યાં. હવે હું રજા લઇશ." એટલું કહીને તે પોતાના સિપાહીઓ પાસે ગયો. તેણે પોતાના સિપાહીઓને સાવધ રહેવાની સૂચના કરી અને તે રસ્તાપર આગળ વધીને વચ્ચેથી લોકોને બાજુએ સરકાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૨ મું.

### રાણીનો તંબુ.

દેવી ઇન્દિરાવતી અત્યારે જે રથમાં બેઠી હતી તે રથને છ ઘોડા જોડયા હતા. તેના રથની આગળ પચાશ સશસ્ત્ર ઘોડેસ્વારો હતા. રાણીના રથની પાછળ મોટા

મોટા સરદારો અને મંત્રીઓના રથ હતા. મર્દાનગીના ખેલો જોવાને માટે જેમને માટે બેસવાની સગવડ હતી તેવી પુષ્કળ સ્ત્રીઓ પણ પોતપોતાને યોગ્ય વાહનમાં બેસીને આવતી હતી. રાણીની સ્વારી આવતાંજ પ્રજાજનોએ ઉચ્ચ સ્વરે વિજયસૂચક ધ્વની કરીને રાણીનો જયજયકાર કર્યો અને તેનું મોટા પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. લગભગ પા ઘડી સુધી તો કેવળ જયજયકારનો ધ્વનીજ ચોતરફ સંભળાતો હતો. એ પ્રસંગે રાણીએ ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર ધારણ કર્યાં હતાં. તો પણ તેની મુદ્રા ઉપર પ્રસન્નતા દેખાતી ન હતી. તેની મુદ્રા ઉપરથી એવું લાગતું હતું કે તેના મનમાં કશી પણ ચિંતા વાસ કરી રહેલી હોવી જોઇએ. એથી તેનો વૃદ્ધ ચ્હેરો પણ વિશેષ વૃદ્ધ લાગતો હતો. આનંદની ગર્જના શ્રવણ કરતાં રાણી પોતાના તંબુ પાસે આવી પહોંચી. એ જોતાં અમાત્ય ચંદ્રરાય પોતાના અશ્વ પરથી નીચે ઉતરીને રાણીના રથ પાસે આવ્યો. તેણે રાણીને પોતાનો હસ્ત આપીને રથમાંથી નીચે ઉતારી પછી તંબુમાં જઇને પોતાને માટે ગોઠવવામાં આવેલા ઉંચી કારીગીરીવાળા મૂલ્યવાન્ સિંહાસન ઉપર તે વિરાજમાન્ થઈ. એ વખતે લોકોએ પુનઃ જયજયકારનો મોટો ઘોષ કર્યો. રાણીએ તેના પ્રત્યુત્તર રૂપે પોતાનું મસ્તક સ્હેજ નમાવ્યું. રાણીની જમણી બાજુએ ચંદ્રરાયને માટે આસન મૂકવામાં આવ્યું હતું, તથાપિ તે પોતાના આસન ઉપર બેઠો ન હતો. તેની સામે જોતી રાણી આઢ્યતાપૂર્વક બોલવા લાગીઃ "ચંદ્રરાય! હું મોટી ભાગ્યવતી સ્ત્રી છું કે નહિ? જૂઓ, મારે માટે મારી પ્રજાના મનમાં કેટલી આદરબુદ્ધિ છે? તમામ લોકો આનંદપૂર્વક મારો જયજયકાર કરે છે. ખરેખર, હું મને અત્યંત ધન્ય માનું છું!"

ચંદ્રરાયે ઉત્તર આપ્યોઃ "દેવી! આપના ઉપર લોકોનો અત્યંત પ્રેમ છે, એમાં તો જરી પણ શંકા નથી. ઇશ્વરની કૃપાથી તેમનો આવો ને આવો પ્રેમ સર્વદા આપના પર રહો!"

રાણી સ્મિતપૂર્વક બોલીઃ "ત્યારે મને કહો, શ્રીનગરનો ઉગ્રસેન અત્યારે જે તહ કરવા માગે છે તેને જો હું સંમતી આપું તો લોકોને કેવું લાગે વારૂ? લોક મને બિહકણ માને અને મારા ઉપરનો તેમનો પ્રેમ ઓછો થાય. કેમ, ખરૂં કે નહિ?"

ચંદ્રરાયે ગંભીર મુદ્રાથી જવાબ આપ્યોઃ "દેવી! એ વિષયમાં મારો મત આપનાથી જુદો છે, એવું અગાઉ મેં આપને જણાવ્યું જ છે. લાચાર છું કે દેવીની ઇચ્છા વિરૂદ્ધ મત આપવાનું આ વિષયમાં મારા નસીબે આવ્યું છે. બાકી મારા પિતાએ અતિ દીર્ઘકાળથી રાજ્યની સેવા કરેલી હોવાને લીધે તેમનો અનુભવ વિશેષ છે અને રાજકારણમાં તેઓ મારા કરતાં સોગણા વધારે પ્રવીણ છે. તેમનું પણ એવું કહેવું છે કે આવા પ્રકારની સુલેહ થાય તો એથી વિલાસપુર રાજ્યને લાભ છે."

"તમારા પિતાનું વય એંશી વર્ષ કરતાં વધારે હોવાથી મને લાગે છે કે તેમની બુદ્ધિ મંદ પડી હશે. ચંદ્રરાય! હું ધારૂં છું કે તમે આ વિષયમાં યોગ્ય વિચાર કર્યો નથી. મેં તો પૂર્ણ વિચાર કરી રાખ્યો છે; અને મારા એ મતમાં કશો પણ ફેરફાર થનાર નથી. ઉગ્રસેન તરફથી જે વકિલ આવ્યો હતો, તેને મેં કેવો સ્પષ્ટ જવાબ આપ્યો હતો એ તમારા સ્મરણમાં હશેજ!"

ચંદ્રરાયે તેનો કશો પણ જવાબ આપ્યો નહિ. રાણીએ પણ વિશેષ નહિ બોલતાં પોતાની આસપાસ દૃષ્ટિ કરીને મેદાનના સંપૂર્ણ દેખાવનું યથાયોગ્ય રીતે નિરીક્ષણ કરી લીધું. રણાંગણની કિનારી

ફરતા જ્યાં ત્યાં માણસ જ માણસો દેખાતા હતા. સરદાર, જાગીરદાર, તેમના સેવકો, હજુરીયા, વગેરે પ્રેક્ષકોની ગીરદી મચી રહી હતી. કેટલાંક પ્રતિષ્ઠિત કુટુંબની સ્ત્રીઓ પોતાના ખર્ચે ઊભા કરેલા તંબુમાં મૂકેલાં આસનો પર વિરાજમાન્ થઇ હતી. રાણીની સામેની દિશાએ બે ભવ્ય તંબુ ઊભા કરવામાં આવ્યા હતા અને તે રણાંગણમાં ઉતરનારા પુરુષોથી ભરાઇ ગયા હતા. એ પ્રકારે આનંદથી ઉચ્છૃંખલ બનેલા ભવ્ય સમાજને જોઇને રાણીના મનનું પણ કિંચિત્ સમાધાન થયું. આજ કેટલાક દિવસો થયાં તેનું મન આજના જેવું આનંદ અને સંતોષપૂર્ણ ન હતું.

રાણીએ પોતાની ડાબી બાજુએ નજર કરી તો અત્યંત કૃશ બની ગયેલો, તથા જેનું મુખ પીળું પડી ગયું છે એવો સત્યસાગર તેની દૃષ્ટિએ પડયો. તેણે પોતાની નજીક ઉભેલા એક સેવકને હાકલ કરીને કહ્યું: " અરે, જો પેલો સત્યસાગર બેઠો છે, તેને અહીં બોલાવી લાવ તો ! "

રાણીની આજ્ઞા પ્રમાણે સેવક દોડતો સત્યસાગર પાસે ગયો. તે વખતે સત્યસાગરના અંગ ઉપર બિલકુલ સાદો પોષાક હતો. રાણીનો સંદેશો શ્રવણ કરતાં જ તે ઉઠયો અને મોટી ત્વરાથી રાણી પાસે આવી, નમ્રતાપુર્વક પ્રણામ કરીને ઉભો રહ્યો.

" હવે તારી તબિયત કેવી છે ? " રાણીએ પૂછ્યું.

" દેવી ! આ ગરીબ સેવકની આપ આટલી લાગણીપૂર્વક સંભાળ લ્યો છો, એ જોઇને હું મને ધન્ય સમજું છું. " સત્યસાગરે જવાબ આપ્યો: " રત્નમંદિર પાસે પેલા છદ્મવેશી પુરુષે મને ભયંકર પ્રહાર કર્યો હતો; પણ અત્યારે મારી તબિયત સુધારા ઉપર છે. "

" તે વખતે અકસ્માત ત્યાં જે પુરુષ આવી ચડયો તે કોણ હશે, એ વિષયમાં તું કશો પણ તર્ક કરી શકતો નથી ? " રાણીએ પ્રશ્ન કર્યો.

" ના જી. "

" તું ના કહે છે તેથી મને આશ્ચર્ય થાય છે. સત્યસાગર! તું જે કામગીરી ઉપર ગયો હતો તેમાં પણ તને તદ્દન નિષ્ફળતા મળી, એથી પણ મને નવાઇ લાગે છે. માત્ર એટલું સારૂં થયું કે રાજમુદ્રિકા તારા હાથમાં આવી. રત્નમંદિરમાંથી પેલી બે છોકરીઓ–સ્નેહલતા અને માલતી પલાયન થઈ ગઇ છે ! "

રાણીને સ્તબ્ધ રહેલી જોઇને સત્યસાગર પાછો જવાને સિદ્ધ થયો. એ જોઇને રાણી બોલી: " રહે, પેલી સ્નેહલતા કયાં છે ? તેનો કશો પત્તો લાગ્યો છે કે નહિ ? "

સત્યસાગર ખેદયુક્ત દૃષ્ટિથી બોલ્યો: " સરકાર ! આટલા દિવસ હું આજારી હોવાથી બહાર જગતમાં શું ચાલી રહ્યું છે તે કાંઇ પણ મારા જાણવામાં આવ્યું ન હતું. હવે હું સારો થતો જાઉં છું; એટલે મને આશા છે કે થોડા દિવસમાં જ હું તેનો પત્તો મેળવીશ. "

રાણી મમતાદર્શક સ્વરે બોલી: " તું પ્રથમ તારી તબિયત સુધાર. તારી પ્રકૃતિ બરોબર ન સુધરે ત્યાં સુધી તું નોકરીપર હાજર ન થઇશ. હું તને મોટી ખુશીથી રજા આપું છું. તથાપિ તારૂં કર્તવ્ય શું છે તે તું મારી પાસેથી સાંભળી લે અને બરોબર લક્ષમાં રાખજે. તું સ્નેહલતાનો પત્તો મેળવ. અત્યારે તે કોના આશ્રયમાં છે એ હું જાણવાને ઇન્તેજાર છું. જો તું તેનો પત્તો મેળવીશ તો તેમાં તારૂં કલ્યાણ સમાયેલું છે એ વાત ભૂલતો નહિ. "

"હું કદી પણ આપની આજ્ઞા વિરૂદ્ધ વર્ત્તન કરનાર નથી." એમ કહીને પુનઃ નમ્રતાપૂર્વક પ્રણામ કરીને સત્યસાગર ત્યાંથી ચાલ્યો ગયો, અને પાછો પોતાના આસને જઇને બેઠો.

પછી રાણીએ પુનઃ ચંદ્રરાયને પોતાની પાસે બોલાવીને કહ્યું: "અહો અમાત્ય ! સ્નેહલતાના સમાચાર તમારા જાણવામાં આવ્યા છે ખરા ? તમે જયચંદ્રના જીવજાન મિત્ર છો એ હું જાણું છું."

"દેવી ! જયચંદ્રની સાથે મૈત્રી થવામાં હું મને મોટું માન મળેલું સમજું છું." અમાત્ય બોલ્યો: "એવા શૂર અને ચતુર પુરુષ ઉપર આપની પુનઃ કૃપા થઇ, એ જોઇને પણ મને અત્યાનંદ થાય છે."

રાણી બોલી: "અમાત્ય ! પણ હવે હું જે કહું છું તે બરોબર લક્ષ આપીને શ્રવણ કરો. જો એ જયચંદ્રે પેલી સ્નેહલતાના સંબંધમાં મારી સાથે કપટાચરણ ચલાવ્યું છે એવું મારા જાણવામાં આવશે–એ છોકરી અત્યારે તેના આશ્રયમાં રહે છે એવું જો મારા જાણવામાં આવશે, અરે એની ગનસન પણ મારા કાને આવશે, તો પછી મારી સાથે પ્રસંગ—"

એટલામાં તંબુની સામેની દિશાએ મોટો ઘોંઘાટ શરૂ થયો; વાદ્યો વાગવા લાગ્યાં; અર્થાત્ રણાંગણમાં ઉતરનારા સર્વ જનો તૈયાર થઈ રહ્યા છે અને હવે માત્ર સરકારના હુકમની રાહ જૂએ છે, એમ સમજતાં ચંદ્રરાયને વાર લાગી નહિ. રાણીનું ભાષણ પૂર્ણ થયા પહેલાં જ આ ઘોંઘાટ શરૂ થવાથી ચંદ્રરાયને મનમાં આનંદ થયો. કેમકે રાણીના પ્રશ્નનો ઉત્તર આપવાનું કેવી રીતે ટાળવું એ બાબતનો તે પોતાના મનમાં વિચાર કરતો જ હતો. આ ઘોંઘાટ

શરૂ થવાથી રાણીનું લક્ષ એ બાજુએ જવાથી તેને જવાબ આપવાની જરૂર રહી નહિ.

ચંદ્રરાય બેએક પળ પછી બોલ્યોઃ "દેવી ! જૂઓ, આ જયચંદ્ર આવી પહોંચ્યા." એટલામાં પુનઃ ઘોંઘાટ મચી રહ્યો, અને એ બાજુએ હાથ કરીને ચંદ્રરાયે કહ્યું: "અને જૂઓ, પેલો ભારતીકૃષ્ણ પણ આવે છે !"

રાણીએ સામે નજર કરી. તે વખતે પોતપોતાના અનુચર સહવર્ત્તમાન તે યોદ્ધા મોટા ઉત્સાહપૂર્વક સામેના તંબુમાં બેઠા છે, એવું તેના જોવામાં આવ્યું. પછી પોતાના તંબુમાં કોણ કોણ બેઠેલું છે એ જોવાને માટે તેણે પોતાની જમણી બાજુએ દૃષ્ટિ કરી, તો એક ખૂણાપરના આસનપર બેઠેલો રાજવૈદ્ય તેના જોવામાં આવ્યો. એ બન્નેની દૃષ્ટિ એક થતાં રાણીએ નેત્રસંકેતથી તેને પોતાની પાસે બોલાવ્યો. બે-ચાર પળની અંદર જ રાજવૈદ્ય તેની પાસે આવી પ્રણામ કરીને ઊભો રહ્યો. એ જોઈને શિષ્ટ સંપ્રદાયાનુસાર ચંદ્રરાય રાણી પાસેથી હઠીને સ્હેજ દૂર ગયો.

રાણીએ ધીમેથી પણ ત્વરાથી રાજવદ્યને પૂછ્યું: "પેલી બુઢ્ઢીની શી સ્થિતિ છે ?"

"હું હમણાં દવાશાળામાંથી જ આવું છું." રાજવૈદ્યે કહ્યું.

"પણ તેની પ્રકૃતિ કેવી છે ?" રાણીએ પ્રશ્ન કર્યો.

"હમણાં હમણાં તો તેની પ્રકૃતિ સારી દેખાય છે." રાજવૈદ્યે જવાબ આપ્યો: "વાસ્તવિક રીતે જોતાં જે ખોરાક તે લે છે તે ખોરાકથી તેના અંગમાં આટલી હૂશિયારી આવવી જોઈએ નહિ. કેમકે માત્ર ભાત અમે રોટલી સિવાય તો તે બીજું કશું લેતી જ નથી.

ભૃકુટી ચડાવતી રાણી બોલીઃ "ત્યારે તો એ વૃદ્ધા મોટી હઠીલી દેખાય છે. પણ તે તમારૂં ઔષધ—"

"એ વૃદ્ધા મોટી ઉસ્તાદ છે," રાજવૈદ્યે કહ્યું: "વળી તેની પ્રકૃતિ જાતે જ અશક્ત હોવાથી તેને જૂલ્મપૂર્વક ઔષધ આપવામાં ભય રહે છે. મારા ઔષધનું કેવું પરિણામ આવશે એ બાબતની તેના મનમાં શંકા આવી હશે કે પછી તે નકામી હઠને લીધે ઔષધ લેતી નથી; એ કશું પણ સમજી શકાતું નથી."

પોતાની બન્ને બાજુએ ઊભેલા મનુષ્યોનું પોતાના ભાષણ તરફ લક્ષ નથી, એવી પોતાના મનની ખાત્રી કરીને રાણી મંદ સ્વરે બોલીઃ "પેલા લક્ષ્મીધનના સંબંધમાં કશા સમાચાર તમારા જાણવામાં આવ્યા છે?"

રાણી તરફ ગંભીર દૃષ્ટિપૂર્વક જોઇને રાજવૈદ્યે જવાબ આપ્યોઃ "મારા સાંભળવામાં એવું આવ્યું છે કે દિવસાનુદિવસ તેની તબિયત સુધરતી જાય છે. તે થોડા દિવસમાં જ હરતો ફરતો થઇ જશે; અને મારી ખાત્રી છે કે તે વસંત-મંદિરમાંથી બહાર પડશે કે સહુથી પહેલો મારી દવાશાળામાં આવશે. પછી તે આવતી કાલે આવો કે પરમ દિવસે આવો; પણ દવાશાળામાં પોતાની બ્હેનને મળવાને માટે આવવાનો એ તો ચોક્કસ છે."

"એ વાત તો સાચી." રાણીએ કહ્યુ: "વળી તે જાતે ઉઠીને પોતાની બ્હેનને મળવાને માટે આવે તો તેને કાંઇ એમ કહી શકાય નહિ કે તેને તેની બ્હેનની મુલાકાત કરવા દેવામાં નહિ આવે આ તો મોટી પંચાત આવી પડી!"

"લક્ષ્મીધનની કન્યા ઇન્દિરાવતી તેને મળવાને માટે બે-ત્રણ વખત દવાશાળામાં આવી હતી, એ વાત તો મેં આપને જણાવી છે."

"હા, એ બે વખત ત્યાં આવ્યાનું તમે મને કહ્યું હતું."

"એ છોકરી ગઇ કાલે ત્રીજી વાર તેને મળવાને માટે આવી હતી. પણ અગાઉ બે વાર મેં જેમ તેને પાછી કાઢી હતી તેમ આ વખતે પણ તેને પાછી કાઢી છે." રાજવૈદ્યે જણાવ્યું.

રાણી બોલી : "તમે કદાચ એ છોકરીને તો એમ કહી શકયા હશો કે 'તારા જેવી કોમળ અંતઃકરણની બાલિકાએ જેનું મગજ બિલકુલ ખસી ગયું છે એવી તારી ફઇને મળવું તે યોગ્ય નહિ !' પરંતુ જ્યારે લક્ષ્મીધન તેને મળવાને આવશે ત્યારે તેની પાસે તમારો આ સબબ કાંઇ ચાલવાનો નથી."

અમુક વિશિષ્ટ પ્રકારે રાણી તરફ જોતો રાજવૈદ્ય બોલ્યો: "તેને અહીં આટલા બંદોબસ્તથી અને શાંત જગ્યાએ રાખવામાં આવી છે તોપણ તેનું મગજ અવારનવાર બ્હેકે છે, તો પછી જો તેનો ભાઈ જાતે તેને મળવાને આવશે તો એ વખતે તેનું મગજ કેટલું બધું બ્હેકશે તે કોણ કહી શકે ?"

રાણી સહેજ ગંભીરપણે બોલી: "એટલે તમારો મત એવો છે કે જો એ બાઇને તેનો ભાઇ મળશે તો તે વધારે ઉશ્કેરાશે અને એથી તેના મગજને વિશેષ અસર પહોંચશે અર્થાત્ તો પછી તેના ભાઇની સાથે મુલાકાત થવા ન દેવી એવો તમારો અભિપ્રાય પડે છે ?"

"હા. મને તો એમ લાગે કે લક્ષ્મીધન તેની બ્હેનને હાલ ન મળે તેમાં જ તેની બ્હેનનું શ્રેય છે." રાજવૈદ્યે ઠાવકું મ્હોં રાખીને જવાબ આપ્યો.

રાણીએ કહ્યું: "અને એમ સમજો કે એ બ્હેન ભાઇની મુલાકાત વખતે લક્ષ્મીધનની બ્હેન પોતાના ભાઇને–લક્ષ્મીધનને ઓળખી જ ન શકે એવું કાંઇ બને તો ઠીક કે નહિ ?"

"એ બરોબર છે !" જાણે એક નવીન કલ્પના પોતાના મનમાં સ્ફુરી હોય એવા ભાવપૂર્વક વૈદ્ય બોલ્યો: "જે પદાર્થનું જ્ઞાન થવાથી દુઃખ થાય તે પદાર્થ અથવા જેને દુઃખ થનાર હોય તેનું જ્ઞાન, એ-માંથી એકનું જો અસ્તિત્વ ન હોય તો પ્રસંગ નભી જાય ખરો."

"આ પ્રસંગથી-ભાઈ બ્હેનની મુલાકાતથી તેને દુઃખ થશે એવી તમારી ખાત્રી હોય, તો તેના ઉપર કૃપા કરી-કેવળ તેના ઉપ-રની દયાને લીધે કાંઇ પણ ઔષધ આપી તેના પરનો આ પ્રસંગ ટાળો તો સારૂં. તમારો એ તેના ઉપર મોટો ઉપકાર થશે!"

રાજવૈદ્યે નમ્રતાથી મસ્તક ધૂણાવીને કહ્યું: "આપની એ વાત સાચી છે, અને તેનું શ્રેય કરવું એ મારી ફરજ છે; પણ મારૂં ઔષધ તેના પેટમાં જાય કેવી રીતે? કશો પણ ભયંકર ઉપાય યોજ્યા સિવાય તેના પેટમાં ઔષધ જાય એ શક્ય દેખાતું નથી. દેવી! એ વૃદ્ધાની દયા આવવાથી એક વખત તેને એ ઔષધ આપવાનો મેં પ્રયત્ન કર્યો હતો: પણ જોરજબરીનોયે કશો ઉપયોગ ન થયો. તેણે ઔષધના એક ટીપાને પણ પેટમાં ઉતરવા નહિ દેતાં, બધું થુંકી કાઢ્યું. હું ધારૂં છું કે આ વાત મેં આપને જણાવેલી હોવી જ જોઇએ."

"તથાપિ તેના કલ્યાણને માટે પુનઃ એક વખત પ્રયત્ન કરી જોવો જોઇએ." રાણી બોલી: "વૈદ્યરાજ! એક વખત અવશ્ય પ્રયત્ન કરો. મારી તમને આગ્રહપૂર્વક ભલામણ છે. એ બાઇના કલ્યાણની મારા મનમાં અતિશય ઇચ્છા છે. એટલે જે મુલાકાતનું પરિણામ દુઃખકારક નિવડે, તે મુલાકાત ન થવા પામે એવી મારી અંતઃકરણની ઇચ્છા છે. જૂઓ, મારી આજ્ઞાનો અમલ કરવાનું ભુલશો નહિ."

એટલું ભાષણ થયા પછી વૈદ્ય રાણીને નમન કરીને પોતાની જગ્યાએ જઇને બેઠો. આ બે જણાં વચ્ચે અત્યારસુધી જે દંભ-પૂર્ણ ભાષણ ચાલતું હતું તેનો ગૂઢાર્થ પેલા નીચ વૈદ્યના ધ્યાનમાં પૂર્ણપણે આવી ગયો હતો. વાચકો પણ આ ભાષણનો મર્મ સમજ્યા હશેજ. જો ન સમજ્યા હોય તો અમે તે સમજાવવાની હિમ્મત ચલાવી શકતા નથી.

પછી પુનઃ રાણીએ ચંદ્રરાયને બોલાવીને પૂછ્યું: "અમાત્ય! જૂઓ, પણ પેલા તંબુમાં ડાબી બાજુએ સ્થંભ પાસે જે બેઠેલ છે તે સરદાર ચંદ્રશેખર જ ને?"

"હા, દેવી! તે ચંદ્રશેખર જ છે." ચંદ્રરાય તે બાજુએ જોઇને બોલ્યો.

"મારી એવી કલ્પના હતી કે એ તો અત્યારે તેના જાગીરના ગામમાં હશે." રાણીએ કહ્યું.

"તેને આ શહેરમાં લેવડદેવડનું કામ બહુ રહે છે. એટલે મને લાગે છે કે એ કામ અર્થે તે અહીં આવેલ હશે. મેં લગભગ પંદર દિવસ પૂર્વે તેને અહીં જોયો હતો. ત્યારથી તે અહીં વિલાસપુરમાં જ છે." અમાત્યે જણાવ્યું.

રાણીએ પછી કશો વિશેષ પ્રશ્ન કર્યો નહિ, પણ તેના મનમાં કશો પણ સંશય આવ્યો હતો ખરો. ચંદ્રરાય પણ રાણીના મનની સંશયગ્રસ્ત સ્થિતિ પામી ગયો.

રાણી આ વખતે પુનઃ સ્નેહલતાના સંબંધમાં પ્રશ્ન કરે તો તેનો શો ઉત્તર આપવો એ બાબતનો ચંદ્રરાયે વિચાર કરી રાખ્યો હતો. પરંતુ તે જવાબ આપવાની તેને જરૂર પડી નહિ. કેમકે રાણીનો પ્રશ્ન પૂરો થાય તે પહેલાં જ તેને વિષયાંતર કરવાની એક

તક મળી અને તે બોલ્યો: "જૂઓ, બન્ને યોદ્ધા રણાંગણમાં ઉતર્યા છે અને આપને પ્રણામ કરવાને માટે આ તરફ આવે છે."

## પ્રકરણ ૩૩ મું.

### રંગ-મંડલ.

એ વેળાએ જયચંદ્ર અને ભારતીકૃષ્ણ બન્ને પોતપોતાના સહાયકોની સાથે અખાડામાં આવ્યા હતા; અને દેવી ઇન્દિરાવતીને પ્રણામ કરવાને માટે આગળ આવતા હતા. આ યોદ્ધાઓને જોતાં અન્ય સર્વ પ્રેક્ષકોની માફક રાણીના મનને પણ મોટું કૌતક થતું હતું. આ વખતે રાણી જાણે પોતાનાં તમામ માનસિક દુઃખ વિસરી ગઇ હોય એમ લાગતું હતું. ગયા એક બે મહિનામાં જે ઘટના બની ગઇ હતી, એથી રાણીનું મન એક સરખું ચિંતાતુર બની રહ્યું હતું. અત્યારે ચંદ્રરાય, સત્યસાગર અને રાજવૈદ્યની સાથે તેને જે કાંઇ થોડું ઘણું સંભાષણ થયું હતું, તે ભાષણથી રાણીના મનને આનંદ આપનારી એક પણ બાબત નિષ્પન્ન થઇ ન હતી. એથી તેનું મન ખિન્ન બની ગયું હતું. પરંતુ એટલામાં આ બે યોદ્ધાઓ અખાડામાં ઉતરવાથી તેના મનને જુદો વિષય મળ્યો. એથી તેનું ખિન્ન બનેલું મન સ્હેજ પ્રસન્ન થયું.

એ વેળાએ તે બન્ને યોદ્ધાનો અખાડામાં થયેલો પ્રવેશ કૌતુકસ્પદ હતો, એમાં તો શંકા નથી. અખાડામાં ઉતરતાં દરેકની સાથે કેટલા સહાયક હોવા જોઇએ, હથિયારો ક્યાં ક્યાં રાખવાં, કોણે કઈ દિશાએથી અખાડામાં આગળ વધવું, વગેરે બાબતનો એ બે

યોદ્ધાએ પરસ્પર ઠરાવ કરી લીધો હતો. જયચંદ્રે પોતાનું આખું અંગ બખતરથી ઢાંકી દીધું હતું, તથાપિ શિરસ્ત્રાણનો આગળનો મુખને ઢાંકતો પડદો ખૂલ્લો રાખ્યો હતો. તેની પાછળ જે ત્રણ જુવાનો હતા તેમણે પણ પોતાનાં અંગપર બખતર ધારણ કર્યાં હતાં અને તેમનાં મસ્તક શિરસ્ત્રાણથી પૂર્ણપણે આચ્છાદિત બનેલાં હતાં. વિરૂદ્ધ પક્ષીયની સ્થિતિ પણ તેવી જ હતી. ભારતીકૃષ્ણનું સર્વાંગ બખતરથી ઢંકાયેલું હતું, જ્યારે તેનં મસ્તક ખૂલ્લું હતું. તેની પાછળ તેના ત્રણ સહાયકો હતા અને તેમણે ત્રણેએ પોતાનાં મુખ શિરસ્ત્રાણથી ઢાંકેલાં હતાં.

આ બન્ને યોદ્ધાએ દેવી ઇન્દિરાવતીની સામે આવીને પોતાની તલવારો મિયાનમાંથી બહાર કાઢી. આ બાજુએ રાણીનો ચોપદાર તેમના આગમનની તેને સૂચના આપતો હતો. તે બન્ને યોદ્ધાઓએ એકી સાથે સૈનિકને છાજે તેવી રીતે દબદબા પૂર્વક રાણીને પ્રણામ કર્યા, અને તેણે પણ સ્હેજ સ્મિતપૂર્ણ મુદ્રાથી તેમના નમનનો સ્વીકાર કર્યો.

અખાડાની આસપાસ એકત્ર થયેલા તમામ પ્રેક્ષકોનાં નેત્રો આ બે યોદ્ધા તરફ વળ્યાં હતાં. તેમનાં ભવ્ય અને હષ્ટપુષ્ટ, પરંતુ બખતરથી ઢંકાયેલાં શરીર, વિજળીની માફક ચળકતી તિક્ષ્ણ ધારવાળી તલવારો, પીઠ ઉપર ધારણ કરેલી અજસ્ત્ર ઢાલ, ચળકતાં ફળાંવાળા ભાલા, તે જ પ્રમાણે તેઓ જેની પીઠપર સ્વાર થયા હતા તે–તેમના ભવ્ય અને ઉચ્ચ તુખમના અશ્વો, તે અશ્વોના પણ નાજુક ભાગ ઉપર બાંધેલાં બખતર, ઇત્યાદિ પ્રેક્ષકોનાં મનને ચકિત કરી મેલવાને પૂરતાં હતાં. બન્ને યોદ્ધાનાં મુખ એ વેળાએ વીરશ્રીથી તેજઃપુંજ દેખાતાં હતાં; અને તેમનાં નેત્રો 'વીરપાન' કરવાને લીધે સ્હેજ રક્તવર્ણીય બન્યાં હતાં.

મુખ્ય યોદ્ધાઓએ પ્રણામ કર્યા બાદ તેમની સાથેના જુવાનોએ પણ દબદબાપુર્વક પોતાની તલવારને બે હસ્તમાં ધારણ કરી, મસ્તક આગળ લગાડી, રાણીને નમન કર્યું. રાણીએ પુનઃ સ્મિત કરી તેમના નમનનો પણ સ્વીકાર કર્યો. તત્પશ્ચાત્ રાણી જયચંદ્રને ઉદ્દેશીને બોલીઃ "જયચંદ્ર ! તમારા મુખ ઉપર વીરશ્રી ચમકી રહી છે, અને તમારા પ્રતિપક્ષીનું મુખ પણ ઉલ્હાસપૂર્ણ દેખાય છે. વળી બન્ને પક્ષના સહાયકો પણ ઉત્સાહપૂર્ણ ભાસે છે. એ ઉપરથી મને લાગે છે કે આજનું આ દંદ્વયુદ્ધ મોટું જોવા લાયક થયા સિવાય રહેશે નહિ." તે ભારતીકૃષ્ણ તરફ જોતી જયચંદ્રને ઉદ્દેશીને આગળ બોલવા લાગીઃ "યુદ્ધના પરિણામનું ભવિષ્યકથન કરવાનો આ સમય નથી. વળી તમારા બેમાંથી એકનો વિજય થાઓ એમ કહેવું તે પણ અત્યારે યોગ્ય નહિ. માટે અત્યારે તો સત્ય પક્ષનો વિજય થાઓ, એથી વિશેષ શબ્દ હું ઉચ્ચારીશ નહિ."

રાણીનું એ ભાષણ પૂર્ણ થતાં અખાડા માંહેના સર્વ વીરોએ રાણીને એક વાર ફરીથી પ્રણામ કર્યા. પછી તે પુનઃ બોલીઃ "વીર પુરુષો ! હવે તમે તમારે માટે નિશ્ચિત કરેલી જગ્યાએ જઇને ઊભા રહો. પણ આ શું ?" કિંચિત્ કોપના આવિર્ભાવથી બોલીઃ "મુખ્ય યોદ્ધાઓએ મારી સન્મુખ મુખ ખૂલ્લાં રાખ્યાં છે; છતાં તેમના સહાયકોએ મુખવટા વડે પોતાના ચ્હેરા છૂપાવેલા રાખ્યા છે તે આશ્ચર્યની વાર્તા નથી શું ?"

ભારતી કૃષ્ણે કહ્યું: "દેવી ! અમારા ઉપર ગુસ્સે ન થાઓ. જે પ્રમાણે જયચંદ્રે સૂચના કરી છે તે પ્રમાણે અમે કર્યું છે."

રાણી જયચંદ્ર તરફ ફરીને બોલીઃ "જયચંદ્ર ! દરેકના પક્ષમાં ત્રણ-ત્રણ સહાયકો રાખવા અને તે સહાયકોએ તેમનાં મુખ ઢાંકેલાં

રાખવાં, એવી સૂચના તમે કરી હતી ? " આ શબ્દો તે ગુસ્સા પૂર્વક બોલી હતી. પરંતુ તેજ પળે તેને વિચાર આવ્યો કે આ દ્વંદ્વયુદ્ધમાં જયચંદ્રનો પણ કદાચ પ્રાણ જવાનો સંભવ છે. તેથી આ પ્રસંગે રોષ ન દર્શાવતાં સૌમ્યપણે ભાષણ કરવું તેજ વાજબી છે. એ વિચારથી તે પુનઃ બોલીઃ " છેક છેલ્લી ઘડીએ યથાસમયે આ યોદ્ધા કોણ છે તે જાહેર કરીને અમને ચકિત કરવાનો તમારો ઇરાદો જણાય છે ? "

જયચંદ્ર તેનો જવાબ આપવા જતો હતો, ત્યાં ભારતીકૃષ્ણ વચ્ચે બોલી ઉઠયોઃ " દેવી ! આપ આજ્ઞા કરતાં હો તો મારી સાથેના જુવાનો તેમનાં મુખ ખોલવાને તૈયાર છે, તેમનાં નામ પણ હું જણાવીશ. " એમ કહીને તેણે એ ત્રણેનાં નામ જાહેર કરતા તેની સાથેના ત્રણે જુવાનોએ પોતાના ચ્હેરા ખૂલ્લા કર્યા. પછી ભારતીકૃષ્ણ બોલ્યોઃ " આ ત્રણે વીર પુરુષો મારી સાથે નૌકા ઉપર હતા. મારી સાથે જયચંદ્રે તેમને પણ નુકસાન કરેલું છે; એટલે તેનો ન્યાય તલવારથી જ થશે ! "

આ વખતે જયચંદ્રને શાંતપણે ઊભો રહેલો જોઇને ચંદ્રરાય પોતાની નજીકમાં બેઠેલા એક અમાત્યને ઉદ્દેશીને બોલ્યોઃ " દેવીએ પ્રથમ તર્ક કર્યો છે તે બરોબર છે. પોતાની સાથેના જુવાનો કોણ છે તે, વિજયી થયા પછી દેવીને દર્શાવી, ચકિત કરવાની તેની ઇચ્છા હોવી જોઇએ. આ જુવાનોને હું પિછાનું છું કે કેમ, અને તેમનાં નામ શાં છે, તે હજી મારા પણ જાણવામાં નથી. એ લોકો કોણ હશે તેના સંબંધમાં હું કશો તર્ક પણ કરી શકતો નથી. પોતાના સહાયકોના સંબંધમાં આવું ગૂઢ આચરણ રાખવામાં જયચંદ્રનો કશો પણ ઊંડો હેતુ હોવો જોઇએ ખરો. "

ચંદ્રરાયે આ ભાષણ પોતાની નજીક બેઠેલા અમાત્યને ઉદ્દેશીને કર્યું હતું ખરૂં, તથાપિ તે રાણીના કાન ઉપર પડે એવો તેનો આંતરિક હેતુ હતો, અને તે હેતુ સિદ્ધ પણ થયો. જોકે તેમ છતાં પોતે ભાષણું જાણે સાંભળ્યું જ નથી એમ દર્શાવતી રાણી બોલીઃ " અહો ભારતીકૃષ્ણ! તમે તમારા આ ત્રણ સહાયકોનું નામ જાહેર કર્યું તથા તેમણે પોતાનાં મુખ અમારી સમક્ષ ખૂલ્લાં કર્યાં, તે યોગ્ય કર્યું છે. તો પણ જયચંદ્રે આપની માફક કરવું જ જોઇએ એવો કાંઇ મારો આગ્રહ નથી. જયચંદ્રે અગાઉથી જે યોજના કરેલી છે તેમાં અત્યારે કવખતે ફેરફાર કરીને તેનું મન વિરસ કરવાની અમારી ઇચ્છા નથી."

રાણીનું એ ભાષણ સાંભળી જયચંદ્ર પુનઃ પ્રણામ કરીને બોલ્યોઃ " દેવી! આપે મારા ઉપર કૃપા કરીને મારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવાની મને પરવાનગી આપી છે એ આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. મારા ખભા સાથે ખભો મેળવીને જેઓ મોટા વીરત્વપૂર્વક યુદ્ધ કરવાને ઉત્સુક બન્યા છે, તેઓ આપના રાજ્યના અત્યંત પ્રતિષ્ઠિત અને વફાદાર સરદાર છે, એટલુંજ હું અત્યારે દેવીશ્રીને જણાવવાની રજા લઉં છું."

" જયચંદ્ર! આ સરદારો કુલિન અને રાજનિષ્ટ હશે એવી મને ઉમેદ છે. વારૂ હવે તમે બન્ને નિમેલી જગ્યાએ જાઓ. ઇશ્વર સત્પક્ષને વિજય આપો!" દેવીએ આશીર્વાદ આપતાં આજ્ઞા કરી.

અખાડા માંહેના યોદ્ધા દેવીની આજ્ઞા થવાથી ત્યાંથી ચાલ્યા અને બન્ને પક્ષના યોદ્ધાઓ એક બીજાથી વિરૂદ્ધ દિશાએ જવા લાગ્યા. તેઓ અખાડાની સીમાપર જઇને સામસામા ઊભા રહ્યા. તેઓ પોતાને માટે નિમેલી જગ્યાએ જતા હતા તે વખતે રાણી

એક સરખી રીતે જયચંદ્ર સામે જોઇ રહી હતી. જયચંદ્ર કોની સામે દૃષ્ટિ કરે છે, કોની સામે જોઇને નમન કરે છે, કોને જોઇને સ્મિત કરે છે, એ તરફ રાણીનું લક્ષ હતું. જયચંદ્ર તેની જગ્યાએ જઇ પહોંચ્યો એટલે રાણીએ ચંદ્રરાયને પોતાની પાસે બોલાવ્યો. તે બોલીઃ "અહો અમાત્ય ! જૂઓ પેલો પીળા રંગનો તંબુ જોયો. તેની પાસે એક ન્હાની રાવટી છે. આમ જમણી બાજુએ એ રાવટીમાં ત્રણ સ્ત્રીઓ બેઠેલી છે. તેમણે સાડીનો ઉપરનો છેડો આંખો સુધી ખેંચેલો હોવાથી તેમના ચ્હેરા સ્પષ્ટ દેખાતા નથી. એ સ્ત્રીઓ કોણ હશે વારૂ ?"

ચંદ્રરાય રાણીએ બતાવેલી દિશા તરફ જોતો ગંભીરપણે બોલ્યોઃ " હા, ત્યાં ત્રણ સ્ત્રીઓ બેઠેલી છે ખરી; પણ એ સ્ત્રીઓ મારી ઓળખાણની નથી. એ સ્થળે પુરુષવર્ગ ઊભેલો હોવાથી તેમણે સાડીના છેડા નેત્રો સુધી ખેંચેલા લાગે છે."

રાણીએ કહ્યું: " મારા પ્રશ્નનો હેતુ તમારા ધ્યાનમાં આવ્યો લાગતો નથી. જયચંદ્રે જતાંજતાં એ તંબુ પાસેથી પસાર થતી વેળાએ તે સ્ત્રીઓને જોઇને સ્મિત કર્યું હતું; એથી એ સ્ત્રીઓ કોણ છે એવો પ્રશ્ન મેં તમને કર્યો હતો."

" દેવી ! એ બાજુએ મારૂં લક્ષ નહિ હોવાથી એ વાત મારા ધ્યાનમાં આવી ન હતી." ચંદ્રરાયે જવાબ આપ્યો.

" અમાત્ય ! હું ખાત્રીપૂર્વક કહું છું કે જયચંદ્રે જતાંજતાં પોતાની ડાબી બાજુએ મુખ ફેરવી, તે સ્ત્રીઓ સામે જોઇને સ્મિત કર્યું હતું. અરે સત્યસાગર !" એ પ્રમાણે મોટેથી અવાજ કરી, તે જયચંદ્ર સામે જોતી પુનઃ મંદ સ્વરે ચંદ્રરાયને ઉદ્દેશીને બોલીઃ " અમાત્ય ! જો જયચંદ્ર મારી સાથે કપટ કરે છે અને તમે તેને

મિત્રત્વપૂર્વક સહાય કરો છો એવું મારા જાણવામાં આવ્યું, તો એટલું લક્ષમાં રાખજો કે હું તમને બન્નેને પણ શાસન કર્યા સિવાય રહેવાની નથી !"

મહામુત્સદી ચંદ્રરાય પોતાનું સર્વ અભિમાન એકત્ર કરીને અત્યંત ગંભીર મુદ્રાથી રાણી સામે જોતો બોલ્યોઃ " દેવી ! મારા વર્ત્તનના સંબંધમાં જો આપના મનમાં કશી પણ શંકા આવતી હોય તો મને સ્પષ્ટપણે જણાવો; એટલે હું મારી જગ્યાનું રાજીનામું આપી દઉં. જો આમ ક્ષણેક્ષણે આપના મનમાં સંશય આવવા લાગે તો–"

વિલાસપુર રાજ્યની સાંપ્રત સ્થિતિ ઘણી જ નાજુક બનેલી હતી. ચંદ્રરાય જેવા ચતુર મંત્રીના હાથમાં રાજ્યનો કારભાર હોય તે રાણીને અત્યંત ઇષ્ટ લાગતું હતું. પોતાના હઠીલા સ્વભાવને લીધે કોઇ વખતે એકાદો અનર્થ થઇ બેસશે, એવું વારંવાર તેના મનને થતું હતું. એથી તે મનમાં તો એમ સારી પેઠે સમજતી હતી કે લોકપ્રિય અને ચતુર પુરુષના હાથમાં જ રાજ્યસૂત્ર હોવામાં પોતાની સલામતી છે; છતાં પણ તે પોતાની સન્મુખ કોઇની આઢયતા ચાલવા દેતી ન હતી; અને ગમે તેને ફાવે તેમ બોલી નાખવામાં પણ સંકોચાતી નથી. જો કે અત્યારના પ્રસંગે ચંદ્રરાય સાથે ઝઘડો કરવો તે યોગ્ય નહિ, એમ સમજીને તેણે ચંદ્રરાયના જવાબ પછી તત્સંબંધી મૌન્ય ધારણ કર્યું; થોડી વાર તો તે પોતાના સ્વભાવ પ્રમાણે બન્ને ઓષ્ટ એક બીજા સાથે દબાવીને સ્થિર નેત્રોપૂર્વક બેસી રહી. પરંતુ પછી કૃત્રિમ સ્મિત કરતી માયાળુપણે બોલીઃ " અહો અમાત્ય ! હું આ સંપૂર્ણ રાજ્યની સ્વામિની છું; અર્થાત્ મને મારી પ્રજાના કલ્યાણની ચિંતા હોય એ સ્વાભાવિક છે. જો કોઇ મારી સાથે દુધ–દહીંમાં પગ રાખીને વર્ત્તન ચલાવે છે, એવું મને માલુમ

પડે તો મને ગુસ્સો કેમ ન આવે વારૂ ? અમાત્ય ! કદાચ હું કોઇ વખતે ચિડાઇને તમારી વિરૂદ્ધ બોલી જાઉં, તો પણ તમે ખાત્રી રાખજો કે તમારા વડિલોએ તથા તમે પોતે અમારી ગાદીની જે એકનિષ્ઠાપૂર્વક સેવા કરેલી છે તે હું કદી પણ વિસરનાર નથી. વારૂ, હવે એ વાત જવા દ્યો. અત્યારે જે મોજને માટે આપણે અહીં આવ્યાં છીએ તે મોજ જૂઓ, એટલે આપણાં બન્નેનાં પરસ્પર નહિ પસંદ પડનારાં ભાષણનું આપણને બન્નેને વિસ્મરણ થશે."

પોતે દર્શાવેલા રૂઆબ અને સ્વતંત્રતાનો આ પ્રસગે બરોબર ઉપયોગ થયેલો જોઇને ચંદ્રરાયને આનંદ થયો અને સ્મિતપૂર્વક નમન કરીને તે પોતાના આસનપર જઇને બેઠો. રાણી એક સરખી તેની સામે જોઇને તેનું પોતાના તરફ લક્ષ છે કેનહિ એ બાબતની ખાત્રી કરી લેતી હતી. એટલામાં અકસ્માત ચંદ્રરાયનો એક પરિચિત ગૃહસ્થ તેની પાસે આવ્યો અને અમાત્ય તે ગૃહસ્થની સાથે વાર્ત્તાલાપ કરવામાં નિમગ્ન બન્યો. એ જોઇને રાણીએ પોતાના એક સેવકને નજીક આવવાનો ઈશારો કર્યો. તે નજીક આવ્યો એટલે રાણીએ ફરમાવ્યું: " જો, પેલા તંબુમાં ડાબી બાજુએ સત્યસાગર બેઠો છે–જોયો ?"

"હા, સરદાર !" સેવકે જવાબ આપ્યો

રાણીએ કહ્યું: " એ સત્યસાગરને કહે કે પેલા પીળા તંબુ પાસેની રાવઠીમાં ઘુમટો તાણીને જે ત્રણ સ્ત્રીઓ બેઠી છે તેના ઉપર નજર રાખ !–સમજ્યો–તેને કહેજે કે એ ત્રણ સ્ત્રીઓ કોણ છે તે બરોબર જોઇ રાખ !"

" હા, સરકાર ' સમજ્યો ! " સેવક નમ્રતાપૂર્વક બોલ્યો.

રાણીએ પુનઃ કહ્યું: " પણ જો, મારો સંદેશો તેના કાનમાં કહેજે. વળી તેને કહેજે કે આ કામ અતિ સાવધાનીપૂર્વક કરવાનું છે. તેનું તેમના ઉપર લક્ષ છે એવી શંકા તે સ્ત્રીઓને આવવી જોઇએ નહિ. આટલું કહીશ એટલે મારા કથનનો હેતુ સત્યસાગર સમજી જશે."

" વારૂ, સરકાર ! " એમ કહી, નમન કરીને રાણીની આજ્ઞા પ્રમાણે એ સેવક ત્યાંથી ચાલ્યો ગયો. ત્યારપછી રાણીએ પુનઃ ચંદ્રરાય તરફ દૃષ્ટિ કરી. તે વખતે પણ તે તેના પેલા સ્નેહી સાથે વાત કરતો જોવામાં આવ્યો. રાણીને એમ લાગ્યું કે પોતે પોતાના સેવક સાથે મોકલેલ સંદેશાને લગતી બાબત ચંદ્રરાયના જાણવામાં આવી નથી. એથી રાણીના મનને એક પ્રકારનો સંતોષ થયો. પરંતુ એ મહામુત્સદી ચંદ્રરાય રાણી કરતાં પણ વિશેષ ધૂર્ત્ત અને ઉસ્તાદ હતો. એકાદી બાબત તરફ પૂર્ણ લક્ષ હોવા છતાં પણ પોતાનું લક્ષ બીજીજ દિશાએ છે એમ બતાવવામાં તે મહા કુશળ હતો. તેણે થોડો સમય તો પેલા ગૃહસ્થ સાથેનું પોતાનું ભાષણ ચાલુ રાખ્યું. ત્યારપછી તે પોતાના આસન ઉપરથી ઉઠયો અને રાણીના આસનની પાછળ કેટલાક અંતરપર પોતાનો વિશ્વાસુ કારકુન ઊભો હતો તેની પાસે આવ્યો. તેણે એ કારકુનના કાનમાં અતિ ધીમા સ્વરે કહ્યું કે પેલા પીળા તંબુ પાસેની રાવટીમાં ઘુમટા તાણીને બેઠેલી ત્રણ સ્ત્રીઓ પાસે કોઇ પણ ન જાણે તેવી રીતે જા, અને તેમને કહે કે તમે સાવધ રહેજો, દેવી ગુપ્ત રીતે તમારા સંબંધમાં બાતમી મેળવવાનો યત્ન કરી રહી છે."

પોતાના ઉપરિની આજ્ઞા પ્રમાણે એ કારકુન પોતાની ફરજ બજાવવાને ચાલ્યો ગયો. તે પછી ચંદ્રરાય પુનઃ પોતાના આસનપર

આવ્યો. એ વખતે રાણી પુનઃ તેની સામે જોવા લાગી તો તે કોઇ ત્રીજા જ સરદાર સાથે ગપ્પાં હાંકતો ઊભો હતો. એ ઉપરથી રાણીએ એવી કલ્પના કરી કે યુદ્ધનો પ્રારંભ થાય ત્યાંસુધી પોતાનો સમય ગપ્પાંસપ્પાંમાં ગાળવાનો ચંદ્રરાયનો વિચાર હોવો જોઇએ.

આ બાજુ અખાડામાં બન્ને યોદ્ધા એક બીજાની સામે અખાડાની સીમા પાસે ઊભા હતા. તેઓ પોતાનાં શસ્ત્રાસ્ત્રો સજ્જ કરતા હતા, અને પોતાનાં બખતરોના બંધ કોઇ સ્થળે ઢીલા થયા હોય તો તે સેવકોની સહાયથી ઘટ્ટ કરતા હતા. છેવટે તે યોદ્ધાઓ તૈયાર થયા. અખાડાનો અધિકારી અખાડાની મધ્યમાં ઊભો રહીને બધા પ્રેક્ષકો સાંભળી શકે તેટલા ઉચ્ચ સ્વરે બોલ્યોઃ "પરમ પવિત્ર, પતિત પાવની, શ્રીમતી મહારાણી, સન્નારીઓ તથા સજ્જનો! મારી ડાબી બાજુએ જે ગૃહસ્થ છે તે ભારતીકૃષ્ણ નામના એક મોટા સરદાર છે, તેઓ આપણા નહિ પણ પરરાજયના વતની છે; જ્યારે મારી જમણી બાજુએ રહેલા રણવીર જયચંદ્રને તો આપ સર્વે પિછાનો છોજ. આ ભારતીકૃષ્ણનું એવું કહેવું છે, કે જયચંદ્રે ચાંચીયાની માફક તેની નૌકા ઉપર હલ્લો કરી, તે નૌકાને લૂટી લીધી હતી અને તેના ખલાસીયોનાં ખૂન કર્યાં હતાં! તે માટે તે દ્વંદ્વયુદ્ધ કરી પોતાના નુકસાનની ભરપાઇ કરવા ઇચ્છે છે. રણવીર જયચંદ્ર એમ કહે છે કે તેમણે જે કાંઇ કર્યું છે તે પૂર્ણ વિચાર કરી, નૌકાખાતાના અધિકારીની ફરજની રૂઇએ કર્યું છે. અર્થાત આ ભારતીકૃષ્ણે પોતાના ઉપર નકામું તર્કટ ઊભું કર્યું છે. માટે તલવારની તિક્ષ્ણ ધારથી તેના અપરાધનો તેને બદલો આપવાને એ તૈયાર છે."

અધિકારીનું ભાષણ લોકો શાંતપણે સાંભળતા હતા. તેનું ભાષણ પૂર્ણ થતાં રણવાદ્યો વાગવા લાગ્યાં અને એ બન્ને યોદ્ધાઓએ પો-

તપોતાની તલવાર મિયાનમાંથી બહાર કાઢી. વાદ્યો બંધ થતાં જ એ બન્ને વીરોએ પોતપોતાના ઘોડાને એડી લગાવી. આગળ શું થાય છે તે જોવાને માટે લોકો સ્તબ્ધ બની રહ્યા હતા. તેમની પાપણો હલતી ચલતી પણ નહતી. પ્રેક્ષકોમાંના કેટલાકના ચ્હેરા વીરશ્રીથી ઉલ્હાસપૂર્ણ બન્યા હતા, તો કેટલાક બિકણ પ્રેક્ષકો આ વીર પુરુષોની આ સમયની મુદ્રા જોઇને જ ગભરાઇ ગયા હતા! આ દ્વંદ્વયુદ્ધ જોવાને માટે જે સ્ત્રીઓ એકઠી થઇ હતી તેમનાં મનની સ્થિતિ વિલક્ષણ બની રહી હતી, તેમનો જોરથી ઉંચોનીચો થતો સ્તનપ્રદેશ જણાવતો હતો કે તેમનું હૃદય ઉછાળા મારી રહ્યું હતું. આ યુદ્ધમાં કોઇનો પણ પ્રાણ જશે જ, એવી કલ્પના મનમાં આવવાથી કેટલાક દયાળુ પ્રેક્ષકોની મુદ્રા ખિન્ન બની રહી હતી.

## પ્રકરણ ૩૪ મું.

### રાજદ્રોહી કે રાજનિષ્ટ ?

મેઘગર્જના પ્રમાણે સિંહનાદ કરતા, તેમના અશ્વો મોટા વેગપૂર્વક અખાડાની મધ્યમાં આવવા લાગ્યા—ક્ષણેક્ષણે એ બન્ને વીરોની વચ્ચેનું અંતર ઓછું થતું જતું હતું. એ વેળાએ તેમણે પોતાના અશ્વોને અત્યંત વેગપૂર્વક છોડેલા હોવાથી તેઓ જાણે ઘોડાની પીઠ ઉપર સૂતેલા હોય એમ દેખાતું હતું. માત્ર એક ક્ષણ—એકજ ક્ષણમાં—તે ક્ષણ પુરી થાય તે પહેલાંજ એક બીજાની તલવારો પરસ્પર અથડાઇ અને તેનો ખણખણાટ સર્વ પ્રેક્ષકોના કાનમાં ગુંજી રહ્યો. એ પ્રમાણે તે યોદ્ધાઓએ પહેલી સલામી આપ્યા પછી પુનઃ પોતાના અશ્વો પૂર્વસ્થળે લીધા.

જે ખરા દ્વંદ્વ યુદ્ધનો પ્રારંભ થવાનો હતો તે આ સલામીની પછી, પોતપોતાની જગ્યાએ તેમના ઘોડાના પગ લાગ્યા ન લાગ્યા કે તુરત જ તેમણે પૂર્વ કરતાંયે અધિક વેગથી અશ્વોને દોડાવ્યા. આ વખતે તે ઘોડાના પગ નીચેની જમીન અત્યંત કંપી રહી હતી. બન્ને યોદ્ધાના હાથમાં તલવારો વિજળીની માફક ચમકતી હતી. એ બે યોદ્ધાનો રણાંગણના મધ્ય ભાગમાં–બલ્કે અમુક અંશે ભારતીકૃષ્ણના પક્ષ તરફના ભાગમાં મેળાપ થયો; અને બન્નેની તલવારો એક બીજાના ઉપર પડવા લાગી. પરસ્પરનો પ્રહાર ચૂકવવાનું તેમનું કૌશલ્ય સ્પષ્ટ દેખાઇ આવતું હતું. પોતાના અશ્વોને કાબુમાં રાખવામાં તે બન્ને યોદ્ધા એક સરખા નિપુણ છે એમ પણ સમજી શકાતું હતું. આશરે ચાર–પાંચ પળ તેમનું દ્વંદ્વ ચાલુ રહ્યું; પરંતુ યુદ્ધનું પરિણામ કેવું આવનાર છે એ જાણવાને જેઓ ઉત્સુક બની રહ્યા હતા, તેમને આ ચાર–પાંચ પળો પણ ચાર–પાંચ યુગ જેટલી લાગતી હતી. ભારતીકૃષ્ણનો પ્રહાર ચૂકવવાને માટે જયચંદ્રે જ્યારે પોતાનો ઘોડો પાછો ખેંચ્યો એટલે ઘણાને એવું લાગ્યું કે આ પ્રહારથી જયચંદ્રનો અંત આવીને યુદ્ધનું પરિણામ આવી જશે ! પણ એટલામાં આ શું બન્યું ?

જયચંદ્રે વિજળી જેવી ચપળતાથી પોતાનો અશ્વ પુનઃ પોતાના પ્રતિપક્ષી ઉપર લીધો અને એટલી ત્વરા તથા ચાલાકીપૂર્વક મજબૂત હાથે જબરદસ્ત પ્રહાર કર્યો કે એ પ્રહારને ભારતીકૃષ્ણ ચૂકવી શક્યો નહિ. તે એકદમ ઘોડાપરથી ઉથલાઇને નીચે આવ્યો ! થયું ! દ્વંદ્વયુદ્ધનું પરિણામ શું આવશે, એ વિષયમાં હવે કોઇને પણ શંકા રહી નહિ. પ્રેક્ષકોના હર્ષધ્વનીથી આખું મેદાન ગાજી રહ્યું. લોકો જયચંદ્રનો જયજયકાર કરવા લાગ્યા. જયચંદ્રના પરાભવના સંબં-

ધમાં જેમને ચિંતા થતી હતી તેમનાં મન શાંત થયાં અને તેમનાં નેત્રો આનંદથી ચમકવા લાગ્યાં. જેની તલવાર સ્હેજ તૂટેલી હતી, પરંતુ જેના વીરશ્રીયુક્ત ચ્હેરાપરથી જેને બિલકુલ ઇજા થયાનું ચિહ્‌ન દેખાતું ન હતું, એવો જયચંદ્ર મોટા દમામપૂર્વક પોતાની તુટેલી તલવારવડે સર્વ પ્રેક્ષકોને પ્રણામ કરતો રાણીના તંબુ તરફ ધીમેધીમે ચાલતો હતો. આ બાજુએ ભારતીકૃષ્ણ અખાડાના મધ્યભાગે બેશુદ્ધ બનીને પડયો હતો, તેના સેવકો તેની પાસે આવતા હતા; એટલું જ નહિ પણ જેણે જયચંદ્ર સાથે મોટા શૌર્યપૂર્વક બે હાથ કર્યા હતા, તેનું મૃત્યુ થવા ન પામે તે માટે પ્રધાનમંડળની સૂચનાથી રાણીના તંબુમાંથી રાજવૈદ્ય પણ બહાર નિકળીને અખાડાના મધ્યભાગ તરફ જતો દૃષ્ટિગોચર થતો હતો. થોડી વારમાં ભારતીકૃષ્ણના સેવકોએ તેનું બખતર છોડીને તેને મુક્ત કર્યો એટલે રાજવૈદ્યે તેની પ્રકૃતિ જોઈ અને એવું જાહેર કર્યું કે આ વીર પુરુષ ભારતીકૃષ્ણ જો કે જીવન્ત છે, તો પણ તેને મોટા જખમ થયેલ હોવાથી તે પ્રબલ મૂર્ચ્છાને વશ થયેલો છે. ત્યારબાદ તે વીરને એક તંબુમાં લઇ જવામાં આવ્યો. ત્યાં લઇ ગયા પછી રાજવૈદ્યે તેની પુનઃ તપાસ કરી અને તેને જખમ જોકે પુષ્કળ થયેલ છે છતા પણ તે એકદમ મરી જ જશે એમ માનવાનું કારણ નથી, એ પ્રમાણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

એ બનતું હતું તે વેળાએ જયચંદ્રે પોતાના અશ્વને અખાડાની બાજુએ લેતાંલેતાં જે સ્થળે પેલી ત્રણ સ્ત્રીઓ બેઠેલી હતી તે રા વડી પાસે સ્હેજ વાર થોભાવ્યો. એ વાત રાણીના લક્ષમાં આવી તે વખતે રાણીના અંતરમાં શું ચાલી રહ્યું છે એ જાણવાને માં ચંદ્રરાયે રાણીની મુદ્રા ઉપર એક સરખી દૃષ્ટિ રાખી હતી. તેં

લીધે એક ક્ષણ–માત્ર એકજ ક્ષણ રાણીની મુદ્રા અત્યંત ગભરાયા જેવી દેખાઇ; પણ બીજી જ ક્ષણે ભીતિનું ચિહ્ન અદૃશ્ય થઇ ગયું અને તેની જગ્યાએ ક્રોધે મુકામ કર્યો હોય એવું ચંદ્રરાયના જોવામાં આવ્યું. ચંદ્રરાયે પોતાના મિત્ર જયચંદ્ર તરફ દૃષ્ટિ કરી તો એ વખતે તે એક મોટા તંબુ પાસે હતો અને મોટા દમામપૂર્વક પોતાનું મસ્તક હલાવી કોઇએ કરેલી સ્તુતિનો સત્કાર કરતો હતો એમ ચંદ્રરાયને લાગ્યું. ચંદ્રરાય મનોગત બોલ્યોઃ " હવે થોડા સમયમાં જ મોટું વાદળ ચડવું જોઇએ ! આ તોફાનમાંથી અમે ચોક્કસ પસાર તો થશું જ; પરંતુ કોણ જાણે, ક્યારે શું થશે એ કેમ કહી શકાય ?"

અખાડાને મોટા વેગપૂર્વક ચક્કર મારીને જયચંદ્ર રાણી સન્મુખ આવ્યો, અને તેણે પોતાનું શિરસ્ત્રાણ કાઢી, મોટી આઢ્યતાથી રાણીને નમન કર્યું. એ વખતે હજારો નેત્રો પોતાની તરફ લાગી રહ્યાં છે, એ રાણીના ધ્યાનમાં આવવાથી તેણે પોતાના મનમાં ચાલી રહેલા વિચારોને દબાવી દઇને કૃત્રિમ હાસ્ય કર્યું, તથાપિ ચતુર જયચંદ્ર ચેતી ગયો કે રાણીના અંતરમાં કાંઇક જુદું જ છે ! તેમ છતાં અત્યારે તે રાણીના મનમાં શું ચાલી રહ્યું છે તેની બિલકુલ દરકાર કરતો નહતો. કારણ કે પોતે જે સુરંગ તૈયાર કરી છે, તે બરોબર તૈયાર થઇ ગઇ છે; માત્ર બત્તી મૂકતાં જ ઉડવાની છે અને પોતાનો હેતુ સિદ્ધ થવાનો છે, એવી તેના મનની ચંદ્રરાય કરતાં સોગણી વધારે ખાત્રી હતી.

રાણી સ્મિતપૂર્વક જયચંદ્રને ઉદ્દેશીને બોલીઃ " અહો જયચંદ્ર ! તમારા શૌર્યની જેટલી તારીફ કરીએ તેટલી ઓછીજ છે. ભારતીકૃષ્ણે તમારા ઉપર જે ગંદો આરોપ કર્યો હતો તેમાંથી તમે પૂર્ણપણે મુક્ત થયા છો, એમ હું ભારપૂર્વક જણાવું છું. "

જયચંદ્ર નમ્ર પ્રણામ પૂર્વક બોલ્યો: "દેવીએ મારા સંબંધમાં જે ઉદ્ગાર કાઢ્યા છે તે સાંભળીને હું મને ધન્ય સમજું છું; તેમજ ભારતીકૃષ્ણ પણ ખરો શૂર પુરુષ છે એ હું પ્રાંજલપણે કબૂલ કરૂં છું. તેણે મારી સાથે વેર રાખ્યું હતું અને મારા ઉપર દોષારોપ કર્યો હતો તે હું હવે ભૂલી જાઉં છું !"

"જો કે મને તો પ્રથમથી જ ચોક્કસ હતું કે એમાં તમારો બિલકુલ દોષ હતો નહિ." રાણી બોલી અને જયચંદ્ર તરફ અમુક અર્થસૂચક મુદ્રાથી જોતી તે આગળ વધી: " અને બીજી સર્વ બાબતોમાં પણ તમારૂં મન નિર્મળ હશે તથા તમે રાજનિષ્ટ હશો-"

જયચંદ્ર વચ્ચે જ મોટેથી બોલ્યો: "હું હજી પણ મેદાનમાં જ ખડો છું. મારા ઉપર આરોપ કરનારની હિમ્મત હોય તો ખુશીથી તેણે મારી સામે હાજર થઇ જવું !" પરંતુ એટલામાં ભારતીકૃષ્ણના તંબુ તરફ સ્હેજ ગડબડ થતી જોવામાં આવી. સર્વ પ્રેક્ષકોનું લક્ષણ એ તરપ ગયું. અખાડાનો અધિકારી કાંઇ પણ કહેવાને માટે અખાડાની વચ્ચે આવે છે, એમ દૃષ્ટિએ પડતાં રાણી બોલી: " ભારતી કૃષ્ણ શુદ્ધિમાં આવીને પુનઃ યુદ્ધ કરવાને માટે આવે છે કે શું ?"

" ભલે આવે ! હું તો તૈયાર જ છું ! " એક ક્ષણની ઢીલ સિવાય જયચંદ્ર વીરશ્રીને ચમકાવતો ગર્જ્યો.

એટલામાં અખાડાનો અધિકારી આગળ આવ્યો અને બોલ્યો: "સાંભળો, સાંભળો ! ભારતીકૃષ્ણ સાથેના જુવાનો કહે છે કે અમારી ત્રણની સાથે જયચંદ્રના ત્રણ સહાયકોનું દ્વંદ્વ થયા સિવાય આ દ્વંદ્વયુદ્ધનો નિર્ણય આવેલો છે એમ માની શકાય નહિ. અમારા સ્નેહીનો અત્યારે પરાભવ થવાથી તેની કીર્તિને લાગેલો ડાઘ શત્રુના રક્તથી ધોઇ નાખવાની અમારી ઇચ્છા છે ! "

તે વખતે સેનાનાયક દિવ્યશક્તિ પોતાના આસનપરથી ઉઠયો અને બોલ્યો; "તેમનું એ કથન મને ઉદ્દેશીને હોય એ સ્વાભાવિક છે; અને હમણાં જેમ જયચંદ્રે ભારતીકૃષ્ણને ઉત્તમ પાઠ શિખવ્યો છે તેમ આ ત્રણ જણાને પણ તેમના અભિમાનથી મુક્ત કરવા એ મારી ફરજ છે."

"અહો સેનાનાયક ! આપ સ્વસ્થ રહો." જયચંદ્રે કહ્યું: "આપના શૌર્ય અને ધૈર્યની અત્ર એકત્ર થયેલા તમામ લોકોની ખાત્રી છે. જો મારે બદલે આપ અખાડામાં ઉતર્યા હોત તો ભારતીકૃષ્ણને પરાજિત કરવામાં મારા જેટલો પણ વિલંબ આપને લાગ્યો ન હોત. પરંતુ જ્યારે તેણે તમામ દોષારોપ મારા ઉપર કરીને મને આવ્હાન કર્યું, ત્યારે તેને શાસન કરવાનું કામ મારૂંજ હતું."

"પરંતુ હવે આ લોકો બીજાને યુદ્ધમાં આવ્હાન કરે છે તેનું કેમ ?" દિવ્યશક્તિ બોલ્યો.

"એ વાત સાચી છે, પણ આ ત્રણ જુવાનો મારા ત્રણ મિત્રોને ઉદ્દેશીને આવ્હાન કરે છે." જયચંદ્રે જણાવ્યું.

એટલામાં રાણી બોલી: "જયચંદ્ર! તમારા એ ત્રણ ગૂઢ પુરુષોનું ઠીક સ્મરણ થયું ! એ ત્રણ જણા કોણ છે તે અમારે જાણવાનો સમય હજી પણ આવ્યો છે કે નહિ ?" એમ કહેતાં રાણીએ એક વાર પુનઃ પેલી ત્રણ સ્ત્રીઓવાળી રાવઠી તરફ દૃષ્ટિ કરી.

એ વાત જયચંદ્રના ધ્યાનમાં આવ્યા સિવાય રહી નહિ. શિરસ્ત્રાણથી મુખને છૂપાવનારા ત્રણ ગૃહસ્થો તથા ઘુમટાથી ચ્હેરાને ઢાંકનારી ત્રણ સ્ત્રીઓના સંબંધમાં રાણીનો આ પ્રશ્ન હતો એમ તે સમજી ગયો. તેણે જવાબ આપ્યો: "દેવી ! મારા આ ત્રણ મિત્રોએ હજી કશું પણ પરાક્રમ દર્શાવ્યું નથી; એટલે હમણાં જ

તેમણે પોતાનાં મુખ પ્રકટ કરવા તે યોગ્ય નથી. પ્રથમ તેમને તેમની તલવારોનો સપાટો બતાવવા દો. પછી તેઓ આપના ચરણમાં લીન થવાને માટે આગળ આવશે."

જયચંદ્રના આ જવાબે રાણીના અંતરને સળગાવી મેલ્યું હતું. તથાપિ મોટા બળપૂર્વક આત્મસંયમન કરીને તે બોલી: "ભલે, એમ થાઓ !"

ત્યારબાદ જયચંદ્ર પુનઃ પોતાના સ્થળે ગયો. ત્યાં તેનું તેની સાથેના ત્રણ પુરુષો સાથે કશુંક સંભાષણ થયું. એ વખતે અખાડાનો અધિકારી પુનઃ અખાડાની વચ્ચે આવ્યો અને તેણે ભારતીકૃષ્ણના સહાયકોના આવ્હાનનો જયચંદ્રના સહાયકોએ સ્વીકાર કર્યાનું જાહેર કર્યું.

પુનઃ તમામ પ્રેક્ષકોમાં મોટો ખળભળાટ થઇ રહ્યો અને સર્વ લોકોની દૃષ્ટિ રંગ-મંડલ તરફ આકર્ષાઇ રહી. હવે આપણને બીજું મોટું યુદ્ધ જોવાનું મળશે, એમ સહુને લાગતું હતું. હવે શૂરવીરોની ત્રણ જોડી અખાડામાં ઉતરશે અને તેમની વચ્ચે ભારે જોવા લાયક તુમુલ જંગ જામશે એવી લોકોની ખાત્રી હતી. ભારતીકૃષ્ણના ત્રણે સહાયકો અખાડાના એક ખૂણે આવીને ઊભા રહ્યા, અને જયચંદ્રના ત્રણ મિત્રોએ પણ તેમની સામેના ખૂણાપર સ્થિર થઇ પોતાની તલવારોને સૂર્યદર્શન કરાવ્યું. ભારતીકૃષ્ણના સેવકો શરીરે હૃષ્ટપુષ્ટ તથા બળવાન અને ઘોડાપર બેસવામાં અત્યંત ચતુર છે એમ જણાઇ આવતું હતું. જયચંદ્રના મિત્રો જરી ઉંચા હતા ખરા પણ તેમનાં શરીર અતિશય જાડાં ન હતાં-તેમાંનો એકતો બિલકુલ તરૂણ-છોકરવન જેવો હતો; તથાપિ એ ત્રણે જણા શૌર્યનાં મૂર્તિમંત પુતળાં છે એવું તેમની હીલચાલ પરથી દેખાઇ આવતું હતું. તેઓ

ઘોડા ઉપર બેસવામાં એટલા તો કુશળ હતા કે તેઓ પોતાના અશ્વોનાં શરીર સાથે જાણે એકરૂપ હોય એવો ભાસ થતો હતો. આ લોકો ઘોડાપરથી ઢળી પડશે એવું તો એક ક્ષણ વાર પણ કોઇના મનને થતું નહતું. આ બન્ને પક્ષના વીરો તરફ જોતાં તેમનામાંથી કોનો વિજય થશે, એ બાબતની પૂર્ણ કલ્પના કોઇ પણ કરી શકે તેમ નહતું. આવી જોડી દ્વંદ્વયુદ્ધમાં ઉતરેલી પ્રેક્ષકોના જોવામાં કદી પણ આવી નહતી. પ્રેક્ષકો તે દ્વંદ્વયુદ્ધ જોવાને માટે એટલા બધા આતુર બની રહ્યા હતા કે આસપાસ શું ચાલી રહ્યું છે તેનું તેમને લેશ માત્ર પણ ભાન ન હતું.

રણવાદ્યો વાગવા લાગ્યાં. આ વાદ્યધ્વની બંધ થતાં પહેલી સલામી થવાની હતી. લોકોનાં મન અત્યંત ઉત્સુક બની રહ્યાં હતાં. વાદ્ય બંધ થતાં બન્ને બાજુના વીરોએ પોતાના અશ્વોને મોટા જોર પૂર્વક દોડાવ્યા, અને વચ્ચે આવીને ત્રણ તલવારોની જોડીની સલામી થઇ. બાદ નેત્રો વીંચીને ઉઘાડીએ તે પહેલાં તો એ વીરો પોતપોતાની જગ્યાએ પહોંચી ગયા, અને પુનઃ પોતાના ઘોડા પાછા ફેરવી, ગર્જના કરતા એક બીજા ઉપર તુટી પડયા. તલવાર ઉછળવા લાગી; ઘોડા પર ઘોડો ધસવા લાગ્યો; અને એ છ વીરોની આસપાસ ધૂળનું વાદળ જામી રહ્યું. કેવું ભયંકર યુદ્ધ ! કેટલો વીરશ્રીવર્ધક દેખાવ ! ખરેખર આવા પ્રકારનું યુદ્ધ કરનારા વીરો, ભગવાને ગીતામાં વર્ણવ્યા પ્રમાણે, મોટા ભાગ્યશાળી તો ખરા જ; પરંતુ આવો સંગ્રામ જોવાનું ભાગ્ય જે પ્રેક્ષકોને પ્રાપ્ત થયું છે તે પ્રેક્ષકોને પણ ધન્ય છે ! વીરો ગર્જના કરી રહ્યા છે; અશ્વો ખુંખાર કરતા એક બીજાપર ધસી રહ્યા છે; શસ્ત્રોનો ખણખણાટ થઇ રહ્યો છે; ક્ષણાર્ધમાં સર્વ વીરો એક સ્થળે એકત્ર થઇ

જાય છે, તો બીજી જ ક્ષણે એક બીજાથી પુષ્કળ અંતરપર દેખાય છે. કોઈ વાર શત્રુનો પ્રહાર ચૂકવવાને માટે તેઓ પોતાનાં મસ્તક ઘોડાના મસ્તકની સાથે લગાવી દે છે, તો કોઇવાર પ્રતિપક્ષી ઉપર પ્રહાર કરવાને માટે તેઓ પેગડા ઉપર પગનું તમામ જોર કરીને ઊભા થઈ જાય છે. એવા તે વીરોનું હસ્તકૌશલ્ય અત્યાંત જોવા યોગ્ય હતું, એમ કહેવાની કશી પણ જરૂર નથી. એ છ વીરો માંહેનો જે સહુથી ન્હાનો હતો તેનું કૌશલ્ય તો અવર્ણનીયજ દેખાતું હતું; અને તેનો વિજય જ થશે એવી તમામનાં મનની ખાત્રી થઇ ગઇ હતી.

બીજી આઠ-દશ પળ પસાર થઇ ગઇ! ઘોડાના ડાબડાથી ઉડેલી ધૂળના વાદળમાં તે વીરો લપાઈ રહ્યા. હવે તો માત્ર હથિયારોનો ખણખણાટ અને વીરોની ગર્જના જ લોકોના કાનપર પડતાં હતાં. બીજી પણ ચાર-પાંચ પળ ગઇ; અને એક પછી એક ત્રણ વીરો નીચે જમીનપર પડવાનો અવાજ લોકોના સાંભળવામાં આવ્યો; અને ત્રણ વીરોએ પોતાના ઘોડાને પાછા ફેરવેલા લોકોની દૃષ્ટિએ પડયા. ધૂળનું વાદળ શાંત થયું અને મંડળમાં જે ચાલી રહ્યું હતું તે સ્પષ્ટ દેખાવા લાગ્યું.

આ યુદ્ધમાં વિજય કોનો થયો ? પ્રિય વાચક ! જયચંદ્રના ત્રણ મિત્રોએ જ પૂર્ણ વિજય સંપાદન કર્યો હતો; અને લોકોની આનંદદર્શક બૂમો સાંભળીને તેઓ લોકોને મોટી વીરશ્રી પૂર્વક પ્રણામ કરતા હતા. આ બાજુએ પેલા પરાજિત થયેલા વીરો કાંસતાં કાંસતાં મોટા કષ્ટપૂર્વક જમીનપર બેઠા થતા હતા. જો તેઓ સાધારણ પ્રતિના યોદ્ધા હોત તો લોકોએ તેમના મૂર્ખતાભર્યા સાહસની મસ્કરી કરીને તેમનો હુરીયો કર્યો હોત, પરંતુ તેમનું યુદ્ધકૌપલ્ય

લોકોએ પ્રત્યક્ષ જોયેલું હોવાથી સર્વ લોકો તેમના તરફ તિરસ્કાર નહિ પણ દયાપૂર્વક જોતા હતા.

એ વેળાએ અખાડાના અધિકારીએ મધ્યમાં આવીને મોટેથી કહ્યું: "અહો કવચધારી વીર પુરુષો! તમારો વિજય થયો છે, એમ જાહેર કરવામાં હું મોટું માન સમજું છું. તો હવે આગળ થાઓ અને શિરસ્ત્રાણ કાઢીને દેવીને પ્રણામ કરો!"

આ બાજુએ આ વખતે સત્યસાગર રાણીના તંબુમાં જઇને, રાણીની દૃષ્ટિ ક્યારે પોતાના ઉપર પડે, તે માટે રાહ જોતો ઊભો હતો. તથાપિ તેને ત્યાં વધારે વખત ઊભા રહેવું પડ્યું નહિ. રાણી પણ મોટી ઉત્સુકતાથી ચોતરફ દૃષ્ટિ ફેરવીને તેની જ ગોત કરતી હતી. એટલે બન્નેની દૃષ્ટો દૃષ્ટ થતાં રાણીએ તેને પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યું: "શી ખબર છે?"

સત્યસાગરે જવાબ આપ્યો: "દેવી! મને થોડીક ખબર મળી છે. હું સુણો વખત તેમની સામેનો સામે જોઇને બેસી રહ્યો ત્યારે જ માત્ર હું તેમના ચ્હેરાનો સ્હેજ ભાગ જોઇ શક્યો. તેઓ પોતાના ચ્હેરા બીજા કોઇની દૃષ્ટિએ ન પડે તે માટે એટલી સાવચેતી રાખતી હતી કે તેમને કોઇએ પણ સાવધ રહેવાની સૂચના આપેલી હોવી જોઇએ એમ લાગતું હતું."

"પણ તે છે કોણ?" રાણીએ મોટી આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો.

"તે ત્રણમાં એક તો સ્નેહલતા જ છે, એવી મારી ચોક્કસ ખાત્રી થઇ ચૂકી છે." સત્યસાગરે પણ સ્હેજ આવેશપૂર્ણ સ્વરે પ્રત્યુત્તર આપ્યો.

તે શ્રવણ કરતાં જ રાણીની મુદ્રા એકાદી ડાકણના જેવી બેસૂર દેખાવા લાગી. તથાપિ તેણે તત્કાળ પોતાના મનને સંભાળી લીધું. એથી તેની એ સમયની ક્રોધ અને દ્વેષમય મુદ્રા એક સત્યસાગર સિવાય બીજા કોઇના જોવામાં આવી નહિ. કદાચિત ચંદ્રરાયે જોઇ હોય તો કહી શકાય નહિ.

" બીજી સ્ત્રી માલતીના જેવી લાગતી હતી–નવાણું વસા તો તેજ. " સત્યસાગરે કહ્યું.

રાણી પોતાના મન સાથે બડબડીઃ " અરે ભગવાન! આ બધું છે શું ? " તેણે મોટેથી પ્રશ્ન કર્યોઃ " વારૂ, ત્રીજી સ્ત્રી ? "

" ત્રીજી સ્ત્રી પ્રૌઢ ઉમરની છે. તેનો ચ્હેરો અગાઉ મેં કદી જોયેલો છે કે કેમ તે હું અત્યારે ચોક્કસપણે કહી શકતો નથી. " સત્યસાગરે જણાવ્યું.

પણ રાણી એકાએક ગર્જીઃ " અરે, આ હું શું જોઉં છું ? જૂઓ, પેલી માલતીએ પોતાનો બુમટો પાછળ ખેંચી લીધો ! જૂઓ, પેલી કુલટા સ્નેહલતા પણ તેનું જ અનુકરણ કરે છે ! અને પેલી બીજી કોણ? જયચંદ્ર! આ બધું છે શું ? "

હવે રાણીના મુખમાંથી શબ્દ બહાર પડી શકતો ન હતો. ક્રોધના આવેશથી તેનું મ્હોં બંધ થઇ ગયું હતું. પણ તેની દૃષ્ટિએ શું પડયું ? સ્નેહલતા હાસ્યમુદ્રાથી જયચંદ્રની સામે જૂએ છે અને જયચંદ્ર પણ પોતાની સાથેના ત્રણ સ્વારો સહિત ( રાણી )ની પાસે આવતાં પ્રેમપૂર્ણ દૃષ્ટિથી પાછળ ફરીને સ્નેહલતા સામે જોતા જાય છે !

સત્યસાગરે કહ્યુંઃ " દેવી ! જૂઓ, પેલી ત્રીજી સ્ત્રી ! "

રાણી એ ત્રીજી સ્ત્રી તરફ જોવા લાગી. ત્રીજી સ્ત્રીએ હજી પોતાનો ઘુમટો દૂર કર્યો ન હતો. તે રાણીની તરફ પોતાનું મુખ રાખીને ઊભી ન હતી. માત્ર તેની એકજ બાજુ રાણીની દૃષ્ટિએ પડતી હતી. તથાપિ તેના કેશનો થોડોક ભાગ રાણીના જોવામાં આવ્યો. તેટલા પરથી તે સમજી ગઇ કે સત્યસાગરના કથન મુજબ આ બાઇ પ્રૌઢ અવસ્થાની છે. આ સ્ત્રી કોણ હશે એ બાબતનો રાણી પોતાના મનમાં વિચાર કરવા લાગી. એ સ્ત્રીને રાણીના તંબુની નજીક આવેલી જોઇને ચંદ્રરાય આગળ આવ્યો અને રાણી સાંભળી શકે એટલા ઉચ્ચ સ્વરે બોલ્યોઃ "બાઇ! અત્યારે આ તંબુમાં અજાણ્યા લોકોને આવવાની મનાઇ છે!"

પરંતુ તે સ્ત્રી ઘુમટો કાયમ રાખીને બોલીઃ "પણ મારે દેવીને મળવું છે. મારી ખાત્રી છે કે મને જોઇને દેવીને આનંદ થશે-મારે માટે પરવાનગીની જરૂર હોય એવું મને લાગતું નથી."

ચંદ્રરાય ગંભીરપણે એ બાઇની સામે જોતો બોલ્યો; "અહો, બાઇ! રહો, પહેલાં રીવાજ મુજબ દેવીને વરધી આપવી જોઇએ. તમારૂં નામ, ગામ પ્રથમ દેવીને જણાવવું જોઇએ. પછી તમને મળવાની ઇચ્છા હશે તો દેવી પરવાનગી આપશે."

"હું તો પરવાનગીની ખાસ જરૂર જોતી નથી. કારણ કે મને તો દેવીની પાસે ગમે તે સમયે અને ગમે તે સ્થળે આવવાની છુટ છે; છતાં પણ તમારો આગ્રહજ હોય તો દેવીને જણાવો કે શ્રી-નગરના કિલ્લામાં લાંબો સમય નજરકેદ રહેલી મંદાકિની બંધ-મુક્ત થઇને તેમનાં દર્શન કરવાને આવી છે.

એમ બોલતાં બોલતાં તો મંદાકિની તંબુમાં દાખલ થઇ અને પોતાનો ઘુમટો દૂર કરીને તેણે રાણીની સન્મુખ જમીનપર બેસી

રાણીના બન્ને ચરણ પકડીને મસ્તક નમાવ્યું. જાણે આકાશમાંથી વિજળી પડી હોય અથવા એકાદો રાક્ષસ પોતાની સમક્ષ ખડો થયો હોય, એવી મુદ્રા આ વખતે રાણીની બની ગઇ. તેનાં નેત્રોની આસપાસ અંધારપટ ફરી વળ્યો હતો અને પોતે જાગૃત છે કે સ્વપ્નાવસ્થામાં, એવો રાણીના મનને ભ્રમ થયો હતો.

તેજ વેળાએ જયચંદ્ર સાથેના પેલા ત્રણ સ્વારોએ પણ અશ્વ પરથી નીચે ઉતરી શિરસ્ત્રાણ કાઢી નાખ્યાં અને તેઓ એક પછી એક રાણીને પ્રણામ કરવા લાગ્યા. જયચંદ્ર રાણીની નજીકમાંજ ઊભો હતો. " આ શ્રીપતરાય, આ વિશ્વદત્ત, આ કામસેન ! આ ત્રણે જણા સરકારના ચરણમાં નમ્ર બનીને દયાની માગણી કરે છે ! " એમ તે બોલતો હોય એવો રાણીને ભાસ થયો.

વળી તેજ પળે " દેવી ! આપ દયાળુ છો. આ ત્રણેને આપે ક્ષમા કરવીજ જોઇએ ! " એલા મંદાકિનીએ ધીમેથી ઉચ્ચારેલા શબ્દો પણ રાણીના કાનપર પડયા.

રાણીના હૃદયમાં ક્રોધનો સુમાર ન હતો; પરંતુ તેનું હૃદય એટલું કઠોર હતું કે તે આ ક્રોધાવેશથી તુટી ન પડયું; તથાપિ અત્યારનો પ્રસંગ અત્યંત વિલક્ષણ હોવાથી તેને માત્ર પ્રબલ મૂર્ચ્છા આવી. તે પોતે જે સોફા ઉપર બેઠી હતી તે સોફા ઉપર ઢળી પડી. સોફાના હાથા સાથે તેનું મસ્તક અફળાવાથી તેને ઇજા થાત, પણ તુરત મંદાકિનીએ સાવચેતી વાપરીને રાણીનું મસ્તક સમાલી પોતાના ખોળામાં લઇ લીધું.

# પ્રકરણ ૩૫ મું

## રાણી અને મંદાકિની.

જે વખતે મંદાકિનીએ ચંદ્રરાયને પોતાનું નામ મોટેથી જણાવ્યું તે વખતે ત્યાં ઉભેલા સરદારો વગેરેએ તે સાંભળ્યું હતુ; અને તેની આટલાં વર્ષે બંધીખાનામાંથી મુક્તતા થવાથી તેમને પણ આશ્ચર્ય થયું હતું. રાણી અને તે બાઇ વચ્ચે જીવશ્ચકંઠશ્ચ મૈત્રી હોવાનું જેઓ જાણતા હતા, એટલે તેમને મંદાકિની બાઇના આકસ્મિક દર્શનથી રાણીને મૂર્ચ્છા આવી એ પ્રકાર સ્વાભાવિક લાગ્યો. રાણીની આવી સ્થિતિ થયેલી જોઇને ચંદ્રરાયે એક સરદારના તંબુમાંથી માણસોને બહાર કાઢી તે તંબુને બંધ કરી લીધો અને રાણીની દાસીઓની મદદથી રાણીને એ તંબુમાં લીધી. મંદાકિની પણ રાણીની સાથે એ તંબુમાં ગઇ. તે દરમિયાન રાજવૈદ્ય પણ ત્યાં આવી પહોંચ્યો. ઘણા દિવસથી અદૃશ્ય થયેલી પોતાની મૈત્રિણીના એકાએક થયેલા દર્શનથી રાણીને અત્યાનંદ થવાથી આવેલી મૂર્ચ્છાના સમાચાર અલ્પ અવકાશમાંજ ચોતરફ ફરી વળ્યા.

તેજ પ્રમાણે જયચંદ્રના પક્ષને સહાય કરનારા ત્રણ વીર કોણ છે, તે પણ લોકોના જાણવામાં આવી ચૂકયું હતું, અને તેમના તરતનાજ જણાયેલા શૌર્યને લીધે તેમને માટે લોકોનાં મનમાં સહાનુભૂતિ ઉત્પન્ન થઇ હતી; અને જ્યારે તેઓ નમ્રપણે દેવી પાસે ક્ષમા માગે છે, ત્યારે દેવીએ પણ ઔદાર્ય દાખવીને તેમનાપર કૃપા કરવી જોઇએ એવું સર્વને લાગતું હતું. વળી રાણીની દૃષ્ટિએ જેઓ રાજ્ય-

દ્રોહી ઠરી ચૂકયા હતા, તેવા શૂરવીરોની ખાસ ચૂંટણી કરી, પોતાના રાજ્યની પ્રતિષ્ઠાને ખાતર તેઓ પોતાના પ્રાણ પણ સંકટમાં નાખવાને તૈયાર છે—અર્થાત્ તેઓ રાજ્યદ્રોહી નહિ પણ પૂરેપૂરા રાજ્યનિષ્ટ છે—એવું જયચંદ્ર મોટા ચાતુર્યપૂર્વક લોકોને પ્રત્યક્ષ બતાવી દીધેલું હોવાથી તેની લોકપ્રિયતા પણ અધિક વૃદ્ધિને પામી હતી. આવા ભયંકર યુદ્ધમાં નિર્ભયપણે અને પોતાને ચોકકસ જય મળશે એવા પૂર્ણ વિશ્વાસપૂર્વક જયચંદ્રે કયા કારણથી ઝીપલાવ્યું હતું તેની ખરી કલ્પના કોઇ પણ કરી શકતું ન હતું.

એ વેળાએ જયચંદ્ર ઘોડાપર સ્વાર થયો હતો, અને તેની પાછળ કામસેન, શ્રીપતરાય અને વિશ્વદત્ત પણ મોટા દમામપૂર્વક સ્વાર બનીને ચાલતા હતા. પોતાના માલિકની સાથેના સાથેજ રહી, સદૈવ તેના સુખદુઃખના વિભાગી થનાર તેના એકનિષ્ટ સેવક સહદેવ અને નકુલને આ પ્રસંગે જેટલો આનંદ થયો હતો તેટલો તેમને તેમના આખા જીવનમાં કદી પણ થયો નહિ હોય. એ સર્વ જણા ઘોડાપર બેસીને આગળ જતા હતા તે વખતે માર્ગમાં જગત્પ્રસાદ અને એ લોકોની મુલાકાત થઇ. પેલા સહદેવ તથા નકુલે પોતાને ફસાવ્યો હતો તથા એ બન્નેએ લુચ્ચાઇ કરી પોતાને હાથ તાલી આપી હતી, એ વાતના સ્મરણથી જગત્પ્રસાદને માઠું લાગ્યું હોય એમ બિલકુલ જણાતું ન હતું. ઉલટા આ બધાને જોઇને તો જગત્પ્રસાદની મુદ્રા આનંદિત બની હતી. તેમની દૃષ્ટાદૃષ્ટ થતાં જગત્પ્રસાદે તેમને પ્રેમપૂર્વક નમન કર્યું.

અત્યારસુધી જે ગૃહસ્થો રાજદ્રોહી ગણાતા હતા, તેમને અત્યારે મોટા રૂવાબપૂર્વક આમ ફરતા જોઇને જગદેવનું મન સ્થિર રહેતું ન હતું. પોતાના સૈનિકોને આજ્ઞા કરી તેમને કેદ કરા-

વવાની ઇચ્છા તેને થઇ આવતી હતી. પણ એ બાબતમાં મન ઘાલ્યાથી બધું ઓળઘોળ કદાચ પોતાના ઉપર આવી પડશે, એવી તેને ભીતિ લાગતી હતી. કારણ કે તેનોજ ઉપરિ જયચંદ્ર આ લોકોની સાથે હતો. જયચંદ્રનું વજન દરબારમાં કેટલું છે તેનો તથા તેનું કથન ખોટું હશે તોયે ખરૂં ઠરશે, જ્યારે પોતાનું વર્ત્તન ન્યાયી હશે તોપણ અન્યાયી ગણાશે એ વાતનો વિચાર કરતો જગદેવ આ રાજદ્રોહીઓને જોઇ માત્ર હાથ ચોળતો સ્વસ્થ રહ્યો હતો.

આ સર્વ સ્વાર અખાડામાંથી બહાર નિકળી જે રાવઠીમાં માલતી અને સ્નેહલતા બેઠાં હતાં તે રાવઠી પાસે આવીને ઊભા રહ્યા. ત્યાં અત્યારે સ્નેહલતાના પિતા ચંદ્રશેખર પણ બેઠેલા હતા. તેમની પાસે આવતાં જ જયચંદ્રે સ્નેહલતાને ઉદ્દેશીને જે ભાષણ કર્યું તે આસપાસના લોકો સ્પષ્ટપણે સાંભળે એવા ઉદ્દેશથી ખાસ મોટેથી કર્યું હતું. એથી સ્નેહલતાની સાથે જયચંદ્રનું લગ્ન થયાની વાર્ત્તા આસપાસના લોકોમાં જાહેર થઇ ગઇ. સરદાર ચંદ્રશેખર વિલાસપુર રાજ્યમાં અતિ શ્રીમાન્ ગૃહસ્થ હતો. તેના કરતાં અધિક શ્રીમાન્ એક માત્ર લક્ષ્મીધન હતો. ચંદ્રશેખરને પોતાની સંપત્તિનું મોટું અભિમાન પણ હતું. તે બોલ્યો: "સ્નેહલતા ! જો આજના યુદ્ધનો નિવેડો પ્રતિકુળ આવ્યો હોત તો પેલા ભારતીકૃષ્ણે પચાશ હજાર સુવર્ણમુદ્રિકા નુકસાની તરીકે લેવાની માગણી કરી હતી, એ તારા જાણવામાં હતું કે ?"

જયચંદ્રે કહ્યું: "પચાશ હજાર મુદ્રિકા તેને આપવાનું મારામાં સામર્થ્ય હતું, અને મેં આપી પણ હોત. પરંતુ જો મારો પરાભવ થયો હોત તો મારી કીર્ત્તિને જે કલંક લાગ્યું હોત તેની ભરપાઇ આખા જન્મારામાં પણ થવી શક્ય હતી ખરી ?"

સ્નેહલતા સ્મિત મુદ્રાથી બોલી: " આપનું પરાક્રમ જગજાહેર છે. જો મને ખરું પૂછો તો આપનો પરાજય થશે એવી મારા મનમાં તો એક ક્ષણ માત્ર પણ શંકા આવી ન હતી."

ચંદ્રશેખરે કહ્યું: " અને યદાકદાચિત્ આપનો પરાભવ થયો હોત તો પણ આપે આપવાની પચાશ હજારની રકમ મેં ક્યારનીએ જુદી કાઢી રાખી છે. મારા જમાઈ વિજયી થયા તેની ખુશાલીમાં એ તમામ રકમ હવે હું તમને બક્ષિસ કરી દેવાનો છું."

ત્યાર પછી બીજી કેટલીક પ્રાસ્તાવિક વાતો થઇ. જયચંદ્રે પોતાના સાસરાએ બક્ષિસ કરેલી રકમ પોતે નહિ રાખતાં, પોતાના તરફથી સ્ત્રીધન તરીકે સ્નેહલતાને જે રકમ આપી હતી તેમાં તે ઉમેરવાનું જણાવ્યું; અને આ હકીકત પણ એક ઘટિકાની અંદર સર્વત્ર ફેલાઇ ગઇ.

* * * * *

પરંતુ આ બધાંને અત્ર છોડીને હવે આપણે રાણી સરકારના સમાચાર લેવાને ત્યાં જઇએ. રાણી અત્યારે સાવધ થવા લાગી હતી. તેણે નેત્રો ઉઘાડતાં જ પ્રથમ રાજવૈદ્ય તેની દૃષ્ટિએ પડયો, ત્યારપછી તેની કેટલીક દાસીઓ તેની નજરે પડી; અને છેવટે મંદાકિની તરફ તેની નજર ગઇ. પોતે સ્વપ્નમાં નથી, કિંવા પોતાને કશો ભ્રમ પણ થતો નથી એવી તેના મનની ચોક્કસ ખાત્રી થઈ હતી. અત્યારે જે કાંઇ પોતે જોયું તથા જૂએ છે તે સર્વ સાચું છે એમ હવે તેના મનને સ્પષ્ટપણે લાગતું હતું. માલતી અને સ્નેહલતાએ તેમના ચ્હેરા ખૂલ્લા કર્યા, મંદાકિની પોતાની પાસે આવી, પોતે રાજ્યદ્રોહી ઠરાવેલા સરદારપુત્રોએ શિરસ્ત્રાણ કાઢી, એક પછી એક પોતાને પ્રણામ કર્યા, એ સર્વ વાતનું તેને એક પછી એક સ્મરણ થયું અને તે દરેક બાબતથી પોતાના મન ઉપર ભયંકર પ્રહાર

થયો હતો, તથા એ કારણુને લઇને પોતાનું મન અત્યંત દુર્બળ બની ગયું છે, એ વિષયમાં હવે તેને બિલકુલ શંકા રહી નહિ.

રાણીની નાડી જોતાં રાજવૈદ્યે પૂછ્યું: "દેવી! અત્યારે આપને ઠીક લાગે છે ને ?"

મંદાકિની હાથ જોડી, રાણીની બાજુએ ઊભી રહીને બોલી: "દેવી ! મારા ઉપર કૃપા કરો. હું આમ એકાએક આપની સામે આવીને ઊભી રહી, તે મારી મોટી ભુલ થઇ. દેવી ! આજથી ત્રેવીશ વર્ષ પહેલાં આપનો મારા ઉપર કેટલો પ્રેમ હતો, અને આ ત્રેવીશ વર્ષ મેં કેવા કષ્ટપૂર્વક બંદીવાસમાં કાઢયાં છે, તેમજ મારો કાંઇ પણ દોષ ન હોવા છતાંએ કોઈ નીચ મનુષ્યે મને ફસાવી મારા આખા જીવનનો નાશ કરી દીધો છે, એનો વિચાર કરવામાં આવે તો આપનાં દર્શનને માટે હું આટલી બધી ઉતાવળી થઇ હતી તે માટે કોઇને પણ આશ્ચર્ય થાય નહિ."

રાણી અત્યંત માયાળુતાનો સ્વર કાઢીને બોલી: "મંદાકિની ! તેં એમાં કશો પણ અપરાધ કર્યો હોય એવું મને લાગતું નથી, પેલા બંદીવાસમાંથી તારો છૂટકો થતાંજ તું મારા દર્શન માટે દોડતી આવી તે સ્વાભાવિક છે."

મંદાકિની બોલી: "એ ભયંકર બંધીખાનામાં હું જીવતી હોવા છતાં મૂઆ સરખી જાણે જીવતાજીવત પૃથ્વીમાં દટાયેલી હોઉં–" એ શબ્દો ઉચ્ચારતી વખતે મંદાકિનીની મુદ્રા એટલી બેસુર બની ગઇ હતી કે એ જોઇને ત્યાં ઊભેલી દાસીઓ તથા રાજવૈદ્યનાં રોમ પણુ ખડાં થઇ ગયાં.

જાણે પોતાની સામે એક ભયંકર પ્રકાર બની રહ્યો છે; તથા તે પોતાની દૃષ્ટિએ ન પડે તો સારૂં, એવી સમજણુથી રાણીએ

પોતાના બન્ને હાથવડે નેત્રોને બંધ કરી દીધાં. થોડી વારે તે બોલીઃ " વૈદરાજ ! તમે હવે જાઓ, દાસીઓ ! તમે પણ જરા દૂર જાઓ, મારે આ મંદાકિની બાઇ સાથે કેટલીક વાત કરવી છે."

બીજી જ ક્ષણે રાણી અને મંદાકિનીને એકાંત મળી. રાજવૈદ્ય તથા દાસીઓ બહાર ગયાં અને તંબુના દરવાજા બંધ થયા કે મંદાકિનીની અગાઉની નમ્રતાનો લોપ થઇ ગયો. કેદ અને દુઃખથી નિસ્તેજ દેખાતાં તેનાં નેત્રો અંગારાની માફક ચમકવા લાગ્યાં. તેનો કૃશ થયેલો ચ્હેરો ભયંકર દેખાવા લાગ્યો. તેની મુદ્રાપરથી તે જાણે ધમકી આપતી હોય-દબાવતી હોય એવો ભાસ થતો હતો. અર્થાત્ અત્યારસુધી ધારણ કરેલ સૌમ્યપણાનો ભાવ તેણે દૂર ફેંકી દીધો; અને તે જાણે ઝેરી નાગણ ડંખવાને માટે તત્પર થઇ રહી હોય તેવી દેખાવા લાગી. તે રાણી સામે જોઇ રહી હતી. તેનાં નેત્રોમાં ઉદ્ધતાઇ, ખુનસ અને તિરસ્કાર દૃષ્ટિગોચર થતાં હતાં. એ જોઇને રાણી અત્યંત ગભરાઇ ગઇ. તેની મુદ્રા શ્યામ બની ગઇ. તેના હોઠ થરથર કમ્પવા લાગ્યા. રાણીનું મન અત્યંત મજબુત હતું અને પોતાના મનોવિકારને દબાવી રાખવામાં તે અત્યંત કુશળ હતી; છતાં પણ મંદાકિનીને જોતાં તેની એ શક્તિ વિલયને પામી ગયેલી લાગતી હતી. પોતાના ઉપર મોટો ભયંકર પ્રસંગ આવનાર છે એમ તેને લાગ્યું. પોતાના હાથે કેટલાંક વર્ષો પૂર્વે થયેલા ભયંકર અપરાધનું તેને સ્મરણ થવાથી જાણે તેના શરીરપર હજારો વીંછી ડંખ દેતા હોય એટલી વેદના અને દુઃખ તેના મનને થતાં હતાં.

પોતાનું સર્વ ધૈર્ય એકત્ર કરી, પોતાના મનની નિર્બળતા વિસરી જવાનો યત્ન કરી અને સૌમ્યપણાનો દેખાવ કરી રાણી બોલીઃ " મંદાકિની ! બાઇ ! તેં મારી સામે આ બધું શું માંડયું છે ?"

મંદાકિની કટાક્ષપૂર્ણ સ્વરે બોલી: "જેણે પોતાની રાણી ઉપર પ્રેમ રાખ્યો, અને જેણે પ્રસંગે તેને ખાતર પોતાનો પ્રાણ પણ આપ્યો હોત, તેના ઉપર કૃતઘ્નપણાથી અને કપટપૂર્વક તે રાણીએ અર્ધ જીવનભર જે અનન્વિત દુઃખ નાખ્યું છે, તે દુઃખનું આ પ્રદર્શન છે !"

"શું કહે છે ?" રાણી આશ્ચર્યનો દેખાવ કરતી બોલી: "મંદાકિની ! તું કેદમાં હતી એ માટે મને દોષ દે છે ? કે પછી દુઃખાવેશમાં ગમે તેમ બડબડે છે ?"

મંદાકિની બોલી: "રાણી સરકાર ! હવે અસત્ય બોલવાથી કિંવા કશું પણ છૂપાવવાથી ચાલે તેમ નથી. જેટલું આપ છૂપાવશો તેટલો આપને માટેનો તિરસ્કાર અધિક ઉત્પન્ન થશે."

રાણી ક્રોધથી લાલ-લાલ બનતી બોલી: "શું કહે છે ? આ શબ્દો-મારા મ્હોંપર ? શું હું ખોટું બોલું છું ?"

મંદાકિની બિલકુલ નિર્ભયતા અને જોરપૂર્વક બોલી: "હા, તમે ખોટું બોલો છો. હું પુનઃ કહું છું કે હું તમારા હુકમથી જ શ્રીનગરમાં કેદમાં પડેલી હોવા છતાં જો એ વાતનો તમે ઇન્કાર કરતાં હો તો તમે ધડાધડ જૂઠું બોલો છો. જ્યાંસુધી કેદીની નોંધમાંથી અક્ષરો નાબુદ થયા નથી ત્યાં સુધી આ હકીકત કોઇ પણ સમયે સિદ્ધ થઇ શકે તેમ છે."

રાણીએ નરમ પડીને પ્રશ્ન કર્યો: "શ્રીનગરની તુરંગના ચોપડામાં એ પ્રમાણે લખેલું હોવાની વાત ખરી છે એમ શાપરથી કહી શકાય ? કોઇએ તે વાંચેલું છે ?"

"હાજી, સરદાર કામસેને પોતે એ ચોપડામાં કરવામાં આવેલી નોંધ જોયેલી છે." મંદાકિનીએ શાંતિથી જવાબ આપ્યો.

રાણી એકદમ બોલીઃ " ત્યારે શું તારી મુક્તતા એ—"

" હા, એ કામસેનેજ કરી. એ તરૂણ સરદાર શૂર, ચતુર અને વિશ્વાસને પાત્ર હોવા છતાં આપે નિરર્થક તેના સંબંધમાં ગેરસમજ—"

" એ બધું ઠીક, પણ તું હમણાં કઇ નોંધમાં મારા સંબંધમાં "રાણીએ પ્રશ્ન કર્યો.

" હા, ખુદ આપના જ હુકમથી મને શ્રીનગરના કિલ્લામાં કેદમાં રાખવામાં આવી છે, એવું એ કિલ્લાના કેદીઓની નોંધ જે ચોપડામાં રાખવામાં આવે છે તે ચોપડામાં લખેલું છે. એટલે હું કહું છું કે આજ બે દાયકાથી મેં બંદીવાસનું જે કષ્ટ વેઠયું છે તેના મૂળ કારણભૂત આપ પોતેજ છો. " મંદાકિનીએ જણાવ્યું.

રાણીને કમ્પ છૂટયો; તોપણ તેણે ધૈર્ય ધારણ કરીને પૂછ્યુંઃ " શું એ નોંધ એમ રસ્તાપર પડી હતી કે ગમે તેને જોવાને મળી શકે ? "

" રાણી સાહેબ ! આપની એ શંકા વ્યર્થ છે. " મંદાકિનીએ કહ્યુંઃ " કામસેન શ્રીનગરના અમાત્ય જ્ઞાનશર્માને મળ્યો હતો. વળી સાથે તે કોઇ મોટા માણસનો ભલામણ પત્ર પણ લાવ્યો હતો. કામસેને 'સરદાર ધીરસેન' તરીકે શ્રીનગરમાં મોટી કીર્ત્તિ સંપાદન કરેલી છે એ તો કદાચ આપના જાણવામાં હશેજ."

" અરે પ્રભુ ! ત્યારે શું શ્રીનગરના પ્રધાનમંડળના કાનપર્યંત મારી અપકીર્ત્તિનો ડંકો તમે વગાડયો છે ? મંદાકિની ! તેં મારા ઉપરનું તારૂં વેર બરોબર વાળ્યું."

મંદાકિની ભયંકર મુદ્રાથી અને તિક્ષ્ણ સ્વરે બોલીઃ " અહો રાણી સરકાર ! મેંતો હજી કાંઇ જ કર્યું નથી. જેટલું કરવાનું મારા મનમાં છે તેટલું જો હું કરૂં તો શેરીમાંના કૂતરા પણ તમારા સામે

ન જુએ એવી તમારી સ્થિતિ થાય; અને જો હું તે પ્રમાણે કરૂં તો જ મેં મારૂં વેર બરોબર વાળેલું ગણાય. આજસુધીમાં જગતે કોઇ દિવસ જોયો ન હોય એવો વિશ્વાસઘાતનો પ્રસંગ જગતને હું બતાવી શકીશ ! ચિત્રાંગદાબાઇને વિષપ્રયોગ શાથી કરવામાં આવ્યો, મને કેદમાં શા માટે નાખી, બીજી એક નિરપરાધી બાઇને ગાંડી ઠરાવીને, અત્યારે તેને શા માટે કષ્ટ આપવામાં આવે છે ? તેનું કારણ માત્ર એક જ છે. એ સર્વ સ્ત્રીઓએ રાણીની એન વેળાએ આબરૂ રાખી તેનું આ પરિણામ ! જો આ હકીકત જગત સમક્ષ રજુ થાય તો જગત ઉપકારપર અપકાર કરનાર રાણીને શું કહે ! તેને માટે શું ધારે ? ”

## પ્રકરણ ૩૬ મું.

## રાણી નમી.

આ ભાષણ સાંભળતી વખતે એ અભિમાની અને ક્રૂર રાણી ગોકળ ગાયના જેવી નરમ બની ગઇ હતી. તેનાં નેત્રો સામાન્ય રીતે ભયંકર દેખાતાં હતાં, તે પણ અત્યારે તો દીન સમાં ભાસતાં હતાં. તેની મુદ્રા ઉપરથી જણાતું હતું કે તેનું સર્વાંગ વેદનાથી પિડિત હતું, તે થરથર કમ્પતી હતી.

“ અહો રાણી સરકાર ! ” મંદાકિની થોડી વાર મૌન રહ્યા પછી આગળ બોલવા લાગી: “ એક દિવસે આપે પેલી સુર્પણખાંના હાથમાં એક શીશી આપી હતી અને તેને કાંઇક ઇશારત કરી તી,

એ મેં જોયું હતું. પરંતુ એ વખતે એમ કરવામાં આપનો હેતુ શો છે તે હું સમજી શકી ન હતી. બીજે દિવસે સ્હવારે જ્યારે ચિત્રાંગદાનું શબ પથારીમાં પડેલું લોકોના જોવામાં આવ્યું, તે વખતે હું આપના તરફ સંશયદૃષ્ટિથી જોવા લાગી, એ આપના પણ ધ્યાનમાં આવ્યું જ હતું. ચિત્રાંગદાની માફક મારો પણ નાશ થશે એવો ભય લાગવાથી હું શ્રીનગર ન્હાસી ગઈ. એ વખતે મને એવી તો શંકા પણ આવી ન હતી કે આપના ઘાતકીપણાનો પલ્લો એટલે દૂર સુધી પહોંચશે. રાજકર્ત્તાઓનો વિશ્વાસ ન કરવો એવું શાસ્ત્રમાં કહેલું છે. તે શાસ્ત્રવચનનું ઉલ્લંઘન કરવાનું ફળ મને મળ્યું. આપના ઘાતકીપણાએ શ્રીનગરમાં પણ મને છોડી નહિ અને બે દાયકાથી વધારે સમય ત્યાં મને જીવન્ત સમાધી આપી !"

રાણી કાલાવાલા કરતી બોલી: "બાઇ ! હવે બસ કર, હવે તારૂં આ ભાષણ સાંભળવાની મારામાં તાકાત નથી. તારે શું જોઇએ છે ? તારી શી ઇચ્છા છે ? બોલ, બોલ જલ્દી ! તારે પોતાને અનેક માગણી કરવાની હશે; પણ અત્યારે કોઇ બીજાએ તને પોતાના હાથમાં રાખી છે એ હું સમજી ગઇ છું. એ બીજાના મનમાં શું છે, તેની શી ઇચ્છા છે તે પણ મને જણાવ !"

મંદાકિનીએ કહ્યું: "અહો રાણી સરકાર ! હું હમણાંજ જે ગૃહસ્થોનાં નામ આપની પાસે લેનાર છું તેમાં આપમતલબી કિંવા મહત્ત્વાકાંક્ષાવાળો એક પણ ગૃહસ્થ આપના જોવામાં આવશે નહિ. અહો રાણીશ્રી ! મારી પાછળ મારા સહાયક અનેક છે; અને તે સર્વ અત્યંત ઉદાર સ્વભાવના છે. તેમને જે વાત સિદ્ધ કરવાની છે તે તેમના પોતાના લાભની નહિ પણ ગાદીના હિતની છે. તમે અત્યારસુધી તમારી ઇચ્છા પ્રમાણે વર્ત્તીને જે કાંઇ અન્યાય

કરેલો છે અને તમારા નામને કલંક લગાડેલું છે, તે ધોઇ નાખવું એટલોજ તેમનો વિચાર છે. ”

આ વખતે રાણીની જે અવસ્થા થઇ હતી તેનું વર્ણન કરવાનું કામ અમારી શક્તિમર્યાદા બહારનું છે. જે રાણીની સામે કોઇ સ્હેજ મોટેથી ઉચ્ચાર કરે તો તે પણ સહન થઇ શકતું નહિ, તે રાણી–અભિમાની રાણી અત્યારે આ એક સામાન્ય સ્ત્રીની સમક્ષ દુર્બળ બની ગઇ હતી. રાણીની આ સ્થિતિ કરનારૂં જે કાંઇ રહસ્ય મંદાકિનીના જાણવામાં હશે તે અત્યંત મહત્ત્વનું હોવું જોઇએ. મનુષ્ય જેટલો ઉંચો ચડે છે તેટલીજ તેને પડવાની ભીતિ અધિક રહે છે, અને તે જેટલે ઉંચેથી પડે છે તેટલી વધારે યાતના તેને થાય છે. સૃષ્ટિનો એ અબાધિત નિયમજ છે !

રાણી બોલી: “ મંદાકિની ! કહે, તારે શું જોઇએ છે ! તને અને તારા સહાયકોને હું શું આપું તો તમે પ્રસન્ન થાઓ–તમે મારા-પર દયા કરો ? ”

મંદાકિનીએ કહ્યું: “ પહેલી વાત તો એ કે પેલા સત્યવર્માને બંધીખાનામાંથી મુક્ત કરીને તેને ક્ષમા કરો; અને તેની જપ્ત કરેલી જાગીર તેને પાછી આપો. ”

“ વાહ, બહુ સારૂં ! એટલે પછી તે છૂટો થાય કે, ‘મને શા માટે અપરાધી ઠરાવવામાં આવ્યો હતો,’ એવો પ્રશ્ન કરવા લાગે; અને હું જૂલ્મી તથા આપમતલબી છું એવું લોકોમાં જાહેર કરે ! ” રાણી બોલી.

“ રાણી સાહેબ ! હું તમને ખાત્રી આપું છું કે તે એવું કશું પણ કરનાર નથી.” મંદાકિનીએ જણાવ્યું: “ મારે ને આપને વાત-ચીત થાય છે ત્યાંસુધી તમે મારી માંગણી મૂગાંમૂગાં કબૂલ કરો, તેમાં

જ તમારી પ્રતિષ્ઠા છે. તમારી વિરૂદ્ધ એક મોટા વ્યૂહ રચાયો છે, એ તમે જાણી શકયાં હશો જ. અમારો સર્વનો એવો વિચાર છે કે બને ત્યાંસુધી તમાપરી આબરૂને હાની પહોંચવી જોઇએ નહિ. માત્ર તમારૂં મન જ તમને ડંખ્યા કરે, એ શિક્ષા તમને પૂરતી છે."

આ બધી વાત પોતે સ્વપ્નમાં તો સાંભળતી નથી, એવો રાણીને ભ્રમ થયો; અને તેણે પોતાનાં નેત્રાપર હાથ ફેરવ્યા. અરેરે! આ કેવી શોચનીય સ્થિતિ ? જેના એક શબ્દ માત્રથી મોટા મોટા પ્રતાપી પુરુષો પણ કમ્પી રહેતા, તે અત્યારે એક સાધારણ સ્ત્રીની સામે બકરીના જેવી નરમ બની ગઈ છે !!

મંદાકિનીએ કહ્યું: " રાણીજી ! તમે સત્યવર્માને વિના કારણે ત્રાસ આપેલો હોવાથી તે તમારી સામે થાય એવી શંકા સહજ જ તમને આવે ખરી; પણ સત્યવર્મા ખરો વીર છે, ઉદાર છે, તે તમારી સામે થનાર નથી. વારૂ, યદાકદાચિત્ તે વિરૂદ્ધ પડવાને તૈયાર થાય, તો પણ જેના એક શબ્દ માત્રથી તે શાંત બની જાય એવો એક મનુષ્ય પણ અમારા સંગ્રહમાં છે.

" વારૂ, એ હું સમજી. સત્યવર્માને ક્ષમા કરવી એ તારી એક માગણી ! પછી બીજી માગણી શી છે ? " રાણીએ પ્રશ્ન કર્યો.

" તે જ પ્રમાણે તેના ભાઇઓના સંબંધમાં આપે જે અન્યાય કર્યો છે, એ ભૂલ પણ સુધારો. " મંદાકિનીએ વિશેષ માગણી રજુ કરી: " અથવા આપને પસંદ પડે એવા શબ્દોમાં કહું તો તેમના ઉપર દયા કરો ! તેમણે અત્યાર પહેલાં શો અન્યાય કર્યો હતો એ તો માત્ર આપના એકલાના જ જાણુવામાં હશે; પણ હવે પછીથી તેઓ આપની ગાદીને એકનિષ્ટ રહેશે એવી ખાત્રી હું આપું છું. આપને યોગ્ય લાગે તો આપ એવું જાહેર કરજો કે તેમના સંબંધમાં

લોકોએ ખોટી હકીકત આપના કાનપર લાવવાથી અગાઉ આપે તેમને શિક્ષા કરી હતી; પણ અત્યારે તેઓ પક્કા રાજનિષ્ટ હોવાની આપની ખાત્રી થવાથી આપે તેમને કરેલી શિક્ષા રદ કરી છે !"

"બસબસ !" રાણી બોલીઃ " એ ત્રણે બંધુને ક્યા કારણથી મેં દોષિત ગણ્યા હતા એ સર્વ તારા જાણવામાં હોવા છતાંયે જો તારો આગ્રહ જ હશે તો હું તમને દોષમુક્ત જાહેર કરીશ; પણ હવે વળી બીજી કશી માગણી તારે કરવાની છે ખરી ? "

" હા, છે. પેલા તરૂણ કામસેનને જે અન્યાય થયો છે તે દૂર કરો. તથાપિ જો તમે તેના ઉપર દયા કરો છો એમ જાહેર કરવાનો તમારો ઇરાદો હોય તો પણ કશી હરકત નથી. " મંદાકિનીએ જણાવ્યું.

રાણી બોલીઃ " એ તો ચોક્કસ રાજ્યદ્રોહી છે. તે ન્હાનો હતો ત્યારે મારી તેના ઉપર અત્યંત મમતા હતી."

મંદાકિનીએ કહ્યું: " અનંગપુરમાં એકઠા થયેલા કાવતરાખોરોમાં તેની હાજરી હોવાને કારણે આપ તેને રાજ્યદ્રોહી માનો છો; પરંતુ એ બાબતમાં તેનું જે કહેવું હોય તે એક વાર સાંભળીને પછી આપ તેનો ન્યાય કરો. તેનો કાકો તેને આગ્રહ કરીને તથા ધમકી આપીને ત્યાં લઇ ગયો હતો. બીજા બંડખોરોની સાથે તે સામેલ હતો એ વાત ખરી, પરંતુ તેનો કશો ઉપાય ન ચાલવાથી તે ત્યાં ગયો હતો. બાકી રાજ્યદ્રોહ કરનારૂં કિંવા આપની ગાદીને હરકત પહોંચાડનારૂં એક પણ કાર્ય અત્યારસુધીમાં તેના હાથે થયું નથી એ વાતની હું આપને ખાત્રી આપું છું."

" એ ગમે તે હોય, પણ અત્યારે મારી મુંડી તારા પગ નીચે છે; એટલે તું જે કહે તે કબૂલ કર્યા સિવાય મારો છૂટકો નથી." રાણી કંટાળા

ભર્યા સ્વરે બોલીઃ " હવે આપણી આ મુલાકાતનો અંત બને તેટલો જલ્દીથી આવે તો સારૂં. તારી ચોથી માગણી શી છે ? "

" પેલી બિચારી રેણુકાબાઇને એકદમ છોડી મૂકવાનો હુકમ કરો. કારણ કે તેને આપે વિશ્વાસ આપીને ફસાવી છે. " મંદાકિનીએ કહ્યું.

" વાહ, બહુ સારૂ ! એટલે પછી તે આખી દુનિયામાં મારો ફજેતો કરે ! " રાણી બોલી.

મંદાકિની ભારપૂર્વક બોલીઃ " અહો વિલાસપુરનાં રાણીસાહેબ ! આપ જરી આપના મન સાથેજ વિચાર કરો–જે સ્ત્રીએ આજ બાવીશ–ત્રેવીશ વર્ષ સુધી આપની ગુહ્ય વાર્તાના સંબંધમાં એક શબ્દ સરખો કાઢયો નથી, તે સ્ત્રી હવે આપનો ફજેતો કરશે એવી કલ્પના પણ આપ શા માટે કરો છો ? અને એમ માનો કે તેણે કદાચ આપની આબરૂને ખલેલ પહોંચે તેવી હકીકત જાહેર કરી, તો પણ તેમાં દોષ કોનો ? "

રાણી કેટલોક સમય સ્તબ્ધ રહી. તેને વિચાર કરતા મંદાકિનીનું કહેવું સાચું લાગ્યું. પછી તે બોલીઃ " ઠીક છે, હવે તારે બીજું કાંઇ કહેવું છે ? "

" હા, હવે એક વાત મારે કહેવાની છે. જે શરતથી મારી મુક્તતા કરવામાં આવી હતી તે શરત પણ આપે પૂરી કરવી પડશે. "

" એ શી શરત ? " રાણીએ સવાલ કર્યો.

" રાણી સાહેબ ! શ્રીનગરના અમાત્ય જ્ઞાનશર્માએ મારી મુક્તતા કરી છે તે કાંઇ કામસેનની વગથી અથવા તો મારા ઉપર દયા લાવીને નહિ. તેને જે એક રાજકારણ સિદ્ધ કરવાનું છે તે પૂર્ણ કરવાનું મારી પાસેથી વચન લીધું છે, અને મેં પણ એ વચન તેને આપ્યું

ત્યારેજ હું મુક્ત થઇ છું." મંદાકિનીએ ખુલાસો કર્યો.

"ચાંડાલિની! એ તેં કેવું વચન આપ્યું?" રાણી ગુસ્સાપૂર્વક બોલી: "તારી મુક્તતાને માટે શું તું વિલાસપુરની ગાદીની આબરૂ ગૂમાવવાને તૈયાર થઇ છે?"

મંદાકિની પુનઃ તિરસ્કારથી અને ઉદ્ધતપણે બોલી: "અહો રાણી સરકાર! આપના રાજ્યના પ્રમુખ મંત્રીઓને રાજ્યકારભાર કેવી રીતે ચલાવવો તેનું ઉત્કૃષ્ટ જ્ઞાન છે. શ્રીનગર બીજા રાજ્ય સાથે તહ કરે એ વાત તેમને ઇષ્ટ લાગે છે; એવું અમાત્ય જ્ઞાનશર્મા પાસેથી મારા જાણવામાં આવ્યું છે. એટલે આ તહથી વિલાસપુરની ગાદીની આબરૂને કશી હાની પહોંચતી નથી; પણ એક હઠીલી અને દુરાગ્રહી રાણીની મરજી વિરૂદ્ધનું કામ થાય છે એટલુંજ માત્ર!"

એ ભાષણ સાંભળીને રાણી એકદમ ચિડાઇ ગઇ અને પોતાના સ્વાભાવિક કડક સ્વરે બોલી: "માથા ફરેલ સ્ત્રી! તારૂં મ્હોં બંધ કર! તારી જીભ ઘણી આગળ વધી જાય છે. મેં તારી આગલી બધી માગણીઓ કબૂલ કરી હોત; પણ તું હવે વધારે ને વધારે બોલતી જાય છે. હવે મને તું ચિડવે છે. અત્યારસુધી હું મૌન રહી હતી, પણ હવે હું શાંત રહેનાર નથી. ચાલ, મારા ચરણમાં પડીને મારી માફી માગ, અને હું ભુલી એમ કહે!"

તેના કરતાંયે જરીક વધારે મોટા સ્વરે મંદાકિનીએ કહ્યું: "રાણી સરકાર! આમ ચિડાવાથી કાંઇ આપનો લાભ થનાર નથી. માત્ર મારા એક શબ્દથી શો અનર્થ થશે તેનો વિચાર કરો. ચિત્રાંગદાના પુત્રનો વિચાર કરો. પોતાની માતાના ખૂનનો ઇન્સાફ તે માગશે તો તેને શો જવાબ આપશો?"

પુનઃ રાણી ઠંડી પડી ગઇ, તેનું મુખ કાળું શાહી બની ગયું, અને તે થરથર કમ્પવા લાગી.

તે ઘોઘરા સ્વરે બોલી: " તેં મારા અંતઃકરણમાં આગ સળગાવી મૂકી છે; તેમાં હવે તેલ રેડ ! વારૂ, હવે તારે બીજું કાંઇ કહેવાનું રહી જાય છે ?"

"હા, જયચંદ્રે ચંદ્રશેખરની પુત્રી સ્નેહલતા સાથે લગ્ન કર્યું છે તે આપને પસંદ છે એવું આપે જાહેર કરવું પડશે." મંદાકિનીએ કહ્યું.

"કબૂલ ! બીજું કાંઇ ?" રાણી બોલી.

"અને જેણે આપણી આજની મુલાકાતનો પ્રસંગ લાવી આપ્યો છે તેના ઉપર આપે ગુસ્સે થવું નહિ."

રાણી પુનઃ દાંત વડે હોઠ ચાવતી બોલી: "મારો દ્વેષ કરનાર જયચંદ્રને મેં પુનઃ મારો ખાનગી કારભારી નિમ્યો છે તેનું અને તેના મિત્ર પેલા હરામખોર ચંદ્રરાયનું આ બધું કારસ્થાન હોય એમ લાગે છે. શું એ બન્ને જણાને તેમની જગ્યા ઉપર કાયમ રાખવા ?"

મંદાકિની ગંભીરપણે બોલી: "રાણી સરકાર ! જો કે આ બન્ને મહાપુરુષોને આપની વ્યક્તિ વિરૂદ્ધ આ કાર્ય કરવાની ફરજ પડી છે ખરી; પરંતુ એથી આપના રાજ્યનું તો હિતજ છે, એ વાત આપના ધ્યાનમાં આવ્યા સિવાય નહિ રહે. તેમને બીજો કશો માર્ગ ન હોવાને લીધેજ આ કારસ્થાન કરવાની ફરજ પડી છે. તેમના જેવા ચતુર અને રાજકાર્યદક્ષ આપની પાસે છે ત્યાં સુધી આપના રાજ્યને તથા આપને કશો પણ વાંધો આવનાર નથી, એ ચોક્કસ માનજો."

પુનઃ ચાર પાંચ પળ વિચાર કરીને રાણીએ એકદમ પૂછ્યું: "હવે બીજું કાંઇ તારે માગવાનું છે ? અત્યાર સુધી તો તેં બીજા-

એ માટે માગણી કરી, પણ હવે તારા પોતાને માટે તારે શું જો-
છે ? ”

મંદાકિની કિંચિત સ્મિત કરતી બોલી: “ સરકાર ! મારે પોતાને માટે તો કશું પણ માગવાનું નથી. મારે નથી છૈયું, નથી છોકરૂં ! આપની કૃપાથી આજ સુધી મેં પુષ્કળ સુખ ભોગવ્યું છે. હવે મને સુખની બિલકુલ ઇચ્છા નથી. રહેવાને માટે એક ચાર હાથ ચોરસ ઓરડી અને ખાવાને માટે પેટ પુરતું અનાજ મળે એટલે બસ; અને એટલું મારા માટે મેળવી આપવાનું મારા દિયરમાં સામર્થ્ય છે. ”

“ વારૂ, જો હું તારી તમામ ઇચ્છા પૂર્ણ કરૂં તો ? ” રાણીએ પૂછ્યું.

“ તો પછી હું આ તમામ વાત ભૂલી જઇશ અને અત્યાર-સુધીમાં બનેલી ઘટનાના સંબંધમાં મારા મુખમાંથી એક શબ્દ સરખો પણ નિકળશે નહિ. ” મંદાકિનીએ જવાબ આપ્યો.

રાણી પોતાના અધરોષ્ટ જોરથી ચાવતી બોલી: “ આ બધી વાત જો હું કબૂલ કરૂં—પેલા તહને જો હું સંમતી આપું તો લોકોને એમ લાગશે કે મારી સંમતીને તથા તારી મુક્તતાને નિકટનો સંબંધ છે. ”

મંદાકિનીએ કહ્યું: “ એમ કોને લાગશે ? અમાત્ય જ્ઞાનશર્મા અને કામસેન વચ્ચે એવું નક્કી થયું છે કે હું શ્રીનગરની તુરંગમાંથી ન્હાસી ગઇ છું એવું પ્રસિદ્ધ કરવું. માત્ર એક આપનેજ ખરી હકી-કત જણાવવી. ”

“ એટલે માત્ર મને એકનેજ ત્રાસ આપવો ! ” રાણી બોલી.

મંદાકિનીએ રાણીના પ્રસ્તુત કથનનો તાત્કાલિક ઉત્તર આપ્યો નહિ. થોડીવારે તે બોલી: “ રાણી સરકાર ! હું ઇશ્વરશાક્ષીથી કહું

છું કે આપને વાજબી કરતાં વધારે ત્રાસ આપવાની અમારી ઇચ્છા બિલકુલ નથી. અમારી એમ હું કહું છું.--પણ જો મારા સંબંધમાં પૂછો તો આપને હું ગમે તેટલા શબ્દો કહું તો પણ મારા દુઃખનો બદલો મળી ચૂક્યો છે એમ તો મને કદી પણ લાગવાનું નથી. માત્ર કામસેન અને જયચંદ્રની વિનતિ ઉપરથી મેં તેમને વચન આપ્યું છે કે મારી પ્રસ્તુત માગણીઓ આપ કબૂલ કરો એટલે પછી હું આપને એક પણ શબ્દ વધારે ઓછો કહેવાની નથી. "

"તારા જેવી ખુનસવાળી સ્ત્રી પોતાનું વચન પાળશેજ, એમ મારે કેવી રીતે સમજવું?" રાણીએ કહ્યું.

મંદાકિનીએ કિંચિત્ કઠોરતાપૂર્વક ઉત્તર આપ્યો: "આપે મારી માગણીઓ કબૂલ કરી છે, એટલે અત્યારથીજ મારે મારૂં વચન પાળવું જોઈએ; નહિ તો ખુનસવાળી કોણ અને ખૂની કોણ એ હું બરોબર—હવે એ વાત જવા ઘો! સરકાર! હવે પછીથી હું મારૂં તમામ આયુષ્ય ઇશ્વર ભક્તિમાંજ ગાળવાની ઇચ્છા રાખું છું. મને રાજ કુટુંબની ખટપટો અને લૂચ્ચાઇનો કંટાળો આવી ગયો છે. વારૂ, હવે હું રજા લઉં છું."

"રહે, રહે!" રાણી ત્વરાથી બોલી: "પણ તું પેલીના સંબંધમાં–હું કોના વિષે કહું છું એ તો તું સમજી ગઇ હશેજ—તેના સંબંધમાં તો તું કાંઇ પણ બોલીજ નહિ!"

"તેના સંબંધમાં આપને જે કાંઇ વિચાર કરવો હોય તે આપજ કરી લેજો. તેને જે કાંઇ કહેવું હોય તે આપ પોતેજ—"

"શું કહે છે? તેને હજુ આ સંબંધમાં એક અક્ષર પણ જણાવવામાં નથી આવ્યો?"

"સરકાર!" મંદાકિની બોલી: "ઘણું કરીને તો તે બધું સમજી ગઇ હોવી જોઇએ. પરંતુ અમોએ હજુ શબ્દો વડે તેના

મનની ખાત્રી કરી નથી. અમે અમારા તરફથી તો તેના સંબંધમાં ખબરદારી રાખી છે; બાકી હવે તેને જે કાંઇ કહેવાનું હોય તે આપ ખુદ આપના સ્વમુખેજ કહેજો. ”

રાણી શરમાઇને બોલીઃ “હું મારા મ્હોંએથી તો મરી જઇશ તો પણ એ વાત તેને કહીશ નહિ-પણ-પણ-એ બધી હકીકત તેણે જાણવી તો જોઇએજ-નહિતર—”

મંદાકિની બોલીઃ “ નહિતર વળી શું ? જો એ હકીકત તેનાથી છૂપાવવામાં આવે તો એ મોટી ભૂલ ગણાય. તેને માટે આપ જે ચિંતા કરતાં હતાં એ તેના કાનપર જવુંજ જોઇએ. કારણ કે તેનો જેના ઉપર પ્રેમ જડેલો છે તે વ્યર્થ છે, એટલુંજ નહિ પણ અન્ય સ્થળે છે-જે સ્થળે ન જોઇએ તે સ્થળે જડાયેલો છે, એ તેને—”

“ હે પ્રભુ ! ” રાણીના મુખમાંથી ઉદ્દગાર સરી પડયો. તે આગળ બોલી; “ હા, હા ! બધી હકીકત તેણે જાણવીજ જોઇએ. એ-રેણુકાબાઇ ચતુર છે. તેનાજ મુખે એ હકીકત પેલીના જાણવામાં આવે તેમ કરો. ”

“ ભલે, આપની ઇચ્છા પ્રમાણે બનશે. વારૂ, પણ તેના કલ્યાણની તમામ જવાબદારી આપના ઉપર છે. તો હવે આપ તેની મુલાકાત કયારે લેશો ? ”

“ આજે બરોબર એક પ્રહર રાત્રી જાય તે વખતે તેને રાજમહેલમાં લાવજો. ” રાણીએ સૂચવ્યું.

“ વારૂ. ” એમ કહીને શિષ્ટાચાર મુજબ રાણીને નમન વગેરે કશું પણ નહિ કરતાં મંદાકિની ત્યાંથી ચાલી ગઇ.



# પ્રકરણ ૩૭ મું.

## ચંદ્રરાય.

મંદાકિની ચાલી ગયા પછી રાણી કેટલોક સમય સ્વસ્થ બેસી રહી. આ વેળાએ જે પ્રસંગ બની આવ્યો હતો તે તેના આખા જીવનમાં સર્વથી અધિક વિલક્ષણ હતો. જો કે જે બધું બન્યું હતું તે તેની ઇચ્છા વિરૂદ્ધ હતું ખરૂં; તો પણ એથી કરીને તેના મન ઉપરનો એક મોટો બોજો ઓછો થયો હતો. જે પ્રમાણે કુશળ સેનાનાયક પરાભવ પામવા છતાંયે પોતાનું સર્વ સૈન્ય પુનઃ એકત્ર કરે છે અને તેની બરોબર વ્યવસ્થા કરે છે; તે પ્રમાણે રાણીએ પોતાના મનનાં ઘોળાતા વિચારો મોટા ધૈર્યપૂર્વક વ્યવસ્થિત કરીને પોતાના મનને બની શક્યું તેટલું સ્વસ્થ બનાવ્યું. પછી તેણે એક સેવકને હાકલ મારીને રાજવૈદ્યને બોલાવી લાવવાનો હુકમ કર્યો.

થોડી વારમાં રાજવૈદ્ય ત્યાં આવ્યો. તે વેળાએ રાણીની મુદ્રા દુઃખી દેખાતી હતી અને તે કશાક વિચારમાં ગુંથાઇ ગયેલી લાગતી હતી. રાજવૈદે એવી કલ્પના કરી કે મંદાકિની બાઇએ અત્યારસુધી જે લાંબી હકીકત જણાવી હશે તે દુઃખમય હોવાને લીધે એ સાંભળીને રાણીને ખેદ થયો હશે.

રાજવૈદ્યને પોતાની પાસે બોલાવી રાણી તેને કહેવા લાગી: " અહો વૈદ્યરાજ ! મારી મૈત્રિણી મંદાકિનીએ લગભગ વીશ વર્ષ પર્યંત બંધીખાનાનું જે દુઃખ વેઠયું હતું તે સાંભળીને મારો આત્મા

ઘણોજ વ્યાકુળ બન્યો છે. મારૂં અંતઃકરણ અત્યારે દયાથી ભરાઈ ગયું છે."

"આપની મૈત્રિણીની દુઃખમય સ્થિતિ જાણીને આપને ખેદ થાય તે બિલકુલ સાહજિક છે." રાજવૈદ્યે અનુમોદન આપ્યું.

"એવી દુઃખમય સ્થિતિમાંથી તે ન્હાસી આવી તે માટે ઇશ્વરનો આભાર માનવો જોઇએ. અત્યારે આપણા રાજ્યમાં જે કારસ્થાનો ઉદ્દ્ભવેલાં છે તેને લીધે હાલ તુરત મારાથી જાહેર રીતે શ્રીનગરની સાથે વૈર બાંધી શકાય તેમ નથી. નહિ તો મારી પ્રજાને આમ નાહક ત્રાસ આપવાનું કેવું પરિણામ આવે છે એ હું તેને બરોબર બતાવી આપત."

"શ્રીનગરાધીપે તેને અન્યાય પૂર્વક તુરંગમાં રાખીને મોટો અપરાધ કર્યો છે, એમાં તો શંકા નથીજ." રાજવૈદ્ય ટાપશી પૂરી.

રાણી બોલીઃ "આજ નહિ તો કાલે–ગમે ત્યારે પણ આ અપરાધ માટે હું તેને શાસન કર્યા સિવાય તો રહેનાર નથી જ. અરેરે ! ગરીબ બિચારી મંદાકિની ! ત્યાં કેદખાનામાં તેના જે હાલહવાલ થયા હતા એ હકીકત મેં સાંભળી છે ત્યારથી મારૂં અંતઃકરણ દયાથી ભરાઇ ગયું છે. એકાદા મનુષ્યનું સ્વાતંત્ર્ય લઇ લેવું તેના કરતાં મોટો અન્યાય બીજો શો હોય ? અને એવો અન્યાય અમારે હાથે ન થાય એવી અમ–રાજકર્ત્તાઓએ તો અવશ્ય ખબરદારી રાખવીજ જોઇએ. હા હા, આ વાત મનમાં આવતાં મને એક સ્ત્રીનું સ્મરણ થાય છે. નહિ, પેલી ગાંડી–એનું નામ શું વારૂ ?"

"કોણ રેણુકાબાઇ ?" રાજવૈદ્ય રાણીના અંતરાત્માને જાણી લઇને નામ આપ્યું.

રાણીએ કહ્યુંઃ " મેં તો તેને લક્ષ્મીધનના કલ્યાણને અર્થે દવાશાળામાં રાખી હતી. પણ હવે મને એમ લાગે છે કે તે પોતાના માણસોમા જ જઇને પડે તો સારૂં. ત્યાં પછી તેનું જે થવાનું હોય તે થાય. આવતી કાલે તેનો ભાઇ તેને મળવાને માટે દવાશાળામાં આવે, એ વખતે જો તે બાઇને ગાંડપણની લહર આવે અને તેના મુખમાંથી કાંઇ ભળતું સળતું નિકળી જાય તો તેનો અપયશ મારે માથે આવે. એના કરતાં તો તેને તેના માણસોમાં જ પહોંચાડી દેવી તે વધારે ઠીક. કેમ, તમારો અભિપ્રાય શો છે ? "

રાજવૈદ્યના સ્વભાવથી વાચકો કાંઈ અણમાહિતગાર નથી. રાણીની હાએ હા કરવી એ તેનો ખાસ સિદ્ધાંત હતો. એટલે તેણે કશો પણ તર્ક–વિતર્ક કર્યા સિવાય જણાવ્યું: " હાજી, આપનો વિચાર સર્વથા યોગ્ય અને ઉત્તમ છે."

એ સાંભળીને રાણીએ ગાંભિર્યપૂર્વક ફરમાવ્યું: " જો તમારો અભિપ્રાય પણ મને મળતોજ હોય, તો પછી તેને દવાશાળામાં વધારે વખત રાખવામાં શો અર્થ ? તેને જલ્દીથી મુક્ત કરી દેવી તેજ ઉત્તમ ! "

" જેવી આજ્ઞા, હું હમણાંજ જઇને તેને મુક્ત કરી, તેના મકાનપર પહોંચડાવી દઉં છું. " રાજવૈદ્ય બોલ્યો.

" હા, તેને સારા વાહનમાં બેસારીને વસંત–મંદિરે પહોંચતી કરી દેજો. " રાણીએ સૂચના કરી.

રાજવૈદ્ય નમન કરીને જવા લાગ્યો. તે થોડાંક પગલાં ચાલ્યો હશે તે વારે તેને પુનઃ બોલાવીને જતાં જતાં ચંદ્રરાયને અત્ર મોકલતા જવાની રાણીએ સૂચના કરી.

રાજવૈદ્યે પુનઃ પ્રણામ કર્યા અને તે તંબુની બહાર નિકળ્યો.

બહાર થોડાક અંતરપર ચંદ્રરાય કોઇ ગૃહસ્થની સાથે વાત કરતો બેઠો હતો. રાજવૈદ્યે ચંદ્રરાયને રાણીનો સંદેશો કહ્યો. રાણી પોતાને શા માટે બોલાવે છે તે સમજવામાં ચંદ્રરાયને વાર લાગી નહિ. કેમકે મંદાકિનીએ જતી વેળાએ રાણીએ સઘળી માગણી કબૂલ કર્યાનું અમાત્યને જણાવ્યું હતું. ચંદ્રરાય રાણીના તંબુમાં ગયો. તે વખતે રાણી અત્યંત ગંભીર મુદ્રા ધારણ કરીને એક આસનપર સ્હેજ આડે પડખે પડેલી તેના જોવામાં આવી.

ચંદ્રરાય આવીને નમન કરી, સ્વસ્થપણે રાણીની સામે ઊભો રહ્યો. થોડીક પળ બન્ને જણાં મૌન રહ્યાં. રાણીએ ચંદ્રરાયને બોલાવ્યો હતો. એટલે "શી આજ્ઞા છે, રાણી સરકાર!" એમ ચંદ્રરાયે કહેવું જોઇતું હતું. પરંતુ ચંદ્રરાય મુત્સદી તથા પહોંચેલ હતો. અત્યારે પ્રથમ પોતે બોલવા કરતાં રાણીને બોલવા દેવી એવો નિશ્ચય કરીને તેણે મૌન્ય ધારણ કર્યું હતું.

છેવટે રાણીએ જ પ્રથમ ભાષણનો પ્રારંભ કર્યો. તે બોલી: "અહો અમાત્ય! હમણાં એક ઘટિકા દરમિયાન જે બનાવ બની ગયો છે એથી મારા મનની સ્થિતિ જરા ચમત્કારિક બની છે. કોઇ વાર એકાદ કાર્ય કરવામાં હું જરા ઉતાવળ કરી જાઉં છું ખરી; પરંતુ મારા હાથે ઉતાવળે થયેલાં કાર્યોમાંનાં ઘણાંખરાં કાર્યો ન્યાયયુક્ત હોય છે એમાંતો શંકા નથીજ. હમણાં જ્યારે રાજ્યદ્રોહના આરોપસર શિક્ષા પામેલા ગૃહસ્થોએ મારા ચરણમાં પડીને દયાની માગણી કરી છે; ત્યારે તેમના સંબંધમાં કાંઇક વિચાર કરવાની જરૂર હોય એમ મને લાગે છે. વળી તેમણે આપણા રાજ્યની પ્રતિષ્ઠાને ખાતર પોતાના જીવ પર ઉદાર બનીને પોતાનું શૌર્ય પણ દર્શાવ્યું છે."

"દેવી! આપનું કથન યથાર્થ છે." રાજકારસ્થાની પુરુષને યોગ્ય એવી આઢ્યતા પૂર્વક અમાત્ય બોલ્યો.

રાણીએ પૂછયું: " અમાત્ય! જે ત્રણ જણાને આજ સુધી હું રાજ્યદ્રોહી સમજતી હતી તેમના સંબંધમાં તમારે કશું કહેવાનું છે? હોય તો કહો, ખૂલ્લા મનપૂર્વક-કશો પણ સંકોચ રાખ્યા સિવાય બોલજો. તેમનો ન્યાય કરવાનો આજ સમય છે."

રાણીની ઇચ્છા આ ત્રણેને નિર્દોષ જાહેર કરવાની છે એમ ચંદ્રરાય ક્યારનોયે સમજી ગયો હતો. વળી રાણીના વિરૂદ્ધ રચાયેલા વ્યૂહમાં પોતે પણ સામીલ હોવાનું રાણી સમજી ગઇ છે; છતાં તે સ્પષ્ટપણે દર્શાવવા ઇચ્છતી નથી એમ સમજીને, પોતે પણ અત્યારે રાણીને તેની મરજી પ્રમાણે વર્તવા દઇને પોતાનો હેતુ સિદ્ધ કરી લેવો એવો વિચાર ચંદ્રરાયે કર્યો હતો. એટલે મોટા ગંભીરપણે, જાણે આ બધું સહજજ બન્યું છે, તેમાં કશું પણ કપટ નથી, એવી પોતાની સમજણ છે, એમ દર્શાવતો તે બોલ્યો: " દેવી! તેમના સંબંધમાં જો મારો મત પૂછતા હો તો તેઓ ખરેખર રાજનિષ્ટ છે. મારૂં માનવું એવું છે કે તેમના સંબંધમાં કોઇ ઇર્ષ્યાખોરે આપના કાનમાં વિષ રેડેલું હોવું જોઇએ."

રાણીએ પણ ચંદ્રરાયની આ ચાણાકયનીતિથી જાણે પોતાના મનમાં કશી પણ વેદના થઇ નથી એમ દર્શાવતાં કહ્યું: " જૂઓ, બીજું પણ કશું કહેવાનું હોય તો કહો. કારણ કે આ કામમાં ભવિષ્યમાં મને કોઇ પણ દોષ આપે નહિ એવી મારી ઇચ્છા છે."

" દેવી! જ્યારે આપ મારો સ્પષ્ટ મત પૂછો છો ત્યારે સત્ય ધર્મને સ્મરીને તથા રાજ્યકારભારનું જોખમ આપના જેટલુંજ મારા ઉપર છે, એ મુદ્દો ધ્યાનમાં રાખીને હું સ્પષ્ટપણે કહું છું કે સરદાર સત્યવર્મા અને તેના બન્ને બંધુઓ બિલકુલ નિરપરાધી છે. મારી ખાત્રી છે કે તેમનાં મનમાં રાજ્યદ્રોહની કલ્પના પણ થઇ હશે નહિ."

રાણી બોલી: " જોજો, બરોબર વિચાર કરજો ! આજ પછીથી તેમની રાજનિષ્ઠાની જવાબદારી તમારા ઉપર છે."

" સરકાર ! એ જવાબદારી હું મોટી ખુશીથી મારા ઉપર લઉં છું." અમાત્ય ચંદ્રરાયે કહ્યું: " જો તેઓ ભવિષ્યમાં કદી પણ રાજ્યદ્રોહી ઠરે તો તેમના પહેલાં આપનો તાબેદાર સેવક ફાંસીએ લટકવાને તૈયાર છે."

" જ્યારે તમે આટલી જવાબદારી લેવાને તૈયાર છો, તો તેમના અપરાધની તેમને ક્ષમા કરી છે એવું એક ક્ષમાપત્ર તૈયાર કરો, તેમજ તેમની જે જાગીર જપ્ત કરવામાં આવી છે તેમના ઉપરની જપ્તી ઉઠાડવાનો પણ હુકમ તૈયાર કરો, અને તેના ઉપર મારી મુદ્રાછાપ થવાને માટે મોકલી આપો."

અમાત્ય ચંદ્રરાયે પૂછયું: " દેવી ! આ તો એ ત્રણ ભાઈઓના સંબંધમાં થયું; પણ સરદાર કામસેને પણ આપની પાસે દયાની માગણી કરી છે."

" એના સંબંધમાં તમારો શો મત છે ? " રાણીએ પૂછયું.

" હમણાં જે મેં આ ત્રણ ભાઈઓના સંબંધમાં કહ્યું છે, તેજ આ કામસેનના વિષયમાં પણ કહું છું. કામસેન રાજ્યદ્રોહી નથી અને હતો પણ નહિ."

" જ્યારે તમે આટલી ખાત્રી આપો છો ત્યારે હું તેના સંબંધમાં વિશેષ તપાસ કરવાની જરૂર જોતી નથી. તમારા જેવા ચતુર પ્રધાને તેના સંબંધમાં પૂર્ણ તપાસ કરી જ હશે. વળી એ તરૂણ સરદાર કામસેન પણ મોટો વીર પુરુષ છે."

ચંદ્રરાય બોલ્યો: " તેના અદ્વિતીય શૌર્યની બીજી એક વાત હમણાંજ મારા જાણવામાં આવી છે. આપણી ખાડીમાં એક ચાંચીયાનું

વહાણ બૂડવાની જે બાતમી ગઇ કાલે મેં આપને આપી હતી, તે વહાણ કેવળ એકલા કામસેને જ મોટા સાહસપૂર્વક આપણી ખાડીમાં લાવીને તોડી પાડયું હતું."

"તેના શૌર્યની બીજી કેટલીક વાતો પણ મારા કાન ઉપર આવી છે." રાણી બોલીઃ "પણ તે જુગારી અને બહારવટ્યો છે."

અમાત્યે કહ્યું: "એ તો પેલા નીચ પ્રદ્યુમ્નરાયની લૂચ્ચાઇ હતી. એક તો તેણે પોતેજ પોતાના ભાણેજ કામસેનને વિશ્વાસઘાતથી કેદ કરીને મણિપુર મોકલી આપ્યો હતો; અને બીજી તરફથી બહાર પોતાનું ખોટું ન કહેવાય તે માટે આપની પાસે દયાની માગણી કરવાને દૂત મોકલ્યો હતો! પરંતુ તેમાં એ તે દૂતદ્વારા આપનું મન કામસેનના સંબંધમાં દુષિત કરવાનોજ તેનો ઇરાદો હતો. એ દૂતનું નામ ક્ષીરસાગર હતું. તે પ્રદ્યુમ્નરાયના મકાનમાંથી ચોરી કરીને ન્હાસી ગયો છે, એવો તેના ઉપર આરોપ આવ્યો હતો; અને તેથી પ્રદ્યુમ્નરાયના દીકરા સૂર્યદત્તે તેને પકડાવી મંગાવ્યો. પરંતુ તે પોતાના પિતાનો ખાસ વિશ્વાસુ માણસ હતો એવું જાણવામાં આવવાથી સૂર્યદત્તે પાછળથી તેને છોડી મૂકયો હતો. એ ક્ષીરસાગરે જે હકીકત જણાવી હતી તેમાં પ્રદ્યુમ્નરાયે જ્યારે તેને આપની પાસે મોકલેલો તે વખતે આપને કામસેનના સંબંધમાં જે શબ્દો કહેવાની સૂચના કરી હતી એ બધું પણ અક્ષરશઃ જાહેર કર્યું હતું. એ હકીકત આજે જ સૂર્યદત્તે મને જણાવી હતી. એ ઉપરથી મારા જાણવામાં આવ્યું છે કે કામસેનના સંબંધમાં આપનું મન વિશેષ કલુષિત કરનાર તો પ્રદ્યુમ્નરાયજ છે."

"જો એમ હોય તો મારે કશું કહેવાનું નથી. તેને માટે પણ ક્ષમાપત્ર અને તેની જાગીર પરથી જપ્તી ઉઠાડવાનું આજ્ઞાપત્ર તૈયાર કરો." રાણીએ આજ્ઞા કરી.

" એક પ્રહરની અંદરજ બધાં પત્રો તૈયાર થઇને આપના હાથમાં પડશે. એ સિવાય સરકારની બીજી કાંઈ આજ્ઞા છે ? " અમાત્ય બોલ્યો.

" હા, બીજું એક મહત્ત્વનું કામ છે. " રાણી કહેવા લાગી: " ઉગ્રસેન કેટલાક રાજાઓ સાથે જે તહ કરવા માગે છે, તે તહને આપણા તરફની પૂર્ણ સંમતી છે, એ મતલબના પત્રો ઉગ્રસેને જે રાજાઓનાં નામ આપ્યાં છે તેમના પર મોકલી આપો. સ્હવારે એ વિષયમાં તમારી સાથે વાત થયા પછી મેં પુષ્કળ વિચાર કર્યો છે. એ ઉપરથી એ પ્રમાણે તહ થાય તે મને ઇષ્ટ લાગ્યું છે. વળી તમારા વૃદ્ધ પિતાની પણ જ્યારે એવીજ ઇચ્છા છે ત્યારે એ તહને મારે સંમતી આપવી તે યોગ્ય છે. તમારા પિતાનો મત પણ એવોજ છે એમ જો તમે અગાઉથી મને જણાવ્યું હોત તો એ બાબતમાં હું બિલકુલ વિરૂદ્ધ પડત નહિ. "

વાસ્તવિક રીતે જોઇએ તો આજ લગભગ બે માસથી આ તહના સંબંધમાં વાટાઘાટ થયા કરતી હતી. ચંદ્રરાયે અનેક વખત રાણીને જણાવ્યું હતું કે તેના પિતાનો તથા મંત્રીમંડળનો આ તહને અનુકુળ મત છે. છતાં પણ અત્યારે ચંદ્રરાયે જાણી જોઇનેજ રાણીની હાએ હા કરવાનો વિચાર રાખેલો હોવાથી, રાણીનું પ્રસ્તુત કથન સાંભળીને કહ્યું: " હા, સરકાર ! આપના સેવકની એ ભૂલ થઇ ખરી ! "

રાણી વૈભવયુક્ત મુદ્રાથી બોલી: " ચંદ્રરાય ! તમારા વડિલે આજ ઘણાં વર્ષો થયાં મારી એક નિષ્ટાપૂર્વક સેવા કરી છે. તેમના ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. અર્થાત્ તેમનો જે મત હોય તે યોગ્ય જ હોવો જોઇએ ! માટે આ તહના સંબંધમાં જે પત્રો તૈયાર કર-

ચાના છે, તે કામ તમારા વડિલને જ સોંપજો; અને તેમની સલાહ પ્રમાણેજ આ બાબતમાં બધું કરજો."

"આપની આજ્ઞા પ્રમાણેજ કરીશ. જેમાં આપણા રાજ્યનું હિત હશે, તેજ બાબત તે પત્રોમાં લખવામાં આવશે. ઉગ્રસેનની સાથેનો આપણો સંબંધ જળવાઇ રહે, તેમજ વિલાસપુરના રાજ- કર્ત્તાની મહત્તા પણ કાયમ રહે, તેવીજ વ્યવસ્થા કરવામાં આવશે."

"પણ, ચંદ્રરાય!" રાણી પુનઃ બોલીઃ "તમે પેલા ત્રણ ભાઇઓને ક્ષમા કરવા માટે મને આગ્રહ કર્યો; પણ તમારા મિત્રના સંબંધમાં તો કશું કહ્યું જ નહિ." સ્હેજ વિચાર કરીને તે હાસ્ય- મુદ્રાથી બોલીઃ "તમારા જીવજાન મિત્રના થએલા લગ્નની હકીકત તમારા જાણવામાં તો આવીજ હશે."

"હાજી થોડાક દિવસો પહેલાં મારા મિત્રનાં લગ્ન થયાં છે અને તેને પત્ની પણ તેની ઇચ્છા પ્રમાણેજ મળી છે." ચંદ્રરાયે જવાબ આપ્યો.

"જયચંદ્રે તેના લગ્નપ્રસંગમાં મને ન બોલાવી, એ તેણે મારો મોટો અપરાધ કર્યો છે." રાણી મ્હોંપર કિંચિત્ સ્મિતને લાવતી બોલીઃ "પરંતુ હવે તો તે અમારા દર્શન માટે તેની પત્નીને અહીં લાવે, એવી મારી આજ્ઞા છે, એમ તેને જણાવો."

ચંદ્રરાય પ્રણામ કરીને ચાલ્યો ગયો. રાણીને એકાન્ત મળી અને તેની સાથેજ તેનો ચ્હેરો બદલાયો. તેનો ચ્હેરો ક્રોધથી લાલ લાલ બની રહ્યો. તેના મસ્તક પરની રગો ફુલાઇને ઉપસેલી દેખાવા લાગી. વાસ્તવિક રીતે જોઇએ તો જ્યારથી આ વાદળનો પ્રારંભ થયો ત્યારથીજ તેના મનની ચળવિચળ થવા લાગી હતી; પરંતુ ચંદ્રરાયની સાથે બોલતાં શાંતતા ધારણ કર્યા સિવાય તેનો છૂટકો

ન હતો. અત્યારે ચંદ્રરાય પોતાની દષ્ટિથી દૂર થયો કે પુનઃ તેના મનની ગતિ અસ્થિર બની. તથાપિ તે એકદમ આત્મસંયમન કરતી બોલી: " છટ્, આવી રીતે મારા મનને ઉશ્કેરાવા દેવું ન જોઈએ. અત્યારે તેમણે મને પરાસ્ત કરી છે; તેઓ મને ત્રાસ આપવા લાગ્યા છે; પણ એ બધું સહન કર્યા સિવાય બીજો માર્ગજ નથી. માટે હાલ તો પૂર્વની માફક હસતું મુખ રાખીને બેસવું એજ યોગ્ય છે. "

થોડી વારમાં જ ચંદ્રરાય પુનઃ અંદર આવ્યો, અને તેણે જયચંદ્ર પોતાની પત્નીસહ રાણીના દર્શને આવવાની વરધી આપી. જયચંદ્રે પોતાના શરીરપર તો બખતર ધારણ કરેલું હતું; પરંતુ મસ્તક પરથી શિરસ્ત્રાણ કાઢીને તેને બદલે મૂલ્યવાન મંદિલ બાંધ્યું હતું. સ્નેહલતાએ પણ અત્યારે ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરેલાં હોવાથી તે અગાઉ—બંધીખાનામાં હતી એ કરતાં વધારે સ્વરૂપવાન દેખાતી હતી. તેણે અંદર દાખલ થતાંજ એકદમ આગળ આવીને ઈન્દિરાવતીને નમન કર્યું; અને પછી તે નીચું મુખ રાખી પોતાના પતિની પડખે ઊભી રહી.

રાણીએ પણ સૌમ્ય મુદ્રાથી તેને આશીર્વાદ આપ્યો; અને સૌમ્ય શબ્દોથી તેનું તથા જયચંદ્રનું અભિનંદન કર્યું. વાચકવૃન્દ ! અત્યાર સુધીમાં તમે રાણીનું જે ચરિત્ર વાંચ્યું તે ઉપરથી તેના સ્વભાવની કલ્પના કરી શક્યા હશોજ. સ્નેહલતાનું સૌંદર્ય નિહાળીને રાણીના મનમાં મત્સર ઉત્પન્ન થવાથી જયચંદ્ર ઉપર તેનો પ્રેમ જડેલો જોતાં રાણી તેનો દ્વેષ કરવા લાગી હતી. એક દિવસે આ બે જણાં–જયચંદ્ર અને સ્નેહલતા રાજમહેલના ઉપવનમાં હાસ્યવિનોદ કરતાં હતાં, તે બનાવ રાણીની દષ્ટિએ પડયો. રાણીથી

એ સહન થઇ શકયું નહિ. એટલે તેણે સ્નેહલતાને કેદ કરીને રત્ન-મંદિર જેવા એકાન્ત સ્થળમાં રાખી હતી.

રાણી બોલી: " સરદાર જયચંદ્ર ! આજનો દિવસ અતિ આનંદનો છે. એટલે આપણે સર્વેએ પરસ્પરના સંબંધમાં પોતપોતાની પ્રેમબુદ્ધિ વિશેષ જાગૃત કરીને, આપણા પૂર્વના સંબંધને અધિક દૃઢ બનાવવો જોઇએ. મારૂં મન આજે પ્રસન્ન બનેલું હોવાથી, ગઇગુજરી વાતોને ભૂલી જઇ, મેં આજે અનેક અપરાધીઓને ક્ષમા આપી છે. ચંદ્રરાય પણ એ વાત જાણે છે. એટલા માટે હું કહું છું કે જો કોઇના હસ્તે એકાદો દોષ થયો હોય તો તે હવેથી વિસરી જવો જોઇએ. "

" દેવી ! આજે આપનું મન આટલું બધું પ્રસન્ન બનેલું જોઇને મને પણ અત્યંત આનંદ થાય છે અને હું મને પોતાને ધન્ય સમજું છું. તેજ પ્રમાણે આપના આ ઉદ્‌ગાર શ્રવણ કરીને મારી પત્નીના મનનું પણ સમાધાન થયું છે એમ હું ખાત્રીપૂર્વક આપને જણાવું છું. " જયચંદ્રે કહ્યું.

સ્નેહલતા સ્મિતપૂર્વક બોલી: " દેવી ! હવે મારે તો કશું વિશેષ કહેવાનું રહ્યુંજ નહિ. જે કાંઇ હું બોલવાની હતી, તે એમના મુખેજ સરકારના જાણવામાં આવી ચૂકયું છે ! "

પ્રિય વાચક ! આ ભાષણપ્રસંગમાં રાણીએ અસ્પષ્ટ શબ્દોમાં સ્નેહલતાની ક્ષમા માગી; અને સ્નેહલતાએ તેને ક્ષમાદાન કર્યું હતું, એ તારા લક્ષમાં આવી ચૂકયું હશેજ.

ત્યારપછી રાણી બોલી: " જયચંદ્ર ! હું પુનઃ જણાવું છું કે આજે તમને આ દ્વંદ્વયુદ્ધમાં મળેલા જયથી મને અત્યંત આનંદ થયો છે. વારૂ, પણ ભારતીકૃષ્ણની શી અવસ્થા છે ? "

"દેવી ! આપની હજુરમાં આવવાનું મને હમણાં ફરમાન થયું તે પહેલાં તેની પ્રકૃતિના સંબંધમાં મેં તપાસ કરી હતી." જયચંદ્રે જવાબ આપ્યો: "એ વખતે મારા જાણવામાં એવું આવ્યું હતું કે તે અત્યારે શુદ્ધિમાં આવ્યો છે; અને તેની સ્થિતિ પ્રથમ જેટલી ખરાબ લાગતી હતી તેટલી ખરાબ નથી; તેમજ તે સારો થશે એવી પણ પૂર્ણ આશા છે."

તે વખતે એક નોકરે અંદર દાખલ થઇને કેટલાક પત્રો ચંદ્રરાયને આપ્યા. ચંદ્રરાયે તે પત્રો રાણીને આપ્યા. નોકર ત્યાંથી ચાલ્યો ગયો. રાણીએ એ તમામ પત્રો જોયા બાદ દરેકના ઉપર પોતાની મુદ્રા કરી; અને પછી તે બોલી: " જયચંદ્ર ! આ તમામ પત્રો અત્યંત મહત્વના છે. મારી આજ્ઞાથી ચંદ્રરાયે આ ક્ષમાપત્રો તૈયાર કરાવ્યા છે. તે તમે તમારા મિત્રોને આપો. એ ત્રણે જણાએ રંગ–મંડળમાં જે શૌર્ય બતાવ્યું છે એથી હું તેમના ઉપર અત્યંત પ્રસન્ન થઇ છું."

" સરકાર ! આ આનંદપ્રદ હકીકત મારા મિત્ર ચંદ્રરાયે મને હમણાંજ કહી હતી." જયચંદ્રે કહ્યું: " મારા મિત્રોપર આપે જે કૃપા કરી છે તે આપનો ઘણો મોટો ઉપકાર થયો છે. આપની આજ્ઞા થતાંજ મારા એ મિત્રો આપના ચરણના દર્શનાર્થે હાજર થશે."

રાણીએ જવાબ આપ્યો: " હું તેમને પછીથી બોલાવીશ. પણ પ્રથમ મારા સરદારો, મંત્રીમંડળ અને આપ્તવર્ગ વગેરેને અહીં આવવા દો. કેમકે તેઓ ક્યારના મારી તબિયતના સંબંધમાં ચિંતા કરતા હશે."

થોડી વારમાંજ રાણીનો તંબુ, સરદારો, મંત્રીમંડળ અને

આપ્તવર્ગ તથા દાસીઓ વગેરેથી ભરાઇ ગયો. રાણીની મુદ્રા આટલી આનંદિત અને ઉત્સાહી દેખાવાથી સર્વને આનંદ થયો. રાણીએ પેલા ત્રણ રાજ્યદ્રોહીઓને ક્ષમા કર્યાની હકીકત સર્વ જનોના જાણવામાં આવેલી હોવાથી તેઓ અંદર અંદર રાણીના દયાળુ સ્વભાવની પ્રશંસા કરતા હતા. રાણીએ આ ત્રણ યોદ્ધાઓને ક્ષમા કરી છે તથા તેઓ થોડી વારમાંજ રાણીના દર્શન કરવાને જનાર છે એ હકીકત બહાર પ્રેક્ષકોના જાણવામાં આવતાં તેઓ મોટી ગર્જનાપૂર્વક રાણીનો જયજયકાર કરતા હતા. એ જયકારનો ધ્વની રાણીના કાને જતાં જોકે તે તેનું કારણ સમજી ગઇ હતી, તોપણ તેણે એ સંબંધમાં ચંદ્રરાયને પ્રશ્ન કર્યો.

મહામુત્સદી ચંદ્રરાયે જવાબ આપ્યો: " દેવી ! જ્યારે રાજ્યલોક આવા પ્રકારનાં દયાનાં કૃત્યો કરે છે ત્યારે લોકો મોટા આનંદથી આવી રીતે જયજયકાર કરે છે. સરકાર ! આપે પેલા ત્રણ યોદ્ધા ઉપર દયા કરવાથી આપના સર્વ પ્રજાજનને આનંદ થયો છે. "

અત્ર આ પ્રકાર ચાલતો હતો ત્યારે બીજી તરફ પેલો રાજવૈદ્ય એક બીજાજ કાર્યમાં ગુંથાયો હતો. મંદાકિનીને શ્રીનગરમાં વિના કારણે કેમ કેદમાં પૂરવામાં આવી હતી; તે ત્યાંથી કેવી રીતે ન્હાસી આવી; પોતાની જૂની મૈત્રિણીનો અકસ્માત મેળાપ થવાથી રાણીને થયેલા આનંદાતિરેકને લીધે કેવી રીતે સાવધ કરી, વગેરે હકીકતનું તે મીઠું મરચુ નાખીને રસપૂર્વક વર્ણન કરતો હતો.

થોડીવારે જયચંદ્ર રાણીની આજ્ઞાથી બહાર ગયો અને પુનઃ તંબુની અંદર આવીને શ્રીપતરાય, વિશ્વદત્ત તથા કામસેન દેવીના દર્શનાર્થ આવ્યા છે એવી તેણે વરધી આપી. આ ત્રણે વીરોનાં શરીર બખતરથી ઢંકાયેલાં હતાં; પરંતુ તેમણે પણ જયચંદ્રની માફક

શિરસ્ત્રાણ કાઢીને મસ્તક ઉપર ભરજરીનાં મંદિલ બાંધ્યાં હતાં. શ્રીપતરાય અને વિશ્વદત્ત જો કે દેખાવડા હતા; તથાપિ કામસેન અત્યંત સુંદર હોવાથી સર્વનાં નેત્રો પ્રથમ તેના તરફ વળતાં અને ત્યાં કેટલીકવાર સુધી સ્થિર થઇ રહેતાં હતાં. જે વખતે કામસેન પોતાની બાલ્યાવસ્થામાં રાણીની સેવામાં હતો, તે વખતે તે દરબારી માણસોના તથા સરદારો વગેરેના સારા પરિચયમાં આવ્યો હતો; અને તે ગુણી છોકરો હોવાને લીધે એ વખતે સર્વને વ્હાલો થઇ પડયો હતો. એથી તેને રાણીએ ક્ષમા કર્યાનું જાણવાથી સર્વ જનોને પુષ્કળ આનંદ થયો હતો.

એ ત્રણે જણાએ રાણીની નજીકમાં જઇને તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. એ જોઇને રાણી બોલી: " ઉઠો, વીર પુરુષો! અત્યારસુધી તમારા દુર્દૈવને લીધે તમારે પુષ્કળ કષ્ટ વેઠવું પડયું છે. દુષ્ટ લોકોએ તમારા સંબંધમાં મારૂં મન કલુષિત કર્યું હતું. પરંતુ હવે તમારી રાષ્ટ્રનિષ્ટાના સંબંધમાં મારી પૂર્ણ ખાત્રી થઇ છે, એટલે હવેથી ભવિષ્યમાં તમને કશું પણ દુ:ખ થનાર નથી; એટલુંજ નહિ પણ અત્યાર સુધી જે ક્લેષ તમારે સહન કરવો પડયો છે, તે બાબત પણ વિચાર કરવામાં આવશે."

એ ત્રણે સરદારોએ એ શબ્દો શ્રવણ કરતાં પુનઃ પ્રણામ કરીને રાણીનો આભાર માન્યો. પછી રાણી બોલી: " અહો વીર પુરુષો ! હું અત્ર તમને વધુ વખત રોકી રાખવા ઇચ્છતી નથી. તમારે બેને શ્રીપતરાય તથા વિશ્વદત્તને તો બંધીખાનામાં જઇને તમારા વંદિલ બંધુ સત્યવર્માને મુક્ત કરવાનો હોવાથી એ માટે તમે ઉત્કંઠિત બની રહ્યા હશો, માટે તમે હવે જાઓ; પણ રહો, મારે એક સંદેશો તમારી સાથે મોકલવાનો છે. તમે તમારા ભાઇ સત્યવર્માને કહેશો

કે તે આવતી કાલે રાજમહેલમાં મારા દર્શનને માટે આવે. કારણ કે તમારી માફક તેનું પણ સાંત્વન કરવું તે મારી ફરજ છે." .

એ પ્રમાણે રાણીનો સંદેશો શ્રવણ કરીને શ્રીપતરાય તથા વિશ્વદત્ત તંબુમાંથી બહાર પડ્યા. પોતાની મુક્તતાને માટે અનેક જનોનો તેમને આભાર માનવાનો હતો તથા તેમના ઘણા ઇષ્ટ મિત્રો તેમનું સ્વાગત કરવાને માટે આતુર બન્યા હતા. એટલે તે સર્વને મળવામાં અને તેમની સાથે બે-ચાર શબ્દો બોલવામાં તેમનો કેટલોક સમય ગયો. ત્યારબાદ ચંદ્રરાય પાસેથી મળેલું આજ્ઞાપત્ર લઇને તેઓ તુરંગ તરફ જવાને ચાલતા થયા.

કામસેનને રોકાવાની રાણીએ ઇશારત કરેલી હોવાથી તે હજી રાણીની પાસેજ હતો. તેને રાણીએ કહ્યું: " કામસેન ! મારી પાસેથી દૂર થતાંજ તું મોટા આનંદપૂર્વક ક્યાં જઇશ તે હું કહું ? કેમ, તું એક વખત ન્હાનો હતો ત્યારે મારી સાથે વસંત-મંદિરમાં આવ્યો હતો તેનું તેને સ્મરણ રહ્યું છે ને ? એ વાતને આજે કેટલાં વર્ષ થયાં હશે વારુ ? "

" સરકાર ! એ વાતને આજે બાર વર્ષ થઈ ગયાં છે. " કામસેને જવાબ આપ્યો.

" શું ! બાર વર્ષ થઇ ગયાં ? " રાણી આશ્ચર્યપૂર્વક બોલી: " હા, એટલાં વર્ષો થયાં જ હશે. કારણ કે તે વખતે તું ન્હાનો નવ-દશ વર્ષનો હોઇશ. અર્થાત્ આજે તારી ઉમર વીશ-એકવીશ વર્ષની હશે, પણ મને કહે અહીંથી બહાર પડતાં તું એકદમ વસંત-મંદિર તરફ દોડીશ કે નહિ ? અરે ! જુઓ-કેવો શરમાય છે ? "

એ વેળાએ કામસેનની મુદ્રા લજ્જિત બનેલી દેખાતી હતી. પરંતુ તે એકાદ ન્હાના બાળકની માફક શરમાઇ, નીચું મુખ

કરીને ઊભો રહ્યો ન હતો. તે ગંભીરપણે ઊભો હતો અને માત્ર મૂછમાં ને મૂછમાં હસતો હતો.

રાણી બોલી: "જા જા, કામસેન ! દોડ-જલ્દી કર; અને એકદમ વસંત-મંદિરમાં જા. બાર વર્ષ પહેલાં બોલતાં બોલતાં મસ્કરીમાં જે ભવિષ્ય મેં ભાખ્યું હતું તે ખરૂં ઠરવાનો સમય હવે આવી લાગ્યો છે. તું ત્યાં જાય એટલે લક્ષ્મીધનને મળીને મારો સંદેશો કહેજે કે તે આવતી કાલે રાજમહેલમાં આવીને મને મળે. જાજા, કામસેન ! જા, ત્વરા કર, વસંત-મંદિરમાં પહોંચી જા; અને ત્યાં જઇને મારી નામેરી લક્ષ્મીધનની કન્યાને મળીને તેને આ આનંદવર્ત્તમાન જણાવ !"

કામસેન તંબુમાંથી બહાર પડયો તેને પણ શ્રીપતરાય અને વિશ્વદત્તની માફક પોતાના આપ્તમિત્રોને મળવામાં કેટલોક સમય ગૂમાવવો પડયો. પણ ત્યાર પછી તે રાણીના કહેવા મુજબ અન્ય કોઇ પણ સ્થળે નહિ રોકાતાં સીધો વસંત-મંદિરમાં ગયો.

---

## પ્રકરણ ૩૫ મું

### રાણીનું રહસ્ય.

પ્રિય વાચક ! આપણે કામસેનને વસંત-મંદિરમાં તેની પ્રિયતમા ઇન્દિરાવતીની સાથે પ્રેમવાર્તા કરતો છોડીને હવે જરીક પાછળ જઇએ. અત્યારે આપણે જે સમયમાં છીએ તેનાથી ત્રેવીશ વર્ષ પાછળ આપણે જવાનું છે. અર્થાત્ આપણા કથાનકના પ્રારંભ કાળથી અગીયાર-બાર વર્ષ પહેલાં જે ઘટના

બની હતી તેનાથી માહિતગાર થવાની જરૂર છે. કેમકે તે સિવાય આ કથાનકની કડી બરાબર બંધ બેસશે નહિ અને જે કેટલીક બાબતો હજી ગૂઢ છે તેનું સ્પષ્ટિકરણ થશે નહિ.

ત્યારે હવે જે કાળની હકીકત અમે અત્રે રજુ કરીએ છીએ તે સમયે પણ રાણી ઇન્દિરાવતી વિધવા હતી. રાજાધીરાજ વિલાસ-પુરાધીશ પરલોકવાસ પામ્યાને પાંચ વર્ષ થયાં હતાં. રાણીનું વય તે વખતે બત્રીશ વર્ષનું હતું. રાણીનો સ્વભાવ હઠીલો, દુરાગ્રહી અને ચીડીઓ હોવાને લીધે તેના પતિ તથા તેની વચ્ચે વિશેષ સંબંધ ન હતો, અને તેમના લગ્નસંબંધને પુષ્કળ સમય થવા છતાંએ તેમને સંતતીનું સુખ પ્રાપ્ત થયું ન હતું. રાજાધીરાજનું વય રાણીના વય કરતાં કાંઇ બહુ વધારે ન હતું. પરંતુ અકાલિક મૃત્યુથી તેનો જલ્દીથી અંત આવી ગયો.

રાણીને પોતાના પતિના મૃત્યુથી અંતરમાં કશો પણ શોક થયો ન હતો. તથાપિ રીવાજ પ્રમાણે એક વર્ષ સુધી જાહેર રીતે તેને શોગ પાળવો પડયો. વરસી વાળ્યા બાદ મંત્રીમંડળે રાજાના ભાયા-તમાંથી એકાદા છોકરાને દત્તક લઇને તેને ગાદીપર બેસારવાની રાણીને વિનતિ કરી. પરંતુ રાણીએ દત્તક લેવાનો સાફ ઇન્કાર કર્યો; અને પોતે સ્વતઃ રાજ્ય કારભાર ચલાવવાનો આગ્રહ ધર્યો. તેની આ ઇચ્છાને કેટલાક સ્વાર્થસાધુ મંત્રીઓએ ટેકો આપ્યો એટલે દત્તક લેવાનો વિચાર રહિત કરીને રાણી પોતે રાજ્યવ્યવસ્થા સંભાળવા લાગી. તેનો હઠીલો અને દુરાગ્રહી સ્વભાવ બાજુએ રાખતાં તે બુદ્ધિમાન, ચતુર અને કાર્યદક્ષ હતી. એટલે મંત્રીમંડળની સહાયથી તે રાજ્યકારભાર ઉત્તમ રીતે ચલાવતી હતી. વિલાસપુર રાજ્યથી બીજાં રાજ્યો ડરતાં રહેતાં હતાં, અને તે ડર કાયમ રહે

એવી તેની મહત્ત્વાકાંક્ષા હતી. તે જાતે પોતાના રાજ્યમાં ફરીને સર્વ પ્રાંતના લોકોની મુલાકાત લેતી અને તે વખતે રૈયતને જે અગવડ હોય તે દૂર કરવામાં રાજ્યસત્તાનું અહિત થતું ન હોય તો અવશ્ય દૂર કરીને પ્રજાનો પ્રેમ સંપાદાન કરતી હતી. કોઈ કોઈ વખત તેનો દુરાગ્રહી સ્વભાવ રાજ્યવ્યવસ્થામાં આડો આવતો ખરો, છતાં પણ તેને એમ લાગે કે અમુક કાર્ય કરવાથી રાજ્યના હિતને નુકસાન પહોંચે તેમ છે, તો પછી એ કાર્ય પોતાને અત્યંત પ્રિય હોય તો પણ તેનો આગ્રહ રાખતી નહિ. એથી એકંદરે તેણે મંત્રીમંડળ અને પ્રજાની પ્રિયતા પ્રાપ્ત કરી હતી.

પોતાના પતિનો પરલોકવાસ થવાને પાંચ વર્ષ થઇ ગયા બાદ એક વખત તે પોતાની સ્વારી સાથે મણિપુર ગઇ. મણિપુરથી પાંચ છ કોસ દૂર ચંદ્રદુર્ગ નામનો એક ડુંગરી કિલ્લો હતો. એ કિલ્લાપરથી સમુદ્રમાં સારો મારો થઇ શકે તેમ હોવાથી તે કિલ્લાના રક્ષણ માટે એક મોટા સરદારની યોજના કરવામાં આવી હતી. આ સરદાર ઉમરમાં લગભગ સાઠ વર્ષનો હતો અને તેને બે દીકરા તથા એક દીકરી એમ ત્રણ સંતાન હતાં. મોટા દીકરાનું વય તે વખતે સાડત્રીશ–આડત્રીશ વર્ષનું હતું, અને તે દેખાવડો તથા મજબૂત બાંધાનો પુરુષ હતો. તે સ્હેજ ઉંચો હતો, પરંતુ તેનું શરીર ભરાવદાર હોવાથી તેની ઉંચાઇ ઢંકાઇને તે મોટો ભવ્ય પુરુષ દેખાતો હતો. તેની દાઢી ટુંકી હતી જ્યારે મૂછોના વાળ મોટા ભરાવદાર હતા. નેત્રો કાળાં ભોર, તેજસ્વી અને પ્રેમાળ દેખાતાં હતાં, ભાલપ્રદેશ વિસ્તીર્ણ હોઇ તેની બુદ્ધિમત્તાનો દર્શક હતો. તેની વાણીમાં પણ મોટી મોહિની હતી અને જ્યારે કોઇ તેની સાથે વાત કરતું હોય ત્યારે સાંભળનારનું મન અત્યંત પ્રસન્ન બનતું તથા તેની

પાસેથી ઉઠવાનું મન થતું નહિ. તેનો ન્હાનો ભાઈ જોકે સ્વરૂપે સુંદર હતો ખરો, તથાપિ વડિલ ભાઇમાં જે તેજસ્વિતા અને આકર્ષકતા હતી તે ન્હાના ભાઇમાં ન હતી. તે ઉમરમાં મોટા ભાઇ કરતાં માત્ર બે વર્ષેજ ન્હાનો હતો. તે સમયના રીવાજ મુજબ આ બને જણાના વિદ્યાભ્યાસ તરફ તેમના પિતાએ પૂરતુ લક્ષ આપ્યું હતું. તથાપિ મોટો છોકરો ચંચળ અને બુદ્ધિમાન હોવાથી તથા તેના નૈસર્ગિક સૌંદર્યથી તે જેટલો ગુરુને પસંદ પડતો તેટલો ન્હાનો છોકરો પસંદ પડતો નહિ. આનું પરિણામ એ થયું કે એ બે ભાઇ એોમાં જે બંધુપ્રેમ હોવો જોઇએ તે ન્હાનપણથીજ અદૃશ્ય થઇ ગયો હતો. ન્હાનો ભાઇ મોટા ભાઇનો દ્વેષ કરવા લાગ્યો, અને એ કારણથી અવારનવાર બે ભાઇઓ વચ્ચે કજીયો થવા લાગ્યો. તથાપિ તેમનો બાપ કરડા સ્વભાવનો હોવાથી તેણે આ બન્ને ભાઇઓપર દાબ રાખ્યો હતો. એટલે તેમની વચ્ચેનો વિરોધ જાહેરમાં ઓછો આવતો હતો. એ છોકરાઓ યોગ્ય ઉમરના થયા એટલે તેમનાં યોગ્ય કન્યા સાથે લગન કરવામાં આવ્યાં હતાં. મોટા દિકરાને ત્રણ પુત્ર તથા ન્હાના દિકરાને એક પુત્ર એમ તે બન્ને ભાઇઓને સંતતી પણ થઈ હતી. મત્સરને લીધે ન્હાના ભાઇનો સ્વભાવ ઇર્ષ્યાળુ બન્યો હતો. પોતાનો ન્હાનો ભાઇ પોતાનો દ્વેષ કરે છે એ વાત મોટા ભાઇના લક્ષમાં આવવાથી તેને ખેદ થયા કરતો હતો; પોતાના ન્હાના ભાઇને સુખ આપવાને માટે તે પોતાનાથી બનતો તમામ પ્રયત્ન કરતો હતો; છતાં પણ ન્હાના ભાઇનું મન સ્વચ્છ નહિ હોવાને લીધે તે મોટા ભાઇના દરેક કૃત્યનો ભળતોજ અર્થ કરીને ટંટા ઉત્પન્ન કરતો હતો.

વડિલ ભાઇનું નામ અશોકરાય અને ન્હાના ભાઇનું નામ પ્રધુ-

મ્નરાય હતું. તેમની પછી ચંદ્રદુર્ગના કિલ્લેદારને બે-ત્રણ છોકરાં થયાં હતાં, પણ તેઓ બાલ્યવસ્થામાં જ સ્વધામ પહોંચી ગયાં હતાં. તે પછી એક રૂપસંપન્ન કન્યા થઇ હતી. તે મોટી થઇ એટલે તેનું લગ્ન જીર્ણદુર્ગના તરૂણ કિલ્લેદારની સાથે કરવામાં આવ્યું હતું.

આ છોકરીના સંબંધમાં માત્ર એટલુંજ જણાવવાનું કે તેને એક પુત્ર અને એક કન્યા એમ બે બાળકો થયાં હતાં. કન્યાનો જન્મ થયા પછી તેને સુવારોગ લાગુ પડયો હતો. અનેક ઉપચારો કરવા છતાં પણ તેને આરામ ન થયો અને તે ચાર-પાંચ માસ એ રોગનું દુઃખ સહન કરીને યુવાવસ્થામાં જ ગુજરી ગઇ. તેની કન્યા પણ એક વર્ષની અંદર પોતાની માતા પાસે જવાને વિદાય થઇ ગઇ. તેના પુત્રનું નામ કામસેન હતું કામસેનનો માતામહ જીવતો હતો. ત્યાં સુધી કામસેન પોતાના મોસાળ જતો આવતો હતો. આ સિવાય ચંદ્રદુર્ગના કિલ્લેદારની દીકરીના સંબંધમાં વિશેષ લખવાની કશી પણ જરૂર નથી.

અશોકરાય અને પ્રદ્યુમ્નરાય વચ્ચે બનતી રાશ નહિ હોવાથી પ્રદ્યુમ્નરાય યોગ્ય ઉમરનો થતાં ચંદ્રદુર્ગમાં વિશેષ નહિ રહેતાં, જ્યાં ત્યાં ભટકીને પોતાનો કાળ પસાર કરતો હતો તેનામાં શ્રીમંતાઇ અને અવિવેક બન્ને એકત્ર થવાથી તેણે તેના તારૂણ્યનો દુરુપયોગ કર્યો. એથી તેને અકાળે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ હતી. તેના મસ્તકના આગલા ભાગમાં તાલ પડી હતી અને તેના વાળા સફેદ બની ગયા હતા. કથાપ્રસંગમાં પ્રદ્યુમ્નરાયના આયુષ્યનો છેવટનો ભાગ વાચકોની જાણવામાં આવેલો છે; એટલે હવે પ્રદ્યુમ્નરાયના સંબંધમાં વિશેષ લખવાનું કારણ નથી. વડિલની હયાતીમાં જ તેનું લગ્ન થયું હતું અને એ લગ્નથી તેને માત્ર એકજ પુત્ર થયો હતો. પછી અમુક સમયે તેની પત્ની મરણ પામી હતી. તેણે બીજું લગ્ન કર્યું નહતું.

હવે આપણે અશોકરાય તરફ વળીએ જે કાળની હકીકત અમે લખીએ છીએ તે સમયે અશોકરાયનું વય આડત્રીશ વર્ષનું હતું એ અમે ઉપર જણાવી ગયા છીએ. તે દક્ષ અને કર્તૃત્વવાન્ હોવાથી પોતાના પિતાને દરેક કાર્યમાં પૂર્ણ મદદ કરતો હતો. એટલે તેના ઉપર પિતાનો અત્યંત પ્રેમ હતો પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાનો પુત્ર પોતાની ઇચ્છા પ્રમાણે વર્તતો જોઇને કિલ્લેદારનું મન પ્રસન્ન રહેતું. એથી તેનો ન્હાનો છોકરો રખડેલ થવા છતાંએ તેના મનને વિશેષ સંતાપ થતો નહિ.

રાણી મણિપુર આવ્યાના સમાચાર જાણવામાં આવતાં આ પિતા પુત્રે તેને ચંદ્રદુર્ગમાં બોલાવી, મોટા ઠાઠમાઠથી તેનું સ્વાગત કરવાનો વિચાર કર્યો, અને અશોકરાયે પોતે મણિપુર જઇને રાણીને ચંદ્રદુર્ગમાં આવવાની વિનતિ કરી. આ પહેલીજ મુલાકાતે અશોકરાયના રૂપ સૌંદર્યાદિ ગુણોએ તથા તેના ભાષણચાતુર્યે રાણીના મનનું આકર્ષણ કર્યું. રાણીએ અશોકરાયની વિનતિને માન આપવાનું અગત્યનું ધાર્યું; અને તેણે કિલ્લામાં આવવાનું વચન આપ્યું.

રાણી કિલ્લામાં આવનાર છે એ હકીકત કિલ્લામાં રહેનારા લોકોના જાણવામાં અવતાં તેમણે એક મતે તેના સ્વાગતની તૈયારી કરવા માંડી. કિલ્લાને સર્વે સ્થળે સાફસુફ કરવામાં આવ્યો અને જ્યાં ત્યાં ધ્વજા, તોરણો તથા કમાનો ઊભી કરવામાં આવી. તે સમયની પદ્ધતિ પ્રમાણે બની શકે તેટલી શોભા કરવામાં પિતા-પુત્રે કચાશ રાખી નહિ. નક્કી કરેલા સમયે રાણી કિલ્લામાં આવી અને સર્વેને અત્યંત આનંદ થયો. જ્યારે તે કિલ્લામાં આવવાની હતી ત્યારે તેણે ત્યાં માત્ર એકજ દિવસ રહેવાનું જણાવ્યું હતું. પરંતુ અશોકરાયના આગ્રહથી તેણે એકને બદલે ત્રણ દિવસો પસાર કર્યા. જતી

વેળાએ તેણે કિલ્લેદારને બોલાવીને અશોકરાયને દરબારમાં મોકલી આપવાની સૂચના કરી. કિલ્લેદારથી રાણીની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકે તેમ નહિ હોવાથી, તેણે એ સૂચના માન્ય કરી. એ પ્રમાણે રાણીના આગમનથી સર્વને આનંદ થયો અને એ ત્રણ દિવસો જાણે મોટા ઉત્સવના હોય એમ સહુને લાગ્યું. ત્રણ દિવસ પછી રાણી ત્યાંથી પુનઃ મણિપુર નહિ જતાં સીધી વિલાસપુર ગઇ.

વિલાસપુર ગયા પછી પણ રાણીને અશોકરાયનું સ્મરણ થયા કરતું હતું. આઠ દશ દિવસ પછી રાણીએ એક દૂત ચંદ્રદુર્ગ મોકલીને અશોકરાયને વિલાસપુર બોલાવ્યા, તે વિલાસપુરમાં આવ્યા પછી રાણીએ તેને પોતાના ખાનગી કારભારીના હાથ નીચે નીમી, તેને એ કામની માહિતી મેળવવાનો હુકમ કર્યો. તે એ કામ ઉપર હતો તે દરમિયાન રાણીને મળવાનો અનેક વાર તેને પ્રસંગ મળતો અને તે વેળાએ તેમની વચ્ચે સંભાષણ પણ થતું. એ રીતે રાણી અને અશોકરાય વચ્ચેનો સંબંધ વધારે ગાઢ બનતો ગયો. જેમ જેમ એ સંબંધ ગાઢ થતો ગયો તેમ તેમ રાણીનું મન પણ ચંચળ બનતું ગયું.

કેટલાક દિવસો પસાર થયા બાદ રાણીનો ખાનગી કારભારી યાત્રા નિમિત્તે રજા ઉપર જતાં રાણીએ તે પાછો આવે ત્યાંસુધીને માટે તે જગ્યાએ અશોકરાયની નિમણુંક કરી. એ નિમણુંક થવાથી હવે અશોકરાયનો પ્રવેશ રાણીના અંતર્ગૃહપર્યંત થવા લાગ્યો, અને એ બન્નેનો અવારનવાર એકાંતમાં પણ મેળાપ થવા લાગ્યો.

એક દિવસે રાણી આખો દિવસ બીજા કામકાજમાં નિમગ્ન હોવાથી દિવસના ભાગમાં તેને ફુરસદ નહિ મળવાથી, અમુક મહત્ત્વના કામને માટે તેણે અશોકરાયને રાત્રીએ પોતાની પાસે આવ-

વાનું જણાવ્યું. તે સમયે ચિત્રાંગદા તથા મંદાકિની એ બે જણીઓ રાણીની પાસે રાજમહેલમાં જ હતી.

ચિત્રાંગદા એક સરદારની કન્યા હતી. તેનું વય વીશ વર્ષનું હતું. તેનું પીયર વિલાસપુરમાં હોવાથી તે અત્યારે પોતાના પીયરમાં રહેતી હતી. મંદાકિની પણ વિલાસપુરના એક સુખવસ્તુ ગૃહસ્થની કન્યા હતી. લગ્ન થયા પછી છ માસની અંદર જ તેનો પતિ મરણ પામ્યો હતો. તેનું લગ્ન એક મોટા સરદાર કુટુંબમાં થયું હતું અને તેનો દિયર સારી સ્થિતિમાં તથા સુખી હતો. તે પોતાની ભોજાઇપર મમતા રાખતો હતો; અને પોતાના ભાઇના મૃત્યુથી દુઃખિની બનેલી ભોજાઇને કોઇ વાતે ઓછું ન લાગે તેની કાળજી રાખતો હતો. મંદાકિની અમુક સમય પોતાના પિતાને ત્યાં તો અમુક સમય પોતાના દિયરને ત્યાં રહેતી હતી. અત્યારે તેનું વય ચિત્રાંગદાના જેટલું હતું. આ બન્ને હાલમાં પોતાના પીયરમાં હોવાથી રાણી અવારનવાર તેમને પોતાની પાસે બોલાવતી અને કેટલીક વાર તો દિવસોના દિવસો તેઓ રાજમહેલમાં જ રહેતી હતી. જે દિવસની અમે વાત કરીએ છીએ તે દિવસે તે બન્ને જણીઓ રાજમહેલમાં હતી. રાત્રે ભોજન પછી રાણી તેમની સાથે શેત્રંજ ખેલતી હતી. તે વખતે અશોકરાય રાણીની આજ્ઞાથી તેણે જણાવેલું મહત્વનું કામ લઇને અંતર્ગૃહમાં ગયો. તેને ત્યાં ઘણો સમય સુધી ઊભા રહેવું પડ્યું. કેમકે રમત બરોબર રંગ ઉપર ચડી હતી. છેવટે રમત ધીમે ધીમે પૂરી થવા આવી; અને પછી રાણીનું લક્ષ અશોકરાય તરફ જતાં તેણે રમત છોડી દઇને રાજકાર્ય તરફ લક્ષ આપ્યું. બહારથી જોનારને એમ લાગે કે અત્યારે રાણી એ કાર્યમાં એકચિત્ત બની ગઇ છે; પરંતુ તેના મનમાં તો કાંઇ જુદા જ વિચારો ઘોળાતા

હતા. તેના મનની સ્થિતિ અત્યંત ચંચળ બની ગઇ હતી. આવી સ્થિતિમાં રાણીને જોતાં ચિત્રાંગદા અને મંદાકિનીના મનમાં રાણીના તે સમયના વર્તન સંબંધમાં સંશય ઉત્પન્ન થયો. તેમણે પરસ્પર નેત્રસંકેત કર્યો. પરંતુ એ વાત કાંઇ રાણીના લક્ષમાં આવી નહિ. આ સમયે પોતે અત્ર રહેવું તે ઇષ્ટ નથી એમ રાણીની આ બન્ને સહચરીઓને લાગ્યું. એટલે તે બન્ને કૃત્રિમ કારણ રજુ કરીને બહાર ચાલી ગઇ. રાણીએ તેમને ત્યાં રોકાવાનો આગ્રહ કર્યો નહિ. એથી આ બન્નેના મનમાં આવેલો સંશય વૃદ્ધિને પામ્યો.

ચિત્રાંગદા અને મંદાકિની ત્યાંથી પસાર થઇ ગઇ એટલે આ બે જણાંને એકાંત મળી. રાણીએ હાથમાંનો કાગળ બાજુએ મૂકયો અને તે અર્થપૂર્ણ દૃષ્ટિથી અશોકરાય તરફ જોઇ રહી. રાણીનું એ વર્ત ા જોઇને અશે ાકરાય પણ ચમક્યો. તેણે આ કાર્ય જલદીથી પૂરૂં કરી નાખવાની રાણીને આડકતરી રીતે સૂચના કરી. પરંતુ તેનું એ કથન લક્ષમાં ન લેતાં રાણીએ તેની સાથે બીજી ત્રીજી વાતો કાઢવા માંડી. અત્યારસુધી રાણી પાપકર્મમાં પડેલી નહિ હોવાથી તે પોતાના મનની ઇચ્છા એકદમ વ્યક્ત કરી શકી નહિ. અશોકરાય ખરો પ્રકાર સમજી ગયો હતો. એથી તેનું હૃદય ધડકતું હતું. હવે વધુ વખત આ સ્થળે રહેવું યોગ્ય નથી એમ વિચારી, તેણે પણ કાંઇક બ્હાનું કાઢીને ત્યાંથી છટકવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેના એ પ્રયત્નમાં તેને સફળતા મળી નહિ—રાણીએ તેને ત્યાંથી જવા દીધો નહિ. અશોકરાય મોટી સપડામણમાં આવી પડયો હતો. છેવટે રાણીએ પોતાનું મન ધટ્ટ કરીને પોતાનો પ્રેમ તેની પાસે જાહેર કર્યો!

પ્રિય વાચક! તું અશોકરાયની સ્થિતિમાં હોય તો શું કરે તેનો વિચાર કર! જો અશોકરાય રાણીના પ્રેમનો તિરસ્કાર કરે તો

વિના વિલંબે તેને મૃત્યુને સ્વાધીન થવું પડે. એટલું જ નહિ પણ રાણીના અંતરમાં નિરાશાથી ઉત્પન્ન થયેલો ક્રોધ તેના પિતા તથા તેના બાળકોને પણ મુશ્કેલીમાં નાખી દે. એટલો આત્મભોગ આપવાને તૈયાર થનાર નર આ જગતમા વિરલ જ હોય. અશોક-રાય પાસેથી એવી આશા ન રાખી શકાય. એટલે પોતે અયોગ્ય કર્મ કરે છે, પાપકૂપમાં પડે છે, એમ સમજવા છતાં પણ અશોક-રાયે એક યંત્રની માફક રાણીના પ્રેમનો સ્વીકાર કર્યો!!

રાજકર્ત્તાઓનો સહવાસ બને તેટલો ઓછો રાખવાનું આપણાં ધર્મશાસ્ત્રો પોકારી પોકારીને કહી ગયાં છે તે આટલાજ માટે!

---

## પ્રકરણ ૩૯ મું.

---

### રાણીનું રહસ્ય (ચાલુ).

બીજા આઠ દિવસ પસાર થઇ ગયા. અશોકરાયની મુદ્રા ખિન્ન દેખાવા લાગી. તે પોતાને ગામ જવા માટે રજા માગવા લાગ્યો; પરંતુ રાણીએ તેને જવા દીધો નહિ. તે જુદું જુદું કારણ દર્શાવીને અશોકરાયના સહવાસમાં અધિક સમય ગાળવા લાગી. ચિત્રાંગદા અને મંદાકિની અંદર અંદર ખુચ-પુચ કરવા લાગી. રોજ રાત્રીએ રાજકાર્ય સભળાવાનો રાણીએ ક્રમ રાખ્યો હતો. એ પ્રમાણે એક મહિનો પસાર થઇ ગયો.

આ પ્રકાર અનિષ્ટ છે એમ અશોકરાયને લાગતું હતું; પરંતુ તે નાઇલાજ બન્યો હતો. મનુષ્ય પરિસ્થિતિનો દાસ બને છે. રાણીની ઇચ્છા વિરૂદ્ધ વર્તન કર્યાથી પોતાના ઉપર કેટલું મોટું સંકટ

આવે તેમ હતું, તેનું ચિત્ર તેનાં નેત્રો સમક્ષ ખડું હતું. વળી રાણીના હઠીલા તથા દુરાગ્રહી સ્વભાવની તેને માહિતી હતી અને રાણીની મરજી વિરૂદ્ધ વર્ત્તન કરવાથી કેવું પરિણામ આવે, તેનાં એક બે ઉદાહરણ તેની દૃષ્ટિએ પડયાં હતાં. વિલાસપુરમાં તેના પરિચયના વિશેષ માણસો ન હતાં, અને જે હતાં તેમની મુલાકાત લેવાની તેને સંધી પણ મળતી નહિ. એટલે તે લાચાર બનીને કેટલાક મહિના જેલ જેવી તે સ્થિતિમાં રાજમહેલમાં રહ્યો.

એટલામાં એક મહત્ત્વનો બનાવ બન્યો અને તેને લીધે અશોકરાયનો પગ રાજમહેલમાંથી છૂટો થયો. તેના પિતાને વિષમ જ્વર લાગુ પડયો અને તેથી અશોકરાયને જલ્દીથી બોલાવી લાવવાને તેણે એક દૂતને મોકલ્યો. એવી સ્થિતિમાં તેને પોતાની પાસે રાખવો અને ચંદ્રદુર્ગ જવા ન દેવો તે રાણીને ઠીક લાગ્યું નહિ. પરંતુ તેના પિતાને આરામ થાય કે તુરત પાછો અત્ર આવવાનું તેની પાસેથી વચન લઇને રાણીએ તેને રજા આપી. અશોકરાય ચંદ્રદુર્ગ પહોંચ્યા પછી થોડે દિવસે તેનો પિતા પ્રભુના ધામમાં સિધાવી ગયો. એટલે સંસારવ્યવહારનો તમામ ભાર અશોકરાય ઉપર પડયો. કિલ્લેદારીનું કાર્ય પ્રદ્યુમ્નરાયને સોંપીને વિલાસપુર આવવા માટે તેના ઉપર રાણીએ ત્રણ મહિના સુધી આગ્રહ ભર્યા પત્રો લખ્યા; પરંતુ અશોકરાય તેનો આજ નહિ કાલે એવા અર્થનો જવાબ આપીને રાણીને ઉડાવતો હતો. એટલામાં એકાએક રાણી તરફથી આવતા પત્રો બંધ થઇ ગયા. છેલ્લો પત્ર આવ્યો હતો તેમાં માત્ર એટલું લખ્યું હતું કે રાણીની પ્રકૃતિ ઠીક નથી.

વિલાસપુરમાં શું બન્યું? રાણી આજારી પડવાથી તે રાજ્યકારભારનાં કામ પોતાના અંતર્ગૃહમાં જ જોવા લાગી. રાજવૈદ્ય રોજ

આવીને નાડ જોઇ જતો હતો; પરંતુ તે રાણીના રોગનું કશું પણ નિદાન કરી શકતો નહિ. રાણીને આખો સમય ટાઢનાં લખલખાં આવતાં રહેતાં હોવાથી તે શરીરને ગરમ વસ્ત્રથી આચ્છાદિત રાખીને પલંગમાં પડી રહેતી હતી. તે અંતર્ગૃહમાં જ માત્ર ફરતી હતી; પરંતુ તે સમયે પણ તેનું શરીર તો ગરમ શાલથી ઢંકાયેલું જ હોય. ચિત્રાંગદા અને મંદાકિની એ બે જણીઓ તેની પાસે રહેતી. રાણીએ તે બે જણીઓના સંબંધીઓને કહીને તેમને અહર્નિશ પોતાની પાસે સેવામાં રાખવાની મંજુરી લઈ લીધી હતી. એથી તે બે જણીઓ દિવસ ને રાત્રી રાણીની સમીપમાં જ રહેતી હતી. આજારીપણાને લીધે રાણીનો સ્વભાવ ચીડીઓ બની ગયો હતો. જે કોઇ તેની પાસે જાય તેના પર તે કારણ વગર ચિડાઇ જતી હતી. એટલે તેની પાસે વધુ વખત રહેવાની કોઇ પણ હિમ્મત કરતું નહિ. એવી સ્થિતિમાં બીજા ત્રણ માસ પસાર થઇ ગયા.

ઉત્તરોત્તર રાણીની સ્થિતિ કઠિન બનતી ગઇ. તેનો સર્વ વ્યવહાર અંતર્ગૃહમાં જ ચાલવા લાગ્યો. ચિત્રાંગદા અને મંદાકિની રાત્રીદિવસ તેની પાસેજ બેસી રહેવા લાગી. રાજ્યકારભાર મંત્રીમંડળના શિરે પડ્યો. એ વખતે ચંદ્રરાયના પિતા વરિષ્ટ અમાત્ય હતા. રાણીએ પોતાની રાજમુદ્રા તેને સોંપી અને તેણે રાજ્યકારભારમાં લક્ષ આપવાનું બિલકુલ છોડી દીધું.

છેવટે કોઇ સ્થળે હવાફેર કરવાથી લાભ થાય છે કે કેમ તે જોવાનો તેણે વિચાર કર્યો; અને એ સંબંધમાં વાટાઘાટ શરૂ થઇ. મંત્રીમંડળ અને સરદારો વગેરેએ પણ એવો આગ્રહ કર્યો કે આ છેવટનો ઉપાય-હવાફેર કરવાનો એક વખત કરી તો જોવો. પરંતુ તેમાં પણ એક મુશ્કેલી હતી. રાણી કોઇ પણ સ્થળે હોય ત્યાં લોકો

તેને મળવા આવે તેનું શું કરવું? જો તેમને મળવાની ના પાડે તોયે દુઃખ અને હા પાડે તોયે દુઃખ! એ ઉપરથી સર્વાનુમતે એવો તોડ કાઢવામાં આવ્યો કે રાણીએ પોતાની સાથે વધારે માણસો નહિ રાખતાં ગુપ્તપણે પ્રવાસ કરવો. વિલાસપુરથી પચાસ કોસ દૂર બંદર કિનારે એક ન્હાનો કિલ્લો હતો. હવાને માટે તે સ્થળ સારૂ હતું. તેમજ તે કિલ્લાની આસપાસમાં મોટું નગર પણ ન હતું. એટલે તે સ્થળે રાણીએ ગુપ્તપણે રહેવું એમ ઠરાવવામાં આવ્યું.

એ વ્યવસ્થા નક્કી થયા પછી સાથે કોણ કોણ માણસો લેવા તેની પણ યોજના કરવામાં આવી, માત્ર બે રથ, ચિત્રાંગદા અને મંદાકિની એ બે સહચરીઓ તથા ત્રણ દાસીઓ અને ત્રણ પુરુષો એમ છ સેવકો અને બે રથ હાંકનાર સારથીઓ, એટલાં-જણાં મળી રાણી સહિત કુલ અગીયાર માણસોએ પ્રવાસે નિકળ-વાનું ઠર્યું. એક દિવસે સ્હવારે બે રથ તૈયાર કરવામાં આવ્યા. એક રથમાં રાણી, ચિત્રાંગદા તથા મંદાકિની એ ત્રણ જણીઓ, બીજા રથમાં ત્રણ દાસીઓ અને પુરુષ સેવકો ઘોડા પર એમ ગોઠવણ કરીને પ્રવાસનો પ્રારંભ થયો.

કોઇ પણ પ્રકારનું સંકટ નહિ આવતાં બે દિવસ તો પ્રવા-સમાં પસાર થઇ ગયા. ત્રીજે દિવસે સંધ્યાકાળે પ્રવાસનો પ્રારંભ થયો. બે ઘટિકા થઇ નહિ હોય ત્યાં રાણીની પ્રકૃતિમાં ફેર પડયો અને તે વિશેષ બગડી છે એમ ચિત્રાંગદા તથા મંદાકિનીને લાગ્યું. એટલે જે ગામ પહેલું આવે ત્યાં મુકામ કર્યા વગર છૂટકો ન હતો. એ વખતે રથ સુવર્ણપુર નામના એક ન્હાના ગામની નજીકમાં આવી પહોંચ્યો હતો. રાત્રીએ આજ ગામમાં મુકામ કરવાનું ચિત્રાં-ગદા અને મંદાકિનીએ ઠરાવીને તે ગામમાં રથ લેવાની સારથીને

આજ્ઞા કરી. ગામની વચ્ચે રથ પહોંચ્યો એટલે પ્રથમ મંદાકિની એકલી રથમાંથી નીચે ઉતરી અને કયે સ્થળે ઉતરવું એ નક્કી કરવાને માટે તે એકલી જ ગામમાં ગઇ. સહુથી પહેલું જે ગૃહ દૃષ્ટિએ પડયું તે ગૃહમાં તેણે તપાસ કરી. એ પરથી આ ગૃહ પોતાના ઉપયોગનું છે એવી તેની ખાત્રી થઇ અને તેજ મકાનમાં ઉતરવાનો તેણે નિશ્ચય કર્યો. એ વખતે આશરે એકાદ બે ઘટિકા જેટલો દિવસ હતો.

આ ઘર જોકે રાજમાર્ગ ઉપર હતું; તો પણ તેમાં માણસો થોડા હતાં. તે મકાન મોટું હોવાથી તેમાં ખંડ પુષ્કળ હતા. તેમાં માત્ર એક એ ગૃહની માલિકણ બાઇ, તેના બે ન્હાના દીકરા અને એક વિધવા બાઈ જે મ્હેમાન તરીકે આવેલી હતી તેટલાંજ માણસો હતાં. તે ઉપરાંત એક કામ કરનાર નોકર હતો આ મકાન જેવું સગવડ વાળુ, ઓછાં માણસોવાળું અને રાણી જેવી પ્રતિષ્ઠિત સ્રીને રહેવા યોગ્ય બીજું એક પણ મકાન તે ગામમાં નથી, એવું જાણવામાં આવવાથી મંદાકિનીએ એજ મકાન પસંદ કર્યું.

રાણીએ પોતાનાં અન્ય સેવકોને નક્કી કર્યા મુજબ અગાઉના મુકામે જઇને પોતાની રાહ જોવાનું જણાવ્યું; અને જો પોતે ચંદ્રોદય સુધીમાં ન આવી પહોંચે તો બીજે દિવસે આવશે એમ સમજીને પોતે આવે ત્યાંસુધી એ સ્થળે મુકામ કરવાની આજ્ઞા કરી. તદનુસાર રાણીનો રથ હાંકનાર સારથી સિવાય બીજા તમામ માણસો આગળ ચાલ્યાં ગયાં અને રાણીએ પોતાની આ બે મૈત્રિણીઓની સાથે પેલા ગૃહમાં ઉતારો કર્યો. પોતે કોણ છે, ક્યાંથી આવે છે, ક્યાં જાય છે, તેને લગતી સત્ય હકિકત નહિ જણાવતાં, ગમે તેમ જવાબ આપી, ઘરની માલિકણને સમજાવી તેની પાસેથી બે ખંડ ખાલી કરા-

ભા. માત્ર ત્યાં મુકામ કરવાનું ખરૂં કારણ તેને જણાવ્યા સિવાય ચાલે તેમ નહતું; વળી તે કારણ એવું હતું કે તે જાણતાંની સાથે જ પેલી બાઇએ વિશેષ કશી પણ પૂછપરછ કર્યા સિવાય આ પ્રવાસીઓને પોતાના મકાનમા ઉતારો આપ્યો હોત અને દરેક પ્રકારની સગવડ કરી આપી હોત.

રાણી તે મકાનમાં આવીને પોતાને માટે તૈયાર કરેલા ખંડમાં દાખલ થઇ. એ ખંડમાં એક ન્હાની ઢોરણી પાથરવામાં આવી હતી. તે ઢોરણી ઉપર તે પડી. અત્યારે તેને પુષ્કળ વેદના થતી હતી, પેઢુમાં પીડ આવતી હતી. ચિત્રાંગદા અને મંદાકિની તેની પાસેજ હતી. તેઓ રાણીને ધીરજ આપતી હતી.

જેમજેમ સમય પસાર થવા લાગ્યો તેમ ચિત્રાંગદા અને મંદાકિનીની ચિંતા વધવા લાગી. પોતાના ઉપરાંત કોઇ હૂશિયાર અને અનુભવી બાઇની અત્ર જરૂર છે એમ તેમણે રાણીને જણાવ્યું; અને રાણીએ પણ છેવટે બીજો માર્ગ, નહિ હોવાથી ત્રીજી બાઇને બોલવવામાં પોતાની સંમતી આપી, એટલે મંદાકિની બહાર આવી અને ઘરની માલિકણને મળી. કર્મધર્મ સંયોગે એ મકાનમાં મ્હેમાન તરીકે આવેલી પેલી વિધવા બાઈ મંદાકિનીને જેવી જોઇતી હતી તેવીજ હતી. એટલે તેને પોતાની મદદે આવવાનું મંદાકિનીએ જણાવ્યું. એ વિધવા બાઇએ પણ ખુશીથી તેને સહાય કરવાનું કબૂલ કર્યું. એ વિધવા બાઇ રાણીના ખંડમાં ગઇ. એ સમયે અંધારૂં થઇ ગયું હતું. બને ત્યાંસુધી અંધારામાં જ એ બાઇની સહાય લેવાનો રાણીએ વિચાર રાખ્યો. પરંતુ રાણીનો એ વિચાર પાર પડી શકયો નહિ. ત્યાં દીવો લાવવાની જરૂર પડી. ચિત્રાંગદા દીવો લઇ આવી. એ ખંડમાં પ્રકાશ થતાં પેલી વિધવા

બાઈ રાણીને ઓળખી ગઇ. રાણી પણ સમજી ગઇ છે કે આ સ્ત્રી મને ઓળખી ગઇ છે; એટલે સ્વાભાવિક રીતેજ રાણીએ ક્રોધયુક્ત મુદ્રાથી પેલી વિધવા સામે જોઇને તેના નામ તથા ગામના સંબંધમાં પૃચ્છા કરી. વિધવાએ પણ સમય સૂચકતા વાપરીને પોતાનું નામ 'વસંત–તિલકા' જણાવ્યું.

વાચક ! રેણુકાબાઇએ જ તે વેળાએ પોતાનું નામ વસંત–તિલકા જણાવ્યું હતું; અને તે શા માટે જણાવ્યું હતું તે અગાઉ આપણા જાણવામાં આવી ચૂક્યું છે. હવે રેણુકાબાઇ શા કારણસર આ ગામમાં આવી હતી તે આપણે જોઇએ.

સુવર્ણપુરમાં તેની એક દૂરની સગી રહેતી હતી. એ બાઈની અવસ્થા એકંદરે દુઃખી હતી. રેણુકાબાઇને ન્હાનપણમાં વૈધવ્ય પ્રાપ્ત થયું હતું; અને તે લક્ષ્મીધનની પત્ની મૃત્યુ પામ્યા પછી તો કાયમને માટે વસંત–મંદિરમાં રહેવા આવી હતી; પરંતુ તે પહેલાં તે પોતાને ઘેર–સાસરે રહેતી હતી. વિલાસપુરથી તેના સાસરાને ગામ જતાં માર્ગમાં સુવર્ણપુર આવતું હતું. એટલે અત્યારે તે પોતાને સાસરેથી પોતાના ભાઇને ત્યાં જતી હતી, તે દરમિયાન સુવર્ણપુરમાં જઇને પોતાની સગીના ખબરઅંતર પૂછવાના ઇરાદાથી તે આ ગામમાં આવી હતી. તેની સગીનું મકાન બહુજ ન્હાનું હતું; અને વળી તેને હમણાં જ સુવાવડ આવી હતી. એટલે રેણુકાબાઈ જેવી ખાનદાન અને ગૃહસ્થ કુટુંબની સ્ત્રીનો નિર્વાહ એવા મકાનમાં થઇ શકે તેમ ન હતો. એથી પોતાની સગીની ભલામણથી રેણુકાબાઇએ જે મકાનમાં આજે રાણીએ મુકામ કર્યો હતો, તે મકાનના એક ખંડમાં રહેવાનું રાખ્યું હતું.

લગભગ એક પ્રહર રાત્રી વિતી ગઇ હશે તે વખતે રાણીએ અતિ સુંદર કન્યાને જન્મ આપ્યો !

પણ હવે આ કન્યાનું શું કરવું, તેને ક્યાં રાખવી, તેની શી વ્યવસ્થા કરવી, એ બાબતની રાણીને તથા તેની મૈત્રિણીને મોટી ચિંતા થઇ પડી; પરંતુ રેણુકાબાઇએ તેમને ધીરજ આપી અને પોતે આ કન્યાની વ્યવસ્થા કરશે એમ જણાવ્યું. રેણુકાબાઇની પેલી સગી કે જેને હમણાં જ સુવાવડ આવી હતી તેનું બાળક ચાર-પાંચ દિવસનું થઇને મરણ પામ્યું હતું. એટલે જો તેને હું આગ્રહપૂર્વક કહીશ તો તે મારૂં સાંભળશે, એમ કહીને રેણુકાએ આ કન્યા માગી લીધી અને તેને એક વસ્ત્રમાં લપેટી લીધી. પોતાનું એકનું એક બાળક સ્વહસ્તે બીજાને આપતાં રાણીનું મન નૈસર્ગિક વાત્સલ્યભાવને લીધે દુઃખિત બન્યા સિવાય રહ્યું નહિ. વળી આ બાળકને પોતે પુનઃ આખા જન્મારામાં જોઈ શકશે નહિ, એવો વિચાર આવતાં તેનું મન વ્યાકુળ બન્યું; પરંતુ કરવું શું ? એ કન્યાનો વિયોગ સહન કરવો જ જોઇએ. થોડો સમય એ બાલકી તરફ પ્રેમથી જોઇને રાણીએ પોતાના ગળામાંથી એક રત્નજડિત પદક કાઢીને તે બાલકીના ગળામાં બાંધ્યું અને એ બાલકી રેણુકાને સ્વાધીન કરી. રેણુકા એ બાળાને લઇને પોતાની સગીને ત્યાં ગઈ. એ બાઇ તથા તેના ધણીને તમામ તો નહિ પણ કેટલુંક રહસ્ય નિવેદન કરીને તેણે એ છોકરી પેલી બાઇને સુપ્રત કરી. રાણીએ એ છોકરીની સગવડને માટે જે દ્રવ્ય આપ્યું હતું તે દ્રવ્ય રેણુકાએ પેલી બાઇના પતિને આપ્યું; અને " જો ભવિષ્યમાં બીજા પૈસાની જરૂર પડે તો મારી પાસે માગજો, પણ આ છોકરીને કશી વાતની કમીના પડવા દેશો નહિ " એમ કહીને તે બાલિકાની તેણે યોગ્ય વ્યવસ્થા કરી.

આવી રીતે રાણી પોતાના રોગથી મુક્ત થયા પછી બીજા દશ-બાર દિવસ સુધી સુવર્ણપુરમાં રહી. ત્યારબાદ તે જે કિલ્લામાં

હવાફેર કરવા માટે જવાની હતી ત્યાં ગઇ. મંદાકિની અને ચિત્રાંગદાએ મોટા ચાતુર્યપૂર્વક રાણીની પ્રસુતાવસ્થા કોઇના ધ્યાનમાં આવવા દીધી નહિ. તે બે–ત્રણ મહિના એ કિલ્લામાં રહી. પોતાની પ્રકૃતિ બરોબર સુધરી ગઇ એટલે રાણી પાછી વિલાસપૂર આવી અને પૂર્વવત્ રાજકારભાર સંભાળવા લાગી. લગભગ બે વર્ષ સુધી પેલી બાલિકાના સંબંધમાં રાણી અને રેણુકાની વચ્ચે પત્ર વ્યવહાર ચાલુ રહ્યો હતો. પેલી બાલિકાનો પાલક પોતાની સ્ત્રી તથા આ બાળાને લઇને સુવર્ણપુરથી ધંધાર્થે બીજે ગામ ગયો હતો, જતી વખતે તેને પાંચ વર્ષ સુધી અડચણ ન પડે એટલું દ્રવ્ય રેણુકાએ આપ્યું હતું. વળી એક હૂશિયાર દાઇ પણ તેણે એ બાળા માટે મોકલી હતી. બીજે ગામ ગયા પછી અમુક સમયે આ બાળાની પાલિકા–રેણુકાની સગી મરણ પામી; અને તે પછી બીજાં પાંચ વર્ષે તેનો પતિ પણ મરણ પામ્યો. મરતી વખતે તે અવાચક થઇ જવાથી માલતીને–આ બાળાને કશું પણ કહી શક્યો નહિ. હવે પેલી દાઇ આ ગામમાં એકલાં રહેવા કરતાં સ્વદેશ જવાનું પસંદ કરીને વિલાસપુર આવી. તેણે રેણુકાને મળીને માલતીને તેને સ્વાધીન કરી. માલતીના રક્ષણની જવાબદારી પોતે લીધેલી હોવાથી રેણુકાબાઇએ તેને પોતાની પાસે વસંત–મંદિરમાં રાખી. આજ અરસામાં લક્ષ્મીધનની પત્ની સ્વર્ગવાસ પામી હતી. એટલે ન્હાની ઇન્દિરાવતીને એકાદી મૈત્રિણીની જરૂર હતી. એથી લક્ષ્મીધને પણ માલતીને આનંદપૂર્વક આશ્રય આપ્યો.

માલતીના જન્મ પછી એક–બે વર્ષે જ સરદાર અશોકરાય સ્વર્ગવાસ પામ્યો અને તેની જગ્યાએ તેનો ભાઇ પ્રદ્યુમ્નરાય કિલ્લેદાર બન્યો. અશોકરાયના દીકરાઓ હજી ન્હાની ઉમરના હતા.

આ કથાનકના પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે રાણી વસંત–મંદિરમાં આવી હતી તે વખતે રાણી તેની દીકરીને–માલતીને ઓળખી શકે, એવા ઉદ્દેશથી રેણુકાએ માલતીને પેલા પદક સાથે રાણી પાસે મોકલી હતી. તથાપિ એ સંબંધમાં જ્યારે રાણીએ તેને પ્રશ્નો કર્યા ત્યારે તેનો કશો પણ ખુલાસો રેણુકાએ કર્યો નહતો. કારણ કે સુવર્ણપુરની ઘટના બન્યા પછી છ માસે ચિત્રાંગદા એકાએક મરણ પામ્યાની બાતમી તેના કાનપર આવી હતી; અને તેજ અરસામાં મંદાકિની પણ એકાએક અદૃશ્ય બની ગયાનું તેના જાણવામાં આવ્યું હતું. ત્યાર બાદ એક–દોઢ વર્ષે મંદાકિની શ્રીનગરમાં કેદ થયેલી છે એવું પણ તેના જાણવામાં આવી ચૂક્યું હતું. વળી તે પછી નવ–દશ વર્ષમાં મંદાકિનીના કશા સમાચાર મળ્યા નહતા. એટલે આ વિષયમાં સર્વથા મૌન્ય ધારણ કરવાનું જ રેણુકાને ઇષ્ટ લાગ્યું. કારણ કે આ બન્ને સ્ત્રીઓના અદૃશ્ય થવાનો સંબંધ રાણીના આ ગુપ્ત રહસ્યની સાથે હોવો જોઇએ, એવું અનુમાન રેણુકાએ વિનાવિલંબે કરી લીધું હતું.

રાણીને અશોકરાયના સંબંધથી માલતી સાંપડી હતી એ વાત ચિત્રાંગદા અને મંદાકિનીના મૂખેથીજ રેણુકાના જાણવામાં આવી હતી.

વસંત–મંદિરમાં પોતાની કન્યા હયાત હોવાનું જાણવામાં આવતાં રાણીએ ત્યાંથી રાજમહેલમાં જઇને તુરત જ અશોકરાયના પુત્રો સત્યવર્મા, શ્રીપતરાય અને વિશ્વદત્તને રાજ્યદ્રોહી ઠરાવી, તેમને દેહાન્તશિક્ષા ફરમાવી હતી. તથાપિ રાણીએ માત્ર એટલી યોજના કરી હતી કે ગુપ્ત રીતે તે લોકોને આ બાબતની સૂચના મળે અને તેઓ વિલાસપુર રાજ્યની હદનો ત્યાગ કરીને દૂર દેશાવરમાં ચાલ્યા

જાય. કારણ કે એક જ પિતાથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ભાઇઓ અને માલતી વચ્ચે ભાઇ બ્હેનનો સંબંધ હતો. પરંતુ એ વાતની તેમને માહિતી ન હોવાથી તેમની વચ્ચે મેળાપ થતાં, એક બીજા વચ્ચે પ્રેમોદ્દભવ થવાનો સંભવ હતો. એ સંભવ ટાળવાને માટે–માલતી આ ત્રણમાંથી એકે ભાઇ સાથે લગ્ન સંબંધથી ન જોડાય તે માટે રાણીએ આ ન્હાના છોકરાઓ ઉપર રાજ્યદ્રોહનો ભયંકર આરોપ મૂક્યો હતો.

હાય! પોતાના સ્વાર્થને ખાતર, પોતાની પ્રતિષ્ઠાને ખાતર, બીજાના જીવનને નષ્ટ કરનાર રાજકર્ત્તાઓ! પોતાને પ્રાપ્ત થયેલી સત્તાનો દુરુપયોગ કરવાનું પરિણામ કદી પણ સારૂં આવ્યું નથી!

બસ, પ્રિય વાચક! હવે અમારે કાંઇ વિશેષ કહેવાનું નથી. જે કાંઇ થોડુંક કહેવાનું છે તે અમે થોડાંક પ્રકરણોમાં ટુંકામાં કહી નાંખીશું.

## પ્રકરણ ૪૦ મું.

### રાણી અને મંદાકિની.

સાડત્રીશમા પ્રકરણમાં જણાવેલી ઘટના બની આવી તેજ દિવસે સાયંકાળે રાજમહેલના એક પ્રશસ્ત દિવાનખાનામાં એક મલમલના આસનપર રાણી ઈન્દિરાવતી પડી હતી. તેણે પોતાના બન્ને હાથે પોતાનું મસ્તક દાબી રાખ્યું હતું. તે કોઇ પણ ખેદદાયક વિચારમાં નિમગ્ન બનેલી દેખાતી હતી. જો કોઇએ તે સમયે તેની સામે જોયું હોત તો અત્યારે રાણીનું અંતઃકરણ મોટા દુઃખથી પિડાય છે એવું જણાયા સિવાય રહેત નહિ. રાણીએ

પોતાના મનને શાંત કરવાને માટે પોતાનાથી બની શક્યો તેટલો પ્રયત્ન કરી જોયો; પરંતુ તેનું ચિંતામગ્ન બનેલું મન સ્થિર થયું નહિ. વિલાસપુરની જે લક્ષાવધિ પ્રજાને પોતાની રાણીના સંબંધમાં–તે અત્યંત ગંભીર અને ધૈર્યશાલી છે એવી ખાત્રી હતી, જે લોકો તેનું મન મજબૂત છે અને તે આત્મસંયમી છે એમ સમજતા હતા, તેમનામાંનો એકાદ જો અત્યારે રાણીને જૂએ તો પોતાની આજપર્યંતની કલ્પના ભૂલભરેલી હતી; એટલું જ નહિ પણ રાણી અત્યંત દુર્બળ મનની અને બ્હીકણ છે એવી તેની ખાત્રી થયા સિવાય રહે નહિ. સ્હવારથીજ તેનો ચ્હેરો બિલકુલ મ્લાન બની ગયો હતો, નેત્રોમાંના પાણીનો લોપ થઇને તે નિસ્તેજ બન્યાં હતાં, અને તેના અંગમાં હૂશિયારી તો બિલકુલ રહી ન હતી. મેદાનમાંથી પાછી ફર્યા બાદ જાણે પોતાની ઉમરમાં પાંચ–દશ વર્ષની વૃદ્ધિ થઇ ગઇ હોય–પોતે એટલી વધારે વૃદ્ધ બની ગઇ હોય એમ તેને લાગતું હતું. મંદાકિની સાથે થયેલા ભાષણથી તેના મનને જે આઘાત લાગ્યો હતો તે કાંઇ ન્હાનોસૂનો ન હતો. હવે પોતે વધારે સમય આ દુનિયામાં ટકી શકે તેમ નથી એવું તેના મનને થઇ ગયુંહતું. અર્થાત્ પોતાના પાપકર્મને છૂપાવનારને તેના પ્રયત્નમાં નિષ્ફળતા મળતાં તેનું ગુપ્ત રહસ્ય પ્રકટ થતાં તેની જે સ્થિતિ થાય છે એવી સ્થિતિ રાણીની થઈ હતી. તેનું કારણ માત્ર એટલુંજ હતું કે તેનું મન પૂર્વે તેણે કરેલા અઘોર અન્યાય માટે અત્યારે તેને ડંખતું હતું.

એટલામાં દિવાનખાનાનો દરવાજો ઉઘડયો અને એક દાસી અંદર આવી. પોતાની મુદ્રાને હમેશના જેવી ગંભીર બનાવવાનો રાણીએ ઘણો પ્રયત્ન કર્યો, પણ તે વ્યર્થ ગયો. આવેલી દાસીએ પ્રણામ કરીને રાણીને ખબર આપી: " સરકાર મંદાકિનીબાઇ આવ્યાં છે. "

જ્યારે કોઇ માણસનું મન ઉશ્કેરાઇ ગયું હોય ત્યારે જો તે વખતે તેની પાસે કોઇ ઉતરતા દરજ્જાનું માણસ જાય તો ઉશ્કેરાયેલ માણસ પોતાનો બધો રોષ તેના ઉપર કાઢે છે એવોજ પ્રકાર અત્યારે બન્યો. રાણી પેલી દાસી પર ગુસ્સે થઇને બોલી: "તને મેં જે કહ્યું હતું તે તું ભૂલી ગઇ લાગે છે! મેં તને શું કહ્યું હતું?"

દાસી રાણીને ગુસ્સે થયેલી જોઇને થરથર કમ્પતી, હાથ જોડીને બોલી: "સરકાર! મંદાકિનીબાઇની સાથે જે સ્ત્રી આવે, તેને આપને પૂછ્યા સિવાય જ અંદર લાવવાની આપે મને આજ્ઞા કરી હતી."

"તો પછી તેં એ પ્રમાણે કેમ ન કર્યું?" રાણીએ પૂછ્યું.

"સરકાર! મંદાકિનીબાઇ એકલાં જ આવ્યાં છે, ત્યારે હું શું કરૂં?" દાસીએ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો.

"એમ છે?" રાણી આશ્ચર્ય તેમજ કિંચિત્ ભયપૂર્વક બોલી: "જા, ત્યારે મંદાકિનીને અંદર લઇ આવ."

દાસી બહાર ગઇ અને થોડી વારે મંદાકિની અંદર આવીને રાણી સન્મુખ ઊભી રહી. તેને રાણીએ અત્યંત આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો: "મંદાકિની! તું એકલીજ કેમ? તું એમ તો કહેવા નથી માગતીને કે માલતી મને મળવાની ના કહે છે? તે મારાથી ડરે છે? હું તેની સાથે કપટ કરીશ એવું તેને લાગે છે? કે બધી સત્ય હકીકત તેના જાણવામાં આવતાં તે મારો તિરસ્કાર કરે છે? કહે, જે હોય તે એકદમ કહી દે."

સ્હવારે મંદાકિનીએ ભૂતકાળનો તમામ પ્રસંગ ભૂલી જવાનું રાણી પાસે કબૂલ કર્યું હતું. તથાપિ અત્યારે રાણીને જોતાં જ તેના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયા સિવાય રહ્યો નહિ; એથી તે સ્હેજ તિરસ્કારપુર્વક બોલી: "દેવી! એવું કશું નથી."

" તો પછી એ કેમ ન આવી ? કાંઇ ચિંતા કરવા જેવું તો બન્યું નથી ને ? " એમ બોલતાં રાણી ગભરાયા જેવી દેખાતી હતી. એકાદ પળ મૌન રહી, પોતાના મનને શાંત કરવાનો પ્રયત્ન કરતી તે બોલી: "પેલી રેણુકાએ તેને બધી હકીકત જણાવતાં મારા સંબંધમાં તેનું મન કલુષિત કર્યું હશે ! તેણે મારાં અપકર્મની હકીકતનું તેમાં મીઠુંમરચું ભભરાવીને મારી પુત્રી પાસે વર્ણન કર્યું હશે ! હા, એમ જ હોવું જોઇએ–એ રેણુકાએ મારા ઉપરનું વેર વાળેલું હોવું જોઇએ. તે એમ શા માટે ન કરે ? મેં તેને બરોબર ન ઓળખી; તેને ત્રાસ આપ્યો, તેને હાલહવાલ કરી, તો પછી એ તે પ્રમાણે કરે એમાં આશ્ચર્ય શું ? તેણે મારી કન્યાના મનમાં તિરસ્કાર ઉત્પન્ન કર્યો હોય એ તદ્દન સાહજિક છે. "

આ ભાષણ રાણી એટલા આવેશપૂર્વક કરતી હતી કે તેની વચ્ચે બોલવાની મંદાકિનીને સગવડ જ મળી નહિ. છેવટે રાણી પોતાના બે હસ્ત વડે મુખ ઢાંકીને આસન ઉપર પડી, એટલે મંદાકિની બોલી: " રાણી સાહેબ ! એવું કશું પણ બન્યું નથી. તથાપિ તમે તમારા પોતાના પરથી બીજાની પરીક્ષા કરતાં હો તો તેમાં કશું આશ્ચર્ય નથી. "

મંદાકિનીના આ કટાક્ષપૂર્ણ ભાષણથી રાણીને ગુસ્સો થયો, તથાપિ પોતાનો એ ગુસ્સો વ્યર્થ છે, તેનો કશો પણ ઉપયોગ થઇ શકે તેમ નથી, એ તે પૂર્ણ રીતે જાણતી હતી. તે સ્હેજ કર્કશ અવાજે બોલી: " પણ તો પછી છે શું ? તારી મુદ્રા ઉપરથી લાગે છે કે તું કાંઇ સારા સમાચાર લાવી નથી. તું જે કાંઈ માઠી બાતમી લાવી હોય તે એકદમ કહી નાંખ ! વાર ન લગાડ ! "

મંદાકિનીએ કહ્યું: " સરકાર ! આપે રેણુકાના સંબંધમાં જે

ભાષણ કર્યું છે તે તદ્દન અયોગ્ય છે. તેણે આપની પુત્રીના મનમાં આપના વિષે તિરસ્કાર ઉત્પન્ન કર્યો હશે, એવી આપે કરેલી કલ્પના બિલકુલ ખોટી છે. એ બાઇએ ભયંકર જીવતા દોઝખ જેવી દિવાનાશાળામાંથી આવ્યા છતાં પણ અત્યંત સાવધાનીપૂર્વક અને આપના સંબંધમાં શક્ય તેટલી આદરબુદ્ધિ રાખીને જ માલતીને સત્ય હકીકતથી માહિતગાર કરી છે."

રાણી બોલી: "જ્યારે તું કહે છે ત્યારે એ વાત હું સાચી માનું છું." આ શબ્દો ઉચ્ચારતી વેળાએ રાણીની મુદ્રા ઉપર સ્હેજ સંતોષ વ્યક્ત થતો હતો.

"રાણી સરકાર! હું આ બધું ખરૂં જ કહું છું." મંદાકિનીએ જણાવ્યું: "આપની પાસે ખોટું બોલવાથી મને લાભ શો? વિશેષ શું કહું? માલતી ઉપર જેટલો પ્રેમ રેણુકાબાઇનો છે; તેટલો પ્રેમ તો આપ તેની પ્રત્યક્ષ માતા હોવા છતાં, આપનો પણ તેના ઉપર હોવાનું શક્ય નથી. રેણુકાબાઇએ માલતી પાસે તેના જન્મની અને આપના કર્મની હકીકત જણાવતાં પરિસ્થિતિનું યોગ્ય વર્ણન કરીને આપના સંબંધમાં જેટલું સારૂં કહી શકાય તેટલું કહેવામાં કશું પણ બાકી રાખ્યું નથી."

રાણી બોલી: "ત્યારે મારૂં પેલું ભયંકર કૃત્ય તેના કાનપર ગયું નથી. કયું કૃત્ય એ તો તારા ધ્યાનમાં આવ્યુ જ હશે. કારણ કે આજે સ્હવારે જ તેં એ વાતનો ઉલ્લેખ કર્યો હતો."

મંદાકિનીએ કહ્યું: "સરકાર! આપ જે કહો છો તે મારા ધ્યાનમાં આવ્યું છે. વળી એ કૃત્યને આપે ભયંકર વિશેષણ લગાડેલું સાંભળીને પણ મારા મનને ઘણી શાંતિ થઈ છે. સુવર્ણપુરમાં બનેલા બનાવ પછી થોડા મહિનામાં બિચારી ચિત્રાંગદાનો અંત આવ્યો,

એ વાતની જાણ આપની પુત્રીને થઇ છે કે કેમ, તે બાબતની આપને ચિંતા થઇ પડી છે! અરેરે! ગરીબ બિચારી ચિત્રાંગદા! ણે અત્યંત લાગણી અને નિષ્ટાપૂર્વક આપની સેવા કરી હતી!!"

રાણી જાણે રડું રડું થઇ રહી હોય તેવા સ્વરે બોલીઃ "મં-દાકિની! મને શા માટે ત્રાસ આપે છે? આગલી વાતનું વેર વાળવાને માટે તું દરેક શબ્દ ટોચી ટોચીને બોલે છે, તારા એ શબ્દો મારા કાળજામાં તીણા ખંજરની માફક ભોંકાય છે. તારી મુદ્રા જો કે શાંત દેખાય છે ખરી; તો પણ તારી દૃષ્ટિ ઝેરી તીરની માફક મારા અંગ-પ્રત્યાંગને પિડા આપે છે. મંદાકિની! હું ગોકળ-ગાય જેવી બની ગઇ છું, મારૂં સર્વ ધૈર્ય હરાઇ ગયું છે, હું કેવળ દીન બની ગઈ છું. હવે તો મારા ઉપર દયા કર!"

મંદાકિનીએ રાણીના ભાષણ તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ. તે અગાઉની માફક જ શાંત મુદ્રાથી બોલીઃ "રાણી સરકાર! આપના એકંદર વર્ત્તનથી માલતીને કેવું લાગતું હશે તેની મને ખબર નથી; પરંતુ રેણુકાએ જે હકીકત માલતીને કહી, તે ઉપરથી તો આપના સંબંધમાં તેનું મન કલુષિત કર્યું નથી એ હું ખાત્રીપૂર્વક કહું છું. રેણુકાએ તેને આ હકીકત અત્યંત સાવધાનીપૂર્વક કહી હતી, જે વાત ગુપ્ત જ રાખવાની હતી તેના સંબંધમાં તેણે માલતીને એક અક્ષર પણ જણાવ્યો નથી; અર્થાત્ ચિત્રાંગદાના મૃત્યુના સંબંધમાં રેણુકા કશું પણ બોલી નથી."

રાણીએ કહ્યું: "એ તેનો મારા ઉપર મોટો ઉપકાર સમજું છું. તો પણ તારી હકીકત તો–"

"મારી હકીકત તેની પાસેથી છૂપી રાખવાનું શક્ય જ ન હતું." મંદાકિનીએ જવાબ આપ્યોઃ "મને તુરંગમાંથી કેવી રીતે

મુક્ત કરવામાં આવી હતી એ તો તેને જણાવવું જ પડયું હતું. કારણકે આ બધું બન્યું છે તે મારા આગમનને લીધેજ."

"તો પછી તને મેંજ–"

"હા આપેજ મને ત્રેવીશ વર્ષ સુધી જીવંત સમાધી આપી હતી, એ માલતીના જાણવામાં આવ્યું છે." રાણીને આગળ નહિ બોલવા દેતાં મંદાકિનીએ જણાવ્યુંઃ "વળી એમ માનો કે એ વાત માલતીથી છૂપાવી શકાઇ હોત; તોપણ આપે રેણુકાને કેવી રીતે અટકમાં રાખી હતી એ તેના જાણવામાં હતું. એથી–"

"હા, એ ખરૂં છે." રાણી દુઃખપૂર્વક બોલી.

"વળી તેનો જન્મ કિલ્લેદાર અશોકરાય અને આપના સમાગમથી થયો છે, એવું માલતીના જાણવામાં આવતાં આપે સત્યવર્મા વગેરે ત્રણ ભાઇઓને દેહાન્તશિક્ષા શા માટે કરી હતી એ તેના લક્ષમાં આવ્યા સિવાય કેવી રીતે રહી શકે? કારણ કે બાર વર્ષ પહેલાં આપ વસંત–મંદિરમાં પધાર્યા કે તુરત જ એ શિક્ષા આપે ફરમાવી હતી."

"અરે પ્રભુ! હું મારાં અનેક દુષ્કૃત્યોને લીધે મારી કન્યાની દૃષ્ટિએ નીચ ઠરી છું! હું સમજી શકું છું કે મારાં કૃત્યો સાંભળીને તે મનમાં ને મનમાં મારો તિરસ્કાર કરતી હશે! પરંતુ તુંજ કહે, એ ત્રણ ભાઇઓને વિના વાંકે દેહાંતશિક્ષા કરવાનું મારૂં કૃત્ય કોઇની દૃષ્ટિએ અન્યાયી અને જૂલ્મી લાગતું હશે, તોપણ સાવત્ર ભાંડુની વચ્ચે પ્રેમ સંબંધ ન જોડાય તે માટે ખબરદારી રાખવાની મારી ફરજ ન હતી શું? અને તુંજ જો, કે જે બાબત મેં આટલી ખબરદારી રાખી હતી, અને જેને માટે હું ડરતી હતી તે જ બાબત બની આવ્યા સિવાય રહી નહિ! માલતી અને સત્યવર્મા વચ્ચે

બંધાયા સિવાય રહ્યો નહિ ! વારૂ, પણ કહે, માલતી અહીં
માટે ન આવી ?"

મંદાકિનીએ જવાબ આપ્યો: " શું આપને એમ લાગે છે કે
કોમળ મનવાળી છોકરીને, આ બધી હકીકત સાંભળવાથી કશું
લાગ્યું નહિ હોય ? અગાઉ તમે તે દિવસે તેનું લગ્ન સૂર્યદત્ત
યે કરવાનું કહેવાની કરેલી ઉતાવળ તથા તેના અને સત્યવર્મા વચ્ચેના
ના સંબંધમાં તમે કરેલી પૂછપરછ ઉપરથી તેના મનમાં કેટલીક
ા આવી હતી. વળી છેલ્લા થોડા દિવસમાં જયચંદ્ર અને સ્નેહ-
ાના મુખમાંથી કેટલાક અસ્પષ્ટ શબ્દો તેના કાનપર પડયા હતા. એથી
ો સંશય દૃઢ થયો હતો. તેનો એ સંશય આમ એકાએક ખરો
લો જોવામાં આવતાં તેના મનની કેવી સ્થિતિ થઇ હશે ? પોતે
વિલાસપુરની રાણીની કન્યા છે એ જાણ્યા પછી તથા અત્યારે
તાની યોગ્યતા કેટલી છે એ તેના ધ્યાનમાં આવ્યા પછી તેના
ામાં શી શી કલ્પનાઓ આવી હશે વારૂ ? તેમજ મારો ત્રેવીશ
નો તુરંગવાસ, પેલા ત્રણ બંધુઓને થયેલી દેહાન્ત શિક્ષા, એથી
ની થયેલી દુઃસહ્ય સ્થિતિ, જે માલતીને પ્રાણથી પણ અધિક
ય હતી તે રેણુકાને આપે આપેલો ત્રાસ, એ સર્વ ઘટના માત્ર
ે રાણીના પેટે જન્મ લીધાથી બની આવેલ છે, એવું તેના મનમાં
ાવતાં શું તેને કાંઇ પણ ખેદ નહિ થયો હોય ? જો કે એ હકીકત
અત્યંત વિચારપૂર્વક, સાવધપણે અને સૌમ્ય સ્વરૂપે જણા-
ાનો પ્રયત્ન થયો હતો, તોપણ એથી શું થયું ? અર્થાત્ આ બધા
ચારોથી તથા સત્યવર્મા સાથેના પોતાના પ્રેમનું ખરૂં સ્વરૂપ શું
તેનો ખ્યાલ આવવાથી માલતીના મનને કેટલો આઘાત થયો
ે તેનો વિચાર તમે જ કરી લ્યો !"

"બસ, બસ! હવે હું સમજી." રાણી બોલીઃ "તું એમ કહેવા માગે છે કે આ બધી હકીકત જાણવામાં આવવાથી મારી દીકરી મારો તિરસ્કાર કરે છે અને મારૂં મ્હોં જોવા ઇચ્છતી નથી!,'

"રાણી સાહેબ! શું આપે તેના મનની આવીજ પરીક્ષા કરી? " મંદાકિની બોલીઃ "હું ખરૂં જ કહું છું કે તેણે આપના ગર્ભાશયમાં નવ માસપર્યંત નિવાસ કર્યો છે, તો પણ તેના અને આપના સ્વભાવમાં જમીન–આસમાનનો તફાવત છે, અહો રાણી સરકાર! એ બાલિકા કેવળ સદ્‌ગુણની મૂર્તિમંત પ્રતિમા જ છે. પોતાના માટે લોકોને આટઆટલું સહન કરવું પડયું છે એ જાણીને તેનું હૃદય વિદીર્ણ બની ગયું છે. તથાપિ તે આપને બિલકુલ દોષ આપતી નથી. એટલું જ નહિ પણ આપે જ્યારે જ્યારે જે જે કૃત્ય કર્યું હતું તે કેવળ યોગ્ય જ હતું એમ તે કહે છે. તે માત્ર એટલું જ કહે છે કે આ બધું દૈવયોગે બની આવ્યું છે. તેને તો આપની દયા આવે છે. ખરેખર, તેનો આપના ઉપર નિર્મળ પ્રેમ છે."

મંદાકિનીના આ શબ્દોએ પાષાણ હૃદયી રાણીના મનને પીગળાવી નાખ્યું. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી, તેના મુખની શબ્દોચ્ચાર કરવાની શક્તિ મંદ બની ગઇ–તે સ્તબ્ધ બની રહી.

"હા, રાણી સાહેબ! તેનો આપના ઉપર અત્યંત પ્રેમ છે." મંદાકિની આગળ બોલવા લાગીઃ "મેં પ્રથમથી જ કહ્યું છે કે હું આપની પાસે ખોટું બોલનાર નથી. અહો રાણી સરકાર! મને ખરૂં પુછાવો તો આપને માટે મારા મનમાં એક તલ માત્ર પણ પૂજ્યભાવ રહ્યો નથી. છતાં પણ હું આપને ખોટું કહીને ફસાવનાર તો નથીજ. કેમકે હવેથી ભવિષ્યમાં આપને કશી પણ પિડા આપવી નહિ એવો મેં સ્હવારે જ આપની સાથે ઠરાવ કર્યો છે. આપ ખાત્રી

રાખજો કે આજ સુધીમાં મેં કદી પણ અસત્ય ભાષણ કર્યું નથી. તે પ્રમાણે આજે પણ અસત્યવાદ કરતી નથી."

રાણી ગરીબાઇપૂર્વક બોલીઃ "મારો તારા ઉપર વિશ્વાસ છે, અને મારી કન્યાનો મારા ઉપર પ્રેમ છે, એ શબ્દો તારા મુખેથી સાંભળીને મને સંતોષ થાય છે."

મંદાકિનીએ કહ્યુંઃ "રાણી સરકાર! એ આપના ઉપર પ્રેમ તો કરે જ છે; પરંતુ આપની મનઃસ્થિતિનો વિચાર કરતાં તેના અંતરને દુઃખ પણ થાય છે. તે જો અહીં આવી હોત તો આપને લાગી આવે એવો એક પણ શબ્દ તેના મુખમાંથી નિકળ્યો ન હોત. હું ખરૂં જ કહું છું કે જો તેનાથી અહીં આવી શકાયું હોત તો તે આપનાં ચરણ પકડીને એક વાર મને-મારી દીકરી-કહીને બોલાવો- મને આપની છાતી સરસી ચાંપો, એવી તે આપને પ્રાર્થના કરતી હોત. જો માત્ર આપ એકજ વાર 'તું મારી દીકરી છે!' એટલું કહીને પછી તેના જીવનપર્યંત તેને આપનાથી દૂર રાખો, તોપણ તેથી તેને અસંતોષ થાય તેમ નથી."

"અરેરે! ગરીબ બિચારી માલતી! હાય હાય! મને પણ કેટલી વાર તેનું સ્મરણ થયું હશે! કેટલી વાર મારૂં હૃદય વિદીર્ણ થયું હશે? પણ હું શું કરૂં? મને મારી આબરૂની ભીતિ લાગતી હતી. પણ મંદાકિની! અત્યારે હું ખરૂં જ કહું છું; મારાથી રહી શકાતું નથી; મને કહે, એ તારી સાથે અહીં શા માટે ન આવી?"

"એ પથારીમાં પડી છે; તેનાથી ઉઠી શકાતું નથી; તેનો દેહ જર્જરીભૂત થઇ ગયો છે; તેનું શરીર નખાઇ ગયું છે!" મંદાકિનીએ માલતી નહિ આવવાનો ખુલાસો કર્યો.

"અરે પ્રભુ! મારી છોકરીના મૃત્યુની પણ શું હું કારણ

બનીશ ?" રાણી એક દીર્ઘ નિઃશ્વાસપૂર્વક બોલી: " બાઇ ખરૂં કહે, એકંદરે તો તેની સ્થિતિ સારી છે ને ?"

" રાણી સાહેબ ! ખોટું શા માટે બોલું ? તેના જીવનની આશા રાખવી નકામી છે. માત્ર બાકી રહેલી ઘટિકાઓ પૂરી કરે તોયે ભાગ્ય !"

" શું ! આ તું શું કહે છે ?" રાણી થર થર કમ્પતી બોલી: " તારા આ શબ્દો ઉપરથી મને અત્યંત ભીતિ લાગે છે."

" રાણી સાહેબ ! આપે આજસુધીમાં અનેક ભયંકર અને દુઃખદાયક કૃત્યો કરીને કેટલા બધા માણસને હેરાન કર્યાં છે ? શું આપ એમ માનો છો કે તેનું પરિણામ સુખપ્રદ નિવડશે ? ના, તેનું પરિણામ કદી પણ સુખપ્રદ ન જ થાય ! અર્થાત્ આ એકંદર પ્રકારથી માલતીના કોમળ મન ઉપર જે મોટો આઘત થયો છે, તેમાંથી તે બચવા પામશે એવી આશા રાખવી મિથ્યા છે."

" હે પ્રભુ !" રાણીના મુખમાંથી ઉદ્દગાર સરી પડયો, અને તે આવેશપૂર્વક બોલવા લાગી: " શું તેના જીવનની આશા રાખી શકાય તેમ નથી ? તો તું મને કહે, એ કયાં છે ? મારે મારી દીકરીને મળવું છે–મારી મધુરી માલતીને છાતી સરસી ચાંપવી છે–મારી એકની એક દીકરીના મુખમાંથી બે પ્રેમના શબ્દો સાંભળવા છે !" રાણી અત્યારે ઉશ્કેરાઇ ગઇ હતી, તે ઘેલી બની ગઇ હતી.

મંદાકિનીને પણ રાણીની દયા આવી. તે તેને શાંત કરતી બોલી: " બાઇ શાંત થાઓ. તે વસંત–મંદિરમાં જ છે. હું લક્ષ્મીધનના રથમાં બેસીને અહીં આવી છું. રાજમહેલની દેવડી પાસે રથ ઊભો છે. હું અત્યારે પુનઃ ત્યાંજ જનાર છું."

રાણી એકદમ બોલી ઉઠી: " રહે રહે, હું પણ તારી સાથે ત્યાં આવું છું."

એમ કહીને રાણી પોતાના વસ્ત્રાગારમાં ગઇ. તેણે એક જાંબુડીયા રંગની શાલ ઓઢી લીધી. તે શાલ તેણે એવી રીતે ઓઢી હતી કે તેનો ચ્હેરો એકદમ કોઇની દૃષ્ટિએ પડે નહિ. તેણે કહ્યું: "મંદાકિની ચાલ, હું તારી સાથે એકલી જ ત્યાં આવું છું. હું ધારૂં છું કે મને ત્યાં એકાદ પ્રહર થશે. પરંતુ મેં અત્રે એવી ગોઠવણ કરી છે કે તે સમય દરમિયાન કોઇ મને અહીં મળવા આવે તેને હું ન મળી શકું તોપણ કશી શંકા જાય નહિ. ચાલ મારી સાથે."

## પ્રકરણ ૪૧ મું.

### ચાંચીયાનું છેલ્લું સાહસ.

રાણી આગળ થઇ અને મંદાકિની તેની પાછળ ચાલવા લાગી. તે બન્ને રાજમહેલના પાછલી બાજુના દાદરા પરથી નીચે ઉતરી. તે જગ્યાએ એક પહેરેગીર ઉભો હતો. પણ તે રાણીને ઓળખી શક્યો નહિ. થોડાક ફેર ખાઇને તે બન્ને આગલા ભાગના ચોકમાં આવી. તે સ્થળે જંગાલ-લક્ષ્મી-ધનનો અશ્વપાલ મંદાકિનીની રાહ જોતો ઉભો હતો. મંદાકિનીએ તેને જણાવ્યું કે પોતાની સાથે જે બાઇ છે તે પણ વસંત-મંદિરમાં આવનાર છે. એટલું કહીને તે બન્ને જણીઓ રથમાં બેસી ગઇ; અને રથ ચાલુ થયો. આ રથને જો કે ચાર ઘોડા જોડવામાં આવ્યા હતા, તોપણ તે ઘણો મોટો અને ભારે હોવાથી જલ્દી ચાલી શકતો ન હતો. રથમાં બેઠા પછી તે બે જણીની વચ્ચે જે કાંઇ થોડું ઘણું ભાષણ થયું તે ઉપરથી રાણી સમજી શકી કે સ-

ત્યવર્મા તથા તેના બે ભાઇઓ અને કામસેન વગેરે હમણાં વસંત-મંદિરમાં જ છે. લક્ષ્મીધનના જાણવામાં પણ રાણીને લગતી હકીકત આવી હતી. કારણ કે છેલ્લા બે–ત્રણ મહિનામાં જે ઘટના બની હતી તેના ખુલાસાને માટે લક્ષ્મીધનને ખરી હકીકત જણાવ્યા સિવાય ચાલે તેમ ન હતું. સત્યવર્માને થોડા દિવસ પહેલાં થયેલી ઝપાઝપીમાં જે જખમ થયો હતો તે અત્યારે તદ્દન રૂઝાઇ ગયો હતો. માલતીની પ્રકૃતિ જોવાને માટે લક્ષ્મીધને વૈદ્યને બોલાવ્યો હતો. પરંતુ ગમે તે કોઇ કારણને લઇને માલતીના મન ઉપર આઘાત થવાથી, તેના હૃદયને થયેલી અસરને લીધે તેની પ્રકૃતિ બગડી છે, એટલું જ માત્ર વૈદ્ય જણાવી શક્યો હતો. ખરી હકીકત વૈદ્યના જાણવામાં આવી ન હતી. આ બધી બાબતોના સંબંધમાં રાણી અને મંદાકિની વચ્ચે ભાષણ થતું હતું.

રાત્રી અંધારી હતી, અને રસ્તો કેવા પ્રકારનો હતો એ તો વાચકો જાણે જ છે. જે સ્થળે વૃક્ષઘટા ગાઢ બની ગઈ હતી અને રસ્તો ભયાનક હતો તે સ્થળે રથ આવતાં ઊભો થઇ રહ્યો. એ જોઇને આ બન્ને ચમકી. હકીકત એવી બની હતી કે આ સ્થળે છ–સાત લૂટારાઓની ટોળીએ રથને અટકાવ્યો હતો. એ લૂટારાઓ રસ્તાની બન્ને બાજુએ ઝાડીમાં છૂપાઇ રહ્યા હતા; અને રથ આવી પહોંચતાં જ તેમણે એકદમ હલ્લો કર્યો હતો. તેઓ સશસ્ત્ર હતા એ કહેવાની જરૂર નથી. રથ નજીક આવતાં જ બે જણાએ જંગાલના હાથમાંથી લગામ લઇને ઘોડાને ઊભા રાખ્યા, બે જણા જંગાલને પકડી તેને જમીન પર પાડી તેના હાથ પગ બાંધવા લાગ્યા.

એટલું થયા પછી ટોળીનો આગેવાન બોલ્યો: "હવે આપણે જલ્દીથી ગાડીમાં કોણ છે તેની તપાસ કરવી જોઇએ." એમ કહી,

રથના દરવાજા પાસે આવીને તેણે દરવાજો ખોલ્યો. અંદર માત્ર બે સ્ત્રીઓનેજ જોઇને તે ધમકીભર્યા સ્વરે બોલ્યોઃ "બાઇઓ! એકદમ નીચે ઉતરો!"

પોતાની જગ્યા પરથી બિલકુલ નહિ હાલતાં રાણીએ પણ દમ-પૂર્વક પૂછ્યુંઃ "તું કોણ છે? પણ તને વિશેષ પૂછવાની જરૂર નથી. તું અમને લૂટવા ને માટે આવ્યો છે—અમારી પાસેનું દ્રવ્ય તથા અલંકાર તારે જોઇતાં હશે ?"

"બકબક છોડીને નીચે ઉતરને!" આગેવાન બોલ્યો: "પહેલાં તમે બે જણીઓ કોણ છો એ તો મને જાણવા દો!"

"બાઇ! આપણે મૂંગાં મૂંગાં નીચે ઉતરવું જ ઠીક છે." રાણીએ ધીમેથી મંદાકિનીને સૂચના કરી.

"એ વલભા! જરીક આમ આવ જોઇ, પેલું ફાનસ સળગાવ તો. મારે આ બાઇઓનાં મ્હોં જોવાં છે. ચાલો બાઇઓ, આ બાજુએ આવો!" આગેવાન બોલ્યો.

વલભનું નામ સાંભળતાં જ મંદાકિની ચમકી. "આ તો પેલા ચાંચીયા!" તે બોલી.

ચાંચીયાનું નામ સાંભળતાં રાણી પણ અત્યંત ભયભીત બની ગઇ. કારણ કે થોડા દિવસ પહેલાં વિલાસપુરની ખાડીમાં જે નૌકાનો નાશ થયો હતો, તેને લગતી હકીકત રાણીના જાણવામાં આવી હતી; અને આ ચાંચીયાના સંબંધમાં ઘણી ભયંકર વાતો તેના સાંભળવામાં આવી હતી.

આ ટોળીનો આગેવાન ચંદ્રગુપ્ત હતો. તે બોલ્યોઃ "હા હા, અમે ચાંચીયા જ છીએ! હવે તારે શું કહેવું છે? પણ અમને ઓળખનાર તું કોણ?"

વલ્લભ બોલ્યોઃ "એ કદાચ લક્ષ્મીધનની કન્યા ઇન્દિરાવતી હશે. જો એ હોય તો કેવી બહાર આવે ?" એમ કહેતાં તેણે ફાનસ સળગાવ્યું.

ફાનસના પ્રકાશની મદદથી આ બે સ્ત્રીઓ સામે જોતો ચંદ્રગુપ્ત બોલ્યોઃ "એ કાંઇ લક્ષ્મીધનની કન્યા ઇન્દિરાવતી નથી. આ તો કોઈ બીજી ડોકરી લાગે છે. હા–હા, યાદ આવ્યું–પેલા કામસેનની સાથે જે ડોકરી હતી, તેજ આ !"

"વાહવા! તો તો ઘણુંજ સારૂં!" દુર્લભ બોલ્યોઃ "આપણે અત્યારે પૂરેપૂરો બદલો લઇશું. પણ આ બીજી બાઇ કોણ છે ?"

રાણીએ અત્યારે પોતાના ચ્હેરા પર બુરખો ધારણ કરી લીધો હતો. તેની સામે જોઇને ચંદ્રગુપ્ત બોલ્યોઃ "એ બાઇ! તારા મ્હોં પરથી બુરખો કાઢે છે કે હું કાઢું ? ચાલ–જલ્દી કર!"

"જો આ બાઇ ઈન્દિરાવતી હોય તો કેવું સારૂં? તેને આપણે કબજામાં રાખીને તેના બાપ લક્ષ્મીધનને ખબર આપીશું; એટલે તે મિત્રગુપ્તને છોડાવવાને માટે ખટપટ કરશે." વલ્લભે કહ્યું.

હવે બુરખો કાઢ્યા સિવાય બીજો ઉપાય નથી એમ લાગવાથી રાણીએ મોઢા પરનો બુરખો કાઢી નાખ્યો. તે એમ માનતી હતી કે આ ચાંચીયા લોકો પોતાને ઓળખી શકશે નહિ. પણ તે તુરત જોઇ શકી કે તેની એ માનિનંતા ભૂલ ભરેલી છે. કેમકે તેને જોતાં જ ચંદ્રગુપ્ત બોલ્યોઃ "અરે, આ કોણ? આ તો ખુદ રાણી સરકાર પોતે !"

એ શબ્દો સાંભળીને અત્યંત ગંભીર મુદ્રાથી તથા દમામપૂર્વક રાણી બોલીઃ "ત્યારે ચાલ, મારા પગ પકડ, અને માફી માગ!"

" શું ! માફી માગું ? " ચંદ્રગુપ્ત બોલ્યો: " અરે સરકાર ! આવી ઉત્કૃષ્ટ સંધી પ્રાપ્ત થઇ છે તે કેમ છોડી દેવાય ? પ્રથમ આપ મારા છોકરાને અભયપત્ર આપો, એટલે હું તુરત જ આપને શરણે આવીશ. "

દુલભ બોલ્યો: " અરે ચંદ્રગુપ્ત ! આ તમે શું કરો છો ? રાણી આજે અભયપત્ર આપીને આવતી કાલે નહિ ફરી જાય તેની ખાત્રી શી ? એના કરતાં જો આપણે રાણીને જ ઉપાડી જઇએ તો આપણી કીર્તિ ચોમેર ફેલાશે ! આપણાં નામ ભવિષ્યમાં પણ કાયમ રહેશે. "

" નહિ, " ચંદ્રગુપ્તે કહ્યું: " આપણે રાણી સાહેબ ઉપર વિશ્વાસ રાખવો જ જોઇએ. સરકાર ! જો આપ અભયપત્ર આપવાનું કબૂલ કરો, તો તે મળતાં જ આપને છૂટાં કરવામાં આવશે. "

" નહિ નહિ, " વલભે કહ્યું: " રાજા લોકો ઉપર કદિ પણ વિશ્વાસ કરવો નહિ. માટે રાણી સાહેબને અહીંથી લઈ જવાં તેજ ઉત્તમ છે. "

રાણી આ બધું સાંભળતી હતી. જો ચંદ્રગુપ્ત તેના આ બે સહાયકોની સુચના પ્રમાણે પોતાને પકડીને કોઇ ઠેકાણે અટકમાં રાખશે તો વિકટ પ્રસંગ આવશે; એવો વિચાર કરીને તેણે અભયપત્ર આપવાનો નિશ્ચય કર્યો અને તે બોલી: " હું અભયપત્ર આપું છું; પણ તે અહીં ને અહીં કેવી રીતે મળી શકશે ? અહીં લેખન-સાહિત્ય કયાં છે ? "

" હા, લેખન–સાહિત્યની મુશ્કેલી ખરી. " ચંદ્રગુપ્ત બોલ્યો: " ત્યારે તો હવે હું લાચાર છું. આપને કોઇ સ્થળે લઇ ગયા સિવાય છૂટકો નથી. "

એટલામાં વલભે બૂમ પાડીઃ " ચંદ્રગુપ્ત ! જલ્દી કરો–જલ્દી કરો ! જૂઓ, આ બાજુએ કોઇ સ્વારો આવે છે ! "

એ સાંભળતાં મંદાકિનીએ કાઢી શકાય તેટલા મોટા સ્વરથી બૂમો પાડવા માંડીઃ " દોડો–દોડો ! "

તેને બૂમો પાડતી સાંભળીને વલભે તેને એક ગાળ દીધી અને પોતાની કમરમાંથી એક તમંચો કાઢી, તેનો બહાર મંદાકિનીના કપાળમાં કરવાને પોતાનો હાથ ઉંચો કર્યો. પરંતુ મંદાકિની નીચે બેસી જવાથી એ બહાર ખાલી ગયો.

ચંદ્રગુપ્ત બોલ્યોઃ " અહો રાણી સરકાર ! લાચારીથી મારે આ છેવટનો ઉપાય યોજવો પડે છે. " એમ કહી તેણે રાણીનો હાથ પકડીને તેને નજીકની ઝાડીમાં લેવાનો પ્રયત્ન કર્યો.

આ બાજુએ પુનઃ મંદાકિનીએ બૂમ પાડીઃ " દોડો–દોડો ! જલ્દી કરો ! રાણી સરકારપર જૂલમ–જૂલમ ! "

થોડીજ પળમાં ત્રણ સ્વારો ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઇને મંદાકિની બોલીઃ " દોડો, જલ્દી કરો ! આ સામેની ઝાડીમાં છ–સાત ચાંચીયા લોકો રાણીસરકારને ઉપાડી જાય છે. તેમને છોડાવો ! "

એ શબ્દ સાંભળતાં પેલા ત્રણ સ્વારોએ ઝાડીમાં પ્રવેશ કર્યો. દૂરથી ફાનસનો પ્રકાશ આવતો હતો. તેને આધારે તેમણે ઘોડાને એ તરફ મારી મૂક્યા. આઠ–દશ પળમાં જ એ સ્વારોએ ચાંચીયા લોકોને હતવીર્ય બનાવી દીધા. જેના હાથમાં દીવો હતો તેનો ચ્હેરો સ્પષ્ટ દેખાતો હતો. તેને જોતાં જ એક સ્વાર બોલ્યોઃ " અરે હરામખોર ! તને ઓળખ્યો ! " એમ કહીને માત્ર તલવારના એકજ ઘાથી તે ફાનસવાળા ચાંચીયાના બે ટુકડા કરી નાખ્યા. બીજા બે સ્વારોએ પણ બે જણાને ઠેકાણે કર્યા. એ જોઇને ચંદ્રગુપ્તે રાણીને છોડી

દીધી, અને તે પલાયન થવા લાગ્યો. પણ ઘોડેસ્વાર પાસે તે કેટલેક જઇ શકે? પેલા સ્વારોએ પોતાને પકડી પાડેલો જોઇને ચંદ્રગુપ્તે પોતાનો તમંચો કાઢીને એક સ્વાર સામે નિશાન ટાંક્યું; પરંતુ તમંચાનો ઘોડો ચડાવવાનો તેને અવકાશ મળ્યો નહિ. કેમકે જ્યાં તે ઘોડો ચડાવતો હતો ત્યાંજ તેના શરીરના બે ટુકડા થઇને જમીન પર પડયા. તે દરમિયાન એક બીજો ચાંચીયો પણ જમીનદોસ્ત થયો. બાકીના બે રહ્યા તે ન્હાસી ગયા. સ્વારો એ બે જણાની પાછળ પડયા નહિ.

આ યોગાયોગ મોટી વિલક્ષણ રીતે બની આવ્યો હતો. જેના પ્રાણ લેવાનો ચંદ્રગુપ્તે ત્રણ વાર પ્રયત્ન કર્યો હતો, તે જ કામસેનના હાથે તે આજે બેભાન બન્યો! પોતાના પ્રાણ અને પ્રતિષ્ઠાનું રક્ષણ કરનાર આ ત્રણ સ્વારો કામસેન તથા તેના બે નોકરો છે, એ જાણીને રાણીને પણ ભારે આશ્ચર્ય થયું.

## પ્રકરણ ૪૨ મું.

### માતા પુત્રીનો મેળાપ.

વસંત-મંદિરના એક ઉત્તમ દિવાનખાનામાં એક પલંગ ઉપર માલતીને સુવાડવામાં આવી હતી. તેને વધારે પવન ન લાગે તે માટે તે દિવાનખાનાની કેટલીક બારીઓ બંધ કરવામાં આવી હતી. માલતીના ઓશીકા તરફ રેણુકાબાઇ બેઠી હતી; અને તેના પગ આગળ લક્ષ્મીધનની કન્યા ઇન્દિરાવતી બેઠી હતી. રેણુકાબાઇની સાધારણ રીતે નિર્વિકાર રહેતી મુદ્રાપર પણ

અત્યારે નિરાશા, ખેદ, ચિંતા, વગેરે વિકારોનાં ચિહ્ન સ્પષ્ટ દેખાતાં હતાં. ઇન્દિરાવતી પોતાની સખીની માંદગીથી અત્યંત દુઃખિની જેવી દેખાતી હતી.

અત્યારે માલતીને સ્હેજ નિદ્રા આવી ગઇ હતી. તથાપિ એ બિચારીને ગાઢ નિદ્રા ક્યાંથી આવે? અત્યારે તે નિદ્રાનો નહિ પણ તંદ્રાવસ્થાનો અનુભવ કરતી હતી. તેનું મુખ મ્લાન અને નિસ્તેજ બન્યું હતું. તેના ભરાવદાર હાથ શક્તિ હીન બની ગયા હતા. તેના અંગમાં બિલકુલ સ્ફુર્તિ રહી ન હતી. અરેરે! બિચારી બાવીશ વર્ષની ઉમ્મરની આ યુવતીની અત્યારે કેવી અવસ્થા થઇ હતી? તેણે એક મોટા રાજ્યની રાણીને પેટે જન્મ લીધો હતો; પણ સુખ તેના નસિબમાં ન હતું.

કેટલોક સમય ઇન્દિરા અને રેણુકા સ્તબ્ધ બેસી રહ્યાં. પછી રેણુકા બોલીઃ ઇન્દિરાને કહ્યુંઃ "બેટા! રાત્રી ઘણી ગઈ છે. હવે તું પણ જઇને જરી સૂઇ જા—જા, બેટા જા!

ઈન્દિરાવતી ધીમે સ્વરે બોલીઃ "ફઇબા! હજી વિશેષ રાત્રી ગઈ નથી, અને મને ઉંઘ પણ આવતી નથી."

તે જ વેળાએ દિવાનખાનાનો દરવાજો ધીમેથી ખૂલ્યો અને મંદાકિની અંદર આવી. હમણાં જ તેના ઉપર આવેલા સંકટને લીધે તે ગભરાયેલા જેવી અને વ્યગ્ર દેખાતી હતી. એથી રેણુકા વિલક્ષણ મુદ્રાથી તેની સામે જોઇ રહી. રેણુકાના મનમાં શી કલ્પના આવી છે, તે સમજી જવાથી મંદાકિનીએ કહ્યુંઃ "ભય પામવાનું કશું કારણ નથી. હું કાંઇ અત્યારે માઠા સમાચાર આપવાને માટે આવી નથી."

એ સાંભળીને રેણુકાને શાંતિ થઇ અને ઇન્દિરાવતીનો જીવ પણ નીચે બેઠો; અને તે બોલી: " ઇશ્વર કરે ને આ બધાનું પરિણામ સારૂં આવે. "

તે જ વેળાએ માલતીએ નેત્રો ખોલ્યાં અને તે શૂન્ય દૃષ્ટિપૂર્વક મંદાકિનીની સામે જોઇ રહી. મંદાકિની તેની પાસે આવી અને તેના કાન પાસે પોતાનું મુખ લઇ જઇને બોલી: " માલતી ! તારી ઇચ્છા પ્રમાણે રાણી સરકાર અહીં આવ્યાં છે; એટલું જ નહિ પણ તે તને પોતાની છાતી સાથે ચાંપી, ' મારી વ્હાલી દીકરી ' એમ પણ કહેનાર છે ! "

માલતી કશું પણ બોલી નહિ. માત્ર પોતાની દૃષ્ટિથી જ તેણે સંતોષ જાહેર કર્યો. કારણકે તેનું હૃદય ભરાઇ આવ્યાથી તેના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શક્યો નહિ.

પછી મંદાકિની રેણુકાને ઉદ્દેશીને બોલી: " હમણાં અમે વિલાસપુરથી આ તરફ આવતાં હતાં તે વખતે માર્ગમાં અમને લૂટારા મળ્યા હતા. તે લૂટારાઓને જોઇને અમે બન્ને–હું તથા રાણી –ગભરાઇ ગયાં હતાં. લૂટારાઓ રાણીને ઉપાડીને ન્હાસવા લાગ્યા. પરંતુ એટલામાં કામસેન અને તેના બે નોકરો આવી પહોંચ્યા. તેમણે પેલા લૂટારાને ઠાર કરી અમને બચાવી લીધાં. કામસેનનું શૌર્ય રાણીની દૃષ્ટિએ પડયું તથા તેને લીધેજ રાણી મુક્ત થવા પામ્યાં એ એક રીતે અતિ ઉત્તમ થયું છે. "

મંદાકિનીએ માત્ર ટુંકામાં જણાવેલી આ હકીકત સાંભળીને રેણુકા તથા ઇન્દિરાવતીને ભારે આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેમણે તમામ હકીકત જણાવવાની મંદાકિનીને વિનતિ કરી. મંદાકિનીએ પણ તેમને પોતાની બધી વિતકવાર્તા વિગત સાથે જણાવી.

એ સર્વ હકીકત માલતી પણ સાંભળતી હતી. મંદાકિની

બોલતી બંધ થઇ ગઇ એટલે તે બોલી: " પણ મારી માતા વધારે ગભરાઇ તો નહોતી ગઇ ને ?"

મંદાકિનીએ જવાબ આપ્યો: " જો કે રાણી સરકાર બ્હિનાં હતાં ખરાં, તો પણ એ ભીતિ તે સમય પૂરતી જ હોવાથી, સંકટ દૂર થઇ જતાં હવે તેમના મનમાં એ બાબત કશું પણ નથી. કારણ કે તેમનું મન એટલું મજબૂત છે કે તેમના જેટલા મજબૂત મનવાળી બીજી કોઇ સ્ત્રી મળવી મુસ્કેલ છે." તે ઇન્દિરાવતી સામે જોઇને બોલી: "બાઇ! તું પણ પૂરી ભાગ્યશાળી છે! નહિ તો કામસેન જેવો શૂરવીર પતિ કયાંથી મળે?"

ઈન્દિરાવતીએ સ્મિત કરી, લજ્જાથી નીચું જોયું. જો કે તેમ છતાંયે મંદાકિનીનું ભાષણ પોતાને અત્યંત પસંદ પડયું છે, એવું તે નેત્રસંકેત દ્વારા દર્શાવ્યા સિવાય રહી નહિ. માલતીને પણ મંદાકિનીના પ્રસ્તુત શબ્દોથી સ્હેજ આનંદ થયો હતો. તે બોલી: " કામસેન બરોબર સમયસર ત્યાં આવી પહોંચ્યા એ બહુ જ સારૂં થયું. હવે દેવીના મનમાં તેને માટે સારો ભાવ ઉત્પન્ન થશે; અને પોતે કરેલી કૃપા અસ્થાને નથી એવું તેના મનને લાગવાથી કામસેન ઉપર તેની અગાઉના જેવીજ મહેરબાની થશે."

પછી લક્ષ્મીધન તરફથી નોકર બોલાવવા આવતાં ઈન્દિરાવતી મુખ્ય દિવાનખાનામાં ગઇ. ત્યાં કામસેન તથા લક્ષ્મીધન ઊભા હતા અને રાણી એક ઉત્કૃષ્ટ આસન પર બેઠી હતી. હમણાં જ બનેલા ભયંકર પ્રસંગને લીધે તેના મનમાં ઉપજેલી ભીતિનું ચિહ્ન અત્યારે તેના મુખપર બિલકુલ દેખાતું ન હતું એ ખરૂં; તથાપિ દુઃખ, નિરાશા, ઇત્યાદિ વિકાર તેના ચ્હેરા પર સ્પષ્ટ દેખાતા હતા. રાણીને જોતાં ઈન્દિરાવતી ચમકીને પાછી હઠી; પણ તેને પાછી

જતી જોઇને લક્ષ્મીધને તેને હાકલ મારવાથી તે આગળ આવી, રાણીને નમન કરીને ઊભી રહી.

તેને જોતાં રાણી બોલીઃ "મને લાગે છે કે આ જ મારૂં નામ ધારણ કરનાર ઇન્દિરાવતી! વાહ! મેં તેને જોઇ હતી તે કરતાં અત્યારે તે કેટલી બધી સુંદર દેખાય છે! બાર વર્ષ પહેલાં મેં તેને જોયેલી ત્યારે તો તે માત્ર ન્હાની બાલિકા હતી. અત્યારે તારૂણ્યના મોહક પ્રદેશમાં પ્રવેશ કરી ચૂકી છે."

પોતાનું નામ ધારણ કરનાર આ છોકરી કેટલી સુસ્વભાવી છે અને પોતે પોતાના નામને કેટલી કાલીમા લગાડી છે, એ વિચાર મનમાં આવતાં રાણીનું મન ઉદ્વિગ્ન બન્યું અને તે સ્તબ્ધ બનીને બેસી રહી.

થોડી વારે તે પુનઃ બોલીઃ "બાર વર્ષ પહેલાં મેં તને જોઇ તે વખતે તારો ગૌર વર્ણ, ગુલાબી ગાલ, સોનેરી વાળ, પાણીદાર નેત્રો અને પોપટ જેવું નાક, વગેરે સર્વ અવયવો જેવાં સુરેખ અને મધુર દેખાતાં હતાં તેવાં જ અત્યારે પણ દેખાય છે; અને એ જોઇને મને ઘણોજ સંતોષ થાય છે."

રાણીને પોતાના સ્વરૂપનું આટલું બધું વર્ણન કરતી જોઇને ઈન્દિરાવતી અત્યંત લજ્જિત બની ગઇ. તે મસ્તક નીચું કરી, મુખ બાજુએ ફેરવીને પગના નખ વડે ભૂમિપર રેષા કાઢતી ઊભી રહી. જો કે તે દરમિયાન તેની દૃષ્ટિ કામસેન તરફ ગયા સિવાય રહી નહિ. કામસેન પણ તિરછી નજરે પોતાની પ્રિયતમા સામે જોતો હતો. બન્નેની નજર મળતાં બન્નેનાં મુખ સ્હેજ મલક્યાં. આજે તે બન્ને સ્વર્ગીય આનંદનો અનુભવ કરતાં હતાં.

રાણી આગળ બોલવા લાગીઃ "ઇન્દિરા! તારા ઉપર તથા તારા આ પ્રિયકર ઉપર મેં અનેક સંકટો નાખ્યાં છે, એથી તને મારા ઉપર ગુસ્સો ચડે એ સ્વાભાવિક છે; અને તે માટે મારે મારૂં

પણ લગાડવું જોઈએ નહિ. કામસેનના સંબંધમાં મારું મન કલુષિત થયું હતું; અને તેથી લાંબો વિચાર નહિ કરતાં મેં તેને શિક્ષા કરી એ ઠીક કર્યું નહિ. એવું હવે મને પણ લાગવા માંડયું છે અને તે માટે પશ્ચાત્તાપ પણ થાય છે. મેં તેના પર નાખેલા અનેક સંકટમાંથી તે પસાર થઇ ગયો અને અત્યારના મારા આ શબ્દો સાંભળવાને માટે તે જીવન્ત રહ્યો એ જોઇને મને અત્યંત આનંદ થાય છે. તે માટે હું ઇશ્વરનો મોટો આભાર માનું છું." તે આદ્રયતા પૂવક પુનઃ બોલીઃ "કામસેન! અત્યાર સુધી મેં તને ગમે તેટલું દુઃખ દીધું હોય, પરંતુ હવેથી હું તને મારા પ્રજાજનોમાં પૂર્ણ રાજનિષ્ટ અને મારા રાજ્યના એક મુખ્ય આધારસ્થંભરૂપ સમજું છું. અહો લક્ષ્મીધન! કેટલાંક વર્ષ પૂર્વે તમારી પાસે મેં જે ભવિષ્યકથન કર્યું હતું તે અત્યારે ખરૂં પડયું કે નહિ? તે વખતે મેં શું કહ્યું હતું તે તમને યાદ તો છે ને? તે વેળાએ મારા મુખમાંથી જે શબ્દો નિકળ્યા હતા તે ઇશ્વિરની પ્રેરણાર્થી જ નિકળ્યા હતા એમ કહેવામાં કશી હરકત નથી. કારણ કે કામસેનને ક્ષમા કર્યાની વાત તમારા જાણવામાં આવતાં જ તમે આ ઉભયના વિવાહનો નિશ્ચય કર્યાની હકીકત મારી મૈત્રિણી મંદાકિનીબાઇ દ્વારા મારા જાણવામાં આવી છે. કામસેન! હું તને ખાત્રીપૂર્વક કહું છું કે આખા વિલાસપુર રાજ્યમાં તારી ભાવી પત્ની જેવી સુરૂપ અને સુસ્વભાવવાળી સ્ત્રી મળનાર નથી; અને ઇન્દિરાવતી! તને પણ કામસેન જેવો શૂર, સહાસિક, સદ્દગુણી અને ચતુર પતિ મળ્યો છે, એ તારૂં સદ્દભાગ્ય જ સમજવું. આ પ્રકાર દુધમાં સાકર મળવા સરખો બન્યો છે; અને એથી મને અત્યંત સંતોષ થાય છે."

રાણીના આ ભાષણથી સર્વનાં હૃદય આનંદથી એટલાં બધાં ભરાઇ ગયાં કે એથી કોઇના મુખમાંથી એક પણ શબ્દ નિકળ્યો

નહિ. એવી રીતે કેટલીક પળો સ્તબ્ધતામાં પસાર થયા બાદ છેવટે લક્ષ્મીધન બોલ્યો: "સરકાર! આપના મુખમાંથી નિકળેલી ભવિષ્યવાણી આવી રીતે સત્ય ઠરેલી જોઇને મને અત્યંત આનંદ થાય છે. કામસેન એક મોટી જાગીર ધરાવનાર સરદાર છે; પરંતુ હું પણ મારી સર્વ સંપત્તિ મારી પુત્રીને આપવાનો હોવાથી, આ વિવાહના પરિણામે તેને સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થશે એવી કલ્પના કરવામાં કશી પણ હરકત નથી. આપ નામદાર પણ આ દંપતીને પૂર્ણ આશીર્વાદ આપશો!"

"મારી આશીશ છે કે તેમનું પૂર્ણ કલ્યાણ થાઓ." એટલું કહીને રાણીએ પુનઃ એક વાર મોટા પ્રેમપૂર્વક એ દંપતી સામે જોયું. તે વેળાએ મંદાકિની ત્યાં આવી. તેને જોઇને રાણી ઉઠી અને તે બન્ને માલતીના દીવાનખાના તરફ જવા લાગી. તે બન્ને થોડીક આગળ ગયા પછી મંદાકિની બોલી: "દેવી! રેણુકા હજી તેની પાસે જ છે. માટે એ સંબંધમાં આપ જેવો વિચાર દર્શાવો તેવી વ્યવસ્થા કરવામાં આવશે."

રાણી બોલી: "રેણુકા ત્યાં હોય એથી કશી હરકત નથી; એટલું જ નહિ પણ આવા પ્રસંગે તો તે ત્યાં હોવાની ખાસ જરૂર છે. તદુપરાંત મેં તેને જે ત્રાસ આપ્યો છે તે માટે તેની પાસે પણ ક્ષમા માગવાની જરૂર છે, અને એ ક્ષમા હું મારી પુત્રીના દેખતાં જ માગીશ. એટલે તેને પણ જરી ઠીક લાગશે. કારણ કે મારી પુત્રીને માટે જ એ વૃદ્ધ સ્ત્રીને એટલું બધું દુઃખ સહન કરવું પડયું હતું."

મંદાકિનીએ માલતીના ખંડનું દ્વાર ધીમેથી ઉઘાડયું. પણ માલતી દૃષ્ટિએ પડતાં જ રાણીના અંતરમાં રહેલો માતૃપ્રેમ ઉછાળો મારી રહ્યો અને રાણી દોડતી પોતાની પુત્રી પાસે ગઇ. તેણે માતૃ-

પ્રેમમય દૃષ્ટિથી પરંતુ સ્હેજ લજ્જા અને સંશયપૂર્વક પોતાની કન્યાના કૃશ બનેલા અંગનું અવલોકન કર્યું. તે પોતાની પુત્રીને આ-લિંગન આપવાને માટે તેના પલંગ નજીક જતી હતી, પણ એટલામાં તેની દૃષ્ટિ રેણુકા તરફ ગઇ. એટલે પ્રથમ તેની ક્ષમા માગીને તેના સંબંધમાં પોતે કરેલા પાપકૃત્યથી મુક્ત થવાનું પ્રથમ આવશ્યક છે એમ તેને લાગ્યું. તેણે રેણુકાને ઉદ્દેશીને કહ્યું: "અહો રેણુકાબાઇ! જેની ફરજ વાસ્તવિક રીતે તમારૂં પોષણ અને રક્ષણ કરવાની હતી, પરંતુ તેમ નહિ કરતાં જેણે કૃતઘ્નપણે તમને સંકટમાં નાખીને અત્યંત ત્રાસ આપ્યો છે, તે તમારી રાણીને તમે ક્ષમા કરશો?"

આ વખતે રેણુકાની મુદ્રા તદ્દન નિર્વિકાર અને શૂન્ય દેખાતી હતી. તેની એવી મુદ્રા જોઇને રાણીને ખેદ થયો; તેમ મનમાં એવું પણ થયું કે આ બાઇ તિરસ્કાર અને કટાક્ષપૂર્વક અમુક ઠપકાના શબ્દો પોતાને કહ્યા સિવાય રહેશે નહિ પરંતુ એવું કશું પણ બન્યું નહિ. કેમકે રેણુકાનો સ્વભાવ ઉદાર હતો, તેનું મન માયાળુ હતું, બીજા ઉપર ઉપકાર કરવામાં તેને આનંદ થતો હતો. વેર લેવાની કલ્પના તેના મનમાં કદી પણ દાખલ થઇ ન હતી. ભૂતદયા સ્વભાવતઃ જ તેના અંતરમાં ભરેલી હતી. એથી તે વૃદ્ધ રેણુકાબાઇ પોતાની જગ્યાએથી ઉઠી અને રાણીના પગ બે હાથે મજબૂત પકડી બોલી: "મહાદેવી! ક્ષમા માગવાની જરૂર નથી. હું પામર પ્રાણી તે આપને શી ક્ષમા કરી શકું? પણ મને દુઃખ માત્ર એટલું થાય છે કે દવાશાળામાંથી અહીં આવ્યા પછી મારી માલતીને હું આ સ્થિતિમાં જોઉં છું. જો તેને આરામ થાય તો તેને માટે એક વાર તો શું પણ દશ વાર પણ એ ભયંકર બંદીખાનામાં જવાને હું તૈયાર છું; એટલું જ નહિ પરંતુ જો તેને જીવન્ત રાખવાને માટે મારા બાકી રહેલા આયુષ્યની જરૂર હોય તો તે પણ આપી દેવાને તૈયાર છું."

એટલું કહીને તે ઊભી થઇ અને મંદાકિનીનો હાથ પકડી તેને દિવાનખાનાની બહાર લઇ ગઇ. તેનું દ્વાર બંધ કરી દીધું. દ્વાર બંધ થયા પહેલાંજ રાણીએ પોતાની કન્યાને દઢાલિંગન આપ્યું. માલતી પણ પલંગ પર બેઠી થઇને પ્રેમાશ્રુપૂર્વક પોતાની જન્મદાત્રી-માતાના હૃદયને આર્દ્ર કરતી હતી.

તે પછી ત્યાં બનેલા પ્રસંગનું વર્ણન કેવી રીતે થઇ શકે? રાણીને તેની વૃદ્ધાવસ્થામાં પોતાની પુત્રીને મળવાનો પ્રસંગ આવ્યો. આવો પ્રસંગ આવવાની અગાઉ તેને કલ્પના પણ ન હતી. પોતાની પુત્રી પોતાને મળશે, તેને પોતે માયાપૂર્વક છાતી સરસી ચાંપશે, તે કન્યા પોતાને "માડી" એવા મધુર શબ્દથી સંબોધશે; એવું સ્વપ્નમાં પણ તેને આવ્યું ન હતું. પરંતુ આ પ્રસંગ એકાએક બની આવ્યો. અર્થાત્ તે પ્રસંગનું યથાસ્થિત વર્ણન કરવાને માટે અમારી કલમ અસમર્થ છે. તેમજ આ પ્રસંગે રાણીએ પોતાની પુત્રીને જે જે શબ્દો કહ્યા, તેની ક્ષમા માગી, તેની પાસે પોતાનાં કર્મો માટે દયાની માગણી કરી, તેનું વર્ણન કરવાને માટે પુરતો શબ્દસંગ્રહ પણ અમારી પાસે નથી. પોતાના ઉંડા ઉતરી ગયેલા સ્વરપૂર્વક માલતીએ પોતાની માતાનું જે સમાધાન કર્યું, તે અમે કઇ ભાષામાં સ્પષ્ટ કરીએ? તે કરતાં બ્હેતર છે કે વાચક પોતે જ આ સર્વ બાબતની કલ્પના કરી લે. એ કરૂણાજનક સ્થિતિનું વર્ણન કરવાને માટે તો કોઇ અસામાન્ય, સમર્થ લેખકની જ જરૂર છે.

આ બાજુએ તે કરૂણામય પ્રસંગ બનતો હતો તે વખતે વસંત-મંદિરના મુખ્ય દિવાનખાનામાં બધાં એકત્ર થવા લાગ્યાં હતાં. લક્ષ્મીધન, તેની ભગિની રેણુકા, મંદાકિની, કામસેન અને અને તેની પ્રિયતમા ઇન્દિરા એકત્ર બેસીને ધીમે ધીમે વાતો કરતાં

હતાં. સત્યવર્મા તથા તેના બે ભાઇઓ પોતાની-બહેને કુમાર્ગે ઉત્પન્ન થયેલી મનુ-સાપત્ન ભગિનીને આરામ કરવા માટે પરમેશ્વરને પ્રાર્થના કરતા હતા. એકાદ ઘટિકા પછી કોઇ કરુણાજનક સ્વરે બૂમ પાડતી હોય એવો અવાજ આવ્યો અને બીજી જ ક્ષણે વિલાસ-પુરની મહા વૈભવશાળી સ્વામિની દીન સ્વરે "દોડો-દોડો" એમ બૂમ પાડી રહી છે એવી તેમની ખાત્રી થઇ. સર્વનાં હૃદય ભીતિથી ધડકવા લાગ્યાં અને સર્વ જણુ એકદમ દિવાનખાનાના દરવાજા તરફ દોડયાં. સર્વની આગળ ઇન્દિરા હતી. કારણ કે બીજાની માફક તેના મનની પણ ખાત્રી થઇ હતી કે માલતીની તબિયત વધારે બગડી હશે. ઇન્દિરા મોટા વેગપૂર્વક માલતીના દિવાનખાના તરફ દોડી. બીજાંઓ પણ તેની પાછળ પાછળ દોડતાં હતાં. તેઓ દિવા-નખાનામાં જઇ પહોંચ્યાં. પણ તેઓ ત્યાં જઇને કશું કરી શકે તેમ ન હતું. માલતીના મુખમાંથી લોહી એક સરખું વહેતું હતું, તેનાં સર્વ વસ્ત્રો તથા બિછાનું લાલ બની ગયેલ હતાં. પોતાની માતાના દર્શનથી તે અત્યંત ઉશ્કેરાઇ ગઇ હતી. તેને પરિણામે તેના હૃદયની રક્તવાહિની નળી તૂટવાથી તેને લોહીની ઉલટી થવા લાગી હતી; અને તે સાથે બે-ત્રણ પળમાં જ તેનો અમર આત્મા તેનો નશ્વર દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો !

તથાપિ લક્ષ્મીધને વૈદ્યને બોલાવ્યો. માલતીની તબિયત બગ-ડતાંની સાથે જ તેણે વૈદ્યને વસંત-મંદિરમાં તેડાવી મંગાવ્યો હતો તે વૈદ્ય અંદર આવ્યો. પોતાનું ગુપ્ત રહસ્ય તે જાણી જશે તો, એવી ભીતિ રાખ્યા વગર અત્યારે રાણી પોતાની કન્યાના મસ્તકને પોતાના ખોળામાં લઇને બેઠી હતી, તે એજ સ્થળે બેસી રહી. ત-થાપિ વૈદ્ય સજ્જન હોવાથી તેણે એ રાત્રીએ વસંત-મંદિરમાં

બનેલી ઘટનાના સંબંધમાં કદી પણ પોતાના મુખમાંથી એક શબ્દ સરખો કાઢયો ન હતો.

જે બનવાનું હતું તે બની ગયું હતું. પછી બિચારા મનુષ્ય-વૈદ્યનો ઉપાય શો ? તે સ્થળે એકત્ર થયેલાં સર્વને જાણે કોઇ પોતાનું નજીકનું આપ્તજન ગુજરી ગયું હોય એટલું દુઃખ થયું. રાણી તો બિલકુલ હતાશ, નિસ્તેજ અને કર્ત્તવ્યમૂઢ બનીને, પોતાના કપાળે હાથ મૂકી, શૂન્ય દૃષ્ટિપૂર્વક બેઠી હતી. લક્ષ્મીધન તથા રેણુકાને પણ તેમણે જાણે પોતાની સગી દીકરી ગૂમાવી હોય તેટલું દુઃખ થતું હતું. સત્યવર્મા, શ્રીપતરાય, વિશ્વદત્ત અને ઇન્દિરાને પોતાની પ્રિય ભગિની ગૂમાવવા માટે અત્યંત ખેદ થતો હતો. કામસેનને પણ માલતીના મૃત્યુનું દુઃખ તો થતું જ હતું; પરંતુ આ સર્વને થતા દુઃખને જોઇને પણ તેના મનને અત્યંત કષ્ટ થતું હતું.

હાય ! માલતી ! તને જન્મ આપનાર તારી માતા વિલાસ-પુર જેવા મહાન્ રાજ્યની બલિષ્ટ રાણી હોવા છતાં પણ તને બચાવી ન શકી ! અમે પ્રાર્થના કરીએ છીએ કે પ્રભુ તારા નિર્દોષ અમર આત્માને શાશ્વત શાંતિ અર્પો !

## પ્રકરણ ૪૩ મું.

### ઉપસંહાર.

બીજા ત્રણ માસ પસાર થઇ ગયા. વસંત-મંદિર અત્યારે ખળભળી ઉઠયું હતું. પૂર્વે શ્રિય-ગુપ્તની સાથે વિવાહ કરવાનું ઠરતાં લક્ષ્મીધનને જે પરિશ્રમ

પડયો હતો તેના કરતાં અનેક ગણો વધારે પરિશ્રમ આ વખતે તેને લેવો પડતો હતો. ઇન્દિરા પોતાની માત્ર એકની એક કન્યા. તેનું લગ્ન મોટા ઠાઠમાઠથી કરવાને માટે લક્ષ્મીધને કોઈ પણ પ્રકારની કમીના રાખી ન હતી. તે પ્રસંગે લગ્નમાં ભાગ લેવાને માટે મોટા મોટા સરદાર, જાગીરદારો, શ્રીમંત ગૃહસ્થો વગેરે માનનીય પુરુષો આવ્યા હતા. પ્રત્યક્ષ દેવી ઇન્દિરાવતી પણ પોતાની નામેરી આ શ્રેષ્ઠી કન્યાના લગ્નમાં આવ્યાં હતાં; અને તેથી આ પ્રસંગને અધિક મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. વિલાસપુરના રહેવાસીઓએ આવા પ્રકારનો અદ્વિતીય સમારંભ કદી પણ જોયો નહતો. રાણીએ પણ પોતાની સ્વાભાવિક કૃપણતાને બાજુએ રાખી, મોટી ઉદારતાપૂર્વક આ નવીન દંપતીને અનેક પ્રકારનાં વસ્ત્રાભૂષણો ભેટ કર્યાં હતાં. નૃત્ય, ગાયન, મિજબાનીઓ વગેરે આનંદપ્રદર્શક બાબતો કેટલાક દિવસ સુધી ચાલુ રહી હતી. વિવાહવિધિ વસંત-મંદિરમાં થયો હતો. વસંત--મંદિરથી વિલાસપુર સુધીનો રસ્તો રાજમાર્ગ જેવો બની રહ્યો હતો. ગાડી, ઘોડા અને માણસોથી તે ચિક્કાર દેખાતો હતો.

લગ્નસમારંભ પૂર્ણ થતાં કામસેન પોતાની પત્નીસહિત પોતાની જાગીરવાળા ગામમાં ગયો. કેમકે તેને પોતાની જાગીરની સુવ્યવસ્થા કરવાની હતી. રેણુકાબાઇ પણ તેમની સાથે ગઈ હતી. ઇન્દિરા બિનઅનુભવી હતી. એટલે તેના ગૃહસંસારને વ્યવસ્થિત બનાવવાનું તેની ફઇ રેણુકાએ માથે લીધું હતું.

પોતાના માલિકને સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થવાથી સહદેવ અને નકુલને આનંદ થાય એ સ્વાભાવિક છે. કામસેને પોતાની જાગીરની વ્યવસ્થા કર્યા પછી પોતાના આ બે સેવકો માટે સારા અને ખાનદાન કુટુંબની કન્યાઓ જોઇને તેમનાં લગ્ન કરી આપ્યાં અને

તેમણે પોતાની વફાદારીપૂર્વક કરેલી સેવાના બદલામાં તેમને અમુક જમીનની બક્ષિસ કરી.

જે અશ્વનીકુમાર વૈદ્યના હાથપગ બાંધીને કામસેને તેને પિડા આપી હતી, તેને પોતાને ત્યાં બોલાવી, તેનો યોગ્ય સત્કાર કરી, તેને પુષ્કળ દ્રવ્ય આપીને સંતુષ્ટ કર્યો. તેજ પ્રમાણે પોતાના ઉપર ઉપકાર કરનાર ગ્રામાધીપ, તેની સ્ત્રી તથા અન્ય જનોને પણ તે ભૂલી ગયો નહતો. ચાંચીયા ચંદ્રગુપ્તનો પુત્ર મિત્રગુપ્ત કેદમાં હતો. તેના ઉપર ચાંચીયાપણાનો, ઇન્દિરાને ફસાવીને ઉપાડી જવાનો તથા લક્ષ્મીધનના અશ્વપાળ જંગાલનું ખૂન કરવાનો પ્રયત્ન કરવા બાબતનો આરોપ મૂકી તેની તપાસ ચલાવવામાં આવી. એ ત્રણે આરોપ સાબિત થવાથી તેને દેહાન્ત શિક્ષા કરવામાં આવી. તેનું પ્રેત મણિપુરના બંદરપર એક ઉંચા ઝાડ ઉપર ટાંગવામાં આવ્યું કે જેથી બીજા ચાંચીયા લોકો તે પ્રેતને જોઇને વિલાસપુર રાજ્યની હદમાં ચાંચીયાગીરી કરવાને માટે આવે નહિ.

સત્યવર્મા ચંદ્રદુર્ગનો કિલ્લેદાર થયો. તે તથા તેના બે ભાઇઓ પણ યથાસમયે યોગ્ય કન્યા સાથે લગ્નગ્રંથીથી જોડાયા. સૂર્યદત્ત અને વસંતિકાનાં લગ્ન થયાં હતાં. સત્યવર્માએ સૂર્યદત્તને પણ વડિલની મીલકતમાંથી યોગ્ય ભાગ આપ્યો હતો.

બીજાં બે–ત્રણ વર્ષો પસાર થઇ ગયાં. લક્ષ્મીધનના ખોળામાં તેના દોહિત્ર ખેલવા લાગ્યા. લક્ષ્મીધન તથા રેણુકાને અવારનવાર માલતીનું સ્મરણ થતાં ખેદ થતો હતો; તથાપિ એકંદરે તે બન્નેનું છેવટનું આયુષ્ય સુખ અને શાંતિમાં પસાર થયું.

જયચંદ્ર પોતાના બુદ્ધિવૈભવથી મહત્ પદ ઉપર ચડયો. તે એટલે સુધી કે વિલાસપુરની આસપાસનાં તમામ રાજ્યોનાં સૂત્ર

તેની ઇચ્છા પ્રમાણે ચાલવા લાગ્યાં. અષ્ટ પ્રધાનમાં દાખલ થવાથી સૂર્યદત્તને તેની પ્રથમની જગ્યા મળી અને કામસેનને પણ યોગ્ય સંધી આવતાં સેનાપતિપદ પ્રાપ્ત થયું.

રાણી ઇન્દિરાવતી પોતાની કન્યાના મૃત્યુ પછી આઠ–દશ વર્ષ સુધી જીવન્ત રહી. પણ તેણે રાજ્યકારભારમાં બિલકુલ મન ઘાલ્યું નહિ. તેણે પોતાના પાપના ક્ષાલનને માટે અનેક સત્‌કૃત્યો કર્યાં. તેની કન્યાનું મૃત્યુ તેની સમક્ષ થયેલું હોવાથી, તે બનાવનું તેના મન ઉપર મોટું પરિણામ થયું હતું; અને તેના સ્વભાવમાં પણ મોટો ફેરફાર થઇ ગયો. તેનો હઠિલો અને દુરાગ્રહી સ્વભાવ ક્યાંય દૂર થઇ ગયો હતો બહારથી તે સુખી દેખાતી હતી ખરી પરંતુ તેનું હૃદય તેને ડંખતું હતું. માનસિક યાતના સહન કરતાં કરતાં છેવટે તેનો અંત આવ્યો. તેના મૃત્યુ પછી રાજકુલમાંથી એક ગુણવાન્ પુરુષને પ્રધાનમંડળે વિલાસપુરની ગાદી પર બેસાર્યો.

ચંદ્રરાય, જયચંદ્ર, કામસેન, સત્યવર્મા અને તેના બંધુઓ જેવા ચાણાક્ષ, ચતુર, શૂર, સહાસિક અને સદ્‌ગુણી પુરુષોના હાથમાં વિલાસપુર રાજ્યનું સૂત્ર હોવાથી ઉત્તરોત્તર તે રાજ્ય પ્રગતિમાન્ અને ઉન્નત બનવા લાગ્યું અને સર્વ પ્રજા મોટા આનંદનો ઉપભોગ કરવા લાગી.



અદ્દભુત ડિટેકિટવ નવલકથા.

# ચમત્કારિક ખૂન.

( લેખક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. )

આ અદભુત ડિટેકિટવ નવલકથા એટલી રસિક અને ચિત્તા· કર્ષક છે, તથા તેનો પ્લોટ એટલો તો મોહક અને હૃદયવેધક છે કે એક વખત હાથમાં લીધા પછી તે પુરી કર્યા સિવાય છોડવી ગમતી નથી; એટલુંજ નહિ પણ પુનઃ પુનઃ તે વાંચવાની ઇચ્છા રહ્યા કરે છે, એક મકાનમાં એક ગ્રહસ્થનું ભેદભરી રીતે ખૂન થાય છે પોલીસ તેના ખૂનીનો પત્તો મેળવવામાં ઉંધે રવાડે ચડી જાય છે. એક સહા· સિક ડિટેકિટવ પોતાની બાહોશી અને અજબ બુદ્ધિબળથી જે સ્થળે ખૂન થયું હોય છે તે સ્થળનું તથા જેનું ખૂન થયું છે તે માણસના શબનું નિરીક્ષણ કરીને ખૂનીના દેખાવ તથા સ્વભાવનું વર્ણન આપે છે અને કલ્પનામાં પણ ન આવી શકે તેવી શકિતથી પોતાના મકા- નમાં ખૂનીને તેની સ્વેચ્છાપુર્વક લાવીને સપડાવે છે. જ્યારે ખુની પોતાની હકીકત તથા ખૂન કરવાનાં કારણોનો ખૂલાસો રજુ કરે છે ત્યારે વાંચકને ખૂની પ્રત્યે લાગણી અને દયા ઉપજે છે. ગુજરાતી ભાષામાં પ્રકટ થતી ડિટેકિટવ નવકથાઓમાં આ નવલકથા અદભુત અને સર્વોપરિ છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા ગ્લેઝડ કાગળો, મનોહર છપાઈ, પૃષ્ટ સંખ્યા ૩૦૦, મુલ્ય રૂ. ૨-૦-૦ **નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે. રજીસ્ટર પોસ્ટેજ માફ.**

પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

# શેરલોક હેમ્સનાં સાહસકર્મો.

## ડિટેકિટવ વાર્તાઓનો સંગ્રહ.

ઇંગ્લાંડના સમર્થ ડિટેકિટવ બહાદુર શેરલોક હોમ્સના નામથી કોણ અજાણ્યું છે ? તેણે મોટા ભયંકર ગુન્હાઓમાં પોતાના અજબ બુદ્ધિબળ અને આશ્ચર્યજનક બાહોશીથી ખરા ગુન્હેગારોને પકડીને તેમને યોગ્ય સજાએ પહોંચાડયા છે. આ પુસ્તકમાં તેનાં અજબ સાહસકર્મોને લગતી છ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં લાલ માથાનું મંડળ, ગુમ થયેલો ભરથાર, એક બહાદુર સ્ત્રી, વગેરે છએ વાર્તાઓ એટલી બધી રસિક છે કે ભલભલા ડિટેકિટવો પણ તે વાંચીને ડિટેકિટવ શેરલોક હોમ્સની ચાતુરી જોઇને આંગળાં કરડે છે. જેમને વાર્તાનાં પુસ્તકો વાંચવાનો બિલકુલ શોખ ન હોય તેમને પણ આ પુસ્તકો વાંચવામાં અત્યંત રસ પડે છે. આ વાર્તાઓ વાંચતાં જાણે આપણે પોતેજ ડિટેકિટવ હોઇએ અને કોઇ ભેદ ભરેલા કેસનો ઉકેલ લાવતા હોઇએ એમ લાગે છે. તેનું દરેકેદરેક સાહસકર્મ એક એકથી ચડિયાતું છે. વિશેષ પ્રશંસા કરવાની જરૂર નથી. એક વખત વાંચ્યાથી ખાત્રી થશે, માટે તુરત મંગાવો. પાકું સોનેરી પુંઠું, ઉંચા ગ્લેઝડ કાગળ, સુંદર છપાઇ, પૃષ્ટ સંખ્યા ૩૦૦. મૂલ્ય રૂ. ૨-૦-૦ **નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે મળશે. રજીસ્ટર પોસ્ટેજ માફ.**

**પુંજાલાલ ભગવાન પારેખ.**
**વઢવાણ સીટી.**